# વ્યાપક ધર્મભાવના

મોહનદાસ કરમચંદ ગાંધી

ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुंजीथाः मा गृधः कस्यस्विद्धनम् ॥
—ईशोपनिषद्



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન પ્રકાશન મંદિર, કાળુપુર, અમદાવાદ



પહેલી આવૃત્તિ સન ૧૯૩૭, પ્રત ૨૦૦૦
પુનર્મુદ્રણ જૂન, ૧૯૪૫, પ્રત ૨૨૦૦
બે રૂપિયા

મુદ્રક
પૃ. ૧ થી પૃ. ૧૬ : મણિલાલ કલ્યાણદાસ પટેલ
શ્રી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકૂવા દરવાજા, અમદાવાદ
બાકીનાં પૃષ્ઠ : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

ગાંધીજીના ધર્મવિષયક લેખોનો પ્રથમ સંગ્રહ, 'ધર્મમંથન' બહાર પડ્યો ત્યારે જણાવ્યું હતું કે, તેની પૂર્તિ તરીકે ગાંધીજીની વ્યાપક ધર્મભાવનાનું સ્વરૂપ રજૂ કરવા અલગ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું રાખ્યું છે. તે યોજના પ્રમાણે, આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. ધારણા તો એવી હતી કે, 'ધર્મમંથન' પછી તરત જ આ ગ્રંથ પણ બહાર પાડીશું. પરંતુ, વચ્ચે કેટલાંક બીજાં કામોને લઈને એમ થઈ શક્યું નહિ. અમને ખબર છે કે, તેથી કેટલાય વાચકોને તથા ગાંધીજીના વિચારોના અભ્યાસીઓને અતિ રાહ જોવી પડી હશે. તેઓ અમને ક્ષમા કરશે એવી આશા છે.

પુસ્તકનો લેખસંગ્રહ ઈ. સ. ૧૯૩૬ના અંત સુધીનાં ગાંધીજીનાં તદ્વિષયક લખાણોનો સમાવેશ કરે છે. એના વિષયને પ્રસ્તુત બધાં જ ઉપલબ્ધ લખાણો સંઘરવાનો લોભ તો થાય; પરંતુ એમ કરવા જતાં ગ્રંથનું કદ ઘણું મોટું થઈ જાય, અને કેટલીક વસ્તુઓ બિનજરૂરી બેવડાય પણ ખરી. એટલે, પુસ્તકનું વસ્તુ, ગાંધીજીનાં ધર્મવિષયક લખાણોમાંથી તારવીને, ગોઠવવામાં આવ્યું છે. વિષયોનું મહત્ત્વ જોઈ, ગ્રંથના ૯ ખંડ પાડવામાં આવ્યા છે, અને ગ્રંથને અંતે સૂચિ આપી છે. એથી વાચકવર્ગને ગ્રંથનો ઉપયોગ કરવામાં આવશ્યક મદદ મળશે એમ માનીએ છીએ.

ગોસેવા, અસ્પૃશ્યતા, વર્ણવ્યવસ્થા, બ્રહ્મચર્ય, અહિંસા જેવા ખાસ મહત્ત્વના વિષયો વિષે ગાંધીજીના સ્વતંત્ર ગ્રંથો છે; એટલે એ વિષયોને, તેમનું સ્થાન ધર્મક્ષેત્રમાં હોવા છતાં, આ ગ્રંથમાં નોખું સ્થાન નથી આપ્યું. ઇચ્છુક વાચકે તે વિષયો માટે તે તે અલગ ગ્રંથો જોવા જોઈશે.

આ ગ્રંથ તે ઉપરાંતના વિષયોને મુખ્યત્વે રજૂ કરે છે. તેમાં મુખ્ય ઇરાદો ગાંધીજીની જીવનવ્યાપક ધર્મદૃષ્ટિની રજૂઆતનો છે. 'ધર્મમંથન' અને આ મળીને તે કાંઈક અંશે રજૂ કરશે એવી આશા છે.

તા. ૧૨–૪–૧૯૩૭

# વિજ્ઞાપન

[ ગાંધીજી ]

"મારાં લખાણોના ઉદ્યમી અભ્યાસીને તેમ જ એમાં રસ લેનાર બીજાઓને કહેવા ઇચ્છું છું કે, મને સર્વ કાળે એકરૂપ જ દેખાવાની કશી પરવા નથી. સત્યની મારી શોધમાં મેં ઘણા વિચારોનો ત્યાગ કર્યો છે ને ઘણી નવી વસ્તુઓ શીખ્યો છું. ઉંમરમાં ભલે હું વૃદ્ધ થયો હોઉં, પણ મારો આંતરિક વિકાસ અટકી જશે એવું મને લાગતું નથી. મને એક જ વસ્તુની પડી છે, ને તે પ્રતિક્ષણ સત્યનારાયણની વાણીને અનુસરવાની મારી તત્પરતા છે. અને તેથી કોઈને મારાં બે લખાણોમાં વિરોધ જેવું જણાય ત્યારે, જો તેને મારા ડહાપણ વિષે શ્રદ્ધા હોય તો, એક જ વિષયનાં બે લખાણોમાંથી પાછલાને તે પ્રમાણભૂત માને."

* * *

"હું 'મહાત્મા' ગણાઉં તેથી મારું વચન સાચું જ એમ માની કોઈ ન વર્તે. 'મહાત્મા' કોણ તે આપણે જાણતા નથી. સારો માર્ગ એ છે કે 'મહાત્મા'ના વચનને પણ બુદ્ધિની કસોટીએ ચડાવવું ને તેમાં કસ ન ઊતરે તો તે વચનનો ત્યાગ કરવો."

* * *

"હા, એક દાવો હું અવશ્ય કરું છું કે, મારી દૃષ્ટિએ એ ખરાં છે, અને અત્યારે તો છેવટનાં જેવાં લાગે છે. . . . મારે મન સત્ય જ સર્વોપરી છે અને એમાં અગણિત વસ્તુઓનો

સમાવેશ થઈ જાય છે. આ સત્ય તે સ્થૂલ — વાચાનું — સત્ય નહિ. આ તો જેમ વાચાનું તેમ વિચારનું પણ ખરું. આ સત્ય તે આપણે કલ્પેલું સત્ય જ નહિ, પણ સ્વતંત્ર ચિરસ્થાયી સત્ય; એટલે કે, પરમેશ્વર જ. . . .

"આ માર્ગ જોકે ખાંડાની ધારે ચાલવા જેવો છે, છતાં મને તે સહેલામાં સહેલો લાગ્યો છે. . . . સત્યની શોધનાં સાધનો જેટલાં કઠિન છે તેટલાં જ સહેલાં છે. એ અભિમાનીને અશક્ય લાગે અને એક નિર્દોષ બાળકને તદ્દન સંભવિત લાગે. સત્યના શોધકને રજકણથી પણ નીચે રહેવું પડે છે. જગત આખું રજકણને કચડે છે; પણ સત્યનો પૂજારી તો રજકણ સુધ્ધાં તેને કચડી શકે એવો અલ્પ ન બને ત્યાં સુધી, તેને સ્વતંત્ર સત્યની ઝાંખી પણ દુર્લભ છે . . . ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામ પણ એ જ વસ્તુ સિદ્ધ કરે છે. . . .

"ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ, પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો."

# અનુક્રમણિકા

## ખંડ ૧ લો : આપણે એક છીએ



## ખંડ ૨ જો : સર્વધર્મસમભાવ



## ખંડ ૩ જો : સર્વોદય



## ખંડ ૪ થો : નીતિધર્મ અથવા ધર્મનીતિ

## ખંડ ૫ મો : ચરિત્રકીર્તન



## ખંડ ૬ ઠો : સમાજધર્મ



## ખંડ ૭ મો : સેવાધર્મ



## ખંડ ૮ મો : સ્વદેશી ધર્મ



## ખંડ ૯ મો : રાજાપ્રજાધર્મ

# ખંડ ૧ લો : આપણે એક છીએ

# ૧. આપણે એક છીએ

ઈશ્વર આપણા બધામાં છે તેથી અનેક છતાં આપણે એક જ છીએ એ સત્યનું દર્શન હું તો પ્રતિક્ષણ કરું છું. આપણા બધામાં તે એકસરખો જાગતો નથી અથવા બધાંનાં હૃદય એકસરખાં નથી તેથી તે એકરૂપે દેખાતો નથી — જુદા રંગની ને જુદા ઘાટની આરસીમાં જેમ જુદા રંગની ને જુદા ઘાટની વસ્તુઓ જોવામાં આવે છે તેમ.

આ સત્યને અનુસરીને એકનું પાપ તે બધાંનું છે. તેથી આપણે દુષ્ટનો સંહાર ન કરીએ પણ તેને સારુ આપણે સહન કરીએ. આ વિચારમાંથી સત્યાગ્રહની ઉત્પત્તિ થઈ, ને તેમાં કાયદાનો દીવાની અથવા સવિનયભંગ પેદા થયો. ફોજદારી અથવા હિંસક અવિનય ભંગ પાપ છે, તેથી ત્યાજ્ય છે. અહિંસક ભંગ પુણ્ય હોય, ધર્મ હોય.

તા. ૧૬–૩–’૩૦

# ૨. સૌ એક માતાનાં બાળ

[થોડા વખત પર ભારતમાતા મંદિર કાશીમાં ખોલાયું તે વખતે આપેલા ભાષણમાંથી.]

આ મંદિરનું ઉદ્ઘાટન કરતાં મારા મનના ભાવો શી રીતે વ્યક્ત કરું ? હું સેગાંવ છોડી ક્યાંય ન જનારો માણસ અહીં દોડ્યો આવ્યો. કારણ પ્રેમ એ કોઈ અજબ વસ્તુ છે. એ ઇન્સાનને ક્યાંથી ક્યાં ઉપાડી લઈ જાય છે. મીરાંબાઈનું કહેવાતું ભજન ગુજરાતીમાં છે તેમાં પ્રેમને સૂતરના કાચા તાંતણાની ઉપમા આપી છે. પણ એ તાંતણો કાચો છતાં એનું બળ એવું છે કે એનો તણાયો પ્રેમી ચાહે ત્યાં તણાય છે. એની ઉપર કૃષ્ણ સરખા પણ પ્રહાર કરે તોયે એ તૂટતો નથી, કારણ કૃષ્ણની તો પ્રતિજ્ઞા છે કે જ્યાં સાચો પ્રેમ છે ત્યાં હું છું. એ પ્રેમનો ધાગો મને અહીં ખેંચી લાવ્યો છે.

* * *

સવારે પૂર્ણાહુતિ કરવા હું આવ્યો ત્યારે વેદમંત્રો સાંભળતાં સાંભળતાં મને ૨૦ વર્ષથી અમે જે શ્લોક પ્રાતઃકાળની પ્રાર્થનામાં બોલીએ છીએ તે શ્લોક યાદ આવ્યો :

समुद्रवसने देवि पर्वतस्तनमंडले ।
विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥

એ વિષ્ણુપત્ની જે આપણને પાળે છે, પોષે છે, જેનાં આપણે સદા ઋણી છીએ, અને જેની સદા આપણે ક્ષમા માગવી ઘટે છે, તેનું ચિત્ર મારી આગળ ખડું થયું. જે માતાએ આપણને જન્મ દીધો છે તે માતા તો થોડાં વર્ષ છે, અને પછી નથી. પણ આ માતા તો હમેશાં છે, અને જો એ નથી તો આપણે પણ નથી; એનો નાશ થશે તે દિવસે એ આપણને ગોદમાં રાખીને ચાલી જશે. ભારતમાતા એ માતાનો અંશમાત્ર છે. અને એનું માનચિત્ર આજ વેદમંત્રોથી પુનિત થયું છે. શિવપ્રસાદજીએ તો સૌને કોઈ પણ પ્રકારની શરત વિના આ માતાની આરાધનાને માટે

નોતર્યાં છે. જેને માતા પ્રત્યે પ્રેમ છે તે અહીં ચાલ્યા આવે. હું પ્રેમનો તો દાવો કરું જ છું. તો હું એ મંદિરને કેમ ન ખોલું ?

આ મંદિરને શિવપ્રસાદજીના આશીર્વાદ તો મળ્યા જ છે. અહીં આપણે સૌ આપણા દિલના ડંખો અને મેલો ભૂલી, સૌ આપણા સંકુચિત ભેદો ભૂલી એકઠા થઈએ, અને ભારતની સેવાની પ્રતિજ્ઞા કરીએ. શિવપ્રસાદજીની શુભ કામનાઓ બધી સફળ થાઓ અને એ સફળ થાય ત્યાં સુધી ઈશ્વર એમને આયુષ્ય આપે.

હ૦ બં૦, તા. ૧-૧૧-'૩૬

# ૩. મનુષ્યમાત્રનું બંધુત્વ

[ કલકત્તામાં એક હિંદી ખ્રિસ્તીઓના મંડળમાં* ગાંધીજીએ આપેલા પ્રવચનનો નીચેનો ભાગ શ્રી. મહાદેવભાઈના પ્રવાસ-વર્ણનમાંથી છે. —**પ્રકાશક** ]

હિંદી ખ્રિસ્તીઓની સાથેનો પોતાનો સંબંધ છેક ૧૮૯૩ [ પોતાના આફ્રિકાવાસના સમય ]+ સુધીનો જૂનો છે એમ કહીને તેમણે જણાવ્યું કે...એ સંબંધને લીધે આજે તમારી આગળ 'મનુષ્યમાત્રનું બંધુત્વ' વિષે બોલતાં મને આનંદ થાય છે. હવે જે ત્યાંના ( આફ્રિકાના ) આપણા ભાઈઓ વિટંબણા ભોગવી રહ્યા છે, તેને 'મનુષ્યમાત્રનું બંધુત્વ'નો શો ખ્યાલ આવી શકે ? તે તો કહેશે કે, જ્યાંથી હિંદીનો પગ કાઢવાનો અથવા, એક અંગ્રેજ માલકીના પત્રે કહ્યું છે તેમ, જ્યાંથી તેમને ભૂખે મારીને

* હિંદી લંડન મિશનરી સોસાયટી.
+ આમ કૌંસમાં ઉમેરેલા શબ્દો મૂળના નથી.

હાંકી કાઢવાનો પ્રયત્ન ત્યાંની સરકાર કરી રહી છે, ત્યાં બંધુત્વ શી રીતે હોઈ શકે, એ અમે નથી સમજતા. છતાં બંધુત્વ વિષે તમારી આગળ બોલવાને કબૂલ કર્યું તે એટલા જ માટે કે આવી વિટંબણાને વખતે અને વસમી ઘડીએ જ માણસના માણસ પ્રત્યેના બંધુત્વની સાચી કસોટી થાય છે.

મારી ઘણી વાર સ્તુતિ થાય છે. એ સ્તુતિ હું એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાખું છું. પણ તમે આજે જે ગુણ મારામાં આરોપ્યો તે સ્વીકારવાનું મને મન થઈ જાય છે. તમે કહો છો કે, મનુષ્યમાત્રના બંધુત્વ ઉપર બોલવાનો કોઈને હક હોય તો તે મને તો હોવો જોઈએ જ. હું એ માનું છું. મેં અનેક વાર જોવાનો પ્રયત્ન કર્યો છે કે, હું મારા શત્રુને ધિક્કારી શકું છું ખરો કે નહિ; પ્રેમ કરી શકું છું કે નહિ તે જોવાનો નહિ, પણ ધિક્કારી શકું છું કે કેમ તે જોવાનો; અને મારે પ્રામાણિકપણે પણ સંપૂર્ણ વિનયથી કહેવું જોઈએ કે, હું ધિક્કારી શકું છું એમ મને નથી લાગ્યું. કોઈ પણ વાર મને કોઈ મનુષ્યના તરફ તિરસ્કાર થયો હોય એમ યાદ આવતું નથી. એ સ્થિતિ મને કેમ લાધી તે હું સમજી નથી શકતો. પણ જીવનભર જે હું આચરતો આવ્યો છું તે તમને જણાવું છું.

બંધુત્વ એટલે જે તમારા બંધુ થાય, તમને ચાહે, તેના બંધુ થવું, તેને ચાહવું એમ નહિ. એ તો સાટું થયું. બંધુત્વમાં વેપાર નથી. અને મારો ધર્મ તો મને શીખવે છે કે બંધુત્વ મનુષ્યની સાથે નહિ પણ પ્રાણીમાત્રની સાથે હોવું જોઈએ. કેટલીક માનુવદયાસભાઓ ઇંગ્લંડમાં માસિકો કાઢે છે તેમાંના એકમાં ૩૦–૩૫ વર્ષ ઉપર 'મારો ભાઈ બળદ' નામની એક કવિતા વાંચેલી મને યાદ આવે છે. તેમાં મનુષ્યને ચાહનાર માણસે પ્રાણીમાત્ર ઉપર પ્રેમ કરવાનો ઉપદેશ મનોહર રીતે દેવામાં આવ્યો હતો. હું તેના

ઉપર મુગ્ધ થયેલો. તે વેળા તો હિંદુધર્મને વિષે મને જૂજ જ્ઞાન હતું. મારી આસપાસના વાતાવરણમાંથી, મારાં માતપિતા પાસેથી અને સ્વજનો પાસેથી જેટલું મળે તેટલું મેં મેળવેલું હતું. છતાં ધર્મમાત્ર પ્રાણીમાત્રનું બંધુત્વ ઉપદેશે છે એમ તો મને સમજાયું જ. પણ આજે એ વ્યાપક બંધુત્વની વાતો હું નથી કરવા ઇચ્છતો. મેં તો આ વાત એટલું બતાવવા માટે જ કરી છે કે, આપણે આપણા દુશ્મનની ઉપર પણ પ્રેમ કરવાને માટે તૈયાર ન હોઈએ તો આપણું બંધુત્વ એ ઢોંગમાત્ર છે. બીજી રીતે કહું તો, જેણે બંધુત્વનો ભાવ પોતાના હૃદયમાં ઉતાર્યો છે તે પોતાને કોઈ શત્રુ છે એમ કહેવાવા દઈ શકે જ નહિ. લોકો આપણને પોતાના દુશ્મન ભલે ગણે, આપણે તો તેવો દાવો ન જ કરીએ.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે જેઓ આપણને પોતાના દુશ્મન સમજે તેમના ઉપર પ્રેમ શી રીતે કરવો? દરરોજ મારી પાસે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તીઓના પત્રો આવે છે, જેમાં મને કહેવામાં આવે છે કે શત્રુને મિત્ર ગણી શકાય એ વાત જ ખોટી છે. હિંદુ લેખક હોય તો તે લખે છે કે, હિંદુને પ્રાણસમાન પ્રિય ગાયને મારનાર મુસલમાનની સાથે પ્રેમ શી રીતે થાય? ખ્રિસ્તી લખનાર હોય તો તે પૂછે છે કે, અસ્પૃશ્યતામાં માનનાર અને પોતાના ભાઈઓને અસ્પૃશ્ય ગણી છૂંદનાર હિંદુઓની ઉપર પ્રેમ શી રીતે રખાય? લેખક મુસલમાન હોય તો તે પૂછે છે, પથ્થર પૂજનારા હિંદુઓની સાથે પ્યાર તે શી રીતે થાય? આ ત્રણેને મારું કહેવું એ છે કે, 'તમારું બંધુત્વ મને નકામું છે,— જો તમે વર્ણવેલા દરેકને તમે ચાહી ન શકતા હો.'

પણ એ તિરસ્કારવૃત્તિનો અર્થ શો? એમાં કાયર ભય રહેલો છે કે અસહિષ્ણુતા રહેલી છે? જો આપણે સૌ એક

ઈશ્વરનાં સંતાન હોઈએ તો આપણે શા સારુ એકબીજાનો ડર રાખીએ અથવા આપણાથી જુદો મત ધરાવનારનો દ્વેષ કરીએ? પણ આપણે જેની ઘૃણા કરતા હોઈએ તેવું કૃત્ય કરનાર મુસલમાનને તે કૃત્ય કરવા દઈએ? મારું બંધુત્વ ઉત્તર આપે છે:'હા.' અને હું તેમાં ઉમેરું છું: 'તમારે તમારો ભોગ આપવો. તમે જે તમને પ્રિય હોય તેને બચાવવા માગતા હો તો તમારે માર્યા વિના મરવું.' મને આવી ઘટનાઓના અનુભવ છે. તમારામાં પ્રેમ સાથે કષ્ટ ભોગવવાની હિંમત હોય તો તમે પાષાણ-હૃદયને પણ પિગળાવી શકશો. તમે બદમાશની સામે હાથ ઉપાડીને જો તે તમારો સવાયો બળિયો હોય તો તમે શું કરશો? તે તમને જીતીને વધારે બદમાશી નહિ કરે? દુષ્ટતાનો અગ્નિ વિરોધના ઘીથી વધારે ભભૂકે છે એમ ઇતિહાસ નથી સાખ પૂરતો? અને ઇતિહાસમાં જ અહિંસાની પરાકાષ્ઠાએ પહોંચેલાઓએ ભારેમાં ભારે વિકરાળ પશુઓને વશ કર્યાના દાખલા નથી વાંચવાના મળતા? પણ એ પરાકાષ્ઠાની અહિંસા જવા દઈએ. એમાં તો શૂરા લડવૈયા કરતાં પણ વધારે શૂરાતન જોઈએ. અને જેને માટે તમને તિરસ્કાર હોય તેની સાથે લડીને મરવાના ભયથી તમે બેસી રહો તેના કરતાં તમે લડી લો એ સારું. કાયરતા અને બંધુત્વ એ પરસ્પર વિરોધી છે. જગત દુશ્મનની સાથે પ્રીતિ કરવાની વાત સ્વીકારતું નથી.

ખ્રિસ્તી યુરોપમાં પણ અહિંસાના સિદ્ધાંતની ઠેકડી થાય છે. ત્યાંથી કોઈક મને લખે છે કે અહિંસાનો સિદ્ધાંત વધારે સમજાવો; તો કોઈ લખે છે કે હિંદુસ્તાનમાં બેઠા બેઠા ભલે તમે એવી વાતો કરો, યુરોપમાં એવું કશું તમારાથી ન થાય; તો કેટલાક લખે છે કે ખ્રિસ્તીધર્મ એ તો આજે પાખંડ બન્યો છે, ખ્રિસ્તીઓ ઈશુનો સંદેશો સમજતા નથી, અમે

સમજીએ એવી રીતે એ અપાવાની હજી જરૂર છે. ત્રણેની દૃષ્ટિથી ત્રણેનું કહેવું બરાબર છે. પણ મારે કહેવું જોઈએ કે શત્રુને ચાહવાનો સિદ્ધાન્ત કબૂલ ન કરીએ ત્યાં સુધી બંધુત્વની વાતો ધુમાડાના બાચકા છે. માણસથી તે વેર તજાતાં હશે, એમ ઘણાં સ્ત્રીપુરુષો મને પૂછે છે. હું કહું છું 'હા.' આપણને આપણા મનુષ્યત્વનું પૂરું ભાન નથી એટલે વેર નથી તજાતું. ડાર્વિન કહે છે કે આપણે વાનરના વંશજ છીએ; એ જો સાચું હોય તો આપણે હજી મનુષ્યની દશા પ્રાપ્ત કરી નથી. ડૉ. આના કિંગ્સફર્ડે લખેલું છે કે મનુષ્યરૂપે સિંહ, વાઘ, વરુ અને સર્પને ફરતા મેં પેરિસમાં જોયા છે. એ પશુત્વ ફેડવાને માટે માણસે ડર ફેડવો ઘટે. ડર પોતાનામાંથી બળ ઉત્પન્ન કરીને ફેડાય, હથિયારથી સજ્જ થઈને નહિ ફેડાય. મહાભારતે વીરનું ભૂષણ અથવા વીરનો ગુણ ક્ષમા કહ્યો છે. જનરલ ગૉર્ડનનું એક પૂતળું છે, તેની બહાદુરી બતાવવા માટે તેના હાથમાં તલવાર નથી આપી પણ કેવળ એક લાકડી છે. જો હું શિલ્પકાર હોત અને મારે ગૉર્ડનનું પૂતળું બનાવવાનું આવ્યું હોત તો મેં તેને અદબ વાળી, છાતી કાઢીને ઊભો રાખ્યો હોત, અને જગતને નીચે પ્રમાણે શબ્દો કહેતો બતાવ્યો હોત : 'ચાહે તેટલા પ્રહારો કરો; ડર વિના, વેર વિના તે ઝીલવાને આ છાતી ખુલ્લી છે.' વીરનો મારો એ આદર્શ છે. આવા વીરો જગતમાં અમર રહ્યા છે. ખ્રિસ્તીધર્મે આવા શૂરવીરોને જન્મ આપ્યો છે. હિંદુધર્મે અને ઇસ્લામે પણ આપ્યો છે. ઇસ્લામ તલવારનો ધર્મ છે એમ કહેવું એ મને બરાબર નથી લાગતું. ઇતિહાસ એમ નથી બતાવતો.

પણ આ તો વ્યક્તિગત દાખલા ધ્યાનમાં લઈને વાત કરું છું. જાતિઓ નિર્વૈર થઈ ગયાના દાખલા છે. જેમ જેમ આપણે બંધુત્વનો પાઠ ભણતા જઈએ અને આચરતા

જઈએ તેમ તેમ એ વ્યાપક થતો જશે. કવેકરો તેમ જ ટૉલ્સ્ટૉયે વર્ણવેલા દુખોબોરોનો ઇતિહાસ શું કહે છે?

પણ યુરોપના કેટલાક પ્રશસ્ત લેખકો અને હિંદના ભારે લેખકો કહે છે કે મનુષ્યજાતિ નિર્વૈર થાય એવો સમય કદી આવવાનો નથી, તે વાતની સામે મારો આજે વિવાદ છે. હું તો સામે કહું છું કે, માણસ નિર્વૈર થાય નહિ ત્યાં સુધી તે મનુષ્ય બનવાનો નથી, તેને ધામે પહોંચવાનો નથી. ઇચ્છીએ કે ન ઇચ્છીએ, એ માર્ગે જ આપણે જવું પડશે; અને આજે તમને એ કહેવા આવ્યો છું કે, પરાણે એ માર્ગે જવાના કરતાં સ્વેચ્છાથી શા સારુ ન જાઓ? મારે ખ્રિસ્તીઓની આગળ આ વાત કરવી પડે છે એ વિચિત્ર લાગશે. પણ હિંદુ આગળ પણ એ જ કરવી પડે છે. જોકે ખ્રિસ્તીઓ કેટલાક મને કહે છે કે ઇશુનો નિર્વૈરતાનો ઉપદેશ કેવળ તેના ૧૨ શિષ્યો માટે જ હતો. હિંદુસ્તાનમાં અહિંસાના દ્રષ્ટાઓ કહે છે કે અહિંસાથી બાયલાપણું આવવાનું છે. હું તમને કહેવાને આવ્યો છું કે હિંદ અહિંસક ન બને તો તેનો નાશ છે, બીજી બધી પ્રજાનો નાશ છે. હિંદ તો મોટો ખંડ છે, તે હિંસક બને તો તે પણ બીજા ખંડોની જેમ દુર્બળ પર શિરજોરી ચલાવશે અને તેમ થાય તો શું પરિણામ આવે તે કલ્પી લો.

મારી રાષ્ટ્રીયતામાં પ્રાણીમાત્રનો સમાવેશ થાય છે, જગતની પ્રજામાત્રનો સમાવેશ થાય છે. અને જો હિંદને ગળે હું અહિંસા ઉતારી શકું, તો જગતને પણ હિંદ કંઈક ચમત્કાર દેખાડી શકે. હિંદ બીજી પ્રજાના ધુમાડામાંથી ઊભું થાય એમ હું નથી ચહાતો. હિંદ આત્મબળ મેળવે અને બીજી પ્રજાને બળવાન બનાવે એમ હું માગું છું. આપણને બીજી પ્રજા બળનો માર્ગ નથી દાખવી રહી. એટલે જ મારે એ અચળ સિદ્ધાન્તનો આશ્રય લેવો પડ્યો

છે કે, હું તો કોઈ કાળે પશુબળ ઉપર આધાર રાખતા બંધારણને કબૂલ કરવાનો નથી.

પ્રેસિડંટ વિલ્સને પોતાના ૧૪ મુદ્દાઓ રચ્યા અને તેની ઉપર કળશ ચડાવતાં કહ્યું : 'જો આમાં સફળ ન થઈએ તો પછી હથિયાર તો છે જ.' હું એને ઉલટાવીને કહેવા માગું છું : 'આપણાં સૌ પાર્થિવ શસ્ત્રો નકામાં થયાં છે; કાંઈક નવું શસ્ત્ર શોધીએ; ચાલો હવે પ્રેમનું શસ્ત્ર — સત્યનું શસ્ત્ર લઈએ.' એ શસ્ત્ર જ્યારે આપણને લાધશે ત્યારે બીજું એકે શસ્ત્ર નહિ જોઈએ.

તા. ૨૩-૮-'૨૫

## ૪. જીવમાત્રની એકતા

ગયે મહિને હું થોડાક દિવસ બોરસદ ગયો હતો ત્યાંનાં મારાં અનેક ભાષણોમાં મેં કહેલું કે જોકે હું માનું છું કે પ્લેગનાં જંતુવાળા ઉંદર અને ચાંચડ પણ મારા સહોદર છે, ને જીવવાનો હક જેટલો મને છે એટલો એમને છે, છતાં ઉંદર અને ચાંચડ મારવાના ડૉ. ભાસ્કર પટેલના પ્રયત્નને હું વિનાસંકોચે ટેકો આપું છું.*

* * *

પણ શ્રદ્ધા અને કર્મ વચ્ચે આ વિરોધ શા માટે ? વિરોધ તો અવશ્ય છે જ. જીવન એ એક ઝંખના છે. એનું ધ્યેય પૂર્ણતા એટલે કે આત્મસાક્ષાત્કાર માટે મથવાનું છે. આપણી નિર્બળતાઓ કે અપૂર્ણતાઓને કારણે

* એક છાપાવાળાએ આ ટેકાનો ગેરઅર્થ થાય એવા રૂપમાં પરદેશ સમાચાર મોકલ્યા તેના ઉલ્લેખનો ભાગ અહીં નથી લીધો.

—પ્રકાશક

આપણે એ આદર્શને નીચો ન ઉતારવો ઘટે. મારામાં નિર્બળતા અને અપૂર્ણતા બંને છે. તેનું દુઃખદ ભાન મને છે. મારી આ નિર્બળતાઓ ને અપૂર્ણતાઓને દૂર કરવામાં મદદ કરવાને સત્યનારાયણ પ્રત્યેનો મૂક પોકાર મારા હૃદયમાંથી નિરંતર ઊઠે છે. હું કબૂલ કરું છું કે મને સાપ, વીંછી, સિંહ, વાઘ, પ્લેગવાળા ઉંદર અને ચાંચડનો ડર લાગે છે. મારે એ પણ કબૂલ કરવું જોઈએ કે મને દુષ્ટ દેખાતા લૂંટારા ને ખૂનીનો પણ ડર લાગે છે. હું જાણું છું કે મારે એમાંના કોઈથી ડરવું ન જોઈએ. પણ એ કંઈ બુદ્ધિનો વ્યાપાર નથી. એ તો હૃદયનો વ્યાપાર છે. ઈશ્વર સિવાય બીજા સૌનો ડર તજી દેવાને માટે વજ્ર જેવું હૃદય જોઈએ. મારી નિર્બળતાને લીધે હું બોરસદના લોકોને જીવલેણ ઉંદર ચાંચડને ન મારવાની સલાહ આપી શકું એમ તો ન હતું. પણ હું જાણતો હતો કે એ મનુષ્યની નિર્બળતાને ખાતર મૂકેલી છૂટ છે.

છતાં અહિંસા અને હિંસા વિષેની માન્યતાઓ વચ્ચે એટલું અંતર છે જેટલું ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વચ્ચે છે, જેટલું જીવન અને મૃત્યુ વચ્ચે છે. માણસ અહિંસાની — પ્રેમધર્મની જોડે પોતાનું ભાગ્ય જોડે છે તે હમેશાં વિનાશનું ક્ષેત્ર ઘટાડતો જાય છે, અને એટલે અંશે જીવન અને પ્રેમને વધારે છે. જે માણસ હિંસામાં — દ્વેષમાં માને છે તે નિરંતર વિનાશનું ક્ષેત્ર વિસ્તારતો જાય છે ને એટલે અંશે મૃત્યુ અને ઝેરવેરને વધારે છે.

જોકે બોરસદના લોકો આગળ મેં મારા સહોદરના — ઉંદર ચાંચડના — વિનાશનું સમર્થન કર્યું, છતાં મેં એમને જીવમાત્ર પ્રત્યેનો શાશ્વત પ્રેમધર્મ શુદ્ધ રૂપમાં બતાવ્યો. એનું પૂર્ણતાએ પાલન મારાથી આ જન્મે ન થઈ શકે તોયે એને વિષેની મારી શ્રદ્ધા તો અવિચળ રહેશે. મારી એકેએક

નિષ્ફળતા મને એના સાક્ષાત્કારની વધારે ને વધારે સમીપ લઈ જાય છે.

હિ૦ બં૦, તા. ૨૩-૬-'૩૬

# ૫. ઊંચા અને નીચા

[ગાંધીજીને કેટલાક જુવાનિયાઓ સાથે થયેલી પ્રશ્નોત્તરીમાંથી આ ભાગ શ્રી. મહાદેવભાઈના પ્રવાસવર્ણનમાંથી લીધો છે.—**પ્રકાશક**]

ગાંધીજી: "ઊંચાનીચાનો ભેદ નથી રહેતો એ તમને કેમ સમજાવું? હું તમને કહું છું કે, જેમ સીતા વ્યભિચારિણી કરતાં ઊંચી નહોતી, તેમ બ્રાહ્મણ શૂદ્ર કરતાં ઊંચા નથી. સીતા ઊંચી નહોતી એમ તમે માનો છો?

"ના, નથી માનતા. એવું તે કાંઈ હોય?

"હોય. સીતાના પોતાના મનમાં ઊંચાપણાનો ભાવ નહોતો. સીતાજીને પોતાની પવિત્રતાનો ખ્યાલ સરખો નહોતો, અભિમાન ક્યાંથી હોય? અને અભિમાન વિના તે બીજી સ્ત્રીને પોતાના કરતાં ઊતરતી શી રીતે માને? હિમાલય વાદળ સાથે વાતો કરે છે, પણ તેમને તેમની ઊંચાઈનો સ્વપ્ને પણ ખ્યાલ નથી; તે તો તેમની ગંભીર નમ્રતામાં સમાધિસ્થ છે. જો તેમને અભિમાન થાય તો તેમના ચૂરેચૂરા થાય. એમ જ વર્ણ એટલે ઊંચાનીચા દર્શાવનારું માપ એવો અર્થ થાય, તો વર્ણ તો ગળે ટૂંપો થઈ પડે. મેક્સ મૂલર હિંદુ સંસ્કૃતિ સમજ્યા હતા. તેમણે લખ્યું છે: 'હિંદે જીવનને કર્તવ્યરૂપે જ જોયું, જ્યારે બીજા દેશોએ કર્તવ્ય અને ભોગને ભેળવ્યા.' વર્ણ એટલે દરેકને પોતપોતાના વડવાઓ તરફથી મળેલ જીવનકર્તવ્ય.

પશ્ચિમમાં જ્યારે લોકો આમવર્ગની સ્થિતિ સુધારવાની

વાત કરે છે ત્યારે કહે છે કે, એ લોકોનું ધોરણુ ઊંચું કરો. આપણે આ રીતે વાત ન કરી શકીએ, કારણુ જ્યાં પોતપોતાનું ધોરણુ પોતામાં જ પડેલું છે ત્યાં બહારનો શી રીતે તેને ઊંચું કરી શકે? આપણે તો દરેકને પોતાનું કર્તવ્ય સમજવાની અને દિનપ્રતિદિન પ્રભુની નિકટ પહોંચવાની તક વધારી શકીએ.

તમે તો આજે આખા આ કર્તવ્યવૃક્ષનું મૂળ ઉખેડવા બેઠા છો. એ વૃક્ષનાં કેટલાંક ડાળપાંખડાં સડેલાં છે એ હું કબૂલ કરું છું. તે બધાંને આપણે કાપી નાંખવાં જોઈએ, પણુ મૂળમાં કુહાડી મૂકવાની તો જરૂર નથી જ. તમે મૂળમાં કુહાડી મૂકવા બેઠા છો, એટલે તમે અનાડી માળી છો. તમને તમારા બાગની કિંમત નથી. જે વૃક્ષે તમને પોષણુ આપ્યું, છાયા આપી, તે જ વૃક્ષને તમારે કાપવું છે?

પણુ વૃક્ષને કાપવાના તમારા પ્રયત્ન મિથ્યા છે એ પણુ માનજો. કારણુ, જે સાચા બ્રાહ્મણુ છે તે તમારા કુઠારાઘાત ઝીલ્યા કરશે, અને લોહી નીકળતાં ઘા ઉપર ઘા ઝીલતા ઊભા રહેશે. આજે એવા સાચા બ્રાહ્મણુ જૂજ છે એ વાત સાચી. ક્ષત્રિયો પણુ ક્યાં છે? વૈશ્યો અને શૂદ્રો પણુ ક્યાં છે? શૂદ્ર થવામાં પણુ કંઈક વિશેષતા છે એ સમજો છો ને? આજે તો આપણે બધા ગુલામ છીએ. આજે તો એક ડાયર આવીને આપણને ધ્રુજાવે છે. એટલે બહેતર છે કે, આપણે સૌ ગુલામીમાંથી નીકળી આપણા વર્ણધર્મને સમજતા થઈએ. ઘણાકને વૈશ્ય થવું પડશે, કારણુ આજે વૈશ્યના પગ તળે બધા કચરાઈ રહ્યા છીએ.

બ્રાહ્મણુ થઈએ એમ કહું છું એટલે છીએ તેના કરતાં ઊંચા થઈએ એમ નહિ, પણુ બ્રાહ્મણુના ઉચ્ચ સેવાધર્મને આપણે લાયક થઈએ. આજે તો આપણે એટલા

અધોગતિને પામેલા છીએ કે અમુક બ્રાહ્મણ અને અમુક શૂદ્ર, અમુક ઊંચો અને અમુક નીચો, એ ભાષામાં જ આપણું ગાડું ખૂંચી ગયેલું છે.

તા. ૬–૧૧–'૨૭

# ૬. સાચું ઊંચાપણું

[ 'વર્ણાવર્ણીનો સળો' એ લેખમાંથી. જુઓ 'વર્ણવ્યવસ્થા' પુસ્તક, ખંડ ૧ લો, પ્ર. ૩ જું —**પ્રકાશક** ]

મારા ધારવા પ્રમાણે, ઊંચા હોવાનો દાવો કરે તે, એ દાવાને લીધે જ, તેને માટે નાલાયક ઠરે છે. સાચું સ્વાભાવિક ઊંચાપણું તો દાવો કર્યા વિના જ મળી રહે છે. જે ખરે જ મોટો છે તેને સૌ માગ્યા વિના મોટો કહે છે. અને તે પોતે મોટો હોવાનું ના પાડે છે તે આડંબરથી નહિ, અથવા તો ખોટી નમ્રતાથી નહિ, પણ જે પોતાને નીચો માને છે તેની અંદર રહેલો આત્મા અને પોતાની અંદર રહેલો આત્મા એ બેમાં કશો ભેદ નથી, એવા શુદ્ધ જ્ઞાનને લીધે. સૃષ્ટિનાં પ્રાણીમાત્રની તાત્ત્વિક એકતા અને અભેદના જ્ઞાનમાં ઊંચનીચના ભાવને અવકાશ જ નથી. જીવન એ કર્મક્ષેત્ર છે, અધિકાર અને સત્તાનો સંચય નથી. જે ધર્મ ઊંચનીચના ભેદની પ્રથા ઉપર આધાર રાખે છે તેનો સર્વથા વિનાશ જ છે. વર્ણધર્મનો મારો અર્થ આવો નથી. હું વર્ણધર્મમાં માનું છું, કારણ, હું ધારું છું કે, જુદા જુદા ધંધાના માણસોનાં કર્તવ્ય એ નક્કી કરે છે.

એ ધર્મ પ્રમાણે બ્રાહ્મણ તે જ કે જે બધા વર્ણનો સેવક છે — શૂદ્રોનો અને અસ્પૃશ્યોનો પણ. ચારે વર્ણની સેવાને માટે એ પોતાનું સર્વસ્વ હોમી દે છે. અને પ્રાણી-

માત્રની દયા ઉપર તે જીવે છે. પદ, સત્તા, અને અધિકારનો દાવો કરનાર ક્ષત્રિય નથી. ક્ષત્રિય તો તે જ છે કે જે સમાજના રક્ષણ અને સમાજની પ્રતિષ્ઠાને માટે પોતાની જાત ખરચી નાખે છે. પોતાને માટે જ રળનાર અને પોતાને અર્થે જ ધનસંચય કરનાર વૈશ્ય નથી, ચોર છે. હિંદુધર્મની મારી કલ્પના પ્રમાણે પંચમ કે અસ્પૃશ્ય વર્ણ છે જ નહિ. કહેવાતા અસ્પૃશ્યો બીજા શૂદ્રના જેટલા જ અધિકારવાળા સમાજસેવકો છે. સમાજના પરમ શ્રેયને માટે કલ્પવામાં આવેલી ઉત્તમોત્તમ પ્રથા વર્ણધર્મની પ્રથા છે એમ હું માનું છું. આજે તો તેની વિડંબના માત્ર આપણે જોઈએ છીએ; અને જો વર્ણધર્મને ટકાવી રાખવો હોય તો હિંદુઓએ વર્ણધર્મના એ ઓડાનો નાશ કરી વર્ણધર્મના પ્રાચીન ગૌરવનો પુનરુદ્ધાર કરવો જોઈએ.

તા. ૮–૧૧–'૨૫

# ૭. સમાનતાનો અર્થ

[ 'મારો વર્ણાશ્રમધર્મ' એ નામે પ્રસિદ્ધ થયેલા લેખમાંથી. જુઓ 'વર્ણવ્યવસ્થા' પુસ્તક, ખંડ ૧ લો, પ્ર.૪ થું —પ્રકાશક ]

માણસ અમુક શ્રેષ્ઠતા લઈને જન્મે છે એમ હું માનું છું એવો ભ્રમ તમને હોય તો કાઢી નાખજો, હું તો અદ્વૈતના મહાસિદ્ધાંતને માનનારો છું. અને અદ્વૈતનો મારો અર્થ ઊંચનીચનો ભેદ સ્વીકારવાની ના પાડે છે. મનુષ્ય-માત્ર—હિંદમાં, ઇંગ્લંડમાં કે અમેરિકામાં જન્મેલા—સમાન જન્મે છે એ સિદ્ધાંતને હું માનનારો છું. આ જ કારણે હું આપણા રાજકર્તા પોતાને આપણાથી ઊંચા મનાવવાનો પ્રયત્ન કરે છે તેની સામે લડી રહ્યો છું; દક્ષિણ આફ્રિકામાં

આ ઊંચનીચના ભેદ સામે પગલે પગલે હું લડ્યો છું; અને એ જ કારણે હું પોતાને ભંગી, વણકર, મજૂર કહેવડાવવામાં અભિમાન લઉં છું. બ્રાહ્મણો પણ જ્યારે ઉચ્ચતાનો ગર્વ કરે છે ત્યારે હું તેમની સામે લડ્યો છું. માણસ માણસને પોતાથી નીચો સમજે એ મને તો નામર્દાઈની નિશાની લાગે છે. શ્રેષ્ઠ હોવાનો જે દાવો કરે છે તે પોતાની નાલાયકી પુરવાર કરે છે.

અને આ છતાં વર્ણાશ્રમધર્મ વિષે મારી શ્રદ્ધા અચળ છે. એમાં જે અચળ નિયમ રહેલો છે તેને કોઈ મિથ્યા કરી શકે એમ નથી. એ નિયમ સ્વીકારીને માણસ પોતાના વિશિષ્ટ ગુણના આવિષ્કારને માટે તૈયાર થાય છે. વર્ણધર્મમાં નમ્રતા છે. સમાનતાનો અર્થ એ નથી કે માણસ જુદા જુદા ગુણ લઈને નથી જન્મતા. જેમ માણસ પોતાના પૂર્વજોની આકૃતિ લઈને જન્મે છે, તેમ વિશિષ્ટ ગુણો પણ લઈને જન્મે છે. આ વસ્તુના સ્વીકારમાં પોતપોતાની મર્યાદાનો સ્વીકાર રહેલો છે, અને એ કારણે પરમાર્થસાધનને માટે દરેકને સરખી તક મળે છે. આ ખરો વર્ણાશ્રમધર્મ છે. આ વર્ણાશ્રમ આજે ચાલે છે તે નથી, પણ મારો પોતાનો છે, એમ તમે કહી શકો છો. પણ આજના ભૂંડા સ્વરૂપની સામે તમે ભલે થાઓ. પણ હું જે સ્વીકારું છું તેનો તમે સ્વીકાર કરો તો મારે તમારી સાથે ઝઘડો નથી.

આ નિયમ જગતમાત્રને સ્વીકાર્યે જ છૂટકો છે. જાણ્યેઅજાણ્યે બધા ધર્મના એ નિયમ સ્વીકારે છે. અને એ નિયમને અખંડ રાખીને તમે જ્યાં સુધી તમારી લડત લડશો ત્યાં સુધી તમને ફતેહ છે. એટલે બ્રાહ્મણેતર બ્રાહ્મણને સુધારવાનો ભલે પ્રયત્ન કરે, પણ નાશ કરવાનો પ્રયત્ન ન કરે. બ્રાહ્મણ પોતાનો ધર્મ ભૂલીને લોભી બને, તો તે બ્રાહ્મણ મટે છે પણ બ્રાહ્મણ જે કૃપણ નથી બનતો પણ ઉદાર રહે છે, જે પોતાના જ્ઞાનનો જગતને લાભ આપે છે, જે પોતાની સુવાસ

ફેલાવે છે, અને નમ્રતાની મૂર્તિ થઈને રહે છે, તે શ્રેષ્ઠતાનો દાવો ન કરે, પણ મારું માથું એને આપોઆપ નમશે.

તા. ૨૫-૯-’૨૭

## ૮. ધર્મ અને ભેદભાવ

### ૧

[ મોરસીમાં બ્રાહ્મણ-બ્રાહ્મણેતરોના ઝઘડાને ઉદ્દેશીને આપેલા ભાષણમાંથી. —પ્રકાશક]

બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ચાર વર્ણવિભાગ આપણે ત્યાં પાડ્યા છે એનો અર્થ એવો નથી કે એક ઊંચો ને બીજો નીચો છે. ધર્મમાત્ર સેવા માટે છે, અધિકાર માટે કદી નહિ. ધર્મનો અર્થ અધિકાર નહિ પણ ફરજ છે. ફરજનો અર્થ એ છે કે, એ ન કરીએ તો આ લોકમાં અને પરલોકમાં ઈશ્વર તરફથી સજા પામીશું. ધર્મની બાબતમાં અધિકારની વાત છે જ નહિ. શાસ્ત્રે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના અધિકાર નથી બતાવ્યા પણ ધર્મ બતાવ્યા છે, દરેક વર્ણ શી સેવા કરે એ બતાવ્યું છે. બ્રાહ્મણ એક રીતે સેવા કરે, ક્ષત્રિય બીજી રીતે કરે. પણ તેથી એક ઊંચો ને બીજો નીચો એમ કહેવું એ પાપ છે. એમાં અધિકારની વાત આવી જાય છે. ને ધર્મનું ક્ષેત્ર અધિકાર બતાવવાનું નહિ, પણ ફરજ બજાવવાનું છે. બ્રાહ્મણ-બ્રાહ્મણેતરના ઝઘડાનું મૂળ પણ અસ્પૃશ્યતામાં, ઊંચનીચભાવમાં છે. તમે બંને ઊંચનીચભાવ ભૂલી જાઓ. એ કાઢશો તો ખબર પડશે કે એમાં કશો ભેદભાવ નથી. ધર્મમાં ભેદભાવને સ્થાન છે એમ કહેનાર ધર્મને જાણતો નથી. અસ્પૃશ્યતા એ ધર્મનું અંગ છે જ નહિ. અસ્પૃશ્યતા ભૂલી જાઓ એનું પરિણામ

એ આવે કે હરિજન ને ઇતરજન, બ્રાહ્મણ ને બ્રાહ્મણેતર, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યહૂદી, એ ભેદ ભુલાઈ જશે. એનો અર્થ એ નથી કે, મુસલમાન મુસલમાન મટી જશે કે હિંદુ હિંદુ મટી જશે. સૌ પોતપોતાના ધર્મ પાળવા છતાં બીજાને દુશ્મન નહિ સમજે, પણ ભાઈ બહેન સમજશે ને એ રીતે વર્તશે. એ અસ્પૃશ્યતાનિવારણનો વિશાળ અર્થ છે. આપણા વેદોએ અને ઉપનિષદોએ તો બતાવ્યું છે કે, ઈશ્વર એક છે, એણે સૌને પેદા કર્યા છે, તેથી સૌ સરખા છે. એક મહાન વૃક્ષની ઉપમા આપીને બતાવ્યું છે કે આપણે સૌ એનાં ડાળીપાંદડાં છીએ, એમાં ભેદભાવ કેમ હોઈ શકે? આપણે સૌ ભાઈ બહેન છીએ એ અસ્પૃશ્યતાનાશનો ગૂઢ અર્થ છે.

હ૦ બં૦, તા. ૩-૧૨-'૩૩

૨

[ મંડલાના વ્યાખ્યાનમાંથી. — પ્રકાશક ]

જગત વિચિત્ર છે એ સાચું. પણ વિચિત્રતા એટલે અસમાનતા કે અસ્પૃશ્યતા નથી. હાથી અને કીડી વિચિત્ર છે, એમની વચ્ચે ભેદ છે. છતાં ભગવાને કહ્યું છે કે મારી દૃષ્ટિએ બંને સરખાં છે. અદૃષ્ટ પ્રાણ, આત્મા એક છે. આત્મારૂપે તેઓ એક છે, શરીરરૂપે જુદાં છે. હાથી ને કીડીમાં કોઈ ઊંચું નથી ને કોઈ નીચું નથી. ઊંચનીચભાવ ભુલાવવો એ ધર્મનું કામ છે. અનેકમાં એકને જોવો, વિચિત્રતામાં એક ચિત્ર જોવું, ભેદમાં અભેદ જોવો એ મનુષ્યનો ને ધર્મનો અંતિમ આદર્શ છે.

હ૦ બં૦, તા. ૧૭-૧૨-'૩૩

૩

[ એલૂરના વ્યાખ્યાનમાંથી. — પ્રકાશક ]

જગતમાં કોઈ પોતાને પતિત ને દલિત બનાવ્યા વિના બીજાને કચડી શક્યું નથી. જેમ જેમ હું વધારે જોતો જાઉં છું તેમ તેમ

મને લાગે છે કે, જો આપણે અસ્પૃશ્યતા નાબૂદ નહિ કરીએ તો હિંદુધર્મનો નાશ થશે, અને તેથી આપણને જ નહિ પણ આખી દુનિયાને ખોટ જશે. યાદ રાખો કે, આ ધર્મની પ્રેરણા વેદ, ઉપનિષદ ને મહાભારતમાંથી ઊતરી આવેલી છે. એવો ધર્મ કયા કારણે નાશ પામશે? એટલા જ માટે કે આપણે ઉપનિષદના સંદેશને લાયક ન નીવડ્યા: વેદમાં, ઇશ્વિર જ છે ને બીજું કંઈ નથી, એ જે ભવ્ય સંદેશ આપેલો છે તેને આપણે ઝીલી ન શક્યા. ઇશ્વિર ન્યાયસ્વરૂપ છે એમ ઉપદેશનારા આપણે, તેમનામાં ઊંચનીચના ભેદ હોઈ શકે ખરા? જેમ જેમ હું વધારે વિચાર કરતો જાઉં છું તેમ તેમ મને લાગે છે કે અસ્પૃશ્યતા એ જાતનો કોઈ પણ ધર્મનો અંશ હોઈ જ ન શકે. આજે જગતના બધા ધર્મો ઘડાઈ રહ્યા છે; સર્વ ધર્મોની પરીક્ષા ચાલી રહી છે. જો આપણે આ પાપને નાબૂદ નહિ કરીએ તો જગત હિંદુધર્મનો ત્યાગ કરશે.

હ૦ બં૦, તા. ૭–૧–'૩૪

## ૯. 'દરજ્જો' એટલે?

એક બહુ જ પ્રતિષ્ઠિત હરિજનસેવક હરિજન સેવક – સંઘના થોડા વખત પર પસાર થયેલા બંધારણનો અમલ કરતાં ઉપસ્થિત થયેલો નીચેનો પ્રશ્ન પૂછે છે:

"પ્રતિજ્ઞા ક અને ખ માં 'દરજ્જો' શબ્દ આવે છે. જેમ કાયદાની દૃષ્ટિએ તેમ ઈશ્વરની દૃષ્ટિએ કોઈ મનુષ્ય ઊંચું કે નીચું નથી એવો જો આ શબ્દનો અર્થ હોય, તો અમારા સભ્યો એના પર સહી કરવા તૈયાર છે. એટલે કે, તેઓ એને એક ધર્મના કે ફિલસૂફીના સિદ્ધાંત તરીકે સ્વીકારવા તૈયાર છે. જે દરજ્જાની વાત કરી છે તે આધ્યાત્મિક દરજ્જો છે એમ તેઓ માને છે. પણ જો એનો અર્થ એવો કરવા ધાર્યો

હોય કે, દુનિયાના વ્યવહારમાં શેઠ અને નોકર, શિક્ષક અને શિષ્ય, પતિ અને પત્ની, ન્યાયાધીશ અને કેદી વગેરેની વચ્ચે દરજ્જાનો કશો ભેદ નથી, તો અમને એ પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવી કઠણ લાગે છે. આ 'દરજ્જો' તે દુનિયાના વ્યવહારનો નહિ પણ આધ્યાત્મિક હોય તો મને તે પ્રમાણે જણાવવા કૃપા કરશો."

પ્રતિજ્ઞાપત્રના જે ભાગનો ઉપર ઉલ્લેખ કરવામાં આવેલો છે તે ભાગ નીચે પ્રમાણે છે:

"હું કોઈ પણ મનુષ્યને મારાથી હલકા દરજ્જાનો ગણતો નથી, અને મારી એ માન્યતાને આચરણમાં ઉતારવાને હું યથાશક્તિ પ્રયત્ન કરીશ."

મને લાગે છે કે આ પ્રતિજ્ઞામાં જ ઉપલા પ્રશ્નનો જવાબ અપાઈ ગયેલો છે. પણ આ પત્રલેખક સમાનતા એટલે ભેદમાત્રનો નાશ એવો અર્થ કરીને ભ્રમમાં પડ્યા દેખાય છે. જો ભેદ અથવા વિવિધતા બિલકુલ હોત નહિ તો આ દૃશ્ય જગત જ ન હોત, અને સમાનતાનો એટલે કે ઊંચનીચભાવનો પ્રશ્ન જ ઊભો ન થાત. પણ જ્યારે ઈશ્વર અનેક રૂપ ધારણ કરે છે ત્યારે તે વિવિધ રૂપો વચ્ચે ભેદ પાડવા જ પડે છે. ઈશ્વરનાં કોઈ પણ અંગો બીજાં અંગો કરતાં ઊંચાં હોવાનો દાવો કરે તો એ સરજનહારની સામે બળવો કર્યો જ કહેવાય. એ બધાની વચ્ચે કદ, રંગ, આકૃતિ, ગુણ વગેરેના ભેદ ગમે તેટલા હોય તોપણ, તેઓ સૌ દરજ્જામાં તો સમાન જ ગણાવાં જોઈએ. પતિ અને પત્ની, શિષ્ય અને શિક્ષક, શેઠ અને નોકર, ન્યાયાધીશ અને આરોપી, જેલર અને કેદીની વચ્ચે ભેદ તો અવશ્ય છે; પણ જે પતિ પોતાને પત્ની કરતાં, કે જે શેઠ પોતાને નોકર કરતાં, કે જે ન્યાયાધીશ પોતાને સજા પામેલા આરોપી કરતાં ઊંચો માને તે અધર્માચરણ કરે છે. દુનિયાનું તમામ દુઃખ આ અસમાનતાની ભાવનામાંથી પેદા થયું છે. હિંદુઓ જે અસ્પૃશ્યતા પાળે છે તે એનું અંતિમ રૂપ

છે. અને તેથી, હરિજનસેવક આ પ્રાચીન પાપને ધોઈ નાંખતી વખતે અંતરદૃષ્ટિ કરીને વિચાર કરે, અને અસમાનતાના વિષને હૃદયમાંથી પૂરેપૂરું કાઢી નાખે, એના કરતાં વધારે યોગ્ય વાત બીજી શી હોઈ શકે? પણ એક શેઠ પોતાના નોકરને નીચો ગણતો હોય ને બીજો શેઠ તેને સમાન ગણતો હોય એ બેની વચ્ચેનો ભેદ કઈ રીતે દેખાય? પહેલા શેઠને નોકરના સુખદુઃખનો કશો વિચાર જ નહિ હોય, કેમ કે એને તો નોકરને પગાર આપી તેની પાસેથી કામ લેવું એથી વધારે એનામાં રસ નહિ હોય. બીજો શેઠ નોકરને કુટુંબીજન ગણશે. ઈશ્વરપરાયણ કુટુંબોમાં જૂના નોકરો શેઠનાં છોકરાંનાં માબાપની જગા લે છે. શેઠ નોકરોનાં દુઃખોમાં ભાગ લે છે. નોકરોને એમ નથી લાગતું કે પોતે શેઠના કરતાં કંઈ નીચા છે. શેઠ આડે રસ્તે જાય તો નોકર તેને ઠપકો પણ આપે છે. ગર્વિષ્ઠ શેઠ અને નમ્ર શેઠની વચ્ચેનો ભેદ ખાખર અને સાકરના ભેદ જેવો છે. એ બેની વચ્ચે ઓછાવત્તાનો ભેદ નથી, એ બેની જાત જ જુદી છે. આ સમાનતાની સ્થિતિ પ્રકૃતિસિદ્ધ છે, અને બુદ્ધિ તથા હૃદયવાળાં મનુષ્ય તરીકે આપણને એ જ છાજે. છતાં આપણે બધા એ સ્થિતિથી હજુ સેંકડો ગાઉ દૂર છીએ. પણ પરલોકમાં પહોંચ્યા પછી એ માન્યતા પ્રમાણે જીવવાની આશા સેવવાને બદલે આપણે આપણા નિત્યના વ્યવહારમાં એને આચરવાનો પ્રયાસ કરવો જોઈએ. જો આપણે સાચા દિલથી એ પ્રયત્ન ન કરીએ તો કાયદાની દૃષ્ટિએ સમાનતાનો શો અર્થ હોઈ શકે?

હ૰ બં૰, તા. ૧૭-૨-'૩૫

# ૧૦. ધર્મનો પ્રાણ

[ 'હિંદુધર્મની ખરી મહત્તા' કરીને કહેલો છતાં વ્યાપકધર્મના પ્રાણરૂપ હોઈ, શ્રી. મહાદેવભાઈના તા. ૨૭–૧૨–'૩૬ના સાપ્તાહિક પત્રમાંથી લીધો છે. —પ્રકાશક ]

હિંદુધર્મની ખરી મહત્તા એ છે કે, તે માને છે કે જીવમાત્ર (માત્ર મનુષ્યો જ નહિ, પણ સચેતન પ્રાણીમાત્ર) એક છે; એટલે કે, એક સર્વવ્યાપી મૂળમાંથી જીવન માત્ર ઉદ્‌ભવ્યું છે, — પછી એ મૂળને 'અલ્લા' કહો, 'ગૉડ' કહો, કે 'પરમેશ્વર' કહો. હિંદુધર્મમાં 'વિષ્ણુસહસ્રનામ' નામનો એક નાનો ધર્મ-ગ્રન્થ છે, તેનો અર્થ ઈશ્વરનાં હજાર નામ એટલો જ છે. એનો અર્થ એવો નથી કે ઈશ્વરનાં નામ એટલાં જ છે. પણ એનો અર્થ એ છે કે, તમે એને જેટલાં નામ આપી શકો તેટલાં એનાં નામ છે. તમારે એને આપવાં હોય એટલાં નામ આપો; માત્ર જેનું નામ તમે લો છો એ ઈશ્વર એકમેવાદ્વિતીય હોવો જોઈએ. એનો અર્થ એ પણ છે કે ઈશ્વર અનામી પણ છે.

આ જીવમાત્રની એકતા એ હિંદુધર્મની વિશેષતા છે. હિંદુધર્મ કહે છે, મોક્ષ એકલાં મનુષ્યોને જ મળી શકે એવું નથી, ઈશ્વરનાં સર્જેલાં સર્વ પ્રાણીઓને મળી શકે છે. મનુષ્યદેહ સિવાય બીજા દેહ દ્વારા મોક્ષ મળી શકે એવો ન હોય એમ બને. પણ એથી મનુષ્ય સૃષ્ટિનો સ્વામી નથી બનતો. એથી તો તે ઈશ્વરની સૃષ્ટિનો સેવક બને છે.

હવે જ્યારે આપણે માનવબંધુત્વની વાત કરીએ છીએ ત્યારે તેટલે જ અટકી જઈએ છીએ, અને આપણને થાય છે કે બાકીના બધા જીવો માણસના પોતાના ભોગોપયોગને અર્થે સરજેલા છે. પણ હિંદુધર્મે ભોગોપયોગમાત્રનો વિચાર ત્યાજ્ય ગણેલો છે. જીવ-માત્રની સાથે આ એકતા સાધવાને માણસ જેટલો ત્યાગ કરે

એટલો ઓછો છે. પણ એ આદર્શની વિશાળતાથી માણસની હાજતો પર તો અંકુશ મુકાય જ છે.

તમે જોશો કે આ વસ્તુ આધુનિક સુધારાથી ઊલટી છે. એ સુધારો તો કહે છે કે, 'તમારી હાજતો વધારો.' એવી માન્યતા રાખનારાઓ માને છે કે, "હાજતો વધવાથી જ્ઞાન વધે છે ને એ જ્ઞાન દ્વારા આપણે અનંત ઈશ્વરને વધારે સારી રીતે સમજી શકીએ છીએ. એથી ઊલટું, હિંદુધર્મ ભોગવિલાસ અને હાજતોના વધારાને ત્યાજ્ય ગણે છે, કેમ કે પરમાત્મા સાથે આત્મૈક્યની આપણી અંતિમ સાધનામાં એ અંતરાયરૂપ થઈ પડે છે.

હ૦ બં૦, ૨૭-૧૨-'૩૬

# ખંડ ૨ જો: સર્વધર્મસમભાવ

## ૧. સર્વધર્મસમભાવ

[ 'મંગળપ્રભાત'માંથી. પાન. ૫૯ જુઓ.— **પ્રકાશક** ]

૧

આપણાં વ્રતોમાં જે વ્રતને સહિષ્ણુતાને નામે ઓળખીએ છીએ તેને આ નવું નામ આપ્યું છે. સહિષ્ણુતા અંગ્રેજી શબ્દ 'ટૉલરેશન'નો અનુવાદ છે. એ મને ગમ્યો ન હતો, પણ બીજું નામ સૂઝતું ન હતું. કાકા સાહેબને પણ એ નહોતું ગમ્યું. તેમણે સર્વધર્મઆદર શબ્દ સૂચવ્યો. મને એ પણ ન ગમ્યો. બીજા ધર્મોને સહન કરવામાં તેની ઊણપ માની લેવામાં આવે છે. આદરમાં મહેરબાનીનો ભાવ આવે છે. અહિંસા આપણને બીજા ધર્મો પ્રત્યે સમભાવ શીખવે છે. આદર અને સહિષ્ણુતા અહિંસાદૃષ્ટિએ પૂરતાં નથી. બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખવાના મૂળમાં પોતાના ધર્મની અપૂર્ણતાનો સ્વીકાર આવી જ જાય છે. અને સત્યની આરાધના, અહિંસાની કસોટી એ જ શીખવે. સંપૂર્ણ સત્ય જો આપણે જોયું હોત તો પછી સત્યનો આગ્રહ શો? તો તો આપણે પરમેશ્વર થયા. કેમ કે સત્ય એ જ પરમેશ્વર છે એવી આપણી ભાવના છે. આપણે પૂર્ણ સત્યને ઓળખતા નથી તેથી તેનો આગ્રહ રાખીએ છીએ, તેથી જ પુરુષાર્થને અવકાશ છે. આમાં આપણી અપૂર્ણતાનો સ્વીકાર આવ્યો. જો આપણે અપૂર્ણ, તો આપણે કલ્પેલો ધર્મ પણ અપૂર્ણ. સ્વતંત્ર ધર્મ સંપૂર્ણ છે.

તે આપણે જોયો નથી, જેમ ઈશ્વરને જોયો નથી. આપણે માનેલો ધર્મ અપૂર્ણ છે ને તેમાં નિત્ય ફેરફારો થયાં કરે છે, થયા કરવાના. આમ થાય તો જ આપણે ઉત્તરોત્તર ચડી શકીએ, સત્ય પ્રતિ, ઈશ્વર પ્રતિ રોજ ને રોજ આગળ જતા જઈએ. અને જો મનુષ્યકલ્પિત બધા ધર્મ અપૂર્ણ માનીએ, તો પછી કોઈને ઊંચનીચ માનવાપણું રહેતું નથી. બધા સાચા છે, પણ બધા અપૂર્ણ છે, તેથી દોષને પાત્ર છે. સમભાવ હોવા છતાં આપણે તેમાં દોષ જોઈ શકતા હોઈએ, પોતાનામાં પણ દોષ જોઈએ. એ દોષને લીધે તેનો ત્યાગ ન કરીએ, પણ દોષ ટાળીએ. આમ સમભાવ રાખીએ, એટલે બીજા ધર્મોમાં જે કંઈ ગ્રાહ્ય લાગે તેને પોતાના ધર્મમાં સ્થાન આપતાં સંકોચ ન થાય, એટલું જ નહિ પણ એમ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય.

બધા ધર્મો ઈશ્વરદત્ત છે. પણ તે મનુષ્યકલ્પિત હોવાથી, મનુષ્ય તેનો પ્રચાર કરતો હોવાથી તે અપૂર્ણ છે. ઈશ્વરદત્ત ધર્મ અગમ્ય છે. તેને ભાષામાં મનુષ્ય મૂકે છે, તેનો અર્થ પણ મનુષ્ય કરે છે. કોનો અર્થ સાચો? સહુ પોતપોતાની દૃષ્ટિએ, જ્યાં લગી એ દૃષ્ટિ વર્તે ત્યાં લગી, સાચા; પણ સહુ ખોટા પણ હોવાનો અસંભવ નથી. તેથી જ આપણે બધા ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ. આમાં પોતાના ધર્મ પ્રત્યે ઉદાસીનતા નથી આવતી. પણ પોતાના ધર્મ પ્રત્યેનો પ્રેમ આંધળો મટી જ્ઞાનમય થાય છે, તેથી વધારે સાત્ત્વિક, નિર્મળ બને છે. બધા ધર્મ પ્રત્યે સમભાવ આવે તો જ આપણાં દિવ્યચક્ષુ ખૂલે. ધર્માન્ધતા ને દિવ્ય દર્શન વચ્ચે ઉત્તરદક્ષિણ જેટલું અંતર છે. ધર્મજ્ઞાન થતાં અંતરાયો ઊડી જાય છે અને સમભાવ પેદા થાય છે. આ સમભાવ કેળવતાં આપણે આપણા ધર્મને વધારે ઓળખવાના.

અહીં ધર્મઅધર્મનો ભેદ નથી ટળતો. અહીં જે અંકાયેલા ધર્મો તરીકે આપણે જાણીએ છીએ તેમની વાત છે. આ બધા

ધર્મોમાં મૂળ સિદ્ધાંતો એક જ છે. તે બધામાં સંત સ્ત્રીપુરુષો થઈ ગયાં છે, આજે પણ મોજૂદ છે. એટલે ધર્મો પ્રત્યેના સમભાવમાં ને ધર્મીઓ — મનુષ્યો — પ્રત્યેના સમભાવમાં કંઈક ભેદ છે. મનુષ્યમાત્ર — દુષ્ટ અને શ્રેષ્ઠ પ્રત્યે, ધર્મી અને અધર્મી — પ્રત્યે સમભાવની અપેક્ષા છે, પણ અધર્મ પ્રત્યે કદી નહિ.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે ઘણા ધર્મો શાને સારુ જોઈએ? ઘણા ધર્મો છે એ આપણે જાણીએ છીએ. આત્મા એક છે, મનુષ્યદેહ અસંખ્ય છે. દેહની અસંખ્યતા ટાળી નહિ ટળે, છતાં આત્માના ઐક્યને આપણે ઓળખી શકીએ છીએ. ધર્મનું મૂળ એક છે, જેમ વૃક્ષનું; પણ તેને પાતરાં અસંખ્ય છે.

તા. ૨૩–૯–'૩૦

૨

આ વિષય એવો અગત્યનો છે કે એને જરા અહીં લંબાવું છું. મારો કેટલોક અનુભવ આપું તો સમભાવનો અર્થ કદાચ વધારે સ્પષ્ટ થશે. જેમ અહીં તેમ ફિનિક્સમાં પણ પ્રાર્થના રોજ થતી. તેમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી હતા. સદ્‌ગત રુસ્તમજી શેઠ અથવા તેમના ફરજંદ ઘણી વાર હાજર હોય જ. રુસ્તમજી શેઠને 'મને વહાલું વહાલું દાદા રામજીનું નામ' બહુ ગમતું. મને સ્મરણ છે તે પ્રમાણે, એક વેળા મગનલાલ કે કાશી એ અમને બધાંને ગવરાવતાં હતાં. રુસ્તમજી શેઠ ઉલ્લાસમાં બોલી ઊઠ્યા : "'દાદા રામજી'ને બદલે 'દાદા હોરમઝદ' ગાઓની." ગવરાવનારે ને ગાનારે આ વિચાર સાવ સ્વાભાવિક હોય તેમ ઝીલી લીધો. ને ત્યાર પછી રુસ્તમજી શેઠ હાજર હોય ત્યારે તો અચૂક અને તે ન હોય ત્યારે કોઈ કોઈ વાર અમે એ ભજન 'દાદા હોરમઝદ' ને નામે ગાતા. સદ્‌ગત દાઉદ શેઠનો દીકરો સદ્‌ગત હુસેન તો આશ્રમમાં ઘણી વાર રહેતો. તે પ્રાર્થનામાં ઉત્સાહપૂર્વક ભળતો.

તે પોતે બહુ મીઠા સૂરમાં ‘ઑર્ગન’ સાથે ‘યે બહારે બાગ દુનિયા ચંદ રોજ’ ગાતો, અને તે ભજન અમને બધાંને એણે શીખવી દીધું હતું, ને પ્રાર્થનામાં ઘણી વાર ગવાતું. આપણી અહીંની પ્રાર્થનામાળામાં તેને સ્થાન છે તે સત્યપ્રિય હુસેનનું સ્મરણ છે. એના કરતાં વધારે ચુસ્તપણે સત્ય આચરનારા નવજુવાન મેં જોયા નથી. જોસફ રૉયપેન આશ્રમમાં ઘણી વાર આવે જાય. તે ખ્રિસ્તી; તેમને ‘વૈષ્ણવજન’ બહુ ગમતું. તે સંગીત સરસ જાણે. તેમણે ‘વૈષ્ણવજન’ને ઠેકાણે “‘ક્રિશ્ચિયનજન’ તો તેને કહીએ” એમ લલકાર્યું. બધાંએ તરત ઝીલ્યું. જોસફના હર્ષનો પાર ન રહ્યો એમ મેં જોયું.

આત્મસંતોષને સારુ જ્યારે હું જુદાં જુદાં ધર્મપુસ્તકો ઉથલાવી રહ્યો હતો ત્યારે ખ્રિસ્તીધર્મ, ઇસ્લામ, જરથોસ્તી, યહૂદી અને હિંદુ એટલાનાં પુસ્તકોનો મારા સંતોષ પૂરતો પરિચય કર્યો. તેમ કરતાં મને આ બધા ધર્મો પ્રત્યે સમભાવ હતો એમ કહી શકું છું. તે વખતે મને એ જ્ઞાન હતું એમ નથી કહેતો. સમભાવ શબ્દનો પણ પૂરો પરિચય એ વેળા નહિ હોય. પણ એ વખતનાં મારાં સ્મરણ તાજાં કરું છું તો મને તે તે ધર્મોની ટીકા કરવાની ઇચ્છા સરખીયે થઈ યાદ નથી. પણ એમનાં પુસ્તકો ધર્મનાં પુસ્તકો સમજી આદરપૂર્વક વાંચતો અને બધાંમાં મૂળ નૈતિક સિદ્ધાન્તો એકસરખા જોતો. કેટલીક વસ્તુઓ હું ન સમજી શકતો. તેમ જ હિંદુ ધર્મપુસ્તકોનું હતું. આજ પણ કેટલુંયે નથી સમજતો. પણ અનુભવે જોઉં છું કે, જે આપણે ન સમજી શકીએ તે ખોટું જ છે એમ માનવાની ઉતાવળ કરવી એ ભૂલ છે. જે કેટલુંક પૂર્વે ન સમજાતું તે આજે દીવા જેવું લાગે છે. સમભાવ કેળવવાથી અનેક ગૂંચો પોતાની મેળે ઉકલી જાય છે; અને જ્યાં આપણને દોષ જ જોવામાં આવે ત્યાં તે દર્શાવવામાં પણ જે નમ્રતા અને વિવેક હોય છે તેથી કોઈને દુઃખ નથી થતું.

એક મૂંઝવણ કદાચ રહે છે. ગયે વખતે મેં જણાવ્યું કે, ધર્મઅધર્મનો ભેદ રહે છે, અને અધર્મ પ્રત્યે સમભાવ કેળવવાનો અહીં ઉદ્દેશ નથી. આમ જ હોય તો ધર્માધર્મનો નિર્ણય કરવામાં જ સમભાવની સાંકળ તૂટી નથી જતી? આવો પ્રશ્ન થાય અને એવો નિર્ણય કરનાર ભૂલ કરે એમ પણ સંભવે. પણ આપણામાં ખરી અહિંસા વર્તતી હોય તો આપણે વેરભાવમાંથી બચી જઈએ છીએ. કેમ કે અધર્મ જોતાં છતાં તે અધર્મને આચરનાર પ્રત્યે તો પ્રેમભાવ જ હશે. અને તેથી, કાં તો તે આપણી દૃષ્ટિનો સ્વીકાર કરશે, અથવા આપણી ભૂલ આપણને બતાવશે, અથવા બન્ને એકબીજાના મતભેદને સહન કરશે. છેવટે, સામેનો અહિંસક નહિ હોય તો એ કઠોરતા વાપરશે; તોયે આપણે જો અહિંસાના ખરા પૂજારી હોઈશું તો આપણી મૃદુતા તેની કઠોરતાને નિવારશે જ એમાં શંકા નથી. પારકાની ભૂલને સારુ પણ આપણે તેને પીડવા નથી. આપણે પીડાવું છે. એ સુવર્ણ નિયમને જે પાળે છે તે બધાં સંકટોમાંથી ઊગરી જાય છે.

તા. ૩૦–૯–'૩૦

# ૨. ઈશ્વર એક છે

ગયા ગુરુવારની રાત્રે કેટલાક મુસલમાન મિત્રો મને અગાઉથી ખબર આપ્યા મુજબ મળવા આવ્યા હતા. . . . તેમણે કહ્યું: "અમે વેદના અપૌરુષેયત્વમાં માનીએ છીએ. અમે શ્રીકૃષ્ણજી મહારાજ અને રામચંદ્રજી મહારાજને માનીએ છીએ. (મહારાજ શબ્દ તેમણે જ વાપરેલો.) ત્યારે હિંદુઓ પણ કુરાનને અપૌરુષેય ગ્રંથ કેમ ન માની શકે, અને અમારી સાથે કેમ ન પોકારી શકે કે, 'લા*ઇલાહ ઇલ્લલ્લાહ મુહંમદર્-રસૂલુલ્લાહ' (ઈશ્વર

સિવાય કોઈ દેવ નથી અને મહમદ તેના પેગંબર છે)? અમારો ધર્મ સંકુચિત, સર્વત્યાગી નથી. એ તો તત્ત્વતઃ સર્વગ્રાહી છે."

મેં તેમને કહ્યું કે, આ નિરાકરણ તમે કહો છો તેવું સહેલું નથી. તમારો સિદ્ધાંત થોડા કેળવાયેલાઓને માટે ભલે પૂરતો હોય; પણ સામાન્ય માણસને માટે તો તે નિષ્ફળ થઈ પડે. સામાન્ય હિંદુને મન તો ગોરક્ષા અને હરિકીર્તન (જેમાં વાદ્ય સહિત અવ્યાહત સંગીત — પછી મસ્જિદ આગળ થઈને નીકળવું પડતું હોય તોપણ —) એ વસ્તુઓમાં જ હિંદુત્વનો સારસર્વસ્વ રહેલો છે. અને સામાન્ય મુસલમાનને મન ગોકશી અને વાજાં વગડાતાં બંધ કરાવવાં એમાં ઇસ્લામનો સારસર્વસ્વ આવી જાય છે. એટલે હિંદુઓ મુસલમાનોની પાસે પરાણે ગોકશી બંધ કરાવવાનો વિચાર માંડી વાળે, અને મુસલમાનો હિંદુઓની પાસે વાજાં પરાણે બંધ કરાવવાનો વિચાર માંડી વાળે એ જરૂરનું છે. અને પછી ગોકશી કરવાને અને વાજાં વગાડવાને વિષે નિયમો કરવાનું તો તે કોમોની ભલમનસાઈ ઉપર છોડી દેવું. જેમ જેમ સહિષ્ણુતા વધતી જશે તેમ તેમ આ બંને પ્રથામાં મર્યાદા આવતી જશે. પણ આ કૂટ પ્રશ્નમાં હું અહીં વિસ્તારથી ઊતરવા માગતો નથી.

હું તો પેલા મુસલમાન મિત્રોએ રજૂ કરેલા આકર્ષક સિદ્ધાંતની આલોચના કરવા ઇચ્છું છું અને કેટલી વાતનો હું સ્વીકાર કરી શકું છું તે જણાવવા ઇચ્છું છું. વળી મારી લાગણી તો સંપૂર્ણ રીતે હિંદુની હોઈ, મને ખાતરી છે કે, મારે જે કહેવાનું છે તે હિંદુ સમાજના મોટા ભાગને પણ પસંદ પડશે. સાચી વાત તો એ છે કે, સામાન્ય મુસલમાન જ વેદનું અને બીજાં હિંદુશાસ્ત્રોનું અપૌરુષેયત્વ, અથવા કૃષ્ણ અને રામને રસૂલ અથવા ઇશ્વરના અવતાર નથી માનતો. કુરાનને અને પેગંબર સાહેબને ઉતારી પાડવાનો ખ્યાલ તો હિંદુના મનમાં હમણાં હમણાં પેઠો

છે. બાકી હિંદુ મંડળોમાં પેગંબર સાહેબનો પૂજ્યભાવથી ઉલ્લેખ થતો મેં જાણ્યો છે અને ઇસ્લામની તારીફ કરનારાં હિંદુ ભજનો પણ છે.

સિદ્ધાન્તનો પૂર્વાર્ધ લઈએ. ઇશ્વર ખરેખર એક જ છે, અદ્વિતીય છે. તે અગમ્ય, અજ્ઞેય તથા મનુષ્ય જાતિના ઘણા મોટા ભાગને તો અજ્ઞાત છે. એ સર્વવ્યાપી છે. આંખ વિના જુએ છે, કાન વિના સાંભળે છે. એ નિરાકાર છે, અને અભેદ છે. એ અજન્મા છે, એને માતા નથી, પિતા નથી, સંતતિ નથી. છતાં તે પોતાને પિતા, માતા, સ્ત્રી અને બાળકના સ્વરૂપમાં પૂજવા દે છે; તે તો પોતાને પથરા અથવા કોઈ પણ જડ પદાર્થના સ્વરૂપમાં પૂજાવા દે છે. જોકે આમાંની એકે વસ્તુ તે નથી. તે ઝાલ્યો ઝલાતો નથી. આપણે સમજીએ તો તે આપણી પાસે જ બેઠો છે. તેની સર્વવ્યાપકતા આપણે સમજવા ન માગીએ, તો તે દૂર ને દૂર જ છે. વેદોમાં ઘણા દેવો છે. બીજા ધાર્મિક ગ્રંથો તેમને ફિરસ્તા કહે છે. પણ વેદોમાં એક જ ઇશ્વરની ધૂન છે, તે એક જ ઇશ્વરને ભજે છે.

કુરાનને ઇશ્વરપ્રેરિત માનતાં હું નથી અચકાતો, જેમ બાઇબલ અને ઝંદ અવસ્તા, ગ્રંથ સાહેબ અને બીજાં નિર્મળ શાસ્ત્રોને ઇશ્વરપ્રેરિત માનતાં હું નથી અચકાતો. ઇશ્વરપ્રેરિત ગ્રંથોનો ઇજારો કોઈ પણ એક રાષ્ટ્ર અથવા જાતિનો નથી. જો હું હિંદુધર્મને જરા પણ સમજતો હોઉં તો, તે તત્ત્વતઃ વ્યાપક, સદા વર્ધમાન, તથા પરિસ્થિતિ પ્રમાણે નવો થનાર છે. કલ્પના, તર્ક અને બુદ્ધિને માટે તેમાં સંપૂર્ણ સ્થાન છે. કુરાન તથા પેગમ્બર સાહેબ માટે માન ઉપજાવતાં હિંદુઓમાં મને કશીયે મુશ્કેલી નથી પડી; પણ મુસલમાન મંડળોમાં વેદો તથા અવતારો તરફ માન ઉપજાવતાં મેં મુશ્કેલીઓ અનુભવી છે. આફ્રિકામાં મારા એક ઘણા જ ભલા મુસલમાન અસીલ હતા. તે આજે હયાત નથી એનો મને

શોક છે. અમારી વચ્ચેના અસીલ અને વકીલના સંબંધે પાછળથી ગાઢ મિત્રતા અને પરસ્પર માનની લાગણીનું સ્વરૂપ લીધું. અમે ઘણી વેળા ધાર્મિક ચર્ચાઓ કરતા. મારા મિત્રની બુદ્ધિ કુશાગ્ર જેવી તેજ હતી, જો કે તેમને એકે અર્થમાં ભણેલા તો ન જ ગણાય. તેઓ કુરાનને વિષે પૂરતી માહિતી ધરાવતા હતા; બીજા ધર્મો વિષે પણ કંઈક જાણતા હતા. હું ઇસ્લામ સ્વીકારું એ તેમને ભાવતું હતું. મેં તેમને કહ્યું, 'હું કુરાન અને પેગમ્બર સાહેબને પૂરેપૂરું માન આપી શકું છું, ત્યારે તમે મને વેદો અને અવતારોને રદ કરવા કેમ કહો છો? આજે મારામાં જે કંઈ છે તે તેને પ્રતાપે છે. અને ભગવદ્‌ગીતા અને તુલસીદાસના રામાયણમાં મને ભારેમાં ભારે સાન્ત્વના મળે છે. મારે ખુલ્લે દિલે કહેવું પડે છે કે, કુરાન, બાઇબલ અને દુનિયાના બીજા ધર્મગ્રંથો માટે મને ખૂબ માન હોવા છતાં, તે મને કૃષ્ણની ગીતા અને તુલસીદાસના રામાયણ જેટલી અસર નથી કરતાં.' મારા મિત્રે મારે વિષે આશા મૂકી અને વગર સંકોચે ઠરાવ કર્યો કે, મારા મગજમાં કંઈક ખામી હોવી જોઈએ. પણ આ મિત્ર અપવાદરૂપ નથી. ત્યાર પછી મને અનેક એવા મુસલમાન મિત્રો મળ્યા છે કે જે આવા જ અભિપ્રાયો ધરાવે છે. પણ મને એમ તો લાગે જ છે કે આ મનોદશા ક્ષણિક છે. હારૂન-અલ-રશીદ અને મામુનના દિવસોનો ઇસ્લામ દુનિયાના બધા ધર્મોમાં વધુમાં વધુ સહિષ્ણુ હતો, એ જસ્ટિસ અમીર અલીના અભિપ્રાય સાથે હું તદ્દન મળતો આવું છું. પણ હારૂન-અલ-રશીદ અને મામુનના વખતના ધર્મગુરુની ઉદારવૃત્તિની સામે પ્રત્યાઘાત થયેલો. પ્રતિગામીઓમાં ઘણા વિદ્વાન વિચક્ષણ પ્રભાવશાળી માણસો હતા અને તેઓએ ઇસ્લામના ઉદાર અને સહિષ્ણુ ગુરુઓ અને તત્ત્વવેત્તાનાં આસનો ડોલાવી નાખ્યાં. એ પ્રતિઘાતની માઠી અસરનાં પરિણામ આપણે હિન્દુસ્તાનમાં હજુ ભોગવીએ છીએ. પણ મને જરાયે સંશય નથી કે, અનુદારતા

અને અસહિષ્ણુતાને ધોઈ નાંખવાના જેટલું ઇસ્લામમાં તત્ત્વ મોજૂદ છે; મનુષ્યજાતિમાં પેલા મુસલમાન મિત્રોએ સૂચવેલા સિદ્ધાન્તનો બહોળો સ્વીકાર થાય એવા જમાના તરફ આપણે પ્રગતિ કરી રહ્યા છીએ. આ ક્ષણે ખરી જરૂર એક ધર્મની નહિ પણ પરસ્પર સન્માનની લાગણી અને જુદા જુદા ધર્મોના અનુયાયી તરફ સહિષ્ણુતાની છે. આપણે બધા ધર્મોને મૃતવત્ એક સપાટી ઉપર નથી લાવવા માગતા. આપણે વિવિધતામાં એકતા કરવી છે. પૂર્વપરંપરાને તોડવાના, અથવા વંશના સંસ્કારો તથા હવા, પાણી અને બીજા સંજોગોની અસરને લઈને પડેલા રિવાજોને નાબૂદ કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ જશે, એટલું જ નહિ પણ તે અધર્મ્ય છે. બધા ધર્મોનો આત્મા એક છે, પણ તે અનેક આકૃતિઓમાં મૂર્તિમાન થાય છે. આ વસ્તુ કાળના અંત સુધી કાયમ રહેશે. ડાહ્યા માણસો બહારના કલેવરની અવજ્ઞા કરી, જુદા જુદા સ્વરૂપોમાં રહેલા આત્માને જ જોશે. મુસલમાનો પોતાની જ કલ્પનાના ઇસ્લામને દુનિયાનું સામ્રાજ્ય સોંપવાની અભિલાષા રાખે એ જેટલું મિથ્યા છે તેટલું જ હિંદુઓ ઇસ્લામ, ખ્રિસ્તી ધર્મ અને પારસી ધર્મને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાની અભિલાષા રાખે એ મિથ્યા છે. પણ એક જ ઈશ્વર અને તેના પેગંબરોની અનંત પરંપરાની માન્યતાથી જો ઇસ્લામને સંતોષ થતો હોય તો આપણે બધા મુસલમાન છીએ; પણ તેમ જ આપણે બધા હિંદુ અને ખ્રિસ્તી પણ છીએ. સત્ય એ કોઈ પણ એક ધર્મગ્રંથની એકાંતિક સંપત્તિ નથી.

તા. ૨૮-૯-'૨૪

## ૩. ઇસ્લામની ખૂબી

[ શ્રી. મહાદેવભાઈના ‘પાંચમું સપ્તાહ’ એ લેખમાંથી ]

ખ્વાજા સાહેબે [ગાંધીજીને] લંબાણથી અબ્દુલ કાદર જિલાની — હજરત ગોસ — ની વાત સંભળાવી: “હજરત ગોસનો એક પાડોશી હતો તે દરરોજ નમાજ વખતે ખૂબ વાજાં વગાડે, અવાજ કરે, શોરબકોર મચાવે. હજરત સાહેબના મુરીદો ચિડાય, અને અનેક વાર ફરિયાદ કરે. હજરત સાહેબ હમેશાં કહે, ‘આપણે શા સારુ એના ઉપર ધ્યાન આપીએ? આપણે નમાજમાં ચિત્ત રાખીએ કે એના શોરબકોર ઉપર ધ્યાન આપીએ?’ આમ દરરોજ શોરગુલ થતો હતો અને હજરત સાહેબ ખામોશી રાખતા હતા. એક દિવસે શોરબકોર ન સંભળાયો. હજરત સાહેબે પૂછ્યું, ‘આજે કેમ પેલાનો અવાજ કાંઈ ન સંભળાયો?’ મુરીદોએ કહ્યું, ‘એના ઉપર અદાલતમાં કેસ ચાલે છે.’ તરત જ હજરત સાહેબ નીકળી પડ્યા; હાકેમની પાસે ગયા અને હાકેમની પાસે માગણી કરી: ‘આ મારો પડોશી છે અને મારે એની લાજ રાખવી જોઈએ. જો એણે એવો ગુનો કર્યો હોય કે જે માફ કરવાથી બીજાને નુકસાન થાય એમ હોય તો તો એને સજા કરો; પણ જો એવો ગુનો કર્યો હોય કે જેને માટે થોડો દંડ લઈને એને છોડી દઈ શકાતો હોય તો એને છોડી દેવાની મહેરબાની કરો, હું મારે ત્યાંથી પૈસા આપી દઈશ.’ હાકેમે પેલાને છોડી દીધો. પેલો ઉપકારના બોજા તળે કચરાઈ ગયો, તેને પોતાના કામ માટે શરમ આવી, અને તે મુસલમાન થયો.”

ગાંધીજી ખૂબ રાજી થઈને બોલ્યા: “એ તો અબ્દુલ કાદર જિલાનીની જ આપ વાત કરો છો ને? જેલમાં મેં પણ એમની વાત વાંચી હતી. જ્યારે બાળક હતા ત્યારે મુસાફરીએ નીકળતાં તેમને તેમની માએ થોડી અશરફી આપી હતી. બાળક

એટલે ડગલીમાં સીવીને આપી હતી. અને અશરફીની સાથે એક શિખામણ પણ આપેલી કે, ગમે તે થઈ જાય, આસમાનજમીન એક થાય, પણ, બેટા, સાચું જ બોલજે, કદી જૂઠું બોલીશ નહિ. રસ્તામાં લૂંટારા મળ્યા. લૂંટારાઓ અબ્દુલ કાદર જે કાફલાની સાથે આવેલો હતો તે કાફલામાંથી એક એક માણસ લઈ લઈને લૂંટવા મંડ્યા. અબ્દુલ કાદરનો વારો આવ્યો. તેને પૂછવામાં આવ્યું, 'તારી પાસે શું છે?' પેલાએ ડગલીમાં અશરફી સીવેલી બતાવી. ડાકુઓ ચકિત થયા અને તેને છોડી દીધો. પણ તેના સાચની અસર એ થઈ કે બીજાને પણ તેઓએ લૂંટ પાછી આપી.

"એવા દાખલા તો ઇસ્લામમાં ભરેલા છે જ તો. પણ તમે એ દાખલા હિંદુઓ આગળ ટાંકો તે બરોબર નથી. એવા દાખલા એકલા ઇસ્લામમાં જ છે? હિંદુધર્મમાં પણ એવા દાખલા ડગલે ડગલે જોવામાં આવે છે. પણ જેમ તે દાખલાથી કોઈએ પોતાનો ધર્મ છોડી હિંદુ બનવાની જરૂર નથી, તેમ અબ્દુલ કાદરના દાખલાથી કોઈને ઇસ્લામ સ્વીકારવાની જરૂર નથી. અબ્દુલ કાદર જેવા માણસો ઇસ્લામમાં ઘણા હોય, અને તેમને જોઈને આખું હિંદુસ્તાન ઇસ્લામી થઈ જાય તો તેની મને પરવા નથી. પણ જેમ હિંદુઓમાં શ્રેષ્ઠ વ્યક્તિઓ થઈ ગઈ છે અને બૂરી પણ, તેમ ઇસ્લામીઓમાં પણ બૂરી વ્યક્તિઓ છે. તમે અબ્દુલ કાદરનો દાખલો કોઈને ઇસ્લામ સ્વીકારાવવા ટાંકો એમ હું ન ઇચ્છું. તમે તો હિંદુઓને બીજી વસ્તુ કહી શકો છો. તમે ઢેડભંગીને ઇસ્લામી થવા શું કરવા કહો? તમે હિંદુઓને કહી શકો છો કે, તમારામાં તો ભારે ઉદારચરિત વ્યક્તિઓ થઈ ગઈ છે, તમે તો પ્રાણીમાત્રમાં અભેદ ભાવ માનનારા છો; તમે કેમ મનુષ્યને અસ્પૃશ્ય ગણી શકો? ઇન્સાનને અળગો રાખતાં તમને શરમ નથી આવતી? આમ તમે હિંદુધર્મની સેવા કરી શકો છો. હું અબ્દુલ કાદર સાહેબનો દાખલો દઈને મુસલમાનોને કહી

શકું છું કે, આવા સાચને ચાહનારા, ખામોશી ચાહનારા, દુશ્મનને પણ માફી બક્ષનારા તમારા ધર્મમાં પડ્યા છે; તમારાથી તેમને નામોશી લગાડાય? એમ કહીને હું ઇસ્લામની સેવા કરું. પછી આપણા ધર્મને આપણે એવો સ્વચ્છ કર્યો હોય કે જેથી બીજાને તે સ્વીકારવાની ઇચ્છા થાય તો તેને કોણ રોકી શકે એમ છે?

"પણ કોઈની ગરીબીનો લાભ લઈને કોઈ કહે કે, 'લે ભાઈ તને આટલા રૂપિયા આપીશ, તારું કરજ પતાવીશ, તારા ધર્મવાળા તને કનડે છે, આવ તું અમારી પાસે આવ' — તો એ બૂરી વસ્તુ છે. એમાં તે ઇસ્લામને ચાહીને નથી આવતો, પૈસાની સામું જોઈને આવે છે. મહમદ સાહેબની પાસે માણસો આવતા તેમને સારું ખાવાનું મળતું હતું શું? ખજૂર અને પાણી; અને તેયે ન મળે તો ફાકા! છતાં તેમની પાસે તેમની વ્યક્તિને માન આપીને, તેમની રૂહાની શક્તિને જોઈને ઘણા જતા અને મુસલમાન થતા. મહમદ સાહેબ કોઈ જાગે અને તેમનો પ્રભાવ જોઈને જગત મુસલમાન થાય તો મારો વાળ પણ ન હાલે.

"હું જે આટલું બધું કહું છું તે એટલા જ માટે કે ઇસ્લામની ખૂબી હું સમજું છું. ઇસ્લામ તલવારથી ફેલાયો છે એમ હું નથી માનતો. ઇસ્લામ તો ફકીરોથી ફેલાયો છે; ઇસ્લામ તો સચ્ચાઈ, ફકીરી, અને બહાદુરીથી ફેલાયો છે. તલવારથી ઇસ્લામનો બચાવ થયો છે એ તો સૌ કોઈ કબૂલ કરશે, પણ એનો પ્રચાર કરવાનું માન તો ફકીરો જ લઈ શકે છે. એટલે જ હું કહું છું કે, ઇસ્લામ જબરદસ્તીથી, લાલચથી, અથવા એવી બીજી રીતે ફેલાવવામાં ઇસ્લામની સેવા નથી થવાની પણ ખરાબી થવાની છે. આ પણ હું ઇસ્લામને ચાહું છું માટે જ કહું છું."

તા. ૨૬-૧૦-'૨૪

# ૪. ધર્મપ્રચારની મર્યાદાઓ

[ 'હિંદુમુસલમાન' એ લેખમાંથી આ ભાગ લીધો છે.— **પ્રકાશક** ]

મારા અભિપ્રાય પ્રમાણે તો, ખ્રિસ્તીધર્મમાં અને એથી ઓછા પ્રમાણુમાં ઇસ્લામમાં જેમ પરધર્મીને વટલાવીને પોતાના ધર્મમાં લેવાનો વિધિ રહેલો છે, તેવી વસ્તુ હિંદુધર્મમાં છે જ નહિ. આ બાબતમાં આર્યસમાજીઓએ ખ્રિસ્તીઓનું અનુકરણ કર્યું હોય એમ જણાય છે. આ આધુનિક પદ્ધતિ મને બિલકુલ રુચતી નથી. એનાથી અત્યાર સુધીમાં શ્રેયને બદલે અશ્રેય જ વધારે થયું છે. ધર્માન્તર એ કેવળ અંતઃકરણને લગતી અને માણસ અને તેના સરજનહારને લગતી બાબત મનાતી હોવા છતાં, એને અંગે મુખ્યત્વે સ્વાર્થવૃત્તિને જાગૃત કરવામાં આવે છે, એટલી બજારુ ચીજ એને કરી મેલવામાં આવી છે. આર્યસમાજી ઉપદેશક જ્યારે બીજા ધર્મોની નિંદા (ખંડન) કરવા ઊભો રહે છે ત્યારે એને રસના ઘૂંટડા આવતા હોય એવું મોટે ભાગે જોવામાં આવ્યું છે. મારી હિંદુ ધર્મવૃત્તિ તો મને શીખવે છે કે,બધા જ ધર્મો ઓછેવત્તે અંશે સાચા છે. બધાની ઉત્પત્તિ એક જ ઈશ્વરમાંથી છે; અને છતાં બધા ધર્મ અપૂર્ણ છે. કારણ કે તે અપૂર્ણ એવા મનુષ્ય દ્વારા આપણને મળેલા છે. ખરી શુદ્ધિપ્રવૃત્તિ તો હું એને કહું કે, દરેક સ્ત્રી અગર પુરુષ પોતપોતાના ધર્મમાં રહીને પૂર્ણત્વ પ્રાપ્ત કરવા મથે. આવી ગોઠવણમાં ચારિત્ર એ જ માણસની કસોટી હોય. જો માણસ નીતિમાં ચડિયાતો ન થાય તો એક વાડામાંથી નીકળી બીજામાં પેસવાથી શું વળવાનું હતું? જ્યાં મારા ઘરમાં વસનારાં જ પ્રતિક્ષણ પોતાના આચારવ્યવહારમાં ઈશ્વરનો છડેચોક ઇનકાર કરી રહ્યાં હોય, ત્યાં હું એ ઈશ્વરની સેવાને સારુ બહારનાઓને વટલાવીને ઘરમાં લાવવાનો પ્રયત્ન કરું (કારણ, શુદ્ધિ અગર તો તબલીઘનો અર્થ

આવો જ માનવો રહ્યો છે,) તો એવા પ્રયત્નનો અર્થ જ શો હોઈ શકે? ‘પોતાના પગ નીચેનું બળતું પહેલું હોલવ’ એ કહેવત અત્યારે દુન્યવી કરતાં ધાર્મિક વહેવારમાં જ વધુ સાચી નીવડે છે.

પણ આ મારા અંગત વિચાર છે. જો આર્યસમાજીઓની એવી માન્યતા છે, કે તેમનો અંતરાત્મા તેમને આમ કરવા પ્રેરી રહ્યો છે, તો તેમને આ પ્રવૃત્તિ ચલાવવાનો સંપૂર્ણ હક છે. આવો અંતર્નાદ કોઈ પણ પ્રકારના સમયની મર્યાદા કે ઉપયોગિતાના અંકુશ ન જ ગણકારે. અને એક આર્યસમાજી ઉપદેશક કે મુસલમાન મોલવી પોતાના અંતર્નાદથી પ્રેરાઈને પોતાના ધર્મનો પ્રચાર કરશે એટલાથી જ જો હિંદુ મુસલમાન એકતાને ધક્કો પહોંચતો હોય, તો એવી એકતા કેવળ મોઢાની વરાળ ઉપરાંત બીજું કશું નથી એમ ચોક્કસ સમજવું. શા માટે આપણે આવી પ્રવૃત્તિઓથી ઊકળી ઊઠીએ? માત્ર તે ખરી પ્રામાણિક પ્રવૃત્તિઓ હોવી જોઈએ. જો મલકાના રજપૂતોને પાછા હિંદુધર્મના પેટમાં સમાવું હતું તો ગમે તે વખતે તેમ કરવાનો તેમને સંપૂર્ણ હક હતો. પણ પોતાના ધર્મપ્રચારને નામે બીજા ધર્મોની નિંદા કરવાની પ્રવૃત્તિ ચાલવા ન જ દઈ શકાય. કારણ, એનું પરિણામ એ જ આવે કે સહિષ્ણુતા માત્ર નાશ પામે. આવા પ્રચારની સામે થવાનો સૌથી સચોટ ઉપાય એ જ છે કે તેને જાહેર રીતે વખોડી કાઢવો. દરેક પ્રવૃત્તિ પોતે જોખમદાર હોવાનો ડોળ કરે છે; પણ એ દંભને પ્રજામત ઉઘાડો પાડે તે જ ક્ષણે તે પ્રતિષ્ઠાને અભાવે ભાંગી પડી નાશ પામે છે.

તા. ૨૯–૫–’૨૪

# ૫. સાચી શુદ્ધિ

[ગયાની હિંદુસભા તરફથી આપવામાં આવેલા માનપત્રનો ગાંધીજીએ આપેલો જવાબ. — **પ્રકાશક**]

સાચી શુદ્ધિ તે આત્મશુદ્ધિ છે. હૃદયને શુદ્ધ કરી અસ્પૃશ્યોને અપનાવવામાં આપણી અને તેમની શુદ્ધિ છે. એટલી હદ સુધીની શુદ્ધિના કાર્યમાં હું તમારી સાથે છું. અને મને લાગે છે કે ધર્મને માટે દેહત્યાગ કરનારા શ્રદ્ધાનંદજીનું સૌથી મોટું કાર્ય અસ્પૃશ્યતા-નિવારણનું કાર્ય જ ગણાશે. અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે નિરંતર તેમને લગની લાગેલી હતી એનું વર્ણન તો હું અનેક ઠેકાણે કરી ચૂક્યો છું. પણ શુદ્ધિનો તમે જે અર્થ કરો છો, અને જેમાં શ્રદ્ધાનંદજીનો પૂરેપૂરો હિસ્સો હતો, તે મારું હૃદય નથી માનતું. શાસ્ત્રોનું મારી અલ્પશક્તિ અનુસાર સંશોધન અને અભ્યાસ મેં કીધો છે, અને પરિણામે મારો નિશ્ચય થયો છે કે એવી શુદ્ધિ માટે હિંદુધર્મમાં જગ્યા નથી. ઇસ્લામી ભાઈઓને પણ હું કહી ચૂક્યો છું કે, કુરાનેશરીફ વાંચીને હું એવા મત ઉપર આવ્યો છું કે જે તબલીઘ તેઓ કરી રહ્યા છે તેને માટે ઇસ્લામમાં સ્થાન નથી. કોઈની પાસે જઈને કહેવું કે, તું ઇસ્લામ પર ઈમાન લાવ — તું મુસલમાન બન, કે કોઈની પાસે જઈને કહેવું કે તું હિંદુ બન, એ બરોબર જ નથી. શુદ્ધિ વિષે તમારી અને મારી વચ્ચે આટલો મતભેદ તો રહેવાનો જ. હું ઈશ્વરની પ્રાર્થના કરું છું કે, આમાં મારી કસૂર થતી હોય તો તે મને બતાવે. હું તો, તુલસીએ બતાવ્યું કે તપશ્ચર્યા વડે બ્રહ્માએ સૃષ્ટિ કરી, અને પાર્વતીએ શંકરને પતિ બનાવ્યા, તેવી તપશ્ચર્યા વડે હિંદુ ધર્મની રક્ષા કરવા ચાહું. દુનિયામાં કોઈ પણ પરમ વસ્તુની સાધના તપશ્ચર્યાથી જ સહજ થાય છે. હિંદુઓ પણ તપશ્ચર્યા કરીને પોતાની શુદ્ધિ કરી લે અને અસ્પૃશ્યતાનું કલંક દૂર કરે, તો તેમણે પોતાની રક્ષા

માટે પૂરતું કામ કરી લીધું એમ કહીશ. ગીતાનો પાઠ કોઈને પસંદ હોય તો તે શા માટે તે પોતે જ ન કરે? મને કુરાન પઢવાનું મન થાય તો કોઈના બતાવ્યાને લીધે હું શા સારુ તે પઢું? બાઇબલ પઢવાને માટે મને ખ્રિસ્તીના ઉપદેશની જરૂર શા સારુ હોય? ધર્મ અને ઈશ્વરની વચ્ચે એક પણ વસ્તુ આવી શકતી નથી. જેને ધર્મનો અને શુદ્ધિનો ખ્યાલ નથી તે જ એકબીજાની શુદ્ધિ અને તબલીઘ કરવા જશે.

આ તો મારો અંગત અભિપ્રાય કહ્યો. પણ હું તો સ્વતંત્રતાનો ઉપાસક રહ્યો. એટલે મેં કહ્યું છે કે, શ્રદ્ધાનંદજીને દુનિયાને વેદધર્મ આપવાની ઇચ્છા હતી તો તેમને તેમ કરવાનો અધિકાર હતો, જેમ ઇસ્લામનો પ્રચાર કરવાનો અને કુરાન પઢાવવાનો મુસલમાનોને અધિકાર છે. જો એ શુદ્ધિકાર્ય માટે શ્રદ્ધાનંદજીનું ખૂન થયું હોય, તો તે ઇસ્લામને નથી છાજતું; હિંદુધર્મને એ અભિમાનાસ્પદ છે. એટલે હિંદુ તેનો બદલો વાળવાનો સ્વપ્ને પણ વિચાર ન કરે. એક પણ મુસલમાન દિલમાં એવો ખ્યાલ ન આણે કે એ કાર્યથી ઇસ્લામનું ભલું થયું છે. હું તો હિંદુ-મુસલમાન પ્રશ્ન વિષે બોલતો નહોતો; પણ આટલું પણ બોલું છું તે શ્રદ્ધાનંદજીના ખૂનની અસાધારણ ઘટનાને લીધે. હું તો ઈશ્વરને એટલી જ પ્રાર્થના કરું કે, તું અમને વીર બનાવ, બહાદુર બનાવ, અમને કોઈની ઘૃણા ન કરાવ, બીજાને જીતવા હોય તો અમને પ્રેમની કળા બતાવ. શ્રદ્ધાનંદજીનું સ્મારક કરવાનો હિંદુમુસલમાન બંનેનો ધર્મ છે, અને બંનેનો આવી પ્રાર્થના કરવાનો ધર્મ છે.

તા. ૩૦–૧–'૨૭

# ૬. હું મુસલમાન કેમ નથી થતો

એક મુસલમાન ભાઈ લખે છે: "આપનો દાવો છે કે 'હું સત્યચાહક, સત્યશોધક ને સત્યાગ્રહક છું.' સાથે સાથે આપે લખ્યું છે કે, 'ઇસ્લામ જૂઠો ધર્મ નથી.' ખુદાનું ખાસ ફરમાન છે કે દુનિયાના દરેક માણસે ઇસ્લામધર્મ સ્વીકારવો. છતાં આપ મુસલમાન કેમ નથી થતા? એક હિંદુ આગેવાનનું જ્યારે મેં વધારા નં. ૧૪ તરફ ધ્યાન ખેંચ્યું ત્યારે તેમણે કહ્યું કે, એ તો ગાંધીજીએ મુસલમાનોને રાજી રાખવા લખ્યું છે. ગાંધીજીના દિલમાં ઇસ્લામી મહોબ્બત નથી."

આ ભાઈએ આગ્રહપૂર્વક જવાબ માગ્યો છે. જેટલું જૂઠું ન હોય તેટલું દરેક માણસે કરવું જોઈએ એવો ધર્મ ક્યાંયે સાંભળ્યો નથી. જેમ હું ઇસ્લામને જૂઠો ધર્મ નથી માનતો તેમ જ હું ઈસાઈ, પારસી, યહૂદી ધર્મોને જૂઠા નથી માનતો. ત્યારે મારે કયો ધર્મ કબૂલ કરવો? વળી હું હિંદુધર્મને પણ જૂઠો નથી માનતો. ત્યારે મારા જેવા સત્યશોધકે શું કરવું? મેં તો ઇસ્લામની ખૂબીઓ જોઈ તેથી તે ધર્મ જૂઠો નથી એમ કહ્યું. એ કહેવાની જરૂર જણાઈ, કેમ કે ઇસ્લામ પર હુમલા થયેલા છે ને મુસલમાન ભાઈઓની સાથે મિત્રતા રાખવા ઇચ્છું છું તેથી મેં તેમના ધર્મનો બચાવ કર્યો. સહુને પોતપોતાનો ધર્મ સર્વથી શ્રેષ્ઠ લાગે છે તેથી જ તેમાં તે રહે છે. તે ન્યાયે હિંદુધર્મ મને જૂઠો નથી લાગતો, એટલું જ નહિ પણ તે મને સર્વથી શ્રેષ્ઠ લાગે છે. તેથી બાળક જેમ માતાને વળગી રહે છે તેમ હું મારા ધર્મને વળગી રહું છું. પણ બાળકો જેમ પરમાતાનો તિરસ્કાર નથી કરતાં તેમ હું પણ પરધર્મનો તિરસ્કાર નથી કરતો. મારા ધર્મ પ્રત્યેનો મારો પ્રેમ બીજાઓના પોતાના ધર્મ પ્રત્યેના પ્રેમને

સમજતાં મને શીખવે છે. અને એમ દરેક હિંદુ મુસલમાન શીખે એવી મારી પ્રાર્થના હંમેશાં ઈશ્વરના દરબારમાં પહોંચે છે.

તા. ૫–૧૦–'૨૪

## ૭. 'સંગસારી'

૧

અફઘાનિસ્તાનમાં અહમદિયા કોમના બે ભાઈઓની સંગસારી થયાનો (પથ્થર મારીને જીવ લેવાયાના ખબરનો) લાંબો તાર મહાસભાના પ્રમુખ તરીકે મને મળ્યો છે. મરહૂમ નેમતુલ્લાખાનને જે ભયંકર સજા કરવામાં આવી હતી તેના ઉપર ઇરાદાપૂર્વક મેં કશી ટીકા નહોતી કરી. પણ જ્યારે મારો અંગત મત દર્શાવવા માટે મને સૂચવવામાં આવ્યું છે તે વખતે આ બનાવને જતો કરવા નથી ઇચ્છતો. મેં સાંભળ્યું છે કે, કુરાનમાં પથ્થર મારવાની સજાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પણ તે અમુક સંજોગો વચ્ચે, જેની અંદર આ બનાવનો સમાવેશ નથી થઈ શકતો. છતાં ઈશ્વરથી ડરીને ચાલનારા માણસ તરીકે આ સજાની નૈતિક યોગ્યતાની સામે હું સવાલ ઉઠાવી શકું છું. પયગમ્બરની હયાતી દરમ્યાન અને તે યુગમાં ગમે તે બાબત જરૂરની અને યોગ્ય મનાતી હોય, પણ સજાનો આ પ્રકાર તો કુરાનને નામે પણ અક્ષમ્ય છે.

આ બુદ્ધિયુગમાં દરેક ધર્મની કોઈ પણ કલમને વિશ્વમાન્ય કરાવવી હોય તો તેને તર્કની અને ન્યાયની આકરી કસોટીમાંથી પસાર કરવી જોઈએ. ભૂલને દુનિયાનાં કોઈ પણ શાસ્ત્રનો ટેકો હોય તો પણ તે અપવાદરૂપ ન ગણાય. આ કોમને તેની આ દુ:ખી હાલત તરફ મારી સહાનુભૂતિ છે.

આ બીનાના ગુણદોષ વિષે હું કંઈ પણ અભિપ્રાય ન આપી શકું એમ જણાવવાની જરૂર નથી. ગુણદોષ વિષે મત બાંધવા

માટે પ્રજા પાસે કોઈ હકીકત નથી. સજાનું કારણ હોય કે ન હોય, સજાની આ રીત તો માણસના હૃદયને ઘાયલ કરનારી છે. ગમે તેવો હીન ગુનો હોય તો પણ તે માટે રીબી રીબીને મારવાની સજા કબૂલ રાખવાને હૃદય અને બુદ્ધિ બંને ના પાડે છે.

તા. ૨૬–૨–'૨૫

૨

['કુરાનમાં સંગસારી નથી' એ નામે પ્રસિદ્ધ થયેલી નોંધ.
—પ્રકાશક]

અહમદિયા અંજુમન ઇશાઅતેઇસ્લામના સરનશીન ડૉ. મહમદઅલી તરફથી મને નીચેનો તાર મળ્યો છે જે હું ઘણી ખુશીથી છાપું છું:

"કોઈ પણ ગુના માટે સંગસારીની સજા કુરાનમાં ફરમાવી નથી. આપની નોંધ ઇસ્લામ અને તેના પયગમ્બરને અન્યાય કરનારી અને દુનિયાની નજરમાં ઇસ્લામની નાલેશી કરનારી છે. મારી ખાતરી છે કે આપે વિચારપૂર્વક નહિ પણ સાંભળેલી હકીકત ઉપરથી બાંધેલો આ મત છે. કુરાનશરીફનું મારું કરેલું અંગ્રેજી આપ આ મુદ્દાઓના સંબંધમાં તપાસી જોશો તો આપની ખાતરી થશે કે આપને હકીકત પૂરી પાડનારાઓએ ભૂલ કરી છે. મહેરબાની કરી ખૂબ વિચાર કરી એનો રદિયો આપશો."

ડૉ. મહમદઅલી મારી ટીકાને અવળા અર્થમાં સમજ્યા છે. મને ખબર છે કે, અમુક સંજોગોમાં 'સંગસારી'ની સજાનો કુરાનશરીફમાં ઉલ્લેખ છે એ આધારે કેટલાક તેનો બચાવ કરે છે. આવી સજા કુરાનશરીફમાં કે હદીસમાં ફરમાવવામાં આવી છે કે નહિ તે વિષે મારો અભિપ્રાય ન આપતાં મેં ફક્ત એટલું જ જણાવ્યું હતું કે, કુરાનશરીફમાં એનો ઉલ્લેખ મળી આવતો હોય તો પણ એ સજા બચાવ ન કરી શકાય એવી છે. 'કુરાનમાં સંગસારીની સજા ફરમાવી નથી' એવી ડૉ. મહમદઅલી મને ખાતરી આપે છે એ જોઈ હું ખુશ થાઉં છું. છતાં કાબુલમાં કયા આધારે આ સજાનો બચાવ કરવામાં આવ્યો છે અને

અહીંના પણ કેટલાક મુસલમાનો કયે આધારે તેને પોતાની અનુમતિ આપી રહ્યા છે તે જાણવા હું ઇંતેજાર છું. સજા તરીકે સંગસારીને મુસલમાનો એકમતે વખોડી કાઢે એ જોવા હું માગું છું. જો એ પ્રમાણે કરવામાં આવે તો ભવિષ્યમાં આખી ઇસ્લામી દુનિયામાં આ સજા તદ્દન અસંભવિત બની જશે.

તા. ૧૫-૩-'૨૫

૩

['સંગસારી વિષે વધુ' એ નામે પ્રસિદ્ધ થયેલા લેખમાંથી.
—પ્રકાશક]

અહમદિયા કોમના કેટલાક લોકોને સંગસારીની સજા થયાને અંગે મેં લીધેલી નોંધ ઉપર પુષ્કળ પત્રવ્યવહાર મારા પર આવ્યો છે. એ બધો આપવો અશક્ય છે, પણ લખનારાઓના વિચારોનો મર્મ વાચકને સમજાય તેટલું આપવું બસ થશે. મૌ૦ ઝફરઅલી ખાંનું આ બાબતમાં જે કહેવું છે તેનો સાર નીચે આપું છું:

"મહાસભાના પ્રમુખ તરીકે અને છેવટ તમારા પોતાના સામું જોઈને તમે આમ ન લખ્યું હોત તો સારું હતું. કુરાનમાં સંગસારી કોઈ ગુનાને સારુ ફરમાવી નથી. તમે કુરાનમાં જે નથી તે માની લીધું છે. પણ આથીયે વધુ વાંધાભર્યું તમારું કથન તો એ છે કે, તમારા નૈતિક ધોરણને જે અગ્રાહ્ય હોય તે કુરાનમાં કે દુનિયાનાં બધાં શાસ્ત્રોમાં હોય તોપણ તે અમાનુષી ગણી સૌએ તેને ધિક્કારી કાઢવું જોઈએ. આનો અર્થ એ થયો કે, ઇસ્લામી આચારના મૂળ તરીકે ગણાતું કુરાન વ્યભિચાર માટે ફટકા અને ચોરી માટે અંગવિચ્છેદના જેવી 'મનુષ્યના અંતરનાદને આઘાત પહોંચાડનારી' સજા ફરમાવે છે એટલા સારુ તેને ભૂલોનો ભારો ગણી કાઢવું જોઈએ. ઇસ્લામના કોઈ હિતશત્રુએ આવી ટીકા કરી હોત તો હું તેની પરવા ન કરત પણ તમારો દરજ્જો તદ્દન જુદો છે. હિંદી મહાસભાના પ્રમુખ તરીકે ત્રીસ કરોડ પ્રજા પોતાની માન્યતાઓ પ્રત્યે આદરની તમારા તરફથી આશા રાખે છે. મહાત્મા ગાંધી તરીકે, ખિલાફતની વહારે ધાનાર તરીકે, કરોડો મુસલમાનો તમને પોતાના સાચા મિત્ર અને માર્ગદર્શક ગણે છે. આ સ્થિતિમાં શરિયતના દંડવિધાનને તમે આમ

સીધું વખોડી કાઢો એ ઘણું જ તરેહવાર કહેવાય. મુસલમાનો, જેઓ ધાર્મિક બાબતમાં બહુ નાજુક લાગણીઓવાળા છે, તેઓ તમારા આવા પગલાને તેમની પોતાની વાતમાં નાહકનો હસ્તક્ષેપ ગણે. તમને ગમે તે માનવાનો હક છે, પણ ઇસ્લામના સ્મૃતિકાર બનવા સરખું તમારું આવું જાહેર મતપ્રદર્શન તમારી સ્થિતિને કફોડી કરી મૂકે છે અને આખી ઇસ્લામી આલમમાંના તમારા મોભાને જાળવવાની કાળજીથી જ હું તમને આ લખવા પ્રેરાયો છું. કુરાનશરીફ, પેગમ્બર સાહેબનો આચાર અને ઇસ્લામી આલમનો એકત્ર અભિપ્રાય એ ત્રણે મળીને શરિયત બની છે, અને કોઈ સાચો મુસલમાન તેની આજ્ઞા વિરુદ્ધ જઈ શકે નહિ. હવે શરિયત મુજબ તો મુર્તદોને સારુ મોતની સજા ચોખ્ખી છે. અને જોકે કુરાનમાં આ વિષે સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંયે નથી, છતાં ઇસ્લામી આચારધર્મની ઉપલી બીજી બે ધારાઓ મુજબ મુર્તદને માટે તેવી સજા ચોખ્ખી છે."

મૌ૦ સફદર સિયાલકોટથી લખે છે:

"તમે ખરું કહ્યું છે કે, કુરાનમાં 'રજમ' (પથ્થર મારીને જીવ લેવા)ની સજા ક્યાંયે ફરમાવી નથી. કુરાનમાં માત્ર બે જ વખત આ શબ્દ આવે છે (સુરા 'હૂદ' આયત: ૯૧; સુરા 'ગુફા' આયત: ૨૦), જેમાં જૂના આચારનો ઉલ્લેખ છે, કુરાનની આજ્ઞા નથી. આજની દુનિયાનું નૈતિક ધોરણ આવી જંગલી સજા કદી ન સાંખી શકે એ તમારું કહેવું બરાબર છે; અને તેમ કહેવામાં કુરાનના શિક્ષણ વિરુદ્ધ અગર તો મુસલમાનોની ધાર્મિક લાગણીઓ દુખવવા જેવું કશું જ આપ કહેતા નથી. મને ધાસ્તી છે કે, મૌ૦ ઝફરઅલી ખાં 'રજમ'ને ઇસ્લામી શરિયત તરીકે ગણાવે છે તે બરોબર નથી. કુરાનનો એને ટેકો નથી અને મુસલમાન શાસ્ત્રીઓ આ બાબત શું કહે છે એ વિષે એકમત નથી."

વોકિંગ ખાતેના મુસ્લિમ મિશનના વડા ખ્વાજા કમાલુદ્દીન લખે છે:

"કુરાન મુર્તદોને આ દુનિયામાં કશી સજા ફરમાવતું નથી. તેમાં તો ધાર્મિક બાબતોમાં અંતરનાદની સંપૂર્ણ સ્વતંત્રતા અને જબરદસ્તીની સંપૂર્ણ મના કરેલી છે. ખુદ પેગંબર સાહેબના જીવતાં મુર્તદોના ઘણા

દાખલા બનેલા. પણ ક્યાંયે કેવળ એ કારણસર સજા અપાયેલી નથી. કોઈ પણ આચાર કે પરંપરા કુરાનની ઉપરવટ થઈ શકે નહિ. પેગમ્બર સાહેબે તો કહેલું, 'મારે નામે ઘણી વાતો ચાલશે. જો તે કુરાન પ્રમાણે હોય તો મારી તરીકે માનજો, જો તે પ્રમાણે ન હોય તો તે મારી નથી એમ માનજો.' પેગમ્બર સાહેબના આચારમાંથી સત્ય શોધવાની આ એક જ કૂંચી છે."

કુરાનમાં સંગસારીની સજા ક્યાંય નથી કહી એ જોઈ હું બહુ રાજી થયો છું. કુરાનમાં તે હતી જ એમ તો મેં નહોતું જ કહ્યું. મેં તો લખ્યું હતું કે, 'સાંભળ્યું છે કે. . .' પણ મૌ० ઝફરઅલી ખાં, કુરાનમાં તેવી સજા ફરમાવેલી નથી એમ કબૂલ કર્યાં છતાં, ઇસ્લામમાં તેને સ્થાન છે એવી દલીલ ઉત્સાહપૂર્વક કરે છે અને તેને પોતાનો ટેકો આપે છે. મારા જેવા ત્રાહિતને તો, કોઈ પણ ચોક્કસ પ્રથા જેને ઇસ્લામી આચારધર્મમાં સ્થાન છે, તેનો બચાવ, પછી તે 'પેગમ્બર સાહેબનું આચરણ' ટાંકીને કરવામાં આવતો હોય કે ઇસ્લામી દુનિયાના 'એકત્ર અભિપ્રાય'ને અનુસરીને, — બન્ને સરખું જ છે. હું મુસલમાન મિત્રો તરફથી જોવા ઇચ્છું તે તો એ છે કે, તેઓ આવી વસ્તુ કે જેને આજની દુનિયાનો શુદ્ધ લોકમત દયાધર્મ ઉપર કુહાડારૂપ ગણી સર્વથા નિંદ્ય સમજે છે તેને, તેનાં કશાં મૂળ કે પ્રમાણ શોધવા ન બેસતાં, વગર સંકોચે વખોડી કાઢે. આથી મૌ० સફદર અને ખ્વાજા કમાલુદ્દીનને મુર્તદોને પથ્થરથી મારી નાખવાની અગર તો કોઈ પણ રીતે તેમનો જીવ લેવાની સજાને વખોડી કાઢતા જોઈ હું રાજી થાઉં છું. હું ઇચ્છું છું કે, તેઓ મારી સાથે એટલે લગી પણ કહેવા તૈયાર થાય કે, જો કદી સંગસારીની સજાને પેગમ્બર સાહેબના આચારમાંથી અગર તો 'ઇસ્લામી દુનિયાના એકત્ર અભિપ્રાય'થી સાબિત કરી બતાવવામાં આવે તો પણ, તેને પોતાની દયાધર્મવૃત્તિને દૂભવનારી કહી તેઓ તેનો બચાવ ન કરે.

મૌ૦ ઝફરઅલી ખાંને 'આખી ઇસ્લામી દુનિયામાંના મારા મોભા માટેની કાળજી' માંથી હું છૂટા કરું છું. એવો મોભો, ઇસ્લામને નામે બચાવ કરવામાં આવતા રિવાજોને વિષે હું મારો પ્રામાણિક અભિપ્રાય જાહેર કરું એટલી જ વાત ઉપરથી, જો શૂન્યવત્ થઈ જનારો હોય, તો તેવા મોભાને એક દિવસને સારુ પણ હું કાણી કોડીની કિંમતે ન ખરીદું. પણ ખરું જોતાં તો મારે ક્યાંયે મોભાની ઇચ્છા જ નથી. એ તો રાજાઓની કચેરીઓમાં જરૂરનું રાચરચીલું છે. હું તો હિંદુઓનો તેવો જ મુસલમાન, ખ્રિસ્તી, પારસી તેમ જ યહૂદીઓનો સેવક રહ્યો. અને સેવક તો એક પ્રેમનો જ ભૂખ્યો હોય, મોભાનો નહિ. તેવો પ્રેમ જ્યાં સુધી મારી નિષ્ઠા અવિચળ છે ત્યાં સુધી મારા ઉપર વરસ્યાં જ કરવાનો, તેથી, મારા મોભાની કાળજી મેલી, ઇસ્લામના મોભાની કાળજી કરવા હું મૌલાનાને વીનવું છું, અને એ બોજામાં હું તેમને પડખે છું એમ તેઓ માને. મને તો લાગે છે કે, એક ન બચાવ કરી શકાય એવી પ્રથાનો બચાવ કરીને મૌલાનાએ અજાણતાં પણ ઇસ્લામના એ મોભાને ઘટાડ્યો છે. ધર્માંતર કર્યાને સારુ કોઈ કાળે સંગસારીની અગર તો કોઈ પણ રસ્તે માણસનો જીવ લેવાની સજા ગમે તેટલી તર્કજાળથી પણ બચાવ કરી શકાય એવી નથી.

મારું વલણ સ્પષ્ટ છે. હું તો હિંદુધર્મ વિષે લખતાં તેના મોભાની જેટલી કાળજી રાખું છું તેટલી જ ઇસ્લામ વિષે લખતાં ઇસ્લામના મોભાની રાખું છું. બન્નેના અર્થ કરવામાં પણ એક જ પદ્ધતિએ કામ લઉં છું. કુરાનની પેઠે જ હિંદુ શાસ્ત્રોમાંનાં સુધ્ધાં કોઈ પણ વચનનો બચાવ હું કેવળ તે શાસ્ત્રના પ્રામાણ્યથી જ કરતો નથી. દરેક વચનને બુદ્ધિની કસોટી પર ચડવું રહ્યું છે. ઇસ્લામ લોકોને ગમે છે કારણ તે તેમની બુદ્ધિને સંતોષે છે. અને સરવાળે હરકોઈ જોશે કે, બીજી કોઈ પણ પદ્ધતિનો આશ્રય

લઈ ચાલવામાં મુસીબત જ રહેલી છે. જગતમાં એવી વસ્તુઓ અવશ્ય છે જે બુદ્ધિથી પર છે. આપણે તેમને બુદ્ધિની એરણ ઉપર ચડાવવા ના પાડીએ છીએ એમ નથી હોતું, પણ તે પોતે આવતી નથી. સ્વભાવે જ તે એવી હોય છે કે માનવબુદ્ધિને કુંઠિત કરે છે. ઈશ્વર એ એવું એક રહસ્ય છે. તે બુદ્ધિનું વિરોધી નથી પણ તે તેની પેલી મેર છે. પણ પથરા મારીને કોઈનો જીવ લેવાની વાત, એ તો ઈમાન રાખવાની અગર સોગન ખાવાની વાતના કરતાં બુદ્ધિને વધુ મૂંઝવનારી વસ્તુ નથી. ધર્માન્તરનો વિશાળમાં વિશાળ અર્થ સ્વધર્મત્યાગના કરતાં તો વધુ નથી જ. અને એ ગુનો શું એવો ભયંકર છે કે જેને સારુ માણસે મોતની જ સજા ખમવી જોઈએ? જો તેમ હોય તો વટલાઈને મુસલમાન થયેલા એક હિન્દુનું ફરી પાછું હિન્દુધર્મમાં આવવું એ મોતની સજાને લાયક પગલું થયું. હું મહાસભાનો પ્રમુખ અને મુસલમાનોનો મિત્ર છું એટલા સારુ મારે ઇસ્લામના કોઈ પણ કૃત્ય વિષે કશી ટીકા કરવી કે બોલવું ન જોઈએ એ મૌલાના સાહેબની સૂચના, મને ધાસ્તી છે કે, હું સ્વીકારી શકું નહિ. ખરે વખતે જો હું મારા અભિપ્રાયને દાબી દઉં તો ઉપલી બન્ને પદવીઓને માટે હું નાલાયક નીવડું. આ સંગસારીનો કિસ્સો એવો છે કે દરેક જાહેર કાર્યમાં ભાગ લેનાર વ્યક્તિને એની જોડે નિસ્બત છે. એ સાર્વજનિક નૈતિક ધોરણની અને સામાન્ય દયાધર્મની બાબત છે, જે બધા સાચા ધર્મનો પાયો છે.

તા. ૨–૪–'૨૫

# ૮. મિશનરીઓની સભામાં

[ કલકત્તામાં મિશનરીઓની સભામાં ગાંધીજીએ આપેલા એક પ્રવચનનો સાર મહાદેવભાઈએ પોતાના શબ્દોમાં આપ્યો છે, તે તેમના સામાહિક પત્રમાંથી લીધેલો છે. — **પ્રકાશક** ]

આરંભમાં ગાંધીજીએ મિશનરીઓ સાથેના પોતાના સંબંધનો ઇતિહાસ કહ્યો. "ઠેઠ ૧૮૮૮થી હું તમારા લોકોના સમાગમમાં આવ્યો છું. દક્ષિણ આફ્રિકામાં જ્યારે આસપાસનું વાતાવરણ વિરોધથી ભરેલું હતું ત્યારે મારી સાથે ગાઢ સંબંધ અને મિત્રતા પણ રાખનારા મિશનરીઓ જ હતા. તેમની સાથે અનેક વાર વાતો થતી, અને તેમાંના મને ઘણી વાર પોતાના ધર્મમાં દાખલ થવાને વિષે પણ પૂછતા. એકની સાથે સૂક્ષ્મ ચર્ચા પછી મને તેણે છોડી દીધો હતો, અને 'જ્યારે ગાઢાં ધૂમસ આભ વીખરાશે જો, પરિચય સાચો થાશે હો અમ તમ તણો' એમ કહીને અમે વિખૂટા પડ્યા હતા.

હિંદુસ્તાનમાં જ્યારે હું આવ્યો ત્યારે પેલા મિત્રોને આપેલા વચનને પાળવાની ખાતર મોટા મોટા ખ્રિસ્તીઓને હું મળતો રહ્યો. એમાંના અગ્રગણ્ય કાલીચરણ બૅનર્જી હતા. અજબ અનુકૂળ સંજોગોમાં હું તેમને મળેલો. તેમની પત્ની કે કોઈ સગું મરણ-પથારીએ હતું. તેઓ અપાર શાંતિથી મને મારો ધર્મ સમજાવી શકે એમ હતું. પણ તેમનાથી મારા મતમાં કશો જ ફરક ન જ પડ્યો. અને આજે પણ એની એ જ સ્થિતિ રહી છે.

આનું કારણ છે : ભગવદ્‌ગીતા અને ઉપનિષદની સાથેનો મારો ઋણાનુબંધ. ઇશુનું ગિરિ ઉપરનું પ્રવચન બાઇબલની નિર્મળમાં નિર્મળ અને ઉદાત્તમાં ઉદાત્ત વસ્તુ છે. તેમાં જે ઉપદેશ છે, જે જીવનસંદેશ છે. તે મને બહુમાન્ય લાગે છે. પણ

તમારી આગળ કબૂલ કરતાં સંકોચ નથી થતો કે, જ્યારે મારા મનની આસપાસ ગાઢાં વાદળ ઘેરાય છે, જ્યારે નિરાશા અને શંકાનાં તોફાન તૂટી પડવાના ભય રહે છે, ત્યારે ગિરિ ઉપરના પ્રવચન તરફ હું નથી વળ્યો, પણ સહજ રીતે હૂંફ, આરામ અને આશ્વાસન શોધવા ગીતા અને ઉપનિષદ તરફ જ મારું મન દોડ્યું છે, અને મને તેમાંથી હમેશાં એકાદ ઉદ્ધારક શ્લોક મળી રહ્યો છે ને છે જ. આ સ્થિતિ રહી એટલે મારી તે બંને માટેની અને હિંદુધર્મને માટેની લગની કેમ છૂટે?

પણ હું ત્યાંથી જ અટકી ન રહ્યો. મેં બધા ધર્મોનો અભ્યાસ શરૂ કર્યો. કુરાન વાંચ્યું, ઝંદઅવસ્તા વાંચ્યું, યહૂદીઓનાં ધર્મપુસ્તક પણ પઢ્યો. પણ આખરે મારા ઉપર અસર એ થઈ કે, સૌ ધર્મો યથાર્થ છતાં અપૂર્ણ છે. અપૂર્ણ એટલા માટે કે આપણે તે સૌના સિદ્ધાંતોનો અપૂર્ણ બુદ્ધિથી અર્થ કરવા બેસીએ છીએ. દરેક ધર્મમાં ટીકાઓ અને ભાષ્યો છે. એક ભાષ્ય કાંઈ કહે તો બીજું કાંઈ કહે. ગીતાની ઉપર પણ અનેક ભાષ્યો અને ઉપનિષદ પર પણ. હું તો એ બધાં ભાષ્યોથી અને ટીકાઓથી કંટાળ્યો, ત્રાસ્યો અને ભાગી છૂટ્યો, અને બોલ્યો, 'અરે જીવ! આમાં તારો પત્તો ન લાગે. તું તારા હૃદયનો જે સ્પર્શ કરે તેને વળગ. તું નિર્મળ થઈને હૃદયનાથને શરણ જા.' અમારાં શાસ્ત્રોનો નિષ્કર્ષ 'નિર્બળકે બળ રામ'માં આવી જાય છે. અને પાંડિત્યથી જેઓ અસ્પૃષ્ટ છે એવા બધા એ જ વસ્તુનો આશરો લે છે.

આમ કરોડો લોક, હિંદુધર્મમાંથી જેમ હું હૂંફ મેળવી રહ્યો છું તેમ, મેળવી રહ્યા છે ત્યાં તમે દેશમાં આવ્યા. તમે તો અમને નાસ્તિક તરીકે ગણી કાઢ્યા — 'હીથન' કહીને ગાળો દેતા આવ્યા. બિશપ હીબર જેવાએ હદ વાળી. તેણે ગાયું: 'કુદરતનાં નિર્મળ દશ્યો ચોમેર આંખો ઠારે છે; માત્ર માણુસ જ

પાપિયો જોવામાં આવે છે.'* અને ત્યાર પછી ખ્રિસ્તીઓની અનેક અનેક પેઢીઓએ એ ગીતને સ્તોત્રમાં દાખલ કર્યું ! ગાઈને અમારા પ્રત્યેની ઘૃણાને કાયમ કરી. હું તમને કહું છું કે આ નાસ્તિક દેશ નથી. અહીં તો તમને ગરીબમાં ગરીબ ઘરમાં, ઢેડના ઘરમાં, મહારના ઘરમાં, નામશૂદ્રના ઘરમાં ઈશ્વરનું દર્શન મળશે. બ્રાહ્મણ, અબ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર સૌ હિંદુધર્મમાંથી આશ્વાસન મેળવી રહ્યા છે. એવા બ્રાહ્મણો પડ્યા છે કે જે શૂદ્રો અને કહેવાતા અસ્પૃશ્યોની સેવા કરવામાં ઈશ્વરનાં દર્શન કરી રહ્યા છે. એવી ત્યાગમૂર્તિઓ તમને બીજે ક્યાંયે જોવાની ન મળે. આ દેશને તમે વધારે ઓળખો, એની સાથે વધારે અનુસંધાન મેળવો, તમારા કાનને ડાટા મારીને ન ફરો, આંખને બંધ કરીને ન ફરો; સૌથી ઉપરાંત, તમારાં હૃદયનાં દ્વાર ખુલ્લાં રાખીને આખા દેશમાં વિચરો; તો તમને આ પ્રભુની ભૂમિ લાગશે. તમે શીખવવાની ભાવના કરતાં શીખવાની ભાવનાથી દેશમાં ફરો તો પાર વગરનું શીખવાનું મળશે. તમને ખાતરીથી કહું છું કે, આજે ઈશુ મહાત્મા ઊતરી આવે તો, જેણે તેનું નામ પણ નથી સાંભળ્યું અને તેનો ઉપદેશ જેને કાને નથી પડ્યો એવા સેંકડોને તે પોતાના અનુયાયી તરીકે સ્વીકારે. સ્થૂળ અક્ષરને ન વળગો, પણ આત્માને ઓળખો એમ માગું.

પણ આ બધું હું તમને કહી રહ્યો છું તે બરોબર છે? દક્ષિણ આફ્રિકામાં એક મઠમાં ગયો હતો ત્યાં બધા મઠવાસીઓ મૌની હતા. મેં મઠાધીશને ખુલાસો પૂછ્યો. તેણે જે ખુલાસો આપેલો તે મારા હૃદયમાં હજી કોતરાયેલો છે. તેણે કહેલું કે, બહુ

* "હિંદુસ્તાન અને આફ્રિકા જેવા બીજા પ્રદેશો ત્યાંનો અંધકાર ફેડી પ્રકાશ લઈ જવાને માટે આપણને તેડું દઈ રહ્યા છે. ત્યાં કુદરતની તો લીલાલહેર છે; પણ લોકો જ પાપીઓ છે — તેઓ માટી અને પથરાને પૂજે છે" — એ ભાવનું આખું ગીત છે. — **પ્રકાશક**

બોલ બોલ કરીએ તો અંતરાત્માના શાંત મધુર નાદને શી રીતે સાંભળી શકીએ? એટલે ચૂપ રહી તે નાદને સાંભળવામાં ગરકાવ રહેવું એ સારું નહિ? એ વિચારું છું ત્યારે મને મનમાં થાય છે કે, હું આટલી વૈખરી તમારી આગળ શા સારુ ચલાવી રહ્યો છું? મને ઘણુંયે થાય છે કે મેં આપની આગળ આવીને આ ઉદ્‌ગારો ન કાઢ્યા હોત તો કેવું સારું? પણ મારાથી બોલાઈ ગયું. હેતુ માત્ર આપને એ જ કહેવાનો હતો કે, હિંદુસ્તાનને ન ઓળખશો તો તેની સેવા ન કરી શકશો. એના લોકોને ઓળખો, રીતરિવાજોને ઓળખો અને એમની સાથે ઓતપ્રોત થવાનો પ્રયત્ન કરો. લૉર્ડ સૉલ્સબરીએ ચીનથી આવીને સરકારના બળનો આશ્રય માગનાર એક ડેપ્યુટેશનને કહેલું તે હું તમને યાદ દેવડાવું છું. તેણે કહેલું, 'તમે જેમણે ઈશ્વરની સેવા સ્વીકારી છે તેમને આ પૃથ્વીના રાજાની મદદ શા સારુ જોઈએ? તમે એકલા ઈશ્વરની જ ઓથ લઈ પ્રચાર કરવા જાઓ. જ્યાં જાઓ ત્યાં ધડ ઉપરથી શીશ જુદું કરીને હથેલીમાં લઈ ચાલ્યા જાઓ, અને ઈશ્વરના સાચા સેવક બનો.' અહીંના મિશનરીઓ માટે પણ મને એમ લાગ્યું છે કે, ઘણા સેવાધર્મને ભૂલ્યા છે, અને રાજકર્તા કોમના પોતે છે અને રાજકર્તાની બંદૂકના રક્ષણ નીચે છે એમ માનવામાં ક્ષેમ માને છે.

ટૂંકામાં તમને એટલું કહું છું કે તમે આંકડા ન ગણાવો. તમારી પ્રગતિનો ઇતિહાસ કોઈ માગે તો તેની આગળ તમે કેટલા પરધર્મીઓને ખ્રિસ્તી કર્યા છે તેના આંકડા ન ધરો; પણ તમે લોકોનું કેટલું દુઃખ ટાળી શક્યા, કેટલા તેમનાં સુખદુઃખમાં ભાગી થઈ શક્યા છો તે બતાવો. મારે દુઃખની સાથે કહેવું પડે છે કે, તમે સારગ્રાહી વૃત્તિ નથી કેળવી, લોકોની સાથે ઓતપ્રોત થવાની વૃત્તિ નથી કેળવી, તમે તમારાં હૃદયનાં દ્વાર ખુલ્લાં નથી રાખ્યાં. એ શક્તિ મેળવો અને કેળવો. ઈશ્વર સૌનું ભલું કરો."

તા. ૯–૮–'૨૫

# ૯. બાઇબલનો અક્ષરાર્થ ન કરો

[ બેંગલોરના મિશનરીઓ સાથેના સંભાષણનો આ હેવાલ મહાદેવભાઈના પત્રમાંથી લીધેલો છે. — **પ્રકાશક** ]

ખ્રિસ્તી મિશનરીઓ જે હેતુથી હિંદુસ્તાનમાં કામ કરવા આવે છે તથા જે રીતે કામ કરે છે, તેની ઉપર ગાંધીજીએ પોતાનો અભિપ્રાય આપ્યો, અને મિશનરીઓને ચર્ચા કરવાને નોતર્યા. આરંભ આમ કર્યો : " દક્ષિણ આફ્રિકામાં હું મિશનરીઓના નિકટ સહવાસમાં આવ્યો ત્યારથી હું તેમનો મિત્ર બન્યો છું. હું મિત્ર તો થયો છું, પણ મેં હમેશાં ટીકા પણ કરી છે. ટીકાખોર થવાની મારી ઇચ્છા હતી એમ નહિ, પણ મને લાગ્યું છે કે, એમની લાગણી દૂભવવાનું જોખમ વહોરીને પણ જો મારું હૃદય એમની આગળ ખોલીશ તો હું એમની વધારે સેવા કરી શકીશ. તેઓ દુભાયા હતા એવું એમણે મને કદી લાગવા દીધું નથી."

પછી ગાંધીજીએ મદ્રાસના મિશનરીઓ આગળ પોતે પહેલું ભાષણ સ્વદેશી વિષે આપેલું તેની વાત કરી. એ ભાષણ અપાયાને બાર વરસો વીતી ગયાં છે, અને ' ધાડાં ધૂમસ આભ પણ વીખરાઈ ગયાં છે; ' એટલે આજે કાંઈક વધારે સહૃદયતાથી એકબીજા સાથે વાત થઈ શકશે એમ જણાવ્યું : " આટલી પ્રસ્તાવના પછી તમારા અને મારા સેવાકાર્ય વચ્ચે જે મુખ્ય ભેદ બતાવવા માગું છું તે એ છે કે, હું લોકોની ધર્મશ્રદ્ધાને સબળ બનાવું છું, જ્યારે તમે એની જડ ઉખેડો છો. જે લોકોની સેવા કરવા તમે આવો છો તેમના ધર્મો એ અચળ વસ્તુ છે એમ માનીને તમે ચાલો તો એથી તમારું કામ વધારે દીપી નીકળશે. એ ધર્મો ગમે તેટલા અધૂરા હોય તોપણ લોકોને મન એ અમૂલ્ય છે. અને હું કહું છું એ સમજવા માટે કદાચ તમારે બાઇબલનો સંદેશ જગતની આજની પરિસ્થિતિની દૃષ્ટિએ નવેસર વાંચવો પડશે. શાસ્ત્રનું વચન

તો એનું એ જ રહે છે, પણ એનું રહસ્ય — એનો આત્મા નિરંતર ઊંડો અને વ્યાપક થતો જાય છે. એટલે એમ પણ બને કે, બાઇબલમાં કહેલી ઘણી વસ્તુઓનો નવી શોધખોળોની દૃષ્ટિએ નવો અર્થ કરવો પડશે. આધુનિક વિજ્ઞાનની શોધખોળોની નહિ, પણ આધ્યાત્મિક ક્ષેત્રમાં થયેલા સર્વ ધર્મને સમાન એવા પ્રત્યક્ષ આત્માનુભવની દૃષ્ટિએ. જૉનની સુવાર્તાના જે વચનને આધારે તમે પ્રચારકાર્ય કરવા નીકળો છો, તે વચનો અવશ્ય ફરી વાંચવાની અને એનો નવો અર્થ કરવાની જરૂર છે. હું માનતો થયો છું કે, આપણ મનુષ્યોની જેમ શબ્દોનો પણ વિકાસ થાય છે, અને શબ્દોના અર્થ એક પછી એક ભૂમિકા વટાવીને વિકાસ પામે છે. દાખલા તરીકે, 'ઈશ્વર' એ સર્વોત્તમ શબ્દનો અર્થ આપણે સૌને માટે એકસરખો નથી. આપણા પોતપોતાના અનુભવ અનુસાર એમાં ભેદ રહેવાનો. બંગાળના સંતાલો એનો એક અર્થ સમજશે, અને એમના પાડોશી રવીંદ્રનાથ ઠાકુર એનો બીજો અર્થ કરશે. ઈશ્વર અને હિંદુધર્મનો જે અર્થ હું કરું છું એને સનાતનીઓ કદાચ નહિ સ્વીકારે. પણ ઈશ્વર તો અખૂટ ધીરજવાળો છે. ગમે તેટલી ગાળ અને ગમે તેટલા અનર્થોને તે સહન કરી લે એવો છે. જગતના બધા આધ્યાત્મિક અનુભવોને ભેગા કરીએ તો એમાંથી મનુષ્યની આધ્યાત્મિક ક્ષુધાને તૃપ્તિ મળે એવું તત્ત્વ મળી રહેશે. ખ્રિસ્તીધર્મને ૧૯૦૦ વરસ થયાં છે, ઇસ્લામને ૧૩૦૦ વરસ થયાં છે. એ બંનેની શક્તિ કેટલી હશે એ કોણ જાણી શકે? મેં વેદ મૂળ સંસ્કૃતમાં વાંચ્યા નથી, પણ એનું રહસ્ય જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. અને મેં વિનાસંકોચે કહ્યું છે કે, વેદ ૧૩,૦૦૦ વરસના જૂના હોય અથવા દસ લાખ વરસના જૂના પણ હોય, — અને એમ હોઈ શકે, કારણ ઈશ્વરની વાણી એ ઈશ્વરના જેટલી જ સનાતન છે, — છતાં વેદનો પણ આપણા અનુભવની દૃષ્ટિએ નવો અર્થ કરવો જોઈએ. આપણી બુદ્ધિની મર્યાદા ઉપરથી

આપણે ઈશ્વરની શક્તિની મર્યાદા ન બાંધવી જોઈએ. તેથી તમે જેઓ હિંદુસ્તાનને શીખવવા આવ્યા છો તેમને હું કહું છું કે, તમે હિંદુસ્તાન પાસેથી જ્ઞાન લીધા વિના તેને જ્ઞાન આપી નહિ શકો. તમે જો અનુભવના ભારે ભંડાર આપવા આવ્યા હો તો તમે આ દેશના જ્ઞાનભંડારમાંથી જ્ઞાન લેવા માટે તમારાં હૃદયનાં દ્વાર ઉઘાડો. અને તમારે નિરાશ થવાપણું નહિ રહે, તેમ તમે બાઇબલનો સંદેશો અવળો સમજ્યા એમ પણ નહિ ગણાય."

આ પછી જે બહુ રસમય ચર્ચા થઈ તેનો સાર હું નીચે આપું છું.

સ૦ — ત્યારે અમે શું કરી રહ્યા છીએ? અમે આજે જે કાર્ય કરીએ છીએ તે યોગ્ય નથી?

જ૦ — તમે યોગ્ય વસ્તુ અયોગ્ય રીતે કરવાનો પ્રયત્ન કરો છો. તમે લોકોની ધર્મશ્રદ્ધાની જડ કાઢવાને બદલે તેમાં વધારો કરો એમ હું તમારી પાસે માગું છું. જેમ મૈસુરના દીવાને ધારાસભા આગળના ભાષણમાં કહ્યું કે, આદિકર્ણાટકોને (અંત્યજોને) સારા હિંદુઓ બનાવવા જોઈએ, કારણ તેઓ હિંદુધર્મનું અંગ છે; તેમ હું તમને કહું કે, તમે અમને સારા હિંદુઓ બનાવો, એટલે કે સારાં સ્ત્રીપુરુષો બનાવો. માણસ ખ્રિસ્તી બને તો પણ એ પોતાના સમાજથી વિખૂટો શા સારુ પડી જાય? હું નિશાળમાં ભણતો હતો ત્યારે મેં કહેવાતું સાંભળેલું કે, ખ્રિસ્તી થવું એટલે એક હાથમાં દારૂની બાટલી અને બીજા હાથમાં ગોમાંસ લેવું. આજે સ્થિતિ સુધરી છે. છતાં ખ્રિસ્તીધર્મ એટલે હિંદીપણાનો ત્યાગ અને ગોરાપણાનો સ્વીકાર, એ સ્થિતિ આજે જોવા ન મળે એમ નથી. સારા થવાને માટે અમારે અમારી સાદાઈનો ત્યાગ કરવો જ જોઈએ શું? લોકોની સાદાઈને તમે નિર્મૂળ ન કરી નાંખો.

સ૦ — અમારી પાસે માત્ર સેવા કરવી ને જ્ઞાન આપવું એટલા બે જ સવાલો નથી. ત્રીજો પણ સવાલ છે તે ધર્મપ્રચારનો;

ઈશુના પુનરાગમનના અને માનવજાતનાં પાપો ધોવાને એણે કરેલા પ્રાણાર્પણના શુભ વર્તમાન જગતને સંભળાવવાનો છે. એ શુભ વર્તમાન સંભળાવવાનો ખરો માર્ગ કયો? અમારે લોકોની ધર્મશ્રદ્ધા ઉખેડી ન નાંખવી જોઈએ એ ખરું, પણ અલ્પ વસ્તુઓ પરની તેમની શ્રદ્ધા તો અમે અવશ્ય ચળાવીએ.

૭૦ — એટલે શાસ્ત્રાર્થનો સવાલ આવ્યો. મારે એમાં ઊતરવું તો ન જોઈએ, પણ હું એટલું કહું કે ઈશ્વિરે ક્રૂસનો ભાર ૧૯૦૦ વરસો પર ઉપાડીને મૂકી નથી દીધો. એ ભાર તો તે આજે પણ ઉઠાવી રહ્યો છે; અને તેનું મરણ અને પુનરુત્થાન તો રોજ થયા કરે છે. બે હજાર વરસો પર મરણ પામેલા ઐતિહાસિક ઈશ્વિરના ઉપર જગતને આધાર રાખવાનો હોય તો તેથી એને શું આશ્વાસન મળવાનું હતું? એટલે તમે ઐતિહાસિક ઈશ્વિરનો ઉપદેશ ન કરજો, પણ આજે તમારી દ્વારા ઈશ્વિર પ્રગટ થઈ રહ્યો છે તેનો ઉપદેશ કરજો. દક્ષિણ આફ્રિકામાં ઘણા મિત્રોને મળેલો. પિયર્સન, પાર્કર અને બટલર વગેરેનાં ઘણાં પુસ્તકો પણ મેં વાંચેલાં. સૌએ પોતપોતાના જુદા જુદા અર્થ આપેલા. મેં વિચાર કર્યો કે, આ અનેક અર્થોની જાળમાં મારે શા સારુ પડવું જોઈએ? આપણા વતી આપણી જીભ બોલે તેના કરતાં આપણાં આચરણોને બોલવા દેવાં એ જ સારું છે. ઍન્ડ્રૂઝ કદી ઉપદેશ આપતા નથી. તે પોતાનું કામ અવિરતપણે કર્યે જાય છે. તેમને પૂરતું કામ મળી રહે છે. જ્યાં કામ મળે ત્યાં તેઓ દોડી જાય છે, અને પોતે કષ્ટ વેઠીને જે સેવા કરે છે તેનો યશ પોતે જરા પણ લેતા નથી. હું ઘણા સાચા ખ્રિસ્તીઓને ઓળખું છું, પણ ઍન્ડ્રૂઝ કરતાં ચડિયાતો ખ્રિસ્તી મેં કોઈ નથી જોયો.

૭૦ — પણ કાષ્ઠ અને પાષાણની પૂજાનું શું? એમાં સુધારો ન કરવો જોઈએ?

જ○ — અમે અસ્પૃશ્ય કહેવાતા લોકોમાં અને પછાત વર્ગોમાં કામ કરીએ છીએ. પણ એમની માન્યતાઓની પંચાતમાં અમે કદી નથી પડતા; પછી ભલે એ માન્યતાઓ ભૂંડી હોય. આપણે સાચું, સરળ જીવન ગાળવા માંડીએ, એટલે વહેમો અને અનિષ્ટ વસ્તુઓ તો તરત જ ખરી પડે છે. એમની માન્યતાઓ સુધારવી એ હું મારું કામ નથી માનતો. હું તો એમને સદાચરણ રાખવાનું કહું છું. તેઓ સદાચારી થાય એટલે પછી માન્યતાઓ સુધારતાં વાર નથી લાગવાની.

સ○ — તમે સાદાઈની વાત કરો છો. પણ આ મોટરોના યુગમાં અમારે શું કરવું? તમે મોટર વિના અહીં ન આવી શક્યા હોત.

જ○ — મોટર એ કંઈ આવશ્યક વસ્તુ નથી. મારે અહીં આવવાને મોટરની જરૂર તો નહોતી જ. જો ઈશ્વર આપણને ઉપયોગી બનાવવા માગતો હશે તો આપણને ઉપયોગી બનાવવાનાં સાધનો પણ તે ખોળી કાઢશે. મોટર એ આપણા આધ્યાત્મિક અનુભવનો સાર નથી. ઈશુ કે મહંમદના કાળમાં મોટરો ક્યાં હતી? પોતાના કાર્ય માટે એમને એની જરૂર પણ નહોતી પડી. સાચી પ્રગતિને માટે હું મોટરને આવશ્યક નથી માનતો. આપણે નમ્ર બનવાની જરૂર છે; અને નમ્રતા અને સાદાઈ એ માત્ર બાહ્યાચારની વસ્તુઓ નથી. પૉલ જે નમ્રતાની વાત કરે છે તે હૃદયની નમ્રતા છે. સાચા ખ્રિસ્તીને બોલવાની જરૂર ન હોય. તે તો ઈશ્વરનું કામ કર્યા કરે છે. મારું પોતાનું દૃષ્ટાંત ટાંકું? દક્ષિણ આફ્રિકામાં મેં જે કામ કર્યું તેમાં ભાષણોનો ભાગ ઓછામાં ઓછો હતો. જે સાઠ હજાર માણસો એક પલક વારમાં નીકળી પડ્યા અને મને આવી મળ્યા તેમાંના ઘણાખરાએ તો મને જોયો પણ નહોતો; પછી મારું ભાષણ તો ક્યાંથી સાંભળ્યું હોય?

સ૦ — અમારો ખ્રિસ્તી સિદ્ધાંત એ જ એક સાચું તત્ત્વ છે એમ અમને લાગતું હોય તો અમારાથી બીજાને વખોડ્યા વિના કેમ રહેવાય?

જ૦ — હવે મારે સહિષ્ણુતાનો ધર્મ સમજાવવો રહ્યો. બીજો ધર્મ તમારા ધર્મ જેટલો સાચો છે એમ તમને ન લાગે, તો એટલું તો લાગવું જોઈએ કે, એ ધર્મના માણસો તમારા જેટલા જ સાચા છે. ખ્રિસ્તી મિશનરીઓની અસહિષ્ણુતા કેટલાંક વરસો પહેલાં હતી એવી બેહૂદી નથી રહી એ આનંદની વાત છે. ખ્રિસ્તી સાહિત્ય મંડળે પ્રસિદ્ધ કરેલી ઘણીયે ચોપડીઓમાં હિંદુધર્મની જે ઠેકડી કરવામાં આવતી હતી તેનો વિચાર કરો. થોડા વખત પર એક બહેને મને લખેલું કે, જ્યાં સુધી હું ખ્રિસ્તીધર્મનો સ્વીકાર નહિ કરું ત્યાં સુધી મારા કામની કશી કિંમત નથી. અને એ ખ્રિસ્તીધર્મ જેને હું ખ્રિસ્તી સિદ્ધાંત માનું છું તે નહિ, પણ જેને તે ખ્રિસ્તી સિદ્ધાંત માને છે તે!! એને વિષે તો હું એટલું જ કહી શકું કે એ વૃત્તિ અયોગ્ય છે.

તા. ૨૧–૮–'૨૭

## ૧૦. બંધુત્વ અને ધર્મપરિવર્તન

[ આંતરરાષ્ટ્રીય બંધુત્વ મંડળની સત્યાગ્રહાશ્રમમાં મળેલી સભા આગળ કરેલું વિવેચન. શ્રી. મહાદેવભાઈએ 'આશ્રમમાં' એ મથાળાથી લખેલા લેખમાંથી એ વિવેચનનો આ ભાગ લીધો છે. — **પ્રકાશક** ]

"તમે બંધુત્વ વધારવા ભેગા થયા છો તો તમારા સૌનાં કાર્યો ધાર્મિક થવાં જોઈએ, તેમાં ત્યાગ હોવો જોઈએ. મેં તો અનેક વર્ષો ઉપર અનેક ચર્ચાઓ કરવાને પરિણામે એવો નિશ્ચય કરી લીધો હતો કે બધા ધર્મો સાચા છે: બધા અપૂર્ણ તો છે જ, પણ બધા સાચા છે; અને હું મારા ધર્મને વળગી રહું છતાં

મારે બીજા ધર્મો પ્રત્યે મારા ધર્મ જેટલાં જ માન અને પ્રેમ રાખવાં જોઈએ. અને એમાંથી એ ફલિત થાય છે કે મારે સૌને સરખા ગણવા જોઈએ. એટલે હિંદુ તરીકે મારી પ્રાર્થના એ ન હોય કે ઇતર ધર્મના હિંદુધર્મ સ્વીકારે, અથવા મુસલમાનની પ્રાર્થના એ ન હોય કે બીજા ધર્મના બધા ઇસ્લામ સ્વીકારે, કે ખ્રિસ્તીની એ પ્રાર્થના ન હોય કે બધા ખ્રિસ્તી થાય; પણ આપણી પ્રાર્થના તો એ હોવી જોઈએ કે સૌ પોતપોતાના ધર્મમાં મક્કમ બને, ખ્રિસ્તી સાચો ખ્રિસ્તી બને, હિંદુ સાચો હિંદુ બને, મુસલમાન સાચો મુસલમાન બને. છૂપી છૂપી પણ મારા મનમાં એ લાગણી ન હોવી જોઈએ કે બીજા ધર્મના મારો ધર્મ સ્વીકારે. આ બંધુત્વનો પાયો છે. બધાં ગીતો ગવાયાં, ઇશુના બલિદાનની કથા કહેવામાં આવી, તેનું પણ રહસ્ય આ જ છે. ખરે શાસ્ત્રી પાસે ભજન ગવડાવ્યું અને ઇમામ સાહેબની પાસે આપણે કુરાનેશરીફની આયત બોલાવી; પણ દીનબંધુ ઍન્ડ્રુઝને એ લોકોના ધર્મો માટે પોતાના જેટલું માન ન હોય તો એ વિનંતિનો કાંઈ અર્થ નથી. એ તો સહિષ્ણુતાનો આડંબર કહેવાય, એ તો બંધુત્વનો દ્રોહ કહેવાય. પણ ઍન્ડ્રુઝને હું સારી રીતે ઓળખું છું, અને તેઓ બીજાના ધર્મોને પોતાની જેમ જ ચાહનારા છે. એમ કરીને જ એમણે, જેમ હું બીજા ધર્મો માટે મારા જ ધર્મ જેટલો આદર રાખી મારા ધર્મને ઉદાર બનાવું છું તેમ, પોતાના ધર્મને શોભાવ્યો છે, ઉદાર બનાવ્યો છે. પણ જો તમારા મનમાં એમ હોય કે, એક જ ધર્મ સાચો અને બીજા ખોટા તો તમારે બંધુત્વની વાત છોડી દેવી. અને પછી તો જે ધર્મો ત્યાજ્ય હોય તેને છોડતા જવું અને એકાદને સ્વીકારીને તે ધર્મનું મંડળ બનાવી બેસવું. ગમે તેમ હોય, હું તો કહું છું કે આપણે સાચા બનવું. આપણને બીજા ધર્મો માટે આપણા ધર્મ જેટલું માન ન હોય, તો આ મંડળને તોડી નાખવું બહેતર

છે; નામની સહિષ્ણુતાની દાંડી પીટવામાં સાર નથી. પાપીને સહન કરવો, પણ પાપને સહન ન કરવું. અને પાપીને સહન કરવો અને પાપીના સંઘમાં જોડાવું એમ નહિ. એટલે ખોટા ધર્મ-વાળાઓની સાથે સામેલ થવું એમ નહિ, એનો તો ત્યાગ જ કરવો. ખોટો ધર્મ એ કે જેની પ્રવૃત્તિ તે ધર્મ માટે અને દુનિયા માટે એકંદરે હાનિકારક હોય. તમને જો હિંદુધર્મ માટે એવું લાગતું હોય તો તેનો ત્યાગ કરજો. પણ તેની એકંદર અસર પથ્ય હોય તો તેને માટે તમારા જ ધર્મ જેટલાં માન અને પ્રેમ રાખજો."

'છૂપી રીતે પણ ન ઇચ્છશો કે પારકા ધર્મનો તમારા ધર્મને સ્વીકારે' એ સલાહ ઘણાને વિચારમાં નાખનારી થઈ પડી. ખ્રિસ્તીઓ, મુસલમાનોમાં એવી ઇચ્છા રાખનારા તો ઘણા હોય છે જ. સૌએ પોતપોતાના વિચારો દર્શાવ્યા એટલે ગાંધીજીને પોતાના વિચારો વધારે સ્ફુટ કરવા પડ્યા:

ઇમામ સાહેબના કરતાં મારી સ્થિતિ જુદી છે. મારે મારા ધર્મના પ્રચારને માટે પોતે પવિત્ર બનવું જોઈએ એ વાત તો સાચી જ; પણ હું તો ઇચ્છું પણ નહિ કે કોઈ પોતાનો ધર્મ તજીને મારો સ્વીકારે. મારી તો પ્રાર્થના હમેશાં એ જ હશે કે, ઇમામ સાહેબ ઉત્તમ મુસલમાન બને, અને ઉત્તમ મુસલમાનના કરતાં પણ ઉત્તમ પુરુષ બને. હિંદુધર્મનો અહિંસાનો સંદેશ મને અદ્‌ભુત લાગે છે. અને એ કારણે મારે મન, જેમ મારી સ્ત્રી મને અદ્‌ભુત સૌંદર્યવતી લાગે છે તેમ, એ અદ્‌ભુત ધર્મ છે. પણ તેથી બીજા પોતાના ધર્મને માટે પણ એમ જ માની શકે છે. કોઈને સ્વતંત્ર વિચારે એમ થાય કે, તેને તો ધર્મ બદલ્યા વિના ન ચાલે તો તે જુદી વાત છે. એમ પ્રામાણિક રીતે માણસ પોતાનો ધર્મ બદલી શકે છે. પણ ધર્મનો પ્રચાર કરવા જવું એ જુદી જ વાત છે. હું તો કહું કે, જેમને પ્રાચીન, જંગલી અને ધર્મહીન પ્રજાઓ માનવામાં આવે છે તેમનામાં પણ હું મારો

ધર્મ લઈને પ્રચાર કરવા તો ન જ જાઉં. એમાં અભિમાન છે. અભિમાન વિના, વિનમ્ર ભાવે તેમ કરીશું, એમ કહેવામાં આવે છે. પણ એ અશક્ય છે. વિનયનો ડોળ કરનારા મેં ઘણા જોયા છે. મને તો લાગે છે કે, હું સંપૂર્ણ થઈ રહીશ એટલે મારા વિચારોથી હું બીજા ઉપર અસર કરી શકીશ; મારા વિચાર જ આપોઆપ બીજાઓને પહોંચશે. મારો તો મારી સુધારણામાં જ બધો વખત ખપી જાય છે ત્યાં હું બીજાને વટાળવા ક્યાં જાઉં? જંગલીઓની પાસે જઈને મારું ડહાપણ બતાવવાને બદલે તેમની સમક્ષ તેમના જેવો નાગો થઈને ન ઊભો રહું? તેમને મારી પ્રાર્થનામાં ભેળવવાને બદલે હું જ તેમની પ્રાર્થનામાં ન ભળું? ધર્મપરિવર્તન કરાવવું અને સેવા કરવી એ બે સાથે ન બને."

બીજે દિવસે સવારે પ્રશ્નોત્તર માટે આ મિત્રો મળ્યા. ત્યાં પણ આનો આ જ પ્રશ્ન ચર્ચાયો, કારણ સૌને ગાંધીજીએ ખૂબ વિચાર કરતા કરી મૂક્યા હતા.

'ત્યારે શું પોતાનો ધર્મ બીજા પાસે સ્વીકારાવવા ઇચ્છનારાને આ મંડળમાં ન દાખલ કરવા એવો આપ ઠરાવ કરાવો?'

'મને તો એમ લાગે છે ખરું. હું તો એવો ઠરાવ ઘડત ખરો, કારણ હું માનું છું કે એ વિના બંધુત્વ ન સ્થપાય.'

'ધર્મપરિવર્તન કરાવવાની ઇચ્છા એ ઈશ્વરદત્ત નથી?'

'મને શંકા છે. અને જો હોય તો ઇચ્છામાત્ર ઈશ્વરદત્ત છે. તો તો પછી ઈશ્વર પણ કહેશે કે, મેં તો તમને વિવેકબુદ્ધિ આપી છે, અને સદિચ્છા અને અસદિચ્છાનો વિવેક કરવાની શક્તિ પણ આપી છે ને?'

'પણ તમે ખાદીનો તો પ્રચાર કરો છો, સ્વદેશીનો નવો યુગ સ્થાપવા માગો છો, તે કેમ?' એમ એક રમણીએ પૂછ્યું.

'જેમ હું આરોગ્યના નિયમોનો પ્રચાર કરું છું તેમ આનો પણ કરું છું.'

'ત્યારે ધર્મનો પણ પ્રચાર એ રીતે ન થાય?'

'સવાલ યોગ્ય પૂછ્યો છે. પણ તમારે ભૂલવું ન જોઈએ કે, આપણે તો એમ સિદ્ધાન્ત લઈને ચાલ્યા છીએ કે બધા ધર્મો સરખા સાચા છે. જો આર્થિક અને આરોગ્યના નિયમો ધર્મોની જેમ ભિન્ન ભિન્ન હોય અને સાચા હોય, તો હું એકને સાચા અને બીજાને ખોટા એમ ન કહું. મને તો લાગે છે કે, બીજાની ધાર્મિક માન્યતાની અસહિષ્ણુતાને બંધુત્વ સાથે ન બને.

'અને એમ આપણે દૃષ્ટાન્તો લઈને દલીલ ન કરીએ. અમુક અંશે જ એ દલીલ સાચી થાય. કુદરતમાંથી દાખલો લઈને તમે આધ્યાત્મિક ક્ષેત્રમાં તેને લાગુ પાડો ત્યારે તે અમુક અંશે લાગુ પડે. પણ હું જ તમને બીજો દાખલો આપું, લો. મારે તમને ગુલાબનું પુષ્પ આપવું છે, એ આપવામાં તો હાથ લંબાવવો પડે છે; પણ મારે એની સુગંધ જ તમને આપવી હોય તો? ગુલાબ તો સુગંધ આપોઆપ વેર્યા જ કરે છે. આથી આગળ વધીએ. આધ્યાત્મિક બાબતમાં પણ એમ જ પોતાની અસર પસરે છે. એટલે આરોગ્યના નિયમોના પ્રચારની દલીલ એમ ન લાગુ પડાય. એક મિત્રે કહ્યું, અનહદ આનંદ થાય તે કેમ મનમાં રોક્યો રોકી શકાય? એનો તો બીજાને ભાગ આપ્યે જ છૂટકો. વારુ, હું એમ કહીશ કે, એવો અનહદ આનંદ હશે તે તો વાણીના વાહન વિના આપોઆપ પ્રગટશે. ધાર્મિક બાબતમાં સત્નો પ્રચાર એની મેળે જ થવા દઈએ તો સારું. સત્ એની મેળે જ કામ કરનારું છે. અસત્ ન કરી શકે, કારણ એ પાંગળું છે; એને સત્ રૂપે રજૂ થવું પડે છે.'

પણ ઈશુએ પણ પ્રચાર તો કર્યો હતો ને?'

'હવે તમે મને સતાવો છો. મારે તમને ઈશુ ખ્રિસ્તના જીવનનો મારો અર્થ આપવો રહ્યો. વારુ, મારે તમને કહી દેવું જોઈએ કે, બાઇબલની બધી વાતને ઐતિહાસિક તરીકે માનતો

નથી. વળી, એ પણ યાદ રાખવું જોઈએ કે ઈશુ ક્યાંય બહાર પ્રચાર કરવા નહોતા ગયા. તેમણે તો પોતાના લોકોમાં જ પોતાનું કામ કર્યું. પોલે ઈશુના ઉપદેશનો જે અર્થ કર્યો છે એ તેમના ઉપદેશથી બહુ વેગળો છે એમ હું માનું છું.'

તા. ૨૨-૧-'૨૮

## ૧૧. ધર્મપરિવર્તન કે આત્મપરિવર્તન

[મિ. આયર્લેંડ નામના કેંબ્રિજ મિશનના એક પાદરી મિત્ર જેઓ ઉત્તર હિંદુસ્તાનમાં કાર્ય કરે છે તેઓ થોડા સમય ઉપર અહીં આવ્યા હતા. તેઓ બંધુત્વપ્રચારકપરિષદ આશ્રમમાં થઈ તે વેળા હાજર નહોતા, પણ તેમણે તેનો હેવાલ 'યંગ ઇંડિયા'માં વાંચ્યો, ધર્મપરિવર્તન વિષે ગાંધીજીના વિચારો વાંચ્યા, અને ગાંધીજીને એક લાંબો પત્ર લખી કેટલીક ચર્ચા ઉઠાવી છે. એ પત્રનો સાર અને ગાંધીજીનો તેનો ઉત્તર અહીં આપીએ છીએ. એ પત્રનો સાર આ પ્રમાણે હતો :

૧. 'બધા ધર્મોમાં સત્ય છે' એમ કહેવું, અને 'બધા ધર્મો સાચા છે' એમ કહેવામાં ભેદ છે. બધા ધર્મોમાં સત્ય હોય છે; પણ વહેમ અને ભૂતપ્રેતપૂજા ઉપર બંધાયેલા ધર્મો અને હિંદુ, મુસલમાન તથા ખ્રિસ્તી ધર્મના જેવા મહાધર્મો બધા સાચા? મને તો લાગે છે કે, ધર્મની વાત કોરે રાખીએ તોપણ, જંગલી પ્રજાના ભલાની ખાતર પણ, આપણે તેમને જેવા છે તેવા ન રહેવા દઈ શકીએ.

૨. એટલે સાચી વાત તો એ છે કે, દરેક ધર્મમાં સત્ય છે અને તેની સાથે અસત્ય પણ ભળેલું છે. આપણે દરેકે પોતપોતામાં રહેલો પ્રભુ બતાવે તેવી રીતે એ અસત્યને ચાળી કાઢવાનો પ્રયત્ન કરવો જોઈએ, અને જો તેમ આપણે કરી શકીએ તો બીજાને તેમ કરાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

૩. આપે ગુલાબના ફૂલનું સુંદર દૃષ્ટાંત લીધું છે તે મને બહુ ગમે છે. ગુલાબની સુગંધ જેમ આપોઆપ ફેલાય છે તેમ દરેક મનુષ્યની ધાર્મિકતાની સુવાસ આપોઆપ ફેલાવી જોઈએ, એ વાત સાચી. પણ

શું એથી એમ ખરું કે, બીજી કોઈ રીતે આપણે આપણી સુવાસ ન ફેલાવી શકીએ?

૪. ખ્રિસ્તીધર્મનો અર્થ આજે અમુક પ્રથા અને અમુક માન્યતા થઈ પડ્યો છે, અને ખ્રિસ્તી બનાવવા એટલે તબલીઘ કે શુદ્ધિ કરવા જેવું કાંઈ કરવું એમ મનાય છે. પણ જો કોઈ માણસને ઈશુની જીવનલીલામાં સત્ય અને પ્રેમનાં એવાં દર્શન થાય કે જેવાં બીજે ક્યાંય ન થાય, અને તે દર્શનને લીધે તે ઈશુનો બંદો બની જાય, તો શું તે તે પ્રગટ કર્યા વિના રહી શકે? અને બીજાને પણ તે જ લહાવો લૂંટવામાં નોતર્યા વિના રહી શકે છે?

૫. ઈશુની બંદાગીરી કબૂલ કરવાથી કુટુંબ અને પરિજનથી છૂટા પડવું જ પડે છે એ સૌને બહુ દુઃખદ લાગે છે. પણ એ દુઃખનું કારણ પેલા કુટુંબીજનો મોટે ભાગે હોય છે.

ઈશુ તો સૌને ભવપીડ હરવાનો ભાર ઉપાડવાની અને તેને પંથે ચાલવાની હાકલ કરે છે. એ તમે જે રીતે થાય તે રીતે કરો. એનો અર્થ એ નથી કે, તેઓ પોતાનો સંઘ વધારવાનો, પોતાના હક્કો વધારવાનો પ્રયત્ન કરે. માત્ર તેઓ પોતાની સુવાસ પોતાની આસપાસ ફેલાવે એ જ અર્થ છે. આ કરવામાં અમે કેટલા ઓછા સફળ થયા છીએ તે તમે અને અમે પણ જાણીએ છીએ. પણ ઈશુ એ જ રીતનો ધર્મપ્રચાર અમારી પાસે ઇચ્છે છે એ વિષે શંકા નથી. **મ. હ. દે.**]

બંધુત્વપ્રચારકોની પરિષદમાં મેં તો સ્પષ્ટ કર્યું જ હતું કે, હું જગતના મુખ્ય ધર્મોની વાત કરતો હતો; અને મારો કહેવાનો આશય એ હતો કે એ બધા મુખ્ય ધર્મો થોડેઘણે અંશે સાચા છે, પણ બધા જ અપૂર્ણ તો છે જ. એટલે આમાં અને મિ. આયર્લંડના કહેવામાં કશો ભેદ નથી. પણ ધર્મપરિવર્તન વિષેના તેમના અને મારા વિચારમાં તાત્ત્વિક ભેદ છે એમ મિ. આયર્લંડના પત્રથી છાપ પડે છે. રૂપકમાત્ર સદોષ હોય છે, છતાં ગુલાબની સુવાસનું રૂપક આપણે જરા આગળ ચલાવીએ. ગુલાબ પોતાની સુવાસ અનેક રીતે નહિ પણ એક જ રીતે ફેલાવે છે. જેને નાક ન હોય તે એ સુવાસ નથી લઈ શકવાનો. એ સુવાસ કાંઈ જીભ,

કાન કે ત્વચાથી તો ન જ લઈ શકાય. એને માટે ઘ્રાણેન્દ્રિય જોઈએ. એટલે આધ્યાત્મિકતાની સુવાસ પણ આધ્યાત્મિક ઇન્દ્રિય દ્વારા જ લઈ શકાય. એટલે બધા ધર્મોએ એ ઇન્દ્રિય જાગૃત કરવાની આવશ્યકતા સ્વીકારી છે. એ જાગૃતિ એ એક પુનર્જન્મ છે. અતિશય આધ્યાત્મિકતાવાળો મનુષ્ય, જેમણે તેને કદી ન જોયો હોય અને જેમને તેણે કદી ન જોયાં હોય તેવાં લાખો માણસોનાં હૃદયને, વાણી કે કશા હલનચલન વિના સ્પર્શી શકે છે. જ્યારે આધ્યાત્મિકતા વિનાનો, વાણી ઉપર મહાપ્રભુત્વવાળો પ્રચારક તેના શ્રોતાઓનાં હૃદયને નથી સ્પર્શી શકવાનો. આ કારણે મારી નમ્ર માન્યતા છે કે, આજકાલનાં ઘણાં મિશનોનો પ્રયત્ન વ્યર્થ છે એટલું જ નહિ, પણ ઘણી વાર હાનિકારક છે.

વળી, આ મિશનોના પ્રયત્નના મૂળમાં બીજી એક વસ્તુ ગૃહીત હોય છે તે એ કે, અમારી માન્યતા કેવળ અમારે માટે જ નહિ પણ આખા જગતને માટે સાચી. જ્યારે સાચી વાત એ છે કે, ઈશ્વર હજારો અને લાખો અદૃશ્ય અને અકળ કળાએ આ મર્ત્યલોકને લાધે છે. એટલે મિશનરીઓના પ્રયત્નમાં સાચી નમ્રતા, સાચો વિનય નથી. સાચો વિનય તો તેનું નામ કે જેમાં માનવમર્યાદાઓનો સહજ સ્વીકાર હોય અને ઈશ્વરની અમર્યાદ શક્તિનું ભાન હોય. કહેવાતા જંગલી કરતાં આધ્યાત્મિક દૃષ્ટિએ હું ચડિયાતો છું એવી મને જરાય લાગણી નથી, અને આધ્યાત્મિક ચડિયાતાપણાની લાગણી નખોદ વાળે છે. આધ્યાત્મિકતા તો ઇન્દ્રિયગ્રાહ્ય, પૃથક્કરણીય અને સિદ્ધ થઈ શકે એવી વસ્તુ છે. જો મારામાં તે વર્તમાન હોય, તો પૃથ્વી ઉપર એકે સત્તા એવી નથી કે જે મારી પાસેથી તે લઈ લઈ શકે, અને તેની અસર યથાકાળે થયા વિના નહિ રહે.

આથી ઊલટું, વૈદકનું કે બીજાં શાસ્ત્રોનું જ્ઞાન એ એવી વસ્તુ છે કે તેમાં હું બીજા કરતાં અદકો હોઉં તો તેનું જ્ઞાન મને

ભલે હોય; અને જો મને મારા માનવબંધુઓ પ્રત્યે પ્રેમ હોય તો મારે સ્વાભાવિક રીતે મારા જ્ઞાનનો તેમની સાથે ભાગ ભરવો જોઈએ. પણ અધ્યાત્મની જે બાબતો છે તે તો હું ઈશ્વરના ઉપર જ છોડું, અને તેમ કરીને મારા માનવબંધુઓ અને મારી વચ્ચેનો સંબંધ પવિત્ર, સાચો, અને મર્યાદિત રાખું. પણ આ દલીલ વધારે લંબાવવામાં સાર નથી જોતો. એ વસ્તુ જ એવી છે કે જેમાં દલીલથી છેવટનો નિકાલ ન થઈ શકે; ખાસ કરીને મારી જે વૃત્તિ મેં અહીં પ્રગટ કરી છે તે ધ્યાનમાં લેતાં મારા તરફથી તો ન જ થઈ શકે.

તા. ૨૫–૩–'૨૮

# ૧૨. પરદેશી પાદરીઓ

એક અખબારનવીસે મારા મોંમાં આ શબ્દો મૂક્યા છે :

"જો તેઓ દયાધર્મનાં કામો અને ગરીબોની આર્થિક સેવા કરી અટકવાને બદલે દાક્તરી મદદ, કેળવણી વગેરે વડે લોકોને વટલાવે તો હું તેમને જરૂર ચાલ્યા જવાનું ફરમાવું. દરેક પ્રજાનો ધર્મ બીજા કોઈ ધર્મ જેટલો જ સારો હોય છે. હિંદના ધર્મો તેના લોકોને માટે જરૂર પૂરતા છે. અમારે વટલાવનારી આધ્યાત્મિકતાની કશી જરૂર નથી."

મેં એટલી બધી મુલાકાતો આપી છે કે આ કથનનો સમય અને પ્રસંગ મને યાદ આવી શકે એમ નથી. હું એટલું જ કહી શકું કે, હું હમેશાં કહેતો અને માનતો આવ્યો છું તેનો આ છબરડો છે. પરદેશી પાદરીમંડળો વિષેના મારા વિચારો છાના નથી. પાદરીઓનાં શ્રોતામંડળો આગળ હું અનેક વાર તેનું વિવરણ કરી ચૂક્યો છું. તેથી મારા વિચારના આ ઊંધા રિપોર્ટથી સળગી ઊઠેલા ક્રોધાગ્નિને હું સમજી શકતો નથી.

ઉપરના કથનની ભાષા ફેરવીને હું જેવું બોલું તેવું તે મૂકી દઉં:

"જો તેઓ કેળવણી, ગરીબોની દાક્તરી સેવા અને એવાં દયાધર્મનાં કામો કરીને અટકવાને બદલે પોતાની આ પ્રવૃત્તિઓને લોકોને વટલાવવા માટે વાપરે, તો તેઓ ચાલ્યા જાય એમ હું જરૂર ઇચ્છું. દરેક પ્રજા પોતાના ધર્મને બીજી કોઈ પણ પ્રજાના ધર્મ જેટલો જ સારો ગણે છે. જે મહાન ધર્મો હિંદના લોકો પાળી રહ્યા છે તે હિંદના લોકો માટે જરૂર પૂરતા છે; હિંદને એક ધર્મમાંથી બીજામાં ધર્માંતર કરવાની કશી જરૂર નથી."

આ ટૂંકા કથનને હવે હું વિસ્તૃત કરી બતાવું. હું માનું છું કે, દયાધર્મનાં કામના બુરખા તળે કરેલું વટલાવવાનું કામ એ કંઈ નહિ તો આરોગ્યને હણનારું છે. અહીંયાં લોકો એની સામે ચોખ્ખી ચીડ ધરાવે છે. આખરે તો ધર્મ એ અતિશય ઊંડી વ્યક્તિગત વસ્તુ છે. તે હૃદયગુહાનો સ્પર્શ કરનારી છે. ખ્રિસ્તીધર્મ પાળનાર કોઈ દાક્તરે મારો કોઈ રોગ મટાડ્યો એ કારણે મારે મારો ધર્મ શા સારુ બદલવો જોઈએ? અથવા હું દાક્તરની અસર તળે હોઉં એ દરમ્યાન આવા ફેરફારની આશા કે સૂચના તેણે શા સારુ કરવી જોઈએ? દાક્તરી સેવા એ જ શું પોતે પોતાનું વળતર અને સંતોષ નથી? અથવા તો હું પાદરીઓની શિક્ષણસંસ્થામાં હોઉં તે દરમ્યાન મારા પર ખ્રિસ્તીધર્મનું શિક્ષણ શા માટે લદાવું જોઈએ? મારે મતે તો આ રિવાજ ઉન્નતિકારક નથી, અને ગુપ્ત વિરોધ નહિ તો સંશય તો પેદા કરે જ છે. ધર્માંતરની રીતોને વિષે, સીઝરની રાણીની જેમ, સંશયને લેશ પણ અવકાશ ન હોવો જોઈએ. ધર્મ એ પાર્થિવ વિષયોની પેઠે અપાતો નથી; તે તો હૃદયની ભાષા મારફતે અપાય છે. કોઈ માણસમાં જીવતો ધર્મ હોય તો, જેમ ગુલાબનું ફૂલ પોતાની સુગંધ ફેલાવે છે તેમ, તે પોતાનો પ્રકાશ ફેલાવ્યા વિના રહેતો

નથી. તે આંખને અગોચર હોવાને લીધે ફૂલની પાંખડીઓના રંગની દેખીતી શોભાના કરતાં તેની અસર ઘણી વધારે વ્યાપક થાય છે.

એટલે હું ધર્માંતરની વિરુદ્ધ નથી, પણ તેની આધુનિક રીતોની વિરુદ્ધ છું. ધર્માંતરે આજકાલ બીજી કોઈ પણ વસ્તુની જેમ એક વેપારનું રૂપ લીધું છે. એક પાદરીના નિવેદનમાં દર માણસદીઠ ધર્માંતરનું કેટલું ખરચ આવે છે તે આપેલું અને પછી 'આવતા પાક'ને માટે અંદાજપત્ર રજૂ કરેલું તે વાંચ્યાનું મને યાદ છે.

હા, હું અવશ્ય કહું છું કે, ભારતવર્ષના મહાન ધર્મો તેને માટે પૂરતા છે. ખ્રિસ્તી અને યહૂદી ધર્મો ઉપરાંત હિન્દુધર્મ અને તેની શાખાઓ, ઇસ્લામ અને પારસીધર્મ એ જીવતા ધર્મો છે. કોઈ પણ એક ધર્મ સંપૂર્ણ નથી. બધા ધર્મો તે તે ધર્મના અનુયાયીઓને સરખા વહાલા છે. દરેક કોમ પોતાનો ધર્મ બાકીના બીજા કરતાં ચડિયાતો સિદ્ધ કરવાના વ્યર્થ પ્રયત્ન કરે એની આજે જરૂર નથી. ખરી જરૂર તો જગતના મહાન ધર્મોના અનુયાયીઓ વચ્ચે મિત્રાચારીના સંબંધની છે. એવા મિત્રાચારીના સંબંધ દ્વારા આપણે સૌ પોતપોતાના ધર્મોની ખામીઓ અને મેલને દૂર કરી શકીશું.

ઉપર મેં જે કહ્યું તે ઉપરથી એ ફલિત થાય છે કે, મારા ખ્યાલમાં એવા ધર્માંતરની હિંદુસ્તાનને જરાયે જરૂર નથી. આત્મશુદ્ધિ, આત્મસાક્ષાત્કારના અર્થમાં ધર્માંતર એ આજની મોટામાં મોટી જરૂરિયાત છે. પણ એ વસ્તુ તે વટાળનો જે અર્થ હમેશાં થતો આવ્યો છે તે નથી જ. જેઓ હિન્દનું ધર્માંતર કરવા માગે છે તેમને એમ ન કહી શકાય કે, 'વૈદ, તું પોતાને જ સાજો કર ને'?

તા. ૨૬–૪–'૩૧

૨

[ બે મિશનરી બાઈઓ સાથેના વાર્તાલાપના, શ્રી મહાદેવભાઈના 'સાપ્તાહિક પત્ર' માંના હેવાલમાંથી — પ્રકાશક ]

મિશનરી બાઈઓએ પૂછ્યું, "પણ ત્યારે મિશનરીઓએ કેવું વલણ રાખવું જોઈએ?"

ગાંધીજીએ કહ્યું, "મને લાગે છે મેં એ સમજાવ્યું છે, પણ એ વસ્તુ ફરી બીજા શબ્દોમાં કહી જાઉં: તમે ભૂલી જાઓ કે તમે ધર્મહીન લોકોના દેશમાં આવ્યાં છો, અને એવો વિચાર રાખો કે એ લોકો તમારા જેટલા જ ઈશ્વરની શોધમાં છે. તમે માનો કે, તમે એ લોકોના દેશમાં તમારા ધર્મનું દાન કરવા નથી જતાં, પણ તમારી પાસે ધનસંપત્તિનો જે સારો સંગ્રહ છે તેમાંથી તમે એમને ભાગ આપશો. પછી તમે મનમાં ચોરી રાખ્યા વિના તમારું કામ કરશો અને એ રીતે તમારી પાસે જે આધ્યાત્મિક સંપત્તિ હશે તેમાંથી એ લોકોને ભાગ આપશો. તમારા મનમાં આ ચોરી રહેલી છે એ જ્ઞાન તમારી ને મારી વચ્ચે અંતરાય ઊભો કરે છે."

"આપ જેને મનની ચોરી કહો છો તેને લીધે અમારું કામ બગડે એવું આપનું માનવું છે?"

"એ વિષે મારા મનમાં તો શંકા જ નથી. એ મનની ચોરીનો અર્થ એ છે કે, તમે જુદી અને ઊંચી માનવયોનિનાં છો, અને એ રીતે તમે બીજાથી અળગાં થઈ જાઓ છો."

"મારી પાશ્ચાત્ય રહેણી અંતરાયરૂપ જરૂર થઈ પડે."

"ના, એ અંતરાય તો તરત તોડી શકાય."

"અમે અમારા દેશમાં જ રહીએ તો આપ ખરેખર રાજી થાઓ ખરા?"

"એ હું ન કહી શકું. પણ એટલું તો જરૂર કહું કે તમે અમેરિકા બહાર જાઓ છો એ હું કદી સમજી શક્યો નથી. ત્યાં કશું કામ કરવાનું નથી?"

"અમેરિકામાં પણ શિક્ષણના કામને માટે પૂરતો અવકાશ છે."

"એ કબૂલાત ભારે છે. તમે ત્યાં નકામાં નથી. તમારા ધર્મસંઘે જે વિચિત્ર વલણ ધારણ કરેલું છે તે ન હોત તો તમે અહીં આવ્યાં ન હોત."

"હું આવી છું એનું કારણ એ છે કે, અમેરિકન સ્ત્રીઓ કરતાં હિંદી સ્ત્રીઓને દાક્તરી સંભાળની વધારે જરૂર રહે છે. પણ એની સાથે મારી એવી ઇચ્છા ખરી કે, મને વારસામાં મળેલા ખ્રિસ્તીધર્મમાં એમની સાથે ભાગ પડાવવો."

"એ જ વસ્તુની સામે મારો વિરોધ છે. તમે તો કહી ચૂક્યાં કે એથી સારો રસ્તો કદાચ હોય."

"ના. મારા કહેવાનો આશય તો એ હતો કે પચાસ વરસ પછી કદાચ સારો રસ્તો નીકળે."

"આપણે તો અત્યારની વાત કરતાં હતાં, તેમાં તમે કહ્યું કે આથી સારો રસ્તો બીજો હોઈ શકે."

"ના, અત્યારે તો હું અનુસરું છું તેના કરતાં સારો રસ્તો એકે નથી."

"હું કહું કે એમાં તમે વધારેપડતું માની લો છો. તમે બધા ધર્મની માન્યતાઓને તપાસી નથી. પણ તપાસી હોય તોયે તમારી ભૂલ કદી થાય જ નહિ એવું તમારાથી કહી ન શકાય. તમે બધા લોકોને જાણતાં હોવાનું માની લો છો, એ તો તમે ઈશ્વર હો તો જ તમારાથી માની શકાય. હું તમને સમજાવવા ઇચ્છું છું કે, તમે બેવડા ભ્રમમાં પડ્યાં છો; એક તો એ કે, તમે જે વસ્તુને શ્રેષ્ઠ માનો છો એ ખરેખર શ્રેષ્ઠ છે; અને બીજું એ કે, તમે જેને તમારે માટે શ્રેષ્ઠ માનો છો તે આખા જગતને માટે શ્રેષ્ઠ છે. એની પાછળ, તમે સર્વજ્ઞ છો ને તમારી ભૂલ કદી થાય જ નહિ એવો દાવો રહેલો છે. હું કહું છું કે તમે જરા નમ્રતા રાખો."

હ૦ બં૦, ૧૯–૭–'૩૬

# ૧૩. 'ધર્માંતર' વિષે

આંતરરાષ્ટ્રીય બંધુસમાજસંઘવાળા મિ. એ. એ. પોલે થોડા દિવસ પર મને આ પત્રમાં 'ધર્માંતર' વિષેની મારી સ્થિતિ સ્પષ્ટપણે વર્ણવવાનું લખ્યું હતું. મેં એમને જે પ્રશ્નો પર મારા જવાબ જોઈતા હોય તે ચોક્કસ રૂપમાં ઘડીને મને મોકલવાનું કહેલું. એને પરિણામે નીચેનો કાગળ આવ્યો, તેની સાથે સિદ્ધાંતોની એક યાદી પણ જોડેલી છે:

"આપને યાદ હશે કે મહિનાએક પર મેં આપને લખીને પૂછેલું કે, આપ 'ધર્માંતર' વિષેના આપના વિચારોવાળું એક નિવેદન પ્રસિદ્ધ કરશો? આપે જવાબ આપેલો કે, 'તમે પ્રશ્નો કે સિદ્ધાંતોના રૂપમાં તમારી વાત લખી મોકલો તો મને એના જવાબ આપવાનું સહેલું પડશે' મદ્રાસના આંતરરાષ્ટ્રીય બંધુસમાજની કાર્યવાહક સમિતિની વિનંતીથી અમારા એક ખ્રિસ્તી સભ્યે આ સાથે બીડેલું નિવેદન તૈયાર કર્યું છે. અને સમિતિએ મને એ આપને મોકલીને આપને વિનંતી કરવાનું કહ્યું છે કે આપ એના જવાબ 'હરિજન'માં આપશો. આપ એ તો જોશો જ કે આ સવાલો ખ્રિસ્તીના દૃષ્ટિબિંદુથી ઘડેલા છે. પણ સમિતિને લાગે છે કે, આ સવાલો બીજા જે પ્રચારક ધર્મો ધર્માંતર કરાવવાનું કામ કરે છે તેમને પણ એટલા જ લાગુ પડે છે. આપ આ પ્રશ્નો વિષેનું આપનું વલણ સમજાવશો એવી આશા હું રાખું?

### સિદ્ધાંતો

૧ ધર્માંતર એ હૃદયનું, પાપમાંથી ઈશ્વર પ્રત્યે, પરિવર્તન છે. એ ઈશ્વરનું કાર્ય છે. પાપ એટલે ઈશ્વરથી વિયોગ.

૨. ખ્રિસ્તી માને છે કે, ઈશુ એ પૂર્ણાવતાર છે, એ આપણને પાપમાંથી ઉગારનાર છે, એ એકલો જ પાપીને ઈશ્વર પ્રત્યે વાળનાર ને એ રીતે પાપીને જિવાડનાર છે.

૩. જે ખ્રિસ્તીએ ઈશુ ખ્રિસ્ત દ્વારા ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે તે ઈશુ વિષે બોલવું અને જે વસ્તુ માનવજાતિને મોકળે હાથે આપવાને તેણે અવતાર લીધો તેની જાહેરાત કરવી એને તે પોતાનો ધર્મ ને પોતાનું સદ્ભાગ્ય માને છે.

૪. જો આ સંદેશો સાંભળીને કોઈના હૃદય પર એટલી બધી અસર થાય કે તેને પાપનો પસ્તાવો કરવાનું અને ખ્રિસ્તના શિષ્ય તરીકે નવું જીવન ગાળવાનું મન થાય, તો તેને ઈશુના અનુયાયીઓના સંપ્રદાયમાં —ખ્રિસ્તી ધર્મસંઘમાં— દાખલ કરવાનું ખ્રિસ્તી યોગ્ય માને છે.

૫. આવા બધા દાખલામાં માણસના મનમાં ખરેખરી શ્રદ્ધા છે કે કેમ એનું માપ કાઢવાને ખ્રિસ્તી પોતાનાથી બનતું બધું કરશે, અને પેલા માણસને ધર્માંતરનાં બધાં પરિણામો બની શકે એટલાં સમજાવશે, અને કુટુંબ પ્રત્યેનો તેનો જે ધર્મ છે તેના પર ખાસ ભાર દેશે.

૬. પોતે સ્વાર્થથી પ્રેરાઈને ધર્માંતર ન કરાવે અને ધર્માંતર કરનાર પૈસાની લાલચથી ન પ્રેરાયેલો હોય, એને માટે ખ્રિસ્તી બને એટલી સંભાળ રાખશે.

૭. ઈશુએ પૂર્ણ જીવનનું દાન કરવાને અવતાર લીધો અને ખ્રિસ્તી-ધર્મમાં આવવાથી ઘણાનાં જીવન પલટાઈ ગયાં છે, એ ઇતિહાસપ્રસિદ્ધ વસ્તુ હોવાથી, ધર્માંતરને પરિણામે જો ખ્રિસ્તી થનારની સામાજિક ઉન્નતિ થાય, તો ખ્રિસ્તીએ તેને પૈસાની લાલચ આપીને ખ્રિસ્તી બનાવ્યો એવો આરોપ એના પર ન મુકાવો જોઈએ. કેમ કે એવી લાલચ કદી ધર્માંતર કરાવવાને માટે નહિ જ આપવામાં આવે.

૮. સાચી શ્રદ્ધાથી ખ્રિસ્તીધર્મમાં આવનારનાં દેહ, આત્મા અને મનની સંભાળ રાખવાની ફરજ ખ્રિસ્તી સ્વીકારે છે એ યોગ્ય જ કરે છે.

૯. ખ્રિસ્તી પર એવું આળ ન જ મુકાવું જોઈએ કે તે પૈસાની લાલચ આપે છે. કેમ કે, હિંદુ સામાજિક સિદ્ધાંતોમાં કેટલીક હકીકતો એવી છે જેના પર ખ્રિસ્તીનો કશો અંકુશ નથી અને જે વસ્તુઓ જ હરિજનોને લાલચરૂપ થઈ પડે એવી છે. (પણ આ વિષે મુદ્દા ૫ અને ૬ જુઓ.)"

આ સિદ્ધાંતો પાછળની ભૂમિકા સમજવાને સારુ વાચકે જાણવું જોઈએ કે દક્ષિણ ભારતના એક ગામડામાં આખી કે મોટા ભાગની વસ્તી હરિજનોની હતી તે આખા ગામનું 'સામુદાયિક ધર્માન્તર' કરવામાં આવેલું; તેને વિષે મિ૰ એ. એ. પૉલની સાથે મારે ચર્ચા ચાલતી હતી તેમાંથી આ મુખ્ય પ્રશ્ન ઉદ્‌ભવ્યો છે. આ 'ધર્માંતર' વિષે વાચકને હવે પછી કદાચ વધારે જાણવાનું

મળશે. હાલ તુરત તે એટલું સમજે તો બસ છે કે, ઉપર જે સિદ્ધાંતો આપ્યા છે તેની કસોટીએ 'સામુદાયિક ધર્માંતર'ની કસોટી કરી જોવાની છે. નવમા સિદ્ધાંતમાં લગભગ એ જ વાત કહેલી પણ છે.

આ સિદ્ધાંતો હું અનેક વાર વાંચી ગયો છું. જેમ જેમ એ વધારે વાંચું છું તેમ તેમ મને વધારે ને વધારે લાગતું જાય છે કે, આ સિદ્ધાંતો વ્યક્તિઓના સંબંધમાં જ લાગુ પડી શકે એવા છે, લોકસમૂહને એ કદી લાગુ પાડી ન શકાય. સૌથી પહેલો જ સિદ્ધાંત લો. પાપની વ્યાખ્યા 'ઈશ્વરથી વિયોગ' એ પ્રમાણે આપવામાં આવી છે. 'ધર્માંતર એ હૃદયનું, પાપમાંથી ઈશ્વર પ્રત્યે પરિવર્તન છે, એ ઈશ્વરનું કાર્ય છે.' આ વાક્યો ઉપલા સિદ્ધાંતોના લેખકનાં છે. જો ધર્માંતર એ ઈશ્વરનું કાર્ય હોય તો તે તેની પાસેથી મનુષ્યે શા માટે લઈ લેવું જોઈએ? અને ઈશ્વર પાસેથી કંઈ લઈ લેનાર મનુષ્ય તે કોણ? મનુષ્ય ઈશ્વરના હાથમાં અલ્પ સાધનરૂપ બને, તોયે તે મનુષ્યના હૃદયની સાચી સ્થિતિ તો નહિ જ જાણી શકે. આપણે હમેશાં આપણાં પોતાનાં હૃદયની ખરી સ્થિતિ જાણી શકીએ છીએ કે કેમ, એ વિષે પણ મને ઘણી વાર આશ્ચર્ય થાય છે. 'મનુષ્ય, તું પોતાને ઓળખ,' એ વચન અસહાય હૃદયની વેદનામાંથી ઉદ્‌ભવ્યું હોવું જોઈએ. અને આપણે પોતાને વિષે જ આટલું ઓછું જાણીએ છીએ, તો આપણા પાડોશીઓ અને દૂરના અજાણ્યા — જે ઘણી અને કેટલીક અતિ મહત્ત્વની વસ્તુઓમાં આપણાથી ભિન્ન હોય — એમને વિષે તો આપણે કેટલું ઓછું જાણતા હોઈશું?

બીજા સિદ્ધાંતમાં જે શ્રદ્ધાની વાત કરી છે તે આસ્થાવાન ખ્રિસ્તીઓમાં પેઢીઉતાર ચાલી આવેલી છે. પણ હજારો ખ્રિસ્તી જન્મેલાઓએ એને પોતાના જીવનમાં કસી જોઈ નથી. નથી કસી જોઈ એ યોગ્ય જ કર્યું છે. એટલે જે લોકો જુદી આસ્થાના

વાતાવરણમાં ઊછર્યા છે તેમની આગળ એ શ્રદ્ધા ધરવી એમાં જોખમ જ રહેલું છે. અને મારી વણકસી, વણપરખી આસ્થાને અન્યધર્મીની આગળ ધરવી એમાં મને તો અવિવેક લાગે છે. કેમ કે, હું જાણું છું કે એ માણસની આસ્થા મારી આસ્થાના જેટલી જ સાચી હોવાનો સંભવ છે. મારી આસ્થા મારે માટે સાચી ને એની એને માટે સાચી હોય, એવો પણ ઘણો જ સંભવ છે. પૃથ્વીના ઠંડા પ્રદેશોમાં રહેનારને જાડો ઊનનો ડગલો જોઈએ અને વિષુવવૃત્તની પાસેના પ્રદેશમાં રહેનાર બીજા માણસને લંગોટીનો કકડો પણ બસ થઈ જાય.

ત્રીજા સિદ્ધાંતમાં પણ, પહેલાની પેઠે, ધર્મની એવી ગૂઢ વસ્તુઓ છે જે સામાન્ય લોકો સમજતા નથી, છતાં શ્રદ્ધાપૂર્વક માની લે છે. રૂઢિથી ચાલતી આવેલી શ્રદ્ધા ઉપર જીવનારા માણસોમાં એ ગૂઢ વસ્તુઓ ઠીક ચાલે છે. પણ જે લોકો બાળપણથી બીજા પ્રકારની માન્યતાઓમાં ઊછર્યા છે તેમને આ ગૂઢ વસ્તુઓ પ્રત્યે અણગમો ઊપજ્યા વિના રહેતો નથી.

તે પછીના પાંચ સિદ્ધાંતો, પાદરી જે લોકોને ખ્રિસ્તી બનાવવા મથતો હોય તેની સાથે કેવી રીતે વર્તે, તેને લગતા છે. મને લાગે છે કે, એમાં જણાવેલી વસ્તુઓ આચરણમાં ઉતારવી અશક્ય છે. મૂળ આરંભ જ ખોટો હોવાથી એમાંથી ઉદ્ભવતું બાકીનું બીજું બધું પણ ખોટું હોવું જ જોઈએ. ખ્રિસ્તી એના શ્રોતાઓના મનમાં સાચી શ્રદ્ધા છે કે નહિ એની પરીક્ષા કઈ રીતે કરે? હાથ ઊંચા કરાવીને? દરેકની જોડે વાતચીત કરીને? કામચલાઉ અજમાયશ લઈને? પરીક્ષાનો કોઈ પણ પ્રકાર કલ્પો; તેનાથી સાચો નિર્ણય થઈ શકે એમ બુદ્ધિ જ કબૂલ નહિ કરે. મનુષ્યના હૃદયને એક ઈશ્વર સિવાય બીજું કોઈ જાણતું નથી. ખ્રિસ્તીઓને શું પોતાના દેહ, મન અને આત્મા શુદ્ધ હોવાની એટલી બધી ખાતરી છે કે, ખ્રિસ્તીધર્મમાં આવનારનાં

દેહ, આત્મા ને મનની સંભાળ રાખવાની ફરજ સ્વીકારવી એ એમને એટલું બધું યોગ્ય લાગે છે?

છેલ્લા સિદ્ધાંત આગલા બધા ઉપર કળશરૂપ છે. એ વાંચીને તો સ્તબ્ધ જ થઈ જવાય છે. કેમ કે, એમાં સ્પષ્ટ કહેલું છે કે, બીજા સિદ્ધાંતોનો પૂરેપૂરો પ્રયોગ બિચારા હરિજનો પર થવાનો છે. અને સૌથી પહેલો જ સિદ્ધાંત એવો છે કે, જે આજના જમાનાના સૌથી મોટા બુદ્ધિશાળી અને તત્ત્વજ્ઞોને પણ મૂંઝવતો મટ્યો નથી. જન્મસિદ્ધ પાપ કયું છે એની કોને ખબર છે? ઈશ્વરથી વિયોગ એટલે શું? ઈશ્વર સાથેનો સંયોગ એટલે શું? જેણે ઈશ્વર સાથે એકતા સાધી હોય એવા માણસનું લક્ષણ શું? જે લોકો ઈશુ ખ્રિસ્તના સંદેશાનો ઉપદેશ કરવાનું સાહસ કરે છે તે બધાને એવી ખાતરી છે કે તેમણે ઈશ્વર સાથે એકતા સાધી છે? એમને જો એવી ખાતરી ન હોય, તો આ ઊંડી વસ્તુઓ વિષેના હરિજનોના જ્ઞાનની પરીક્ષા કોણ કરશે?

ઉપર આપેલા સિદ્ધાંતો વાંચીને મારા મનમાં ઊપજેલા વિચારો મેં અહીં આપ્યા છે. મને આશા છે કે કોઈ પણ ખ્રિસ્તી એ વાંચીને દુભાશે નહિ. આ નવ સિદ્ધાંતો વિષેની મારી ખરેખરી સ્થિતિ મારા અનેક ખ્રિસ્તી મિત્રોથી હું છુપાવું તો મેં એમની સાથે અસત્યાચરણ કર્યું કહેવાય.

હવે મારો સ્વતંત્ર અભિપ્રાય થોડાક શબ્દોમાં કહી જાઉં. હું માનું છું કે, આજે ધર્માંતરનો જે અર્થ થાય છે તે અર્થમાં એક માણસ બીજાને એક ધર્મમાંથી બીજા ધર્મમાં લઈ જઈ જ ન શકે, એ કેવળ વ્યક્તિ અને ઈશ્વર વચ્ચેની અતિ અંગત વસ્તુ છે. હું જેટલો આદર મારા ધર્મ પ્રત્યે રાખું છું, તેટલો જ આદર મારે મારા પાડોશીના ધર્મ પ્રત્યે રાખવો જોઈએ, અને એના ધર્મ વિષે મારી બૂરી દાનત ન હોવી જોઈએ. કેમ કે હું માનું છું કે, જેમ મારો ધર્મ મારે માટે સાચો છે તેમ જગતના

સર્વ મહાધર્મો તે તે ધર્મના અનુયાયીઓને માટે તો સાચા છે જ. મેં જગતનાં ધર્મશાસ્ત્રોનો પૂજ્યભાવથી અભ્યાસ કર્યો હોવાથી, મને એ સર્વમાંની સુંદરતાઓ જોતાં જરાયે મુસીબતો પડતી નથી. હું જેમ મારો ધર્મ બદલવાનો વિચાર ન કરું, તેમ ખ્રિસ્તી કે મુસલમાન કે પારસીને તેનો ધર્મ બદલવાનું કહેવાનો વિચાર પણ ન કરું. આને લીધે, મારા ધર્મના અનુયાયીઓની અનેક ત્રુટીઓ વિષે હું દુર્લક્ષ કરું છું તેથી વધારે દુર્લક્ષ એ ધર્મના અનુયાયીઓની ત્રુટીઓ વિષે નથી કરતો. અને હું જોઉં છું કે, મારા આચરણને મારા ધર્મના આદર્શ સુધી ચડાવવાનો પ્રયત્ન કરવામાં ને એનો મારા સહધર્મીઓને ઉપદેશ કરવામાં મારી બધી શક્તિ ખરચાઈ જાય છે, એટલે બીજા ધર્મના અનુયાયીઓને ઉપદેશ કરવાનો હું સ્વપ્ને પણ વિચાર કરતો નથી. 'બીજાના કાજી ન બનશો, નહિ તો તમારો પણ ન્યાય તોળાઈ જશે,' એ મનુષ્યના આચરણ માટે સુવર્ણનિયમ છે. મારા મનમાં દિવસે દિવસે દૃઢ પ્રતીતિ થતી જાય છે કે, મોટાં ને સમૃદ્ધ એવાં ખ્રિસ્તી મિશનો જો હિંદુસ્તાનને અથવા તો એના ભોળા ગ્રામવાસીઓને ખ્રિસ્તીધર્મમાં વટલાવવાનો અને એ રીતે એમની સમાજરચનાનો નાશ કરવાનો ઇરાદો મનમાં રાખ્યા વગર, દયાભાવથી તેમની સેવા કરવા પૂરતી જ પ્રવૃત્તિ કરવાનો નિશ્ચય કરે, તો તેઓ હિંદુસ્તાનની સાચી સેવા કરશે. હિંદુ સમાજરચનામાં ઘણી ખામીઓ હોવા છતાં, તે અતિ પ્રાચીન કાળથી આજ લગી અંદરના તેમ જ બહારના અનેક હુમલાઓની સામે અડગ અવિચળ ઊભી રહેલી છે. પાદરીઓ અને આપણે ઇચ્છીએ કે નહિ તોયે, હિંદુધર્મમાં જેટલું સત્ય છે તે શાશ્વત પણ રહેશે અને જેટલું અસત્ય છે તેના ભાંગીને ભૂકા થઈ જશે. દરેક જીવતા ધર્મને જો જીવતા રહેવું હોય તો તેની અંદર જ નવો પ્રાણ મેળવવાની શક્તિ હોવી જોઈએ.

હ૦ બં૦, તા. ૨૯–૯–'૩૫

# ૧૪. વગોવણી વાટે ધર્મપ્રચાર

એક પત્રલેખકે મને એક ધર્માંતરનો ઉપદેશ કરનારી પત્રિકા મોકલી છે. મૂળ ઉર્દૂ પત્રિકાનો આ ગુજરાતી તરજુમો છે. ગુજરાતી તરજુમો કરનાર અને પ્રકાશક ઉમરભાઈ મહમદભાઈ છે અને પત્રિકા અમદાવાદમાં છપાયેલી છે. એ પત્રિકા મોકલનાર પત્રલેખકના કાગળમાંથી નીચેનો ઉતારો આપું છું:

"અહીંના એક મુસલમાને પ્રસિદ્ધ કરેલી એક પત્રિકાની નકલ આપને મોકલવાની રજા લઉં છું. હરિજનોને મુસલમાન થવા સમજાવવા અને તેમનાં મનમાં હિંદુઓ સામે દ્વેષ પેદા કરવો એ આ પત્રિકા પ્રગટ કરવાનો ઉદ્દેશ જણાય છે. આ પત્રિકામાં હિંદુધર્મ અને હિંદુ વિધિઓ વિષે એવી ટીકાઓ છે જે જૂઠી છે એટલું જ નહિ, પણ એથી કોમી વિખવાદ વધવાનો સંભવ છે.

થોડા વખત પર મેં ઉત્તર હિંદુસ્તાનના બે છોકરાઓને બચાવવાનો પ્રયત્ન કર્યો છે. એમને શોધી કાઢીને એમનાં સગાં શોધતાં આવેલાં તેમની સાથે પાછા મોકલ્યા. હરિજન છોકરીઓને પણ હમણાં હમણાં સમજાવીને મુસલમાન બનાવવામાં આવેલી છે. આપ કૃપા કરીને આ પત્રિકા વાંચી જશો, અને સૂચવશો કે શું કરવાથી આ ગરીબ ને નિરક્ષર હરિજનો આવી જૂઠાણાં ને ઉશ્કેરણીથી ભરેલી પત્રિકાઓની જાળમાં ફસાતા બચી જાય."

આ પત્રિકા વાંચી જતાં મને દુઃખ થયું છે. આ પત્રલેખકે વર્ણવી છે એવી તે જૂઠાણાં ને વગોવણીથી ભરેલી છે. તે બે હરિજન — બાપદીકરા — વચ્ચેના સંવાદરૂપે છે. બાપના કહેવાથી દીકરો હિંદુ શાસ્ત્રો વાંચે છે ને તેની હાંસી કરે છે. હિંદુઓ જેને પવિત્ર માને છે એવી એકેએક વસ્તુને એવી વિકૃત રૂપમાં ચીતરી છે કે, એથી હિંદુધર્મ અને સવર્ણ હિંદુઓ પ્રત્યે ઘૃણા પેદા થાય. સ્વ૦ સ્વામી શ્રદ્ધાનંદજીનું પવિત્ર નામ પણ આ ચર્ચામાં ઘસડવામાં આવ્યું છે, અને એમના મોંમાં એવાં વચનો મૂક્યાં છે જે

સ્વામીજીએ કહ્યાં હોય એ હું અસંભવિત માનું છું. અહીં એક વાક્ય આપું છું તે કોઈ પણ સજ્જન બીજા માણસ વિષે લખે નહિ: "કેટલાક હિંદુઓ શરીરે છાણ ચોપડીને ચોખંડા આકારમાં એવી રીતે બેસે છે, જાણે હાજતે જવા ન બેઠા હોય! એવા ખાનારાઓ હેવાન છે." આ પત્રિકામાં ઠેર ઠેર સત્યને વિકૃતરૂપે આપીને તેની ઠેકડી કરવામાં આવેલી છે. વળી તેમાં હરિજનોને પૈસાની ને સુખસગવડની લાલચો આપવામાં આવેલી છે, તે — ખાસ કરીને હરિજનોના મોટા સમુદાય કદી તેમનો બાપદાદાનો ધર્મ તજી દેવા લલચાય તો — ભાગ્યે જ સંતોષી શકાય એવી છે. દાખલા તરીકે, જે મૌલવી પેલા હરિજન દીકરાને વટલાવે છે તેને વિષે એમ કહેવામાં આવ્યું છે કે, તે ચમારમાંથી મુસલમાન થયેલો છે ને એક ઊંચા મુસલમાન ખાનદાનની છોકરીને પરણ્યો છે. નવો મુસલમાન થયેલો પેલો હરિજન મૌલવીએ પીધેલા પ્યાલામાંથી પાણી પીએ છે ને બાકી રહેલું પાણી ભેગા થયેલા બીજા લોકો પીએ છે. એના માનમાં એક મુનશીના મહેલ જેવા ઘરમાં મોટી મિજબાની થાય છે. મિજબાનીનો ઓરડો જુદી જુદી વાનીઓની ખુશબોથી મઘમઘે છે. "ખાણાનો એકેએક કોળિયો ને પીણાંનો એકેએક ઘૂંટડો અમૃતના જેવો લાગતો હતો." અને હરિજનમાંથી મુસલમાન થયેલા આ જુવાનને હૂકો પાવામાં આવે છે તે પછી આખી જમાતના માણસો ફૂંકે છે.

ધર્મને હેઠો પાડીને નરી બજારુ ચીજ બનાવી દેવામાં આવે છે, અને એ ચીજની લાલચમાં લોકોને ફસાવવા સારુ કરોડો મનુષ્યોની અતિ ઊંડી ને પવિત્રમાં પવિત્ર લાગણીઓને પગ નીચે કચડવામાં આવે છે, એ જોઈને દુઃખ થયા વિના રહેતું નથી.

હું આશા રાખું છું કે વિચારશીલ મુસલમાનોનો આ પત્રિકાને જરાયે ટેકો નહિ હોય. આવી પત્રિકાઓ કેવું તોફાન મચાવી શકે છે એ સમજવા માટે તેમણે આ પત્રિકા વાંચવી ઘટે છે.

આ જે ભય ઝઝૂમી રહેલો છે તેને કેવી રીતે પહોંચી વળવું એ મને પત્ર લખનાર સજ્જન પૂછે છે. એક ઇલાજ તો મેં અજમાવ્યો જ છે; તે એ કે આવા વગોવણીથી ભરેલા પ્રચાર તરફ જવાબદાર મુસલમાન વર્ગનું ધ્યાન ખેંચવું. તે પોતે સ્થાનિક મુસલમાન આગેવાનોનું ધ્યાન આ પત્રિકા તરફ ખેંચી શકે છે. બીજી ને સૌથી અગત્યની વસ્તુ એ છે કે, આપણે આત્મશુદ્ધિ કરવી. જ્યાં સુધી હિંદુ સમાજશરીરમાં અસ્પૃશ્યતાનું ઝેર રહેશે ત્યાં સુધી તેના પર બહારથી હુમલા થયા જ કરવાના. જ્યારે અસ્પૃશ્યતા-નિવારણરૂપી શુદ્ધિની નક્કર અને અભેદ્ય દીવાલ રચાશે, ત્યારે જ આવા હુમલાઓ તેની સામે અથડાઈને પાછા પડશે.

હ૦ બં૦, ૯-૮-'૩૬

# ૧૫. ધર્માન્તર જ શું કામ?

[ ગાંધીજી સાથે થયેલી એક પ્રશ્નોત્તરીમાંથી આ ભાગ છે. — **પ્રકાશક** ]

પ્રશ્ન : જે માણસ ઊંડા વિચાર ને પ્રાર્થના પછી કહે, 'ખ્રિસ્તી થયા વિના મને શાંતિ ને મુક્તિ નહિ મળી શકે, તેને વિષે તમે શું કહો?'

ગાંધીજી — હું કહું કે કોઈ ખ્રિસ્તીતર, કહો કે એક હિંદુ, કોઈ ખ્રિસ્તી પાસે આવીને એ વાત કહે, તો પેલા ખ્રિસ્તીએ એને કહેવું જોઈએ કે, તું ધર્મ બદલીને કલ્યાણ ખોળવા કરતાં સારો હિંદુ બન.

પ્રશ્ન : કોઈ મિશનરીઓએ તમારા દીકરાનો જીવનપલટો કર્યો ને એને ખ્રિસ્તી થવાનું મન થયું, તો તમે શું કહો?

ગાંધીજી — હું કહું કે તે મિશનરીઓ ગમે તેટલા માણસનાં જીવન પલટે, પણ તેમનો ધર્મ ન પલટે. તે તે માણસોના ધર્મમાં જે ઉત્તમ અંશો હોય તેના તરફ તેમનું ધ્યાન ખેંચે ને એ પ્રમાણે આચરણ કરાવીને એમનાં જીવનમાં પલટો કરાવે. મારી પાસે એક

બ્રાહ્મણ માબાપનો દીકરો આવેલો. તે કહે, 'દીનબંધુ એન્ડ્રૂઝની ચોપડીઓ વાંચીને મને ખ્રિસ્તી થવાનું મન થઈ આવ્યું.'

મેં એને કહ્યું, 'તારા પૂર્વજોનો ધર્મ ખોટો છે એમ તને લાગે છે?' એણે કહ્યું, 'ના.'

પછી મેં કહ્યું, 'બાઇબલને જગતનો એક મહાન ધર્મગ્રંથ માનવામાં ને ખ્રિસ્તને એક મહાન ધર્મગુરુ માનવામાં તને કંઈ અડચણ છે ખરી?' ને કહ્યું કે, 'દીનબંધુએ એમની ચોપડીઓ દ્વારા હિંદીઓને બાઇબલ લઈને ખ્રિસ્તી બનવાનું કહ્યું નથી. તેં એમના લખવાનો ખોટો અર્થ કર્યો છે.' . . .

ધારો કે કોઈ ખ્રિસ્તી મારી પાસે આવે ને કહે કે, ભાગવત વાંચીને હું મુગ્ધ થઈ ગયો છું ને તેથી મારે હિંદુ બનવું છે. તો હું તો એને કહું કે, 'ના, ભાગવત જે શીખવે છે તે જ બાઇબલ પણ શીખવે છે. હજી તેં એ શોધવાનો પ્રયત્ન નથી કર્યો. એ શોધવાનો પ્રયત્ન કર ને સારો ખ્રિસ્તી બન. . . .'

કોઈ માણસને બાઇબલ પર શ્રદ્ધા રાખવી હોય તો તે ભલે એમ કરે, પણ તેણે પોતાનો ધર્મ શા સારુ બદલવો જોઈએ? આ વટાળવાની પ્રવૃત્તિ જગતમાં શાંતિ સ્થપાવા દેવાની નથી. ધર્મ એ માણસની વ્યક્તિગત વસ્તુ છે. આપણને ઈશ્વરે આપેલાં જ્ઞાન અને મતિ અનુસાર ધર્માચરણ કરીને, તેની એકબીજાની જોડે આપણે આપલે કરીએ, ને એ રીતે ઈશ્વરપ્રાપ્તિ માટે સમગ્ર માનવજાતિએ જે સાધના કરેલી છે તેમાં ઉમેરો કરીએ. તમે સર્વ ધર્મોની 'સહિષ્ણુતા'ને માનશો કે સર્વ ધર્મોની 'સમાનતા'ને, એનો વિચાર કરી લેવો જોઈએ. હું તો માનું છું કે, જગતના સર્વ મહાધર્મો મૂળે સમાન છે. આપણને આપણા ધર્મ વિષે જેટલો સ્વાભાવિક આદર હોય તેટલો જ બીજા ધર્મો વિષે હોવો જોઈએ. પરસ્પર સહિષ્ણુતા નહિ, પણ સમાન આદર.

હ૦ બં૦, તા. ૨૯–૧૧–'૩૬

## ખંડ ૩ જો : સર્વોદય

# ૧. સર્વોદય

[ગાંધીજીએ સર્વોદયને શ્રેષ્ઠ સામાજિક આદર્શધર્મ તરીકે બતાવ્યો છે. અને એનો વાચક એ સુંદર શબ્દ પણ એમણે જ યોજ્યો છે. જૉન રસ્કિનના 'અન્ટુ ધિસ લાસ્ટ' ગ્રંથ વાંચવા પરથી એમણે આ દિશામાં વ્યવસ્થિત વિચારો શરૂ કરેલા. એ પુસ્તકનો સારાનુવાદ પણ એમણે દક્ષિણ આફ્રિકામાં 'ઇન્ડિયન ઓપીનિયન'માં લખ્યો હતો. એમની વ્યાપક ધર્મભાવનાના નિરૂપણમાં આ વિષયનું મહત્ત્વ અદ્વિતીય છે એટલે એ સારાનુવાદની પ્રસ્તાવના અને 'આત્મકથા'માંથી એને અંગેના પ્રકરણમાંથી અહીં થોડુંક આપવું યોગ્ય ધાર્યું છે.— **પ્રકાશક**]

પશ્ચિમ દેશમાં સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે, વધારે માણસનું ('મેજોરિટી'નું) સુખ, તેનો ઉદય એ વધારવાનું માણસનું કામ છે. સુખ એટલે માત્ર શારીરિક સુખ, પૈસાટકાનું સુખ, એવો અર્થ કરવામાં આવે છે. એવું સુખ મેળવવામાં નીતિના નિયમોનો ભંગ થાય તેની ખાસ દરકાર કરવામાં આવતી નથી. તેમ જ વધારે માણસોનું સુખ જાળવવું એવો હેતુ રાખ્યો છે. તેથી જો થોડાને દુઃખ દઈને વધારેને સુખ અપાય તો તેમ કરવામાં હરકત છે એમ પશ્ચિમના લોકો માનતા નથી. એવું માનતા નથી તેનું પરિણામ આપણે પશ્ચિમના બધા મુલકોમાં જોઈએ છીએ.

વધારે માણસનું શારીરિક અને પૈસાટકાનું સુખ હોય એ જ શોધવું એવો ખુદાઈ કાયદો નથી. અને જો તેટલું જ શોધવામાં

આવે ને નીતિના નિયમોનો ભંગ થાય તો તે ખુદાઈ કાયદાથી વિરુદ્ધ છે, એવું કેટલાક પશ્ચિમના ડાહ્યા પુરુષોએ બતાવ્યું છે. તેમાં મરહૂમ જૉન રસ્કિન એ મુખ્ય હતો.

આજકાલ હિંદુસ્તાનમાં આપણે પશ્ચિમના લોકોની નકલ બહુ કરીએ છીએ. કેટલીક બાબતોમાં તેમ કરવાની જરૂર પણ અમે માનીએ છીએ. પણ પશ્ચિમનાં ઘણાં ધોરણો ખરાબ છે એમાં શક નથી. ખરાબ છે તેથી દૂર રહેવાની જરૂર તો સૌ કોઈ કબૂલ કરશે.

દક્ષિણ આફ્રિકામાં હિંદીની સ્થિતિ અતિ દયામણી છે. આપણે પૈસો મેળવવાને સારુ દેશાવર ખેડીએ છીએ તેની ધૂનમાં નીતિને, ખુદાને ભૂલી જઈએ છીએ. સ્વાર્થમાં મૂંઝાઈ – ગૂંથાઈ જઈએ છીએ. પરિણામે પરદેશ વેઠવાથી લાભને બદલે ઘણો ગેરલાભ થાય છે, અથવા તો પરદેશ ખેડવાનો પૂરો લાભ મળતો નથી. સર્વ ધર્મને અંગે નીતિ તો રહેલી જ છે. પણ ધર્મનો વિચાર કર્યા વિનાયે સાધારણ બુદ્ધિથી વિચારતાં નીતિ જાળવવી એ જરૂરનું છે. તેમાં સુખ છે એવું જૉન રસ્કિને બતાવ્યું છે. તેણે પશ્ચિમના લોકોની આંખ ખોલી છે, ને આજે તેના શિક્ષણને આધારે ઘણા ગોરાઓ પોતાનું વર્તન ચલાવે છે. . . .

સૉક્રેટિસે* માણસને શું કરવું ઘટે છે તેનું થોડુંક દર્શન કરાવ્યું. તેણે જેવું કહ્યું તેવું જ તેના વિચારોનું લંબાણ એ રસ્કિનના વિચારો છે એમ કહી શકાય છે. સૉક્રેટિસના વિચારો પ્રમાણે ચાલવા ઇચ્છનાર માણસે જુદા જુદા ધંધામાં કેમ વર્તવું જોઈએ તે રસ્કિને આબેહૂબ રીતે બતાવી આપ્યું છે. . . . પુસ્તક લખવાનો હેતુ સર્વનું કલ્યાણ — સર્વનો (માત્ર વધારેનો

* સૉક્રેટિસના જીવનકાર્ય ને મરણનો સાર પણ 'ઇન્ડિયન ઓપીનિયન'માં છપાયેલો તે 'એક સત્યવીરની કથા' નામે ગુજરાતીમાં પ્રસિદ્ધ છે. તેનો ઉલ્લેખ અહીં છે. — પ્રકાશક

નહિ) ઉદય એવો હોવાથી અમે આ લખાણને 'સર્વોદય' એવું નામ આપ્યું છે.

૨

પોલાક . . . મને મૂકવા સ્ટેશન ઉપર આવેલા, ને આ 'પુસ્તક રસ્તામાં વાંચી શકાય તેવું છે, તે વાંચી જજો, તમને ગમશે,' એમ કહીને તેમણે રસ્કિનનું 'અન્ટુ ધિસ લાસ્ટ' મારા હાથમાં મૂક્યું.

આ પુસ્તકને લીધા પછી હું છોડી જ ન શક્યો. તેણે મને પકડી લીધો. જોહાનિસબર્ગથી નાતાલ ચોવીસ કલાક જેટલો રસ્તો હતો. ટ્રેન સાંજે ડરબન પહોંચતી હતી. પહોંચ્યા પછી આખી રાત ઊંઘ ન આવી. પુસ્તકમાં સૂચવેલા વિચારો અમલમાં મૂકવાનો ઇરાદો કર્યો. . .

* * *

મારી એવી માન્યતા છે કે, જે વસ્તુ મારામાં ઊંડે ભરેલી હતી તેનું સ્પષ્ટ પ્રતિબિંબ મેં રસ્કિનના આ ગ્રંથરત્નમાં જોયું, ને તેથી તેણે મારી ઉપર સામ્રાજ્ય જમાવ્યું ને તેમાંના વિચારોનો અમલ મારી પાસે કરાવ્યો. આપણામાં જે સારી ભાવનાઓ સૂતેલી હોય તેને જાગ્રત કરવાની શક્તિ જે ધરાવે તે કવિ છે. બધા કવિની બધા ઉપર સરખી અસર નથી થતી, કેમકે બધામાં બધી સારી ભાવનાઓ એકસરખા પ્રમાણમાં હોતી નથી.

'સર્વોદય'ના સિદ્ધાંતો હું આમ સમજ્યો :

૧. બધાના ભલામાં આપણું ભલું રહેલું છે.

૨. વકીલ તેમ જ વાળંદ બંનેના કામની કિંમત એકસરખી હોવી જોઈએ, કેમ કે આજીવિકાનો હક બધાને એકસરખો છે.

૩. સાદું મજૂરીનું, ખેડૂતનું જીવન જ ખરું જીવન છે.

પહેલી વસ્તુ હું જાણતો હતો. બીજી હું ઝાંખી જોતો હતો. ત્રીજીનો મેં વિચાર જ નહોતો કર્યો. પહેલામાં બીજી બંને

સમાયેલી છે એ મને 'સર્વોદયે' દીવા જેવું દેખાડયું. સવાર થયું ને હું તેનો અમલ કરવાના પ્રયત્નમાં પડયો.

આત્મકથા ભા. ૪, પ્ર. ૧૮.

## ૨. જાતમહેનતનો ધર્મ

[ સત્યાગ્રહાશ્રમની નિયમાવલીમાંથી —**પ્રકાશક** ]

૧

મનુષ્યમાત્ર શરીરનિર્વાહ શારીરિક મહેનતથી કરે તો જ તે સમાજના ને પોતાના દ્રોહમાંથી બચી શકે. જેનું અંગ ચાલી શકે છે ને જેને સમજણ આવી છે તેવાં સ્ત્રીપુરુષે પોતાનું બધું નિત્યકામ, જે પોતે આટોપવા યોગ્ય હોય તે, આટોપી લેવું જોઈએ, અને બીજાની સેવા વિનાકારણ ન લેવી જોઈએ. પણ બાળકોની, બીજા અપંગ લોકોની, અને વૃદ્ધ સ્ત્રીપુરુષોની સેવા પ્રાપ્ત થાય ત્યારે તે કરવાનો, સામાજિક જવાબદારી સમજનાર પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

આ આદર્શને અવલંબીને આશ્રમમાં મજૂરો અનિવાર્ય હોય ત્યાં જ રાખવામાં આવે છે. ને તેમની સાથે શેઠચાકરનો વહેવાર નથી રાખવામાં આવતો.

૨

ઉપરના વ્રતને સમજાવતું 'મંગળપ્રભાત'માંનું પ્રકરણ —**પ્રકાશક**]

જાતમહેનત મનુષ્યમાત્રને સારુ અનિવાર્ય છે એ વાત મને પ્રથમ સોંસરવી ઊતરી ટૉલ્સ્ટૉયના એક નિબંધ ઉપરથી. એટલી સ્પષ્ટ આ વાતને જાણ્યા પહેલાં તેનો અમલ કરતો થઈ ગયો હતો — રસ્કિનનું 'અન્ટુ ધિસ લાસ્ટ'* વાંચ્યા પછી તુરત.

* 'સર્વોદય'

જાતમહેનત અંગ્રેજી શબ્દ 'બ્રેડ લેબર'નો અનુવાદ છે. 'બ્રેડ લેબર'નો શબ્દશઃ તરજુમો રોટી (ને સારુ) મજૂરી. રોટીને સારુ પ્રત્યેક મનુષ્યે મજૂરી કરવી જોઈએ, શરીર વાંકું વાળવું જોઈએ એ ઈશ્વરી નિયમ છે, એ મૂળ શોધ ટૉલ્સ્ટૉયની નથી, પણ તેના કરતાં બહુ અપરિચિત રશિયન લેખક બુર્નોહની છે. તેને ટૉલ્સ્ટૉયે પ્રસિદ્ધિ આપીને અપનાવી.

આની ઝાંખી મારી આંખ ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયમાં કરે છે. યજ્ઞ કર્યા વિના જે ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે એવો કઠિન શાપ અયજ્ઞને છે. અહીં યજ્ઞનો અર્થ જાતમહેનત અથવા રોટીમજૂરી જ શોભે છે, ને મારા મત પ્રમાણે સંભવે છે. એ ગમે તેમ હો, એ આપણા આ વ્રતની ઉત્પત્તિ છે. બુદ્ધિ પણ એ વસ્તુ ભણી આપણને લઈ જાય છે. મજૂરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય? બાઈબલ કહે છે: 'તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે ને ખાજે.'

કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટચા કરે ને તેના મોંમાં કોઈ ખાવાનું મૂકે ત્યારે તે ખાય, તો તે લાંબો વખત ખાઈ નહિ શકે, તેને તેમાં રસ પણ નહિ રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે, ને ખાય છે તો પોતાનાં જ હાથમોં હલાવીને. જો આમ કોઈક રીતે અંગકસરત રાયરંક બધાને કરવી જ પડે છે, તો રોટી પેદા કરવાની જ કસરત સહુ કાં ન કરે, એ પ્રશ્ન સહેજે પેદા થાય છે. ખેડૂતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી. અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસનો નિર્વાહ ખેતીથી ચાલે છે. આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાંતિ ને કેટલું આરોગ્ય ફેલાય? અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર થાય.

વળી, જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે, તો ઊંચનીચનો ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઊંચ-નીચતાની ગંધ પણ નહોતી ત્યાં, એટલે વર્ણવ્યવસ્થામાંયે, તે પેસી ગઈ છે, માલેકમજૂરનો ભેદ સર્વવ્યાપક થઈ પડ્યો છે, ને ગરીબ ધનિકની અદેખાઈ કરે છે. જો સહુ રોટી પૂરતી મજૂરી કરે, તો ઊંચનીચનો ભેદ નીકળી જાય; ને પછી ધનિકવર્ગ રહેશે તે પોતાને માલેક નહિ માને, પણ પોતાને તે ધનના કેવળ રખેવાળ કે ટ્રસ્ટી માનશે, ને તેનો મુખ્યપણે ઉપયોગ કેવળ લોકસેવા અર્થે કરશે. જેને અહિંસાનું પાલન કરવું છે, સત્યની આરાધના કરવી છે, બ્રહ્મચર્યને સ્વાભાવિક બનાવવું છે, તેને તો જાતમહેનત રામબાણરૂપ થઈ પડે છે.

આ મહેનત, ખરું જોતાં તો, ખેતી જ છે. પણ સહુ તે નથી કરી શકતા એવી અત્યારે તો સ્થિતિ છે જ. એટલે ખેતીના આદર્શને ધ્યાનમાં રાખીને, ખેતીની અવેજીમાં માણસ ભલે બીજી મજૂરી કરે — એટલે કે કાંતવાની, વણવાની, સુતારની, લુહારની ઇત્યાદિ, ઇત્યાદિ.

સહુએ પોતપોતાના ભંગી તો થવું જ જોઈએ. ખાય છે તેને મળત્યાગ તો કરવાનો જ છે. મળત્યાગ કરે તે જ પોતાના મળને દાટે એ ઉત્તમ વસ્તુ છે. એ ન જ બની શકે તો સહુ કુટુંબ પોતાનું કર્તવ્ય કરે. જ્યાં ભંગીનો નોખો ધંધો કલ્પ્યો છે ત્યાં કંઇક મહાદોષ પેસી ગયો છે, એમ મને તો વર્ષો થયાં લાગ્યું છે. આ આવશ્યક, આરોગ્યપોષક કાર્યને હલકામાં હલકું પ્રથમ કોણે ગણ્યું હશે તેનો ઇતિહાસ આપણી પાસે નથી. જેણે ગણ્યું તેણે આપણી ઉપર ઉપકાર તો નથી જ કર્યો. આપણે બધા ભંગી છીએ એ ભાવના આપણા મનમાં બચપણથી જ ઠસવી જોઈએ; અને એ ઠસાવવાનો સહેલામાં સહેલો રસ્તો એ છે કે, જે સમજ્યાં છે તે જાતમહેનતનો આરંભ પાયખાનાં સાફ

કરવાથી કરે. આમ જ્ઞાનપૂર્વક કરશે તે તે જ ક્ષણથી ધર્મને જુદી ને ખરી રીતે સમજતો થશે.

બાળક, બુઢ્ઢાં અને રોગથી અપંગ થયેલાં મજૂરી ન કરે એને કોઈ અપવાદ ન સમજે. બાળક માતામાં સમાય છે. જો કુદરતના કાયદાનો ભંગ ન થતો હોય તો બુઢ્ઢાં અપંગ ન થાય, ને રોગ તો હોય જ શાને ?

તા. ૬–૯–'૩૦

## ૩. શરીરશ્રમનો મહિમા

[ શ્રી. મહાદેવભાઈના સાપ્તાહિક પત્રમાંથી — **પ્રકાશક** ]

"માણસના જીવનના જે ભાગમાં તેના આત્મા પર પ્રભુત્વ મેળવવા માટે દેવો અને અસુરો વચ્ચે ઘનઘોર સંગ્રામ ચાલે છે તેનું નામ ફુરસદ." એવી મિ० એલ. પી. જેક્સ નામના અંગ્રેજ વિદ્વાને કરેલી વ્યાખ્યા મેં થોડા વખત પર આ પત્રમાં ટાંકી હતી, અને એમણે આપેલા આંકડા પરથી બતાવવાનો પ્રયત્ન કર્યો હતો કે ફુરસદનાં શાસ્ત્ર અને કળા કેટલાં અઘરાં છે. મિ० બર્ટ્રાંડ રસેલ નામના બીજા એક અંગ્રેજ દરેક માણસને પુષ્કળ ફુરસદનો સમય મળવો જોઈએ એમ માનનારા છે. તે કહે છે કે, માણસને દિવસના ચાર કલાક કામ કરવાનું હોવું જોઈએ. પણ એક મિત્રે થોડા દિવસ પર ગાંધીજી જોડે વાત કરતાં ફુરસદનો પ્રશ્ન એટલો કઠણ છે એ વિષે આશ્ચર્ય બતાવ્યું ને પૂછ્યું :

"માણસે રોજ આઠ કલાક શરીરશ્રમ કરવો જોઈએ એવો આગ્રહ આપ શા માટે રાખો છો ? સુવ્યવસ્થિત સમાજમાં કામના કલાક ઘટાડીને બે કરવાનું ને માણસને બુદ્ધિ ને કલાની પ્રવૃત્તિઓ માટે પૂરતો ફુરસદનો વખત રાખવાનું ન બની શકે ?"

"આપણે જાણીએ છીએ કે એવી ફુરસદ જેમને મળે છે — પછી તે મજૂર હો કે બુદ્ધિજીવી હો — તે એનો સારામાં સારો ઉપયોગ કરતા નથી. ઊલટું, આપણે તો જોઈએ છીએ કે, નવરું મન સેતાનનું કારખાનું બની જાય છે."

"ના; માણસ આળસુ નહિ બેઠો રહે ધારો કે આપણે, બે કલાકની શારીરિક મહેનત ને છ કલાકની બૌદ્ધિક મહેનત, એવા દિવસના ભાગ પાડીએ તો? એથી રાષ્ટ્રને લાભ ન થાય?"

"એ બની શકે એમ હું માનતો નથી. મેં એનો હિસાબ કાઢ્યો નથી, પણ કોઈ માણસ રાષ્ટ્રને માટે નહિ પણ કેવળ સ્વાર્થને સારુ બૌદ્ધિક શ્રમ કરે તો આ યોજના પડી ભાંગે; સરકાર એને બે કલાકના શરીરશ્રમ માટે સારી પેઠે પૈસા આપે ને બીજું કામ વગર પૈસે કરવાની ફરજ પાડે તો જુદી વાત છે. એ સુંદર વસ્તુ થાય, પણ એ એક પ્રકારના રાજ્યના બળાત્કાર વિના ન બને."

"પણ આપનો જ દાખલો: આપનાથી આઠ કલાકનો શરીરશ્રમ થઈ શકે એમ છે જ નહિ; આપને આઠ કે એથીયે વધારે કલાક બૌદ્ધિક કામ કરવું પડે છે. આપ તો આપની ફુરસદનો દુરુપયોગ નથી કરતા!"

"આ ફરજિયાત કામ છે ને એમાં ફુરસદ જ નથી રહેતી. દાખલા તરીકે, હું ટેનિસ રમવા જતો હોઉં તો એ ફુરસદનો વખત છે એમ કહી શકાય. પણ મારો દાખલો લઈને પણ હું એમ કહું કે, આપણે આઠ કલાક હાથપગની મહેનત કરતા હોત તો આપણાં મન આજે છે એના કરતાં અનંત ગણાં સારાં હોત, આપણને એકે નકામો વિચાર ન આવત. મારા મનમાં નકામા વિચારો કદી આવતા જ નથી એમ હું ન કહી શકું. અત્યારે પણ હું આવો છું એનું કારણ એ છે કે, મારા જીવનમાં બહુ વહેલાં હું શરીરશ્રમની કિંમત સમજ્યો હતો."

"પણ જો શરીરશ્રમમાં એટલો બધો ગુણ હોય તો આપણા લોકો રોજના આઠ કલાક કરતાં વધારે કામ કરવા છતાં એમનાં

મનની શુચિતા કે શક્તિ પર કશી દેખીતી અસર થતી નથી, એનું શું ?"

"શરીરશ્રમમાં બધી કેળવણી સમાઈ જતી નથી. તેમ માનસિક શ્રમમાં પણ નથી. આપણા લોકો જાણતા નથી પણ એમને માટે તો એ ગધ્ધાવૈતરું છે ને એનાથી માણસની સૂક્ષ્મ વૃત્તિઓ જડ થઈ જાય છે. એ જ મારી સવર્ણ હિંદુઓ સામેની મોટામાં મોટી ફરિયાદ છે. એમણે મજૂરોના કામને ગધ્ધાવૈતરું બનાવી મૂક્યું છે. એમાંથી એ લોકોને આનંદ મળતો નથી તેમ એમને એ કામમાં કશો રસ પણ નથી. એમને જો સમાજના સમાન દરજ્જાવાળા સભ્યો ગણ્યા હોત તો એમનું સ્થાન સમાજમાં સૌથી વધારે ગૌરવવાળું હોત. આ કળિયુગ ગણાય છે. સત્ય યુગમાં હું માનું છું સમાજ આજના કરતાં વધારે સુવ્યવસ્થિત હતો. આપણો દેશ અતિ પ્રાચીન છે, એમાં અનેક સંસ્કૃતિઓ ઉદ્ભવીને લય પામી છે, અને અમુક યુગમાં આપણે કેવા હતા એ નિશ્ચયપૂર્વક કહેવું મુશ્કેલ છે. પણ આપણે લાંબો કાળ શૂદ્રોની ઉપેક્ષા કરી છે તેથી આપણે આજની દુર્દશામાં પડ્યા છીએ, એ વિષે જરાયે શંકા નથી. આજની ગામડાંની સંસ્કૃતિ—એને સંસ્કૃતિ કહી શકાય તો — ભયાનક સંસ્કૃતિ છે. ગામડાંના લોકો પશુ કરતાં ભૂંડી રીતે જીવે છે. કુદરત પશુઓને કામ કરવાની ને કુદરતી જીવન ગાળવાની ફરજ પાડે છે. આપણે આપણા મજૂરવર્ગના એવા બેહાલ કર્યા છે કે તેઓ કુદરતી કામ કરી ને જીવી શકતા નથી. આપણા લોકોએ બુદ્ધિપૂર્વક ને આનંદભેર શરીરશ્રમ કર્યો હોત તો આપણે આજે જુદી જ સ્થિતિમાં હોત."

"ત્યારે શ્રમ અને સંસ્કારિતાને જુદાં ન પાડી શકાય એમ ને ?"

"ના. પ્રાચીન રોમમાં એમ કરવાનો પ્રયત્ન થયેલો તે છેક જ નિષ્ફળ નીવડ્યો હતો. શ્રમ વિનાની સંસ્કારિતા, કે શ્રમના

ફળરૂપે ન મળેલી સંસ્કારિતા કશા કામની નથી. રોમન લોકોએ વિલાસની ટેવ પાડી ને પાયમાલ થઈ ગયા. આખો દિવસ માત્ર લખવા, વાંચવા કે ભાષણો કરવાથી માણસ મનનો વિકાસ કરી શકતો નથી. મેં જે વાચન કર્યું છે તે જેલમાં મળેલા ફુરસદના વખતમાં કર્યું છે, ને મને એનાથી લાભ થયો છે કેમ કે એ બધું વાચન ગમે તેમ નહિ પણ કંઈક નિશ્ચિત હેતુથી કરેલું. અને મેં દિવસો ને મહિના લગી રોજના આઠ આઠ કલાક કામ કર્યું છે છતાં હું નથી માનતો કે મારું મગજ ખવાઈ ગયું છે. હું ઘણી વાર રોજના ચાળીસ માઇલ ચાલ્યો છું છતાં મેં મગજની જડતા નથી અનુભવી."

"પણ આપને તો મનની આટલી કેળવણી મળેલી ને!"

"ના રે. હું નિશાળમાં ને વિલાયતમાં કેવો મધ્યમ બુદ્ધિનો હતો એની તમને ખબર નથી. ચર્ચા પરિષદની સભાઓમાં કે અન્નાહારીઓની સભામાં કદી બોલવા જેટલી હિંમત પણ મારામાં નહોતી. મારામાં જન્મથી કંઈ અસાધારણ શક્તિ હતી એમ નહિ માનતા. હું માનું છું કે ઈશ્વરે જાણી જોઈને એ વખતે મને બોલવાની શક્તિ આપી નહોતી. તમારે જાણવું જોઈએ કે આપણા સમૂહમાં ઓછામાં ઓછું વાચન મારું છે."

હ૦ બં૦, તા. ૨–૮–'૩૬

# ૪. એક પ્રશ્નોત્તરી

[વર્ધાના ગ્રામસેવક વિદ્યાલયના વિદ્યાર્થીઓ અને ગાંધીજી વચ્ચે થયેલા એક સંવાદનું બ્યાન શ્રી. મહાદેવભાઈના સાપ્તાહિક પત્રમાંથી. —પ્રકાશક]

સ૦—લોકોની પાસે અધર્મથી મેળવેલું ધન હોય તે શી રીતે પડાવી લેવું? સમાજવાદીઓ એ જ કરવા નીકળ્યા છે ને!

જ૦—કયું ધન અધર્મથી મેળવેલું ને કયું ધર્મથી મેળવેલું એનો ન્યાય કોણ કરે? એનો ન્યાય એકલો ઈશ્વર કરી શકે, અથવા તો ધનિકો અને રંકો બંનેએ નીમેલી કોઈ સત્તા કરી શકે. ગમે તેને એ ન્યાય કરવાનો અધિકાર નથી. પણ તમે કહો કે બધી જ મિલકત અને સંપત્તિ ચોરીની છે તો સૌએ મિલકત અને સંપત્તિનો ત્યાગ કરવો જોઈએ. આપણે એવો ત્યાગ કર્યો છે ખરો? આપણે એનો આરંભ કરીએ ને બીજા એ રસ્તે આવશે એવી આશા રાખીએ. પોતાની માલમિલકત અધર્મથી મેળવેલી છે એવી જેની ખાતરી હોય તેને માટે તો એનો ત્યાગ કરવા સિવાય બીજો રસ્તો જ નથી.

સ૦—હિંસાનું મૂળ શું? હિંસા અન્યાય અને અપમાન અટકાવવાને થતી નથી?

જ૦—ભાગ્યે જ. હિંસાનું મૂળ સ્વાર્થ, કામ, ક્રોધ, આદિ છે.

સ૦—મારો સવાલ હું આપને સમજાવી શક્યો નથી. મારી નજર આગળ ઘોર અન્યાય થતો હું જોઉં છું ને હું એથી સળગી જઈને હિંસા કરું છું. એના મૂળમાં અન્યાય નથી?

જ૦—ના, તમારી હિંસાના મૂળમાં તો ક્રોધ છે. એવે પ્રસંગે તમારી હિંસા યોગ્ય છે કે નહિ એ નોખો સવાલ છે, પણ એના મૂળમાં ક્રોધ છે એ વિષે શંકા છે જ નહિ.

સ૦—ભિખારીઓની સાથે કેવી રીતે વર્તવું? તેઓ ભૂખે મરે છે એમ જોતા હોઈએ છતાં એમને કાઢી કેમ શકાય?

જ૦—ભિખારી ને ભૂખે મરતાનો ભેદ પાડવો જોઈએ. ભિખારીઓ ઘણી વાર હૃષ્ટપુષ્ટ હોય છે. કેટલાક ચોટ્ટા હોય છે. ભીખ માગવાનો અધિકાર નથી, કામ માગવાનો અધિકાર અવશ્ય છે. અને તમે ભિક્ષા ન આપો, પણ જે કામ માગે તેને આપવાનો તમારો ધર્મ છે.

સ૦—પણ આપની પાસે ચારનું કામ હોય અને આઠ આવીને ઊભા રહે તો આપ શું કરો ? આઠે જણને કામ આપો ?

જ૦—ના, કેમ કે મારી મર્યાદા સમજવી જોઈએ.

સ૦—તો એ લોકો ભૂખે મરવાને બદલે ભીખ માગશે.

જ૦—ભીખ ન જ માગવા દેવાય. એમણે કંઈક કામ કરવું જોઈએ. હું હજુ સેગાંવમાં ઠરીઠામ બેઠો નથી. બેસીશ ત્યારે એટલું જોઈશ કે કામ નથી એટલા માટે કોઈને પાછા જવું ન પડે. જેમને કામ કરવું હશે તે કરવા આવશે; તેમને માટે હું રેંટિયા ને ઘંટી રાખીશ.

હ૦ બં૦, તા. ૨–૮–'૩૬

## ૫. ભવિષ્યની રચના

વિદ્યાર્થીઓની પ્રશ્નાવલિમાંનો એક પ્રશ્ન આ છે :

"આપણા દેશની ભવિષ્યની આર્થિક રચના આપના વિચારો પ્રમાણે કયા ધોરણે અને કેવી થવી જોઈએ ? તેમાં વીમા કંપનીઓ, બેંકો વગેરે ચાલુ જમાનાની ઔદ્યોગિક સંસ્થાઓને શું સ્થાન હશે ?"

આનો ટૂંકો જવાબ આ છે : આ દેશની અને આખા જગતની આર્થિક રચના એવી હોવી જોઈએ કે જેથી એક પણ પ્રાણી અન્નવસ્ત્રના અભાવથી પીડાય નહિ; એટલે કે, બધાંને પોતાના નિભાવ પૂરતો ઉદ્યમ મળી રહે. અને જો આવી સ્થિતિ આખા જગતને વિષે આપણે ઇચ્છતા હોઈએ, તો અન્નવસ્ત્રાદિ પેદા કરવાનાં સાધનો દરેક મનુષ્યને પોતાની પાસે રહેવાં જોઈએ. તેમાંથી એકને ભોગે બીજાએ ધનસંપત્તિનો લોભ મુદ્દલ રાખવો જ ન જોઈએ. જેમ હવા અને પાણી ઉપર સૌને સરખો હક છે અથવા હોવો જોઈએ તેમ જ અન્નવસ્ત્રનું હોવું જોઈએ. તેનો ઇજારો કોઈ એક દેશ, પ્રજા અથવા પેઢીની પાસે હોય એ ન્યાય

નહિ પણ અન્યાય છે. આ મહાન સિદ્ધાન્તનો અમલમાં અને ઘણી વેળા વિચારમાંયે સ્વીકાર નથી થતો, તેથી જ આ દેશમાં અને જગતમાંના બીજા ભાગમાં પણ ભૂખનું દુઃખ વર્ત્યાં કરે છે. તેના નિવારણાર્થે રેંટિયા અને ખાદીની પ્રવૃત્તિ યોજાયેલી છે.

મેં સૂચવ્યા પ્રમાણે આર્થિક રચના જ્યારે થઈ હશે ત્યારે પણ બેંકો અને કદાચ વીમાકંપનીઓ પણ હશે. પણ એ બધાનું રૂપાન્તર થયું હશે. બેંકો આજ આ મુલકમાં તો ગરીબોને સારુ નથી જેવી છે, ઘણી બોજારૂપ છે. વીમાકંપનીઓનો તેમને ખપ જ નથી. મેં કલ્પેલી આદર્શ સ્થિતિમાં વીમાકંપનીઓ કયું સ્થાન ભોગવે એ સૂઝી શકતું નથી. બેંકો ગરીબોની યતકિંચિત્ થાપણ સાચવનારી, દેશહિતને અંગે રચાયેલી સંસ્થાઓ હશે.

સરકારે યોજેલી ઘણી સંસ્થાઓને વિષે મને કશો મોહ રહ્યો નથી, પણ તેની સેવિંગ્સ બેંક ગરીબોને મદદ કરનારી સંસ્થા ગણી શકાય. છતાં એનો ઉપયોગ પણ મુખ્યત્વે શહેરોમાં વસનારાઓને જ મળે છે. અને જ્યાં લગી આપણો નાણાંનો ભંડાર સરકાર હિંદુસ્તાનની બહાર રાખે છે ત્યાં લગી સેવિંગ્સ બેંકને પણ હું સહીસલામત સંસ્થા નથી ગણતો. જે રાજ્યપદ્ધતિ લોકહિતને જ ખાતર ને તેની સંમતિથી નથી રચાયેલી તે અણીને વખતે વિશ્વાસપાત્ર ન ગણાય. દેશમાં લડાઈ ચાલે તો સરકારને ઓથે ચાલતી બધી બેંકો નકામી ગણાય. કેમ કે તેમાં રહેલાં લોકોનાં નાણાં લોકોની જ સામે વપરાય. આ ભલે અનિવાર્ય જોખમ ગણાઓ, પણ તે જોખમ ખેડીને જ સહુ પોતાનાં નાણાં સરકારી બેંકોમાં રાખે છે. તેથી એમ કહી શકાય કે જેઓ સરકારી બેંકોમાં નાણાં મૂકે છે તેઓ સરકારના પાયા મજબૂત કરે છે. આપણે આવાં કામો કરતાં છતાં પણ તેનાં પરિણામો જાણીએ ને સમજીએ એ આવશ્યક છે.

તા. ૨૮–૧૦–'૨૮

# ૬. પરાપૂર્વની દલીલ

એક સજ્જને પોતાના પત્રમાં આપણો દેશ જે તાપોથી પીડાય છે તેનું વર્ણન કર્યું છે, અને ખેતીમાં કેટલાક સુધારા સૂચવીને નીચે પ્રમાણે દલીલ કરી છે :

"આધુનિક સુધારો તો રોગ છે એમ કહી આઘા ખસીને ઊભા રહીશું તો આ બધા સુધારા આપણે ન કરી શકીએ. આપણે એ રોગથી ડરીને દૂર ઊભા રહેવા કરતાં તેની સાથે હિંમતથી આથડવું જોઈએ અને તેમાંથી જે અનિષ્ટ નીપજે છે તે દૂર કરવાના ઉપાય શોધવા જોઈએ. આપણે હવે વિકાસની એટલી હદ સુધી પહોંચ્યા છીએ કે આ આધુનિક અથવા શયતાની સુધારાથી આપણે દૂર ભાગી જઈ શકીએ એમ નથી. સુગમ વ્યવહારના આ સૈકામાં એક દેશ બીજા દેશથી અલગ, અસ્પૃષ્ટ ન રહી શકે. આર્થિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય બાબતોમાં આપણા પાયા પાશ્ચાત્ય વાયુ હલાવી રહ્યો છે. આ સપાટામાં જે જે મૂર્ખાઈભરેલી, વહેમી અને ગૌણ વસ્તુઓ આપણામાં હોય તેને જતી કરીને આપણે સંગીન અને મહત્ત્વની વસ્તુને જ સંઘરવી જોઈએ. . . . આપણે આપણાં જૂનાં બળદગાડાં અને આપણાં માટીનાં કોડિયાંને વળગી રહીશું તે ન ચાલે. આગબોટ, રેલવે, મોટરગાડી, છાપખાનાં, અને લોકતંત્ર પ્રેમ અને વિશ્વબંધુત્વની ભાવનાની અસર આપણા ઉપર થયા વિના રહેવાની જ નથી. કોણે ધાર્યું હતું કે પૂર્વમાં જપાન આવડી મોટી જબરદસ્ત પ્રજા બનશે? જો આધુનિક ઉત્પાદન-રીતિને ઉપયોગમાં લેવાનો એણે ઇનકાર કર્યો હોત, તો તેની સ્થિતિ આજે ચીનની જે સ્થિતિ છે તે હોત. ચીન આજે બીજી પ્રજાઓની સહાનુભૂતિ જ માગે છે ને? આપણી નેમ તો હિંદુસ્તાન અનામય ઉન્નતિને માર્ગે ચડે એ જોવાની છે. એ કાંઈ જાદુથી ન થાય. આપણે આવક વધારવી જોઈશે. રાષ્ટ્રીય આવક બહુ જ ઓછી છે. અંગ્રેજ અર્થશાસ્ત્રીઓ તો જણ દીઠ ૫૦ પાઉંડ આવક વિના સભ્ય સંસ્કારી જીવન અશક્ય છે એમ પોકારીને કહે છે. ત્યારે બિચારા હિંદુસ્તાનનું શું? પરદેશી હરીફાઈને પહોંચી વળવા માટે આપણે નવા ઉદ્યોગો શરૂ

ન કરીએ ત્યાં સુધી આવક શી રીતે વધશે? આપણી આયાત કરતાં નિકાસ પણ વધવી જોઈએ, અને તે થાય ત્યારે જ હિંદી ખેડૂત આરોગ્ય, કેળવણી, સભ્ય જીવનનો વિચાર કરી શકે. . . . હિંદુસ્તાન હજી ટકી રહ્યું છે, કારણ બદલાતી સ્થિતિને તે અનુકૂળ થતું ગયું છે. અને એ થવા માટે સંચા અને મોટા પાયા ઉપર ઉત્પાદન વિના તે ન થઈ શકે."

આ દલીલ નવી નથી, એ તો પરાપૂર્વની દલીલ જુદા શબ્દમાં મુકાઈ છે. પત્ર લખનાર ભૂલી જાય છે કે, હિંદુસ્તાનને ઇંગ્લંડ અને અમેરિકાના જેવો દેશ બનવા માટે દુનિયામાં આપણે ખોતરી ખાવા માટે પ્રજાઓ અને સ્થાનો શોધવાં પડશે. આજ સુધી તો પાશ્ચાત્ય દેશોએ યુરોપની બહાર જે જે જાતિઓ મળી આવી તે બધીને ભેગા મળી ચૂસી છે; હવે નવી દુનિયા મેળવવાની રહી નથી. એ ચુસાયલી, ખોખરી થયેલી પ્રજાઓમાં હિંદુસ્તાનનો પહેલો નંબર આવે છે. જપાન આ લૂંટમાં ભાગ લે છે ખરું. હવે જો હિંદુસ્તાન અને ચીન આ પ્રમાણે ચુસાવાની ના પાડે તો પેલી ચૂસનારી પ્રજાનું શું થાય! અને જો હિંદુસ્તાન અને ચીન આમ ના પાડે તેને પરિણામે પાશ્ચાત્ય પ્રજાઓ અને જપાન હાથ ઘસતાં થાય તો, પશ્ચિમનું અનુકરણ કરવા જતાં હિંદુસ્તાનની શી દશા થાય? ખરે, આજે તો પશ્ચિમ ઉદ્યોગવાદથી અને શોષણ-વાદથી ઓચાઈ ગયું છે. જો પશ્ચિમને એ રોગોની દવા ન મળતી હોય તો પશ્ચિમની નિશાળે ભણનારા આપણે નવા નિશાળિયા એ રોગનું નિવારણ શી રીતે કરી શકશું? એ આખો ઔદ્યોગિક સુધારો એક ભારે રોગ છે, કારણ એ અનિષ્ટમય છે. મોટાં મોટાં નામોથી આપણે રખે ઠગાતા! આગબોટ અને તારની સાથે મારે અદાવત નથી. ઉદ્યોગવાદ અને તેની સાથે જે અનિષ્ટ પરંપરા લાગેલી છે, તે બાદ રાખીને જો આગબોટ અને તાર રાખી શકાતાં હોય તો રાખીએ. એ કાંઈ સાધ્ય નથી. આગબોટ અને તારની ખાતર આપણે ચુસાવાનું કબૂલ ન કરી શકીએ. માનવ-

જાતિના શાશ્વત કલ્યાણને માટે એ અનિવાર્ય વસ્તુઓ નથી. વરાળ અને વીજળીના ઉપયોગ આપણે જાણીએ છીએ, એટલે યોગ્ય પ્રસંગે જ અને ઉદ્યોગવાદમાં તણાયા વિના, તેનો ઉપયોગ આપણે કરી જાણવો જોઈએ. એટલે ઉદ્યોગવાદનો કોઈ પણ રીતે આપણે નાશ કરવો જ રહ્યો.

પત્રલેખકે પોતે જ અજાણતાં ઉપાય સૂચવી દીધો છે. કારણ, તે કબૂલ કરે છે કે, બીજી પ્રજાઓનો નાશ થઈ ગયો, છતાં આજે હિંદુસ્તાન ટકી રહ્યું છે તેનું કારણ એ છે કે, તે 'બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થતું ગયું છે'. અનુકૂળ થવું એટલે અનુકરણ કરવું નહિ. અનુકૂળ થવું એટલે અનિષ્ટનો અટકાવ કરવો અને સારું હોય તે પોતાનું કરી લેવું. હિંદુસ્તાન બીજી સંસ્કૃતિઓનાં આક્રમણ સહન કરી શક્યું છે, કારણ તે પોતાના પાયા ઉપરથી ખસ્યું નથી. તેણે ફેરફારો તો અવશ્ય કીધા છે. પણ તેણે જે જે ફેરફારો કર્યા છે તેથી તેનો વિકાસ વધ્યો છે. પણ ફેરફાર કરી ઉદ્યોગવાદને દાખલ કરવો એ તો આફત વહોરી લેવા જેવું છે. હાલની દુઃખદાયક દશા અસહ્ય તો છે જ. ગરીબીનો નાશ થવો જ જોઈએ. પણ ઉદ્યોગવાદ એનો ઉપાય નથી. આપણે બળદગાડાં વાપરીએ છીએ તેમાં દોષ નથી રહ્યો; દોષ તો આપણી સ્વાર્થી વૃત્તિ અને આપણા પડોશીઓના સ્વાર્થ પ્રત્યેના દુર્લક્ષમાં રહ્યો છે. જો આપણને આપણા પડોશીને વિષે પ્રેમ ન હોય તો ગમે તેવું જબરદસ્ત પરિવર્તન પણ આપણને લાભ કરી શકે એમ નથી. પણ જો આપણને આપણા પડોશીઓને વિષે — એટલે હિંદુસ્તાનના ગરીબો પ્રત્યે — પ્રેમ હોય, તો તેઓ આપણે માટે જે બનાવે તેનો તેમના હિત માટે આપણે ઉપયોગ કરીશું. આપણે સમજુ હોઈ તે લોકોના હિતની ખાતર, પશ્ચિમની ઝગમગતી વસ્તુઓ લઈ તે ગામડે પહોંચાડવાના અનીતિમય વેપારમાં હરગિજ ન પડશું.

જો આપણે જરાય ગંભીરતાથી અને ધીરજથી વિચાર કરીશું તો આપણને જણાશે કે, આપણે બીજા કોઈ ફેરફાર કરીએ તે પહેલાં પહેલો ફેરફાર એ કરવો જોઈશે કે પરદેશી કાપડને તિલાંજલિ આપવી અને હાથકાંતણના પ્રાચીન ઉદ્યોગનો પુનરુદ્ધાર કરવો. એટલે ઉદ્યોગવાદનો અટકાવ કરવો હોય તો આપણે આપણા પ્રાચીન અને આરોગ્યદાયી ઉદ્યોગનો પુનરુદ્ધાર કરવો રહ્યો.

હું કાંઈ મૂડીથી ડરતો નથી; મૂડીવાદની સાથે મારે ઝઘડો છે. પશ્ચિમની પાસે કાંઈ શીખવાનું હોય, તો તે, ધન એક જ સ્થાને અથવા એક જ વર્ગમાં એકત્ર ન કરીને, જાતિ જાતિ અને વર્ગ વર્ગ વચ્ચેની વધારે તુમુલ યાદવી ટાળવાનું છે. મૂડીવાળા અને મજૂરોની વચ્ચે પરસ્પર વિરોધ હોવાની કશી જ જરૂર નથી. હું એવો એકે કાળ કલ્પી નથી શકતો જ્યારે કોઈ કોઈનાથી વધારે ધનવાન ન હોય. પણ જરૂર એવો સમય કલ્પી શકું છું કે જ્યારે તવંગર ગરીબના પેટ પર પગ મૂકીને પૈસો કમાવાને લાત મારશે અને જ્યારે ગરીબ તવંગરની ઈર્ષ્યા ન કરે. જગત છેક નિર્દોષ થયું હશે ત્યારે પણ અસમાનતા આપણે દૂર ન કરી શકીએ; પણ કલહ અને વિખવાદ તો આપણે જરૂર દૂર કરી શકીએ. તવંગર અને ગરીબ ભાઈ ભાઈ તરીકે રહેતા હોવાના ઘણાયે દાખલા મોજૂદ છે. આપણે એવા દાખલા ખૂબ વધારી મૂકીએ એટલે થયું.

હિંદુસ્તાનનું ભાવી પશ્ચિમના રક્તમલિન પંથે નથી (પશ્ચિમ જ એથી કંટાળ્યું છે), પણ સાદા અને પવિત્ર જીવનથી જે શાંતિ મળે છે તે શાંતિવાળા રક્તરહિત પંથે છે. હિંદુસ્તાન આજે પોતાનો આત્મા ખોવાના જોખમમાં છે. એ આત્મા ખોઈને એ જીવી ન શકે. એટલે, 'પશ્ચિમના હુમલાની સામે અમારાથી ન ટકી શકાય' એમ પ્રમાદથી અને લાચારીથી કહેવાને બદલે,

આપણે પોતાની અને જગતની ખાતર તેની સામે અટકાવ કરવાને કમર કસવી જોઈએ.

તા. ૧૦–૧૦–'૨૬

## ૭. મોટા યંત્રોદ્યોગ અને સમાન વહેંચણી

[ ગાંધીજીની 'એક અમેરિકન સાથે વાતચીત' નામના શ્રી. મહાદેવભાઈના લેખમાંથી. —**પ્રકાશક** ]

**૧**

'ગાંધીજી, આપને લાગે છે કે બહુ મોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવાથી લોકોની રહેણીનું ધોરણ ઊંચું ચડશે?'

ગાંધીજીએ કહ્યું, "હું એ જરાયે નથી માનતો. મિ૦ ફોર્ડની દલીલમાં એક મોટો દોષ રહેલો છે. માલ મોટા પ્રમાણમાં પેદા થાય તેટલા જ મોટા પ્રમાણમાં તેની વહેંચણી ન થાય તો દુનિયા પર મહાભયાનક આપત્તિ જ આવી પડે. મિ૦ ફોર્ડની મોટરોનો જ દાખલો લો. વહેલામોડા ક્યારેક તો એવો વખત આવશે જ કે જ્યારે તેમનાથી વધારે મોટરો બનાવી શકાશે જ નહિ, કેમ કે જેટલી મોટરો ખપી શકે એવી હશે તેટલી બધી બની ચૂકી હશે. એ વખતે તેઓ શું કરશે? મોટા પ્રમાણમાં ઉત્પત્તિ કરવામાં આવે છે તેમાં માલ વાપરનાર ઘરાકની ખરી જરૂરિયાતનો તો વિચાર જ કરવામાં આવતો નથી. જો મોટા પ્રમાણની ઉત્પત્તિ એ વસ્તુતાએ સારી હોય તો એનો અમર્યાદ વિકાસ થઈ શકે એવી સ્થિતિ હોવી જોઈએ. પણ એટલું તો નિર્વિવાદપણે બતાવી શકાય એમ છે કે, મોટા પ્રમાણની ઉત્પત્તિનું રૂપ જ એવું છે કે એણે ક્યાંક તો અટકવું જ પડે. જો બધા જ દેશો મોટા પ્રમાણમાં માલ પેદા કરવા માંડે, તો એ માલ

ખપવા માટે દુનિયામાં પૂરાં બજાર પણ ન મળે. ત્યારે તો એ ઉત્પત્તિએ અટકવું જ રહ્યું ને?"

પેલા સજ્જને પૂછ્યું, "આપને લાગે છે કે પશ્ચિમના દેશોમાં ઉત્પત્તિની આ હદ આવી ગઈ છે? મિ૰ ફોર્ડ કહે છે કે, સારી ને ટકાઉ ચીજ તો દુનિયામાં અમુક પ્રમાણમાં જ બનવાની અને દુનિયાની જરૂરિયાતોમાં તો સતત વધારો જ થતો જાય છે. એટલે બજારમાં એકાદ વસ્તુનો ભરાવો થઈ જાય, પણ બધી જ ચીજોનો ભરાવો તો કદી થવાનો નથી."

ગાંધીજીએ કહ્યું, "હું ઝાઝી દલીલમાં ઊતર્યા વિના મારી જે દૃઢ માન્યતા છે તે તમને જણાવી દઉં: કે જગતમાં જે ઉત્પાતો થઈ રહ્યા છે તેનું કારણ આ મોટા પ્રમાણમાં માલ બનાવવાની ઘેલછા જ છે. ક્ષણભર માની લો કે મનુષ્યની જેટલી હાજતો છે તે બધી યંત્રો વાટે પૂરી પડે છે. છતાં યંત્રોથી થતી પેદાશ તો અમુક પ્રદેશોમાં જ થઈ શકે; અને તેથી તમારે એ માલની વહેંચણી માટે અટપટો રસ્તો લેવો જ પડે. પણ જો માલ જે જગાએ જોઈએ ત્યાં જ પેદા થાય ને ત્યાં જ વહેંચાય તો દગાને માટે ઓછો અવકાશ રહે, અને સટ્ટો તો કોઈ કરી જ ન શકે."

પેલા મિત્રે કહ્યું, "મિ૰ ફોર્ડની યોજના તો ઉદ્યોગને અનેક ક્ષેત્રમાં વહેંચી નાખવાની છે. કોલસા ને વરાળ વાપરવાને બદલે તાર વાટે વીજળી દેશને ખૂણે ખૂણે પહોંચાડી હોય તો હજારો નાનાં ગામડાંમાં નાનકડાં સુંદર, સુઘડ કારખાનાં ચાલે ને ધુમાડો પણ ન થવા પામે. ધારો કે આ યોજના પાર પડે તો આપને વાંધો રહે ખરો?"

ગાંધીજી: "મારો વાંધો એથી ટળે નહિ. કેમ કે, તમે અગણિત ગામડાંમાં માલ પેદા કરો ખરા, પણ વીજળી તો એક જ જગાએથી આવવાની. અને એ અંતે આપત્તિરૂપ નીવડે એમ હું માનું છું. એ રીતે એક જ મનુષ્યના હાથમાં એટલી બધી શક્તિ ભેગી થઈ જાય કે એની કલ્પના કરતાં હું કાંપું છું.

એવી એકહથ્થુ શક્તિનું પરિણામ એ આવે કે, મારે પ્રકાશ, પાણી અને હવા માટે પણ એ શક્તિ પર આધાર રાખવો પડે. મને એ દશા ભયાનક લાગે છે."

પેલા મિત્રને આ દલીલ સાંભળી વિસ્મય થયું. તેમણે કહ્યું, "ગાંધીજી, આપ આ વખતે લંડન આવ્યા છો એ સુયોગ છે, કેમ કે રાજદ્વારી પ્રશ્નો બાજુએ રાખીએ તોપણ આ વખત મને એવો જણાય છે કે જ્યારે યંત્રો વિષે, અને ખાસ કરીને જર્મની અને અમેરિકામાં જે જંગી કારખાનાં અમે ઊભાં કર્યાં છે તેને વિષે પશ્ચિમના લોકોનો ભ્રમ ભાંગ્યો છે. તેમની આંખ ઊઘડી છે; એની ઉપયોગિતા વિષે લોકો કંઈક ગાભરા ને શંકાશીલ બન્યા છે; અને મનમાં પૂછે છે કે આપણે હદ બહાર તો નથી જતા રહ્યા? યંત્રોના આ હદપારના વધારાથી જે ગૂંચવાડો ઊભો થયો છે તેમાંથી છૂટવાને યુરોપઅમેરિકાએ શું કરવું જોઈએ એનો આપને કંઈ ખ્યાલ છે ખરો?"

ગાંધીજી: "તમે જુઓ છો કે, આ રાષ્ટ્રો જગતમાં નબળાં કહેવાતાં કે સંગઠન વિનાનાં રાષ્ટ્રોને ચૂસી શકે છે. એ પ્રજાઓને આ વાતની ખબર પડશે ને તેઓ નક્કી કરશે કે હવે આપણે ચુસાવું નથી, તો તેઓ પોતે જેટલું પેદા કરી શકશે એટલું જ વાપરીને સંતોષ માનશે, ત્યારે માણસની જે મુખ્ય હાજતોને વિષે જે મોટા પ્રમાણમાં માલ પેદા થાય છે તે બંધ થઈ જશે."

"પણ એ પ્રજાઓની હાજતો પણ જેમ જેમ વધતી જશે તેમ તેમ તેમને પણ વધારે માલની જરૂર તો પડશે જ.ને?"

"તે તેઓ જાતે પેદા કરી લેશે. અને એમ બનશે ત્યારે પશ્ચિમમાં માલ મોટા પ્રમાણમાં ઉત્પન્ન થતો બંધ થઈ જશે."

"સ્થાનિક ખપ પૂરતો જ માલ પેદા થવા લાગશે એમ આપ કહેવા માગો છો?"

"જે જગાએ માલ પેદા થાય ત્યાં જ વપરાય એવી સ્થિતિ આવશે ત્યારે ઉત્પત્તિનો વેગ અમર્યાદપણે અને ગમે તે ભોગે

વધારવાની લાલચ નહિ રહે. આજની આપણી આર્થિક વ્યવસ્થાને લીધે જે પાર વિનાની મુસીબતો ને ગૂંચવાડા ઊભા થાય છે તે પણ પછી તો ટળી જશે. એક જ દાખલો લો. ઇંગ્લંડ આજે દુનિયાને કાપડ પૂરું પાડે છે. તેથી એ બજાર કાયમ રાખવા માટે તેને અનેક દેશોને તાબે રાખવા પડે છે. પણ હું જે પરિવર્તન કલ્પું છું તે પ્રમાણે તો ઇંગ્લંડ પોતાની સાડાચાર કરોડની વસ્તીને જોઈએ એટલું જ કાપડ બનાવશે. એ જરૂરિયાત પૂરી પડી ગઈ એટલે ઉત્પત્તિ પણ અટકવી જ જોઈએ. પરદેશોના લોકોને ઇંગ્લંડનું કાપડ જોઈએ કે ન જોઈએ તોપણ જબરદસ્તીથી તેને માથે એ કાપડ મારીને, એ દેશના લોકો ભૂખે મરતા રવડતા થઈ જાય તેની પરવા કર્યા વિના, એ દેશનું સોનું ઘસડી લાવવાને કાપડની ઉત્પત્તિ ચાલુ નહિ રાખવામાં આવે. આજે, દાખલા તરીકે જેમ અમેરિકામાં બને છે તેમ, થોડાકનાં ઘરમાં ધનના ઢગલા વળે છે, અને બીજાઓને સમૃદ્ધિની વચ્ચે ગરીબાઈમાં રહેવું પડે છે; એમ તે વખતે નહિ બને. અમેરિકાએ આજે આખી દુનિયાને જાત જાતની ઝીણી ઝીણી ચીજો વેચીને અથવા તો તેની અદ્વિતીય કુશળતા વેચીને જગત પર પોતાનો કાબૂ જમાવ્યો છે. એમ કરવાનો એનો હક છે. અમેરિકાએ જંગી કારખાનાંની અવધિ વાળી છે, છતાં તે પોતાને ત્યાંથી બેકારી કે ગરીબાઈને નાબૂદ કરી શક્યું નથી. અમેરિકામાં મૂઠીભર માણસો કુબેરના જેટલા વૈભવવાળા છે, બીજી બાજુ હજારો જ નહિ, કદાચ કરોડો, લોકો નિર્ધનતા ને હાડમારીમાં રહે છે. આ જંગી કારખાનાંથી આખી અમેરિકન પ્રજાને લાભ નથી થતો."

પત્રકાર : "એમાં વહેંચણીની ખામી છે. એનો અર્થ એ છે કે, અમારી ઉત્પત્તિની પદ્ધતિ સંપૂર્ણતાને શિખરે પહોંચી છે, પણ વહેંચણીની પદ્ધતિ ખામી ભરેલી છે. વહેંચણી જો સમાનતાને ધોરણે થાય તો મોટા પ્રમાણની ઉત્પત્તિનાં બૂરાં પરિણામો ટળે નહિ?"

ગાંધીજી : "ના, એ બૂરાં પરિણામ એ પદ્ધતિની સાથે જડાયેલાં જ છે. ઉત્પત્તિને તમે સ્થાનિક બનાવો, એટલે કે જે માલ જ્યાં બને ત્યાં જ ખપે એમ કરો, તો જ વહેંચણી સમાનતાને ધોરણે થઈ શકે. બીજા શબ્દોમાં, ઉત્પત્તિની સાથે સાથે જ વહેંચણી પણ ચાલવી જોઈએ. જ્યાં સુધી તમારે તમારો માલ ખપાવવા દુનિયાનાં બીજાં બજારો શોધવાં હોય ત્યાં સુધી વહેંચણી સરખી થવાની જ નથી. એનો અર્થ એ નથી કે, પશ્ચિમની પ્રજાઓએ વિજ્ઞાન અને સંગઠનની બાબતમાં જે અદ્ભુત પ્રગતિ કરી છે તેનો દુનિયાને કશો ખપ નથી. એનો અર્થ એ જ થયો કે, પશ્ચિમની પ્રજાઓએ પોતાની કુશળતાનો ઉપયોગ બીજાને આપવો રહ્યો. અમેરિકાને જો પોતાની કુશળતાનો ઉપયોગ પરદેશોમાં પરમાર્થબુદ્ધિથી કરવો હોય તો તે કહેશે, 'જુઓ અમને પુલ બનાવતાં આવડે છે. એ કળા અમે છાની નહિ રાખીએ. પણ આખી દુનિયાને અમે કહીએ છીએ કે અમે તમને પુલ બાંધતાં મફત શીખવીશું.' અમેરિકા કહે છે, 'જ્યાં બીજી પ્રજાઓ ઘઉંનું એક કણસલું પેદા કરી શકે છે ત્યાં અમે બે હજાર પેદા કરી શકીએ છીએ.' તો અમેરિકાએ એ કળા જે શીખવા માગે તેને મફત શીખવવી જોઈએ, પણ આખા જગતને માટે ઘઉં પેદા કરવાનો વિચાર ન કરવો જોઈએ. નહિ તો દુનિયાના બાર વાગી જાય."

પત્રકાર : "રશિયાએ મોટા પાયા પર ઉત્પત્તિ આદર્યા છતાં નબળી પ્રજાઓને ચૂસવા માંડી નથી કે અસમાન વહેંચણીની જાળમાં ફસાયું નથી, એમ ન કહી શકાય ?"

ગાંધીજી : "એમ જ કહો ને કે, સોવિયેટ રશિયામાં આજે બને છે એમ ઉત્પત્તિ અને વહેંચણી બંને પર સરકાર અંકુશ રાખે એ પદ્ધતિ વિષે તમે મારો અભિપ્રાય માગો છો. એ નવો અખતરો છે. અંતે એ કેટલો સફળ થશે એની મને

ખબર નથી. એ જો જબરદસ્તી ને પશુબળ પર ન રચાયેલો હોય તો હું એના પર વારી જાઉં. પણ આજે તો એનું મંડાણ જબરદસ્તી પર થયેલું હોઈ એ આપણને કેટલે ને ક્યાં લઈ જશે એ હું જાણતો નથી.”

૨

અમેરિકન પત્રકાર : “ત્યારે હિંદુસ્તાનમાં ભવિષ્યમાં મોટા પ્રમાણમાં ઉત્પાદન થાય એવો આદર્શ આપ નથી રાખતા ?”

ગાંધીજી : “મોટા પ્રમાણમાં ઉત્પાદન તો જરૂર જોઈએ, પણ તેનું મંડાણ બળજબરી પર થયેલું ન હોય. રેંટિયાનો સંદેશો એ જ છે. એમાં પણ મોટા પ્રમાણમાં ઉત્પાદન છે, પણ તે લોકોનાં ઘરમાં થાય છે. એક માણસ જે માલ પેદા કરે છે તેને તમે દસ લાખથી ગુણો તો એ પ્રચંડ ઉત્પાદન ન થયું ? પણ હું તો બરાબર સમજું છું કે, તમે ‘મોટા પ્રમાણમાં ઉત્પાદન’ એ શબ્દો વાપરો છો તે એના રૂઢ અર્થમાં. એ અર્થ એ છે કે, અતિશય અટપટાં યંત્રોની મદદથી બને એટલાં ઓછામાં ઓછાં માણસોએ કરેલું ઉત્પાદન. મેં મનમાં વિચારી રાખ્યું છે કે એ ખોટું છે. મારું યંત્ર તો એવું હોવું જોઈએ કે જે સાદામાં સાદું હોય અને કરોડો ઘરોમાં રાખી શકાય એવું હોય. મારી યોજનામાં ચલણી નાણું તે ધાતુ નથી પણ શ્રમ છે. જે શ્રમ કરી શકે તેને એ નાણું મળે છે, તેને ધન પ્રાપ્ત થાય છે. તે પોતાના શ્રમનું રૂપાંતર કાપડમાં કરે છે, અનાજમાં કરે છે. તેને જો પૅરેફિન તેલ જોઈએ ને એ તેનાથી પેદા ન થઈ શકતું હોય તો તે પોતાની પાસેનો વધારાનો દાણો આપીને સાટે તેલ લેશે. એમાં શ્રમનો સ્વતંત્ર, ન્યાયી અને સમાનભાવે વિનિમય છે; તેથી તે લૂંટ નથી. તમે વાંધો લેશો કે, આ તો પાછા છેક જૂના જમાનાની માલનું સાટું કરવાની રીત પર આવ્યા. પણ આખો આંતરરાષ્ટ્રીય વેપાર સટ્ટાની પદ્ધતિ પર ગોઠવાયેલો નથી ?

"વળી, આ યોજનામાં બીજો એક લાભ છે તે જુઓ. એને તમે અમર્યાદિત પ્રમાણમાં વધારી શકો છો. પણ મોટાં યંત્રોથી પાર વિનાનો માલ પેદા કરવા માંડો; એને પરિણામે બેકારી વધ્યા વિના રહે જ નહિ. તમે કહેશો કે, સુધારેલાં યંત્રો દાખલ કરવાથી જે મજૂરો બેકાર થયા તે બીજું કંઈ કામ શોધી લેશે. પણ મોટા સંગઠનવાળા દેશમાં, જ્યાં નોકરી મળવાના અમુક અને ગણતર રસ્તા જ ખુલ્લા હોય છે, અને જ્યાં મજૂરને અમુક જ એક જાતનું યંત્ર વાપરવાનો લાંબા વખતનો મહાવરો પડી ગયેલો હોય છે, ત્યાં તે બીજા ધંધામાં જઈ શકતો નથી, એ તમે જાતઅનુભવ પરથી જાણો છો. આજે ઇંગ્લંડમાં બેકારોની સંખ્યા ૩૦ લાખ ઉપર નથી? મને થોડા જ દહાડા પર કોઈએ પૂછેલું, 'અમે આજે આ ત્રીસ લાખ બેકારોનું શું કરીએ છીએ?' તેઓ એક દિવસમાં કારખાનું છોડીને ખેતી કરવા ન જઈ શકે. આ મહા વિકટ પ્રશ્ન છે."

## ખેતીમાં યંત્રોનો વાપર

આના પરથી ખેતીમાં યંત્રો વપરાય કે કેમ એની ચર્ચા પર ઊતર્યા.

પત્રકાર: "યંત્રો વડે ખેતી કરવાથી જેમ અમેરિકા અને કૅનેડામાં ઘણો લાભ થયો તેમ હિંદુસ્તાનમાં ન થાય?"

ગાંધીજી: "કદાચ થાય પણ. એ પ્રશ્નનો જવાબ આપવાની મારી યોગ્યતા હું નથી માનતો. અમે હિંદુસ્તાનમાં હજુ સુધી તો ખેતીમાં અટપટાં યંત્રો વાપરીને લાભ નથી મેળવી શક્યા. અમે યંત્રોનો ત્યાગ જ કરવો એવું પણ લઈને નથી બેઠા. અમે ચેતી ચેતીને અખતરા કરીએ છીએ. પણ વરાળ કે વીજળીથી ચાલતાં યંત્રોની અમને ખેતીમાં જરૂર નથી જણાઈ."

ગાંધીજી યંત્રમાત્રના કટ્ટા શત્રુ છે એવી માન્યતા ઘણા લોકોનાં મનમાં છે, એવી છાપ લઈને આ મિત્ર આવ્યા હતા. એમણે કહ્યું,

"કેટલાક લોકોને એવો ખ્યાલ છે કે આપ યંત્રમાત્રના વિરોધી છો, એ સાચું તો નહિ જ હોય."

ગાંધીજી: "એ સાવ ખોટી વાત છે. રેંટિયો પણ યંત્ર જ છે. એ સુંદર કલાકૃતિ છે. યંત્રો ઘેર ઘેર કેમ પહોંચાડી શકાય એનો એ નમૂનો છે. એ આમવર્ગનું, રંકનું યંત્ર છે."

પેલા મિત્રે ચર્ચા પૂરી કરતાં પૂછ્યું, "ત્યારે આપ યંત્રોની વિરુદ્ધ એટલા માટે અને તો જ છો જો યંત્રો ઉત્પાદન અને વહેંચણીનું કામ મૂઠીભર લોકોના હાથમાં મૂકી દેતાં હોય."

ગાંધીજી: "બરાબર છે. થોડા જ માણસો સુખી રહે ને એકહથ્થુ સત્તા ભોગવે એ મને ગમતું નથી. જે વસ્તુમાંથી આમ-વર્ગને ભાગ ન આપી શકાય તે મારે મન ત્યાજ્ય છે. એટલું જ."

હ૦બં૦, તા. ૨૫-૧૧-'૩૪

## ૮. ગામડાંના ઉદ્યોગ

મહાસભાએ ગામડાંના ઉદ્યોગો વિષે જે ઠરાવ પસાર કર્યો તેનો ઉત્પાદક હું છું, અને એ ઉદ્યોગોની ઉન્નતિ માટે જે સંઘ સ્થપાઈ રહ્યો છે તેનો એકમાત્ર સલાહકાર પણ હું છું. એટલે, આ ઉદ્યોગો વિષે અને એમાંથી પ્રજાનાં નીતિ અને આરોગ્યને જે લાભ થવાની આશા છે તેને વિષે મારા મનમાં જે વિચારો રમી રહ્યા છે તે પ્રજા આગળ મારે રજૂ કરવા જોઈએ.

આ વરસના આરંભમાં હું હરિજનયાત્રા નિમિત્તે મલબાર ગયો ત્યારે જ આ સંઘ સ્થાપવાના વિચારે નિશ્ચિત રૂપ લીધેલું. કોચીન રાજ્યના એક ખાદીસેવકની સાથે સહેજ વાત કરતાં કરતાં મને દેખાઈ આવ્યું કે, શહેરના લોકોએ ગ્રામવાસીઓ પાસેથી જે વસ્તુ ક્રૂરતાથી ને અવિચારીપણે ઝૂંટવી લીધી છે, તે વસ્તુ તેમને પાછી આપવાનો પ્રામાણિક પ્રયત્ન કરનાર એક સંઘ

સ્થાપવાની અતિ આવશ્યકતા છે. ગ્રામવાસીઓમાં પણ સૌથી સજ્જડ ફટકો હરિજનોને પડ્યો છે. સામાન્ય ગ્રામવાસીઓને જે ઉદ્યોગો કરવાની છૂટ છે તેમાંથી થોડાક જ હરિજનો કરી શકે છે. તેથી જ્યારે એમના હાથમાંથી એમના ઉદ્યોગધંધા સરી પડે છે ત્યારે તેઓ જે પશુઓની સોબતમાં રાતદિવસ રહે છે તેના જેવા જ જડ, બુદ્ધિહીન ને નિસ્તેજ બની જાય છે.

પણ સામાન્ય ગ્રામવાસીઓ પણ આજે આથી કંઈ સારી સ્થિતિ ભોગવતા નથી. ધીમે ધીમે તેમને ભોંય ખણીને માંડ કોળિયા અનાજથી પેટનો ખાડો પૂરવાનો વખત આવતો જાય છે. આજે ઘણા ઓછાને ખબર હશે કે, હિંદુસ્તાનનાં નાનાં ને વાંકાંચૂકાં ખેતરો ને ક્યારડામાં ખેતી કરવામાં ખેડૂતને નફો થવાને બદલે ચોખ્ખી ખોટ જાય છે. ગામડાંના લોકો મરવાને વાંકે જીવે છે. એમના જીવનમાંથી આશા, ઉત્સાહ, સ્ફૂર્તિ, ઉમંગ ઊડી ગયાં છે. તેઓ ભૂખમરાથી ધીમે મોતે મરી રહ્યા છે. એમના પર દેવાંના ઢગ વળી ગયા છે. શાહુકાર એમને પૈસા ધીરે છે, કેમ કે ન ધીરે તો જાય ક્યાં? ન ધીરે તો તેના બધા પૈસા ડૂબે. આ ગામડાંના દેવાનો શુમાર ગમે એટલી તપાસ કર્યે કાઢી શકાય એમ નથી. તપાસો તો ઘણી ઝીણવટથી થઈ છે, છતાં એ વિષે આપણને નહિ જેવું જ્ઞાન મળ્યું છે.

ગામડાંના ઉદ્યોગોનો લોપ થાય તો હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાંની પાયમાલી અધૂરી રહી હોય તો પૂરી થઈ જાય.

ગ્રામઉદ્યોગો વિષે મેં જે યોજનાની રૂપરેખા આપી છે તેના પર દૈનિકપત્રોમાં ટીકાઓ થઈ છે તે મેં વાંચી છે. કેટલાકે મને એવી સલાહ આપી છે કે, મનુષ્યની શોધકબુદ્ધિએ કુદરતની જે શક્તિઓને તાબે કરી છે તેનો ઉપયોગ કરવામાં આવે એમાં જ ગામડાંની મુક્તિ રહેલી છે. ટીકાકારો કહે છે કે, પ્રગતિમાન પશ્ચિમમાં જેમ પાણી, હવા, તેલ અને વીજળીનો પૂરેપૂરો

ઉપયોગ થાય છે તેમ આપણે પણ કરવો જોઈએ. તેઓ કહે છે કે, આ ગૂઢ કુદરતી શક્તિઓ પર કાબૂ મેળવવાથી દરેક અમેરિકન ૩૩ ગુલામો રાખી શકે છે, એટલે ૩૩ ગુલામ પાસેથી મળે એટલું કામ આ શક્તિઓ પાસેથી લઈ શકે છે.

એ રસ્તે હિંદુસ્તાનમાં ચાલીએ તો હું બેધડકપણે કહું છું કે, દરેક માણસને ૩૩ ગુલામ મળવાને બદલે આ દેશના એકએક માણસની ગુલામી ૩૩ ગણી વધશે.

જે કામ કરવા ધાર્યું હોય તેને માટે પૂરતા માણસો ન હોય ત્યારે એ કામ સંચાથી લેવું એ સારું છે. પણ, જેમ હિંદુસ્તાનમાં છે તેમ, કામને માટે જોઈએ તે કરતાં વધારે માણસો પડેલાં હોય ત્યારે સંચા વાપરવાથી નુકસાન છે. થોડાક ચોરસવારના જમીનના ટુકડા માટે હું હળ ન વાપરું. આપણાં ગામડાંમાં ઊભરાઈ જતાં કરોડો માણસોને શ્રમની ચક્કીમાંથી ફુરસદ કેમ અપાવવી એ સવાલ આપણે ત્યાં નથી. આપણી સામે તો સવાલ એ છે કે, એમને વરસમાં છ મહિના જેટલો વખત પરાણે આળસમાં ગાળવો પડે છે એ વખતનો ઉપયોગ કેવી રીતે કરવો. કેટલાકને સાંભળીને વિચિત્ર લાગશે, પણ હકીકત એ છે કે, એકેએક મિલ ગામડાંની પ્રજાને ભયરૂપ છે, ને તેની રોજી પર તરાપ મારનાર છે. મેં આંકડા ઝીણવટથી ગણ્યા નથી, પણ એટલું તો કહી જ શકાય કે, ગામડાંમાં બેસીને ઓછામાં ઓછા દશ મજૂરો જે કામ કરે છે તેટલું જ કામ મિલનો એક મજૂર કરે છે. બીજા શબ્દમાં કહીએ તો, ગામડાંના દશ માણસની રોજી છીનવીને આ એક માણસ ગામડાંમાં કમાતો તેના કરતાં વધારે કમાય છે. આમ કાંતવાની ને વણવાની મિલોએ ગામડાંના લોકોનું ગુજરાનું એક મોટું સાધન છીનવી લીધું છે. એ મિલો વધારે સારું ને સોંઘું કપડું તૈયાર કરતી જ હોય તોયે, એ કંઈ ઉપલી દલીલનો જવાબ નથી; કેમ કે એ મિલોએ જો હજારો

મજૂરોનો ઉદ્યોગ છીનવી લઈ તેમને બેકાર બનાવ્યા હોય તો સોંઘામાં સોંઘું મિલકાપડ ગામડાંમાં વણાયેલી મોંઘામાં મોંઘી ખાદી કરતાં મોંઘું છે. કોલસાની ખાણમાં કામ કરનાર મજૂર જ્યાં વસે છે ત્યાં જ કોલસાનો ઉપયોગ કરી શકે છે, એટલે એને કોલસા મોંઘા પડતા નથી. એ જ રીતે જે ગ્રામવાસી પોતાના ખપપૂરતી ખાદી બનાવી લે છે તેને તે મોંઘી પડતી નથી. પણ જો મિલોમાં બનેલું કાપડ ગામડાંના માણસોને બેકાર બનાવે છે, તો ચોખા ખાંડવાની ને આટો દળવાની મિલો હજારો સ્ત્રીઓની રોજી છીનવી લે છે, એટલું જ નહિ પણ સાટે આખી પ્રજાના આરોગ્યને હાનિ પહોંચાડે છે. જ્યાં લોકોને માંસાહાર કરવાનો વાંધો ન હોય ને એ આહાર પોસાતો હોય, ત્યાં મેદાથી અને પૉલિશ કરેલા ચોખાથી કદાચ કંઈ નુકસાન ન થતું હોય. પણ હિંદુસ્તાનમાં જ્યાં કરોડો માણસો એવાં છે જેમને માંસ મળે તો તે ખાવામાં વાંધો નથી પણ જેમને માંસ જોવા મળતું નથી, ત્યાં તેમને આખા ઘઉંનો આટો અને પૉલિશ કર્યા વિનાના હાથે ખાંડેલા ચોખામાં રહેલાં પૌષ્ટિક અને ચેતનદાયી તત્ત્વો ન મળવા દેવાં એમાં પાપ છે. હવે તો દાક્તરોએ અને બીજાઓએ મળીને લોકોને મેદો અને પૉલિશ કરેલા સંચે ખાંડેલા ચોખા વાપરવાથી થતા નુકસાનનું ભાન કરાવવું જોઈએ.

મેં આ કેટલીક મોટી, સહેજે નજરે ચડે એવી વાતો તરફ ધ્યાન ખેંચ્યું છે, તે એમ બતાવવા માટે કે, ગ્રામવાસીઓને કામ આપવું હોય તો તે યંત્રો વાટે ન બની શકે; પણ તેઓ અત્યાર સુધી જે ઉદ્યોગો કરતા આવ્યા છે તેમને સજીવન કરવા એ જ એનો સાચો રસ્તો છે.

તેથી, મારા અભિપ્રાય પ્રમાણે, અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘનું કામ એ રહેશે કે, જે ઉદ્યોગો અત્યારે હયાત છે તેમને ઉત્તેજન આપવું, અને જ્યાં શક્ય અને ઇષ્ટ હોય ત્યાં મરતા કે

મરી ગયેલા ગ્રામઉદ્યોગોને ગામડાંની પદ્ધતિએ, એટલે કે ગ્રામવાસીઓ પોતાનાં ઝૂંપડાંમાં અનાદિકાળથી કામ કરતા આવ્યા છે તે રીતે કરવા દઈને, સજીવન કરવા. જેમ હાથે લોઢવા, પીંજવા, કાંતવાવણવાની ક્રિયાઓમાં ને ઓજારોમાં ઘણા સુધારા થયા છે તેમ ગ્રામઉદ્યોગોની પદ્ધતિમાં પણ કરી શકાય.

એક ટીકાકાર એવો વાંધો ઉઠાવે છે કે, પ્રાચીન પ્રથામાં તો દરેક માણસ પોતાપૂરતું કામ કરી લે છે; એ રીતે સામુદાયિક કાર્ય કદી થઈ જ ન શકે. આ દૃષ્ટિ મને બહુ છીછરી લાગે છે; એની પાછળ ઊંડો વિચાર નથી. ગ્રામવાસીઓ વસ્તુઓ પોતાની ઝૂંપડીઓમાં ભલે બનાવે, પણ એ બધી વસ્તુઓ ભેગી કરી શકાય ને એમાંથી થતા નફાના ભાગ પાડી શકાય. ગ્રામવાસીઓ કોઈની દેખરેખ નીચે અને અમુક યોજનાને અનુસરીને કામ કરે. કાચો માલ સાર્વજનિક ભંડારમાંથી આપવામાં આવે. જો સામુદાયિક કાર્ય કરવાની ઇચ્છા ગ્રામવાસીઓમાં પેદા કરવામાં આવે તો સહકાર, શ્રમવિભાગ, વખતનો બચાવ, અને કાર્યકુશળતાને માટે તો પૂરતી તક છે જ. આજે આ બધી ચીજો અખિલ ભારત ચરખા સંઘ ૫,૦૦૦ ઉપરાંત ગામડાંમાં કરી રહ્યો છે.

પણ ખાદી એ ગામડાંના નભોમંડળનો સૂર્ય છે, અને બીજા વિવિધ ઉદ્યોગો એ ગ્રહો છે. આ ઉદ્યોગરૂપી ગ્રહોને ખાદીરૂપી સૂર્ય પાસેથી જે ઉષ્મા અને જીવન મળે છે તેના બદલામાં તેઓ ખાદીને ટકાવી રાખે છે. ખાદી વિના બીજા ઉદ્યોગોનો વિકાસ થવો અશક્ય છે. પણ મારી ગઈ યાત્રામાં મેં જોયું કે, જો બીજા ઉદ્યોગો સજીવન નહિ થાય તો હવે ખાદી વધારે આગળ નહિ વધી શકે. ગ્રામવાસીઓમાં પોતાના ફુરસદના વખતનો સદુપયોગ કરવાનાં સ્ફૂર્તિ અને સામર્થ્ય ઉત્પન્ન કરવાં હોય તો ગામડાંના જીવનનો બધી બાજુથી સ્પર્શ કરવો જોઈએ, ને તેમાં નવચેતનનો સંચાર કરવો જોઈએ.

હ૦બં૦, તા. ૧૮-૧૧-'૩૪

૨

[ ગાંધી સેવાસંઘના કાર્યકર્તાઓ સાથેના સંભાષણ વિષે શ્રી. મહાદેવભાઈએ લખેલા 'ગ્રામઉદ્યોગ સંઘ' નામના લેખમાંથી.

— પ્રકાશક ]

ગયે વરસે મેં આખા દેશમાં હરિજન કાર્યને નિમિત્તે પ્રવાસ કર્યો તેમાં મને દીવા જેવું દેખાયું કે, જે રીતે આપણે અત્યારે ખાદીકામ ચલાવીએ છીએ તે રીતે ખાદી સર્વવ્યાપી થવાની નથી, તેમ ગામડાંમાં નવું જીવન આવવાનું પણ નથી. મેં જોયું કે, ખાદી વાપરનારા બહુ જ ઓછા છે, અને જેઓ ખાદી જ વાપરે છે તે પણ એમ માને છે કે એમને હવે વધારે કશું કરવાનું રહ્યું નથી, અને બીજી વસ્તુઓ ગમે ત્યાં ને ગમે તે રીતે બની હોય તોયે તેમનાથી વાપરી શકાય. આમ ખાદીની પાછળ જે ભાવના રહેલી છે તે ભુલાઈ જઈને કેવળ જડ રૂઢિ તરીકે તે વપરાવા લાગી છે એમ મને દેખાયું. મેં જોયું કે આમ જ ચાલશે તો ખાદી કેવળ પોષણને અભાવે જ મરી જશે. ખાદી પાછળ જ એકાગ્રતાથી ને ઉત્કટતાથી કામ કરવામાં આવે તો તેમાં સફળતા ન મળે એમ નથી. પણ એવી એકાગ્રતા કે ઉત્કટતા — એમાંથી એકે મેં જોઈ નહિ. બધા માણસો પોતાનો ફુરસદનો બધો વખત રેંટિયા કે તકલીને આપતા નહોતા, અને સૌએ ખાદી જ વાપરવાનું વ્રત લીધું નહોતું, — જોકે જાતે કાંતનાર કરતાં ખાદી વાપરનારની સંખ્યા વધારે હતી ખરી. પણ બાકીના બધા આળસુ બેસી રહ્યા હતા. સંખ્યાબંધ માણસો પરાણે ફુરસદ ભોગવનારા હતા. મેં જોયું કે આ સ્થિતિ તો આપણો વિનાશ જ કરનારી છે. મારા મનમાં થયું કે આ લોકો કદી સ્વરાજ નહિ મેળવી શકે. કેમ કે, તેઓ પરાણે આળસુ બેસે કે સ્વેચ્છાએ, તો પણ તેઓ હમેશાં વિદેશી તેમ જ દેશી લૂંટનારાઓના ભોગ થઈ પડવાના છે. એમને લૂંટનાર પરદેશનો હોય કે હિંદુસ્તાનનાં

શહેરોનો હોય તોયે તેમની સ્થિતિ તો એની એ જ રહેવાની; એમને સ્વરાજ નહિ મળવાનું. એટલે મેં મનમાં કહ્યું, 'આ લોકો ખાદીમાં રસ લેવા માગતા હોય તો એમને બીજું કંઈક કરવાનું કહેવું જોઈએ. જે કામ એમના બાપદાદા કરતા, પણ જે હાલ થોડા વખતથી બંધ થઈ ગયું હોય, એવું કંઈક કામ તેઓ કરે.' થોડાંક વરસ પહેલાં તેઓ રોજના વાપરની અનેક વસ્તુઓ જાતે બનાવી લેતા; પણ હવે એને માટે તેઓ બહારની દુનિયા પર આધાર રાખે છે. નાના કસબાના રહેવાસીના રોજના વાપરની એવી ઘણી ચીજો હતી જેને માટે તેઓ ગ્રામવાસીઓ પર આધાર રાખતા; પણ હવે તે શહેરમાંથી મંગાવે છે. જે ક્ષણે ગ્રામવાસીઓ પોતાનો બધો ફુરસદનો વખત કંઈક ઉપયોગી કામ કરવામાં ગાળવાનો નિશ્ચય કરશે, અને શહેરવાસીઓ એ ગામડાંમાં બનેલી ચીજો વાપરવાનો સંકલ્પ કરશે, તે ક્ષણે ગ્રામવાસી અને શહેરવાસી વચ્ચેનો જે સંબંધ તૂટી ગયો છે તે પાછો બંધાશે. મરી ગયેલા કે મૃતપ્રાય ગ્રામઉદ્યોગહુન્નરમાંથી કયાને સજીવન કરી શકાય એમ છે એને વિષે તો આપણે ગામડાંમાં જઈને તપાસ કરીએ, કોષ્ટકો બનાવીએ ને વર્ગીકરણ કરીએ તે સિવાય ખાતરીથી કશું કહી શકાય નહિ. પણ મેં સૌથી મહત્ત્વની બે વસ્તુ ઉપાડી લીધી છે: ખોરાકની ચીજો ને પહેરવેશની ચીજો. પહેરવેશમાં ખાદી તો પડી જ છે. ખોરાકની બાબતમાં આપણે પહેલાં સ્વાશ્રયી ને સ્વયંપૂર્ણ હતા, તે સ્થિતિ હવે ખોઈ બેઠા છીએ. થોડાં જ વરસ પહેલાં આપણે હાથે ડાંગર ખાંડી લેતા ને લોટ દળી લેતા. જરા વાર આરોગ્યનો પ્રશ્ન બાજુએ રાખો, તોયે એ વાત તો નિર્વિવાદ છે કે લોટ ને ચોખાની મિલોએ લાખો સ્ત્રીઓનું કામ છીનવી લીધું છે, ને તેમને રોજી વિનાની કરી મૂકી છે. ગોળનું સ્થાન ખાંડ લેતી જાય છે; અને બિસ્કિટ અને મીઠાઈ જેવી તૈયાર ચીજો આપણાં

ગામડાંમાં છૂટથી પેસતી જાય છે. આનો અર્થ એ છે કે, ગામડાંના બધા જ ઉદ્યોગો ધીમે ધીમે ગ્રામવાસીના હાથમાંથી સરી પડતા જાય છે ને ગ્રામવાસી એને લૂંટનારાઓને માટે કાચો માલ પેદા કરવા સિવાય બીજું કશું કરવા અસમર્થ બની ગયો છે. એ હમેશાં આપ્યાં જ કરે છે ને એને બદલામાં મળતું કશું નથી. કાચા માલના સાટામાં એને જે નજીવા દામ મળે છે તે પણ તે ખાંડના અને કાપડના વેપારીને પાછા આપે છે. જે પશુઓની સોબતમાં તે રાતદિવસ રહે છે તેના જેવાં જ તેનાં મન ને તન થઈ ગયાં છે. આપણે જ્યારે વિચાર કરીએ ત્યારે દેખાય છે કે, આજના ગ્રામવાસીમાં પચાસ વરસ પહેલાંના ગ્રામવાસીથી અડધા ભાગની બુદ્ધિ કે આવડત રહી નથી. કેમ કે, આજનો ગ્રામવાસી તો કંગાલિયત, પરાવલંબન ને એદીપણાની દશામાં આવી પડ્યો છે; જ્યારે પચાસ વરસ પહેલાંનો ગ્રામવાસી તેને જરૂરની ચીજો પાછળ મન ને તનનો ઉપયોગ કરતો ને એ બધી ચીજો ઘેર બનાવી લેતો. ગામડાંના કારીગરમાં પણ ગામડાંની બાકીની વસ્તીના જેવી જ અબુદ્ધિ ને અણઆવડત આવી ગઈ છે. ગામડાંના સુતાર પાસે જાઓ ને રેંટિયો બનાવી આપવાનું કહો, ગામડાંના લુહાર પાસે જાઓ ને ત્રાક બનાવી આપવાનું કહો, તો તમને નિરાશા થશે. આ દુ:ખની દશા છે. એનો ઇલાજ કરવા માટે જ ગ્રામઉદ્યોગ સંઘની કલ્પના થયેલી છે.

કેટલાક ટીકાકારો કહે છે કે, 'ગામડાંમાં પાછા જાઓ' એ પોકારથી પ્રગતિના કાંટા પાછા પડશે. પણ એ શું સાચી વાત છે? એમાં ગામડાંમાં પાછા જવાની વાત છે, કે જે ચીજ ગામડાંની માલિકીની છે તે તેને પાછી આપવાની વાત છે? શહેરના લોકોને હું એમ નથી કહેતો કે તમે જઈને ગામડાંમાં વસવાટ કરો. હું તો તેમને એટલું જ કહું છું કે તમારે માથે

ગામડાંનું જે ઋણ છે તે અદા કરો. ગામડાં સિવાય બીજે ક્યાંયથી એમને કાચા માલની એક પણ ચીજ મળી શકે એમ છે ખરી? જો ન હોય, તો પહેલાં જેમ ગામડાંના લોકો એ ચીજો જાતે તૈયાર કરી લેતા, ને આપણે એમના ઉદ્યોગધંધા પર તરાપ ન મારી હોત તો તેઓ આજે પણ કરી લેતા હોત, તે ચીજો એમને બનાવી લેવાનું કેમ ન શીખવીએ?

હબં૦, તા. ૯–૧૨–'૩૪

# ૯. ભ્રાંતિઓ

ચાલુ બનાવો અને વસ્તુઓને કાળજીથી નિહાળનાર એક સજ્જન લખે છે:

"આપના જે કાગળનો હું જવાબ આપું છું તે કાગળમાં આપે બતાવેલી દિશાઓમાં કામ કરવાનો ઘણો અવકાશ છે એ વિષે મને બિલકુલ શંકા નથી. ગૃહઉદ્યોગોને સ્થાન અવશ્ય છે. પણ દિલ ખોલીને કહું તો, ગૃહઉદ્યોગો મોટા ઉદ્યોગોની જગા લઈ શકે એમ હું માનતો નથી. એ મોટા ઉદ્યોગો ચલાવનારના આર્થિક હિતનો પ્રશ્ન કોરે મૂકીએ તોપણ હું માનું છું કે, એવા જે મોટા ઉદ્યોગો આ દેશમાં સ્થપાયેલા છે ને હજુ સ્થપાઈ શકે એમ છે તેને પાયમાલ કરવા મથવાથી દેશનું હિત સધાવાનું નથી. યંત્રોના સામે સૌથી મોટો વાંધો એ ઉઠાવવામાં આવે છે કે, એ દહાડે દહાડે વધારે ને વધારે માણસોનો કામધંધો છીનવી લઈ તેમને બેકાર બનાવે છે. નફાની વહેંચણીની જે રીત આજે ચાલે છે તેમાં ફેરફાર કરવાની જરૂર કદાચ હશે. પણ ફુરસદનો જો સદુપયોગ થઈ શકે તો તે બીજી ઘણી વસ્તુઓ કરતાં વધારે અગત્યનો છે. કેવળ મોટી સંખ્યાને કામે લગાડવા સારુ પૈસાની બચત કરી આપનારાં અને કામ સારું ને ઘણું વધારે કરી આપનારાં યંત્રોનો ત્યાગ કરવાની જરૂર છે એમ હું માનતો નથી. એ યંત્રોથી ઘણાં માણસોને ફુરસદ અને અન્ન મળે. અને આ 'ઘણાં'માં હું એવા લોકોનો

પણ સમાવેશ કરું છું જેમનો એ ઉદ્યોગની સાથે દૂરનો પણ સંબંધ ન હોય. હિંદુસ્તાનમાં વસ્તી મોટી છે ને હજુ એમાં ઉમેરો થતો જ જાય છે. એટલે મને ભય છે કે, દરેક માણસને ઠીક ઠીક સુખસગવડમાં રાખી શકાય એવો વખત તો ક્યારેય નહિ આવે. જેમ લોકોમાં જ્ઞાન અને સફાઈ વધશે તેમ લોકોનાં આયુષ્ય વધશે ને મરણપ્રમાણ ઘટશે. વસ્તીની દૃષ્ટિએ વિચારતાં આનાથી તો સ્થિતિ આજના કરતાંયે બગડશે. એટલે આપ મને માફ કરશો, પણ મારે કહેવું જોઈએ કે, સૌથી પહેલું તો એ કરવાની જરૂર છે કે, વસ્તીના વધારા ઉપર અંકુશ મૂકવો, અને એ સંતતિનિયમન વિના બની શકે નહિ. આપ એના વિરોધી છો એ હું જાણું છું. પણ હવે જ્યારે આપ સફાઈ, ખોરાકના સુધારા, ગ્રામોદ્યોગ વ૦ દ્વારા દેશની આર્થિક પુનર્ઘટના કરવાના જ વિચારો કરી રહ્યા છો, એટલે મારી આપને વિનંતિ છે કે, આ વસ્તુ પર પણ આપે ધ્યાન આપવું ઘટે છે કે નહિ એ આપ વિચારી જોશો.”

આ પત્રલેખક પ્રામાણિકપણે વિચાર કરનારા છે, અને છતાં હું માનું છું કે, તેમણે જે એ સંઘોને ઉદ્દેશીને લખ્યું છે તે સંઘો દ્વારા થતા કાર્યનો આખો ઉદ્દેશ જ તેઓ સમજી શક્યા નથી. એ સંઘોનો ઉદ્દેશ મોટા ઉદ્યોગોને હઠાવી તેમની જગા લેવાનો કે તેમને પાયમાલ કરવાનો છે જ નહિ. એમનો ઉદ્દેશ તો એ જ છે કે, મરેલા કે મરતા ઉદ્યોગોને સજીવન કરવા, ને આજે કરોડો માણસોને પરાણે પૂરી કે અર્ધી બેકારીમાં રહેવું પડે છે તેમને આ ઉદ્યોગો દ્વારા કામ આપવું. આ કાર્યક્રમ ખંડનાત્મક નથી પણ મંડનાત્મક છે; વિનાશનો નથી પણ રચનાનો છે. મોટા ઉદ્યોગો કરોડો બેકારોને પહોંચી શકે એમ છે નહિ; તેઓ એ આશા પણ સેવતા નથી. એમનું મુખ્ય ધ્યેય તો એમના થોડાક માલિકોને કમાણી કરી આપવાનું છે; કરોડો બેકારોને કામ મેળવી આપવું એ એમનું મુખ્ય ધ્યેય કદી રહ્યું નથી. ખાદી અને બીજા ગ્રામઉદ્યોગોના સંચાલકો નજીકના ભવિષ્યમાં મોટા ઉદ્યોગો પર અસર પાડવાની આશા રાખતા નથી. ગ્રામવાસીઓનાં

અંધારાં ભોંયરાં — જેને ઝૂંપડાં કહેવાં એ પણ ભાષાનો દુરુપયોગ છે — તેમાં પ્રકાશનું કિરણ પહોંચાડવાની આશા તેઓ રાખે ખરા. આ પત્રલેખક કહે છે કે, ‘ફુરસદનો સદુપયોગ થઈ શકે તો તે બીજી ઘણી વસ્તુઓ કરતાં વધારે અગત્યનો છે.’ એમ કહેવામાં જ તેઓ પોતાની આખી વાત જતી કરતા જણાય છે. તેઓ જે પ્રવૃત્તિઓમાં અસંમત છે તે પ્રવૃત્તિઓનો ઉદ્દેશ તેમણે પોતે ધારેલું ધ્યેય જ સિદ્ધ કરવાનો છે. આળસમાં પડેલાં કરોડો માણસોના ફુરસદના વખતનો સદુપયોગ કરવો એ જ એ પ્રવૃત્તિઓની ધારણા છે.

આમાં યંત્રના અસ્થાને થતા ઉપયોગ અને દુરુપયોગની — એટલે કે કરોડોને હાનિ થાય એવી રીતે થતા ઉપયોગની — સામે સંગ્રામ જરાયે નથી. હિંદુસ્તાનમાં સાત લાખ ગામડાંમાં વેરાયેલા ગ્રામવાસીઓરૂપી જીવતાં યંત્રોની સામે જડ યંત્રોને ન ખડકવાં જોઈએ. યંત્રો મનુષ્યના પ્રયત્નને મદદ કરે, તેને સરળ બનાવે, એ યંત્રોનો સદુપયોગ કહેવાય. આજના ઉપયોગનું વલણ તો એ દિશામાં જ વધતું જાય છે કે, ગણ્યાગાંઠ્યા લોકોના હાથમાં સંપત્તિના ઢગલા વાળવા, અને જે કરોડો સ્ત્રીપુરુષોના મોંમાંથી રોટલો ઝૂંટવી લેવામાં આવે છે તેમની તો લવલેશ પરવા સરખી ન કરવી. બહુ જ સૂક્ષ્મ લાગણીઓવાળાં માનવી-યંત્રો પાસેથી કામ ન લેવું એ ઇરાદાથી જડ યંત્રો દ્વારા કામ લઈને ધનના ઢગલા ભેગા કરવાની ઘેલછાએ ઘોર દુઃખો પ્રવર્તાવ્યાં છે; તેમાં થઈ શકે એટલો ઘટાડો કરવો એ જ કલ્પનાથી ચરખા સંઘ અને ગ્રામઉદ્યોગ સંઘની રચના કરવામાં આવેલી છે.

આ પત્રલેખકને ભય છે કે, દરેક માણસને ઠીકઠીક સુખ-સગવડમાં રાખી શકાય એવો કાળ કદી નહિ આવે. જેઓ ગામડાંમાં કામ કરી રહ્યા છે તેમને એવો ભય નથી. ઊલટું, તેઓ જેમ જેમ ગ્રામવાસીઓના વધારે નિકટના સહવાસમાં આવતા જાય છે અને ગામડાંની સ્થિતિથી વધારે વાકેફ થતા

જાય છે, તેમ તેમ તેમનાં મનમાં એ આશા વધતી જાય છે કે, જો ગ્રામવાસીઓ પાસે એમનું પરંપરાગત આળસ છોડાવી શકાય તો તેઓ બધા ઠીકઠીક સુખસગવડમાં રહી શકે, એટલું જ નહિ પણ એને લીધે દેશની આર્થિક વ્યવસ્થામાં કશી ભારે ઊથલપાથલ પણ ન થાય. કેટલીક ત્રાસદાયક સ્થિતિ છે તેનો ત્રાસ તો ઓછો કરવો જ પડશે. પણ જો ધનિક ગણાતા વર્ગો તરફથી કંઈક સહકાર મળે તો એ ક્રિયાની અસર પણ લગભગ ન દેખાય એવી થશે.

પત્રલેખકને આજની વસ્તીને ઠીકઠીક સુખસગવડ અપાવવા વિષે જે ભય છે તેમાંથી સ્વાભાવિક રીતે વસ્તી હદપાર વધી પડવા વિષેનો ભય ઉત્પન્ન થયો છે. પછી તો સંતતિનિયમન એ જ તર્કશુદ્ધ પગલું થઈ પડે છે. મારે મન સંતતિનિયમન એ અંધારી ખાડ છે. એ અજ્ઞાત શક્તિઓની સાથે ખેલવા જેવું છે. માનો કે અમુક સ્થિતિમાં કૃત્રિમ ઉપાયોથી સંતતિનિયમન કરવું યોગ્ય હોય, તોયે તેનો કરોડો માણસોને હાથે અમલ કરાવવો એ મને તો સર્વથા અશક્ય ભાસે છે. તેમને ગર્ભાધાન અટકાવનારા ઉપાયોથી સંતતિનિયમન કરવાને સમજાવવા એના કરતાં સંયમ પાળવાને સમજાવવાનું મને વધારે સહેલું દેખાય છે. આપણો આ નાનો પૃથ્વીનો ગોળો એ કંઈ ગઈ કાલનું રમકડું નથી. એના અગણિત વર્ષોના જીવનમાં એણે વધી પડેલી વસ્તીની પીડા કદી અનુભવી નથી. ત્યારે કેટલાક લોકોનાં મનમાં એકાએક આ સત્યનો ઉદય ક્યાંથી થયો કે, જો કૃત્રિમ ઉપાયોથી જન્મપ્રમાણ પર અંકુશ મૂકવામાં નહિ આવે તો પૃથ્વીનો નાશ થઈ જશે? મને ભય છે કે, આ પત્રલેખક એક ભ્રાંતિમાંથી બીજીમાં પડતા ગયા છે, ને અંતે અત્યાર સુધી કદી ન જોયેલા જાણેલા એવા જંગી પ્રમાણ પર ગર્ભાધાનનિરોધક ઇલાજોનો ઉપયોગ કરવાના કળણમાં જઈ પડ્યા છે.

હ૦બં૦, તા. ૧૫–૯–'૩૫

# ૧૦. મજૂર અને માલિક

આજકાલ મજૂર અને માલિક એવા બે પક્ષો પડી ગયા છે, અને બન્નેની વચ્ચે સાધારણ રીતે વિરોધ વર્તતો જોવામાં આવે છે. દુનિયામાં એક એવો સંપ્રદાય ઊભો થયેલો છે જેની માન્યતા એવી છે કે, માલિકવર્ગ રહેવો જ નહિ જોઈએ, અથવા તો બધા માલિક જ થવા જોઈએ. મારા અભિપ્રાય પ્રમાણે આવી સ્થિતિ જગતમાં કદી પેદા થવાની નથી. જે થઈ શકે એવું છે અને જે થવું જોઈએ છે તે બન્ને પક્ષો વચ્ચે અવિશ્વાસ અને વેર હોવાને બદલે વિશ્વાસ અને પ્રેમ હોવાપણું. જેમ માલિકપક્ષને નાબૂદ કરનારો સંપ્રદાય ઊભો થયો છે, તેમ હાલ પશ્ચિમમાં એક એવો પણ સંપ્રદાય ઊભો થઈ રહ્યો છે જેની માન્યતા એવી છે કે બન્નેની વચ્ચે પ્રેમ અને વિશ્વાસ પેદા કરી શકાય. આવી સ્થિતિ શક્ય હોય તો તે પેદા કરવાનું કામ મુખ્યત્વે માલિકોનું છે. કેમ કે, બે પક્ષોમાં તેઓ સબળ છે એટલું જ નહિ, પણ જે કંઈ ત્યાગ કરવાનો છે તે માલિકપક્ષે કરવાનો છે. મજૂરપક્ષની પાસે અધિકાર જેવી વસ્તુ નથી; અથવા તેની પાસે જે અધિકાર છે તે એકમાત્ર રિસાવાનો છે, એટલે કે સત્યાગ્રહ કરવાનો. પણ એ કંઈ મજૂરપક્ષનો ખાસ અધિકાર નથી. એ મનુષ્યમાત્રની પાસે છે. માલિકપક્ષે આવી જાતનો ત્યાગ કરવો જોઈએ, એનો સ્વીકાર કરનાર એક ભાષણ હાલમાં શેઠ ઘનશ્યામદાસ બિરલાએ સોલાપુરમાં કર્યું હતું. એમાં તેમણે સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે, મિલમાલિકોનો ધર્મ નફાને ખાતર કશો દુરુપયોગ કરવાનો કે લૂંટ કરવાનો નથી, પણ પ્રજાના સેવક તરીકે જ અને પ્રજાના લાભને અંગે જ માલ ઉત્પન્ન કરવાનો અને તેનું વેચાણ કરવાનો છે. અને એમણે એવો અભિપ્રાય જણાવ્યો છે કે, જો માલિકો તેમ નહિ કરે તો છેવટે નભી પણ

નહિ શકે. આ પ્રમાણે જો બધા માલિકો વર્તન કરે તો ઝઘડા-માત્ર નાબૂદ થાય, અને મજૂર તથા માલિક વચ્ચે વિશ્વાસ ઉત્પન્ન થાય તેમ જ પ્રેમની ગાંઠ બાંધી શકાય. આનું નામ પ્રાચીન ભાષામાં ધર્માચરણ છે, અને આધુનિક ભાષામાં ન્યાયવૃત્તિ છે. એ જ ધોરણે વિચાર કરતાં શ્રી. ઘનશ્યામદાસે એવો અભિપ્રાય પણ આપ્યો છે કે, યત્કિંચિત્ લાભ ઉઠાવવાને સારુ તેમણે મુખ્ય વસ્તુને જવા નહિ દેવી; એટલે કે, બ્રિટિશ કાપડને બાદ કરીને બીજાં પરદેશી કાપડ ઉપર જકાત નાંખવાની લાલચ આવે તો એ લાલચને વશ ન થવું. આ ભાષણ સોલાપુરમાં વેપારી સમાજની આગળ પ્રમુખસ્થાનેથી શેઠ ઘનશ્યામદાસ બિરલાએ આપ્યું હતું, પણ કોઈએ તેનો વિરોધ કર્યો હોય એમ જાણવામાં નથી આવ્યું. પણ આવા વિચારોનો વિરોધ ન કરવો એ એક વાત છે; તે પ્રમાણે વર્તન રાખવું એ બીજી જ છે. જે આવશ્યક છે તે એવા વિચાર પ્રમાણેનો આચાર. કેમ કે સારામાં સારા વિચારો પણ જો આચારમાં ન પરિણમે તો તેની કશી કિંમત નથી.

તા. ૨૨-૧૨-'૨૯

૨

[ 'અમદાવાદના ભાષણ'માંથી — **પ્રકાશક** ]

હરિજનની સેવામાંથી મને એટલો વખત જ નથી મળતો કે હું છાપાં વાંચું કે બીજી પ્રવૃત્તિઓનો અભ્યાસ કરું. કોમ્યુનિસ્ટો સાથે મારે ઝઘડો નથી; મતભેદ હોઈ શકે તોય હું ઇચ્છું છું કે એમને હું મારો મત સમજાવું ને મારી સાથે ભેળવું. જ્યાં મતભેદ હશે ત્યાં તેમના મતને સહન કરીશ. કદાચ કોક દિવસ તેઓ મને સમજાવશે. હું પચાસ વરસથી મજૂરસેવા કરતો આવ્યો છું. તેમાં મારી એક જ વૃત્તિ રહેલી છે. હું મૂડીવાળાઓ સાથે બેસનારો ને મિત્રતા રાખનારો છું, તોયે હું મજૂરોનું કામ કરું છું. હું માનું છું કે મૂડીદારોનો નાશ કરવાથી મજૂરોનું ભલું

નહિ થાય. મૂડીવાળા કરે છે તેવું મજૂરોને હાથે કરાવવું એ મારી ધારણા નથી. એક દૃષ્ટિએ મજૂરો પણ મૂડીવાળા છે. પૈસા જ મૂડી છે ને મહેનત મૂડી નથી એમ તેઓ શા માટે માને? મૂડી મજૂરીમાંથી જ પેદા થાય છે. સહરાના રણમાં પૈસાની કિંમત નથી. ત્યાં મજૂરી વિના માણસ પાણી મેળવી નહિ શકે. ત્યાં મજૂર મૂડીદાર છે. મજૂરોમાં સંગઠન અને સમજ હોય તો તેઓ પૈસાદાર જેટલા જ મૂડીદાર છે. એકની મૂડી મજૂરી છે, બીજાની પૈસા છે. મજૂરને તેની મૂડી વાપરતાં ને સંઘરતાં નથી આવડતી. છૂટાછવાયા કરોડ રૂપિયા મૂડી નહિ ગણાય. તેનું સંગઠન થાય ને સમજપૂર્વક વપરાય તો તે મૂડી છે. તેમ જ મજૂરીનું છે. એક લાખ મજૂરનો સમજપૂર્વક થયેલો સમુદાય પૈસાની મૂડી કરતાં ઘણું વધારે કામ આપી શકે છે. આ સત્ય સમજનાર પૈસારૂપી મૂડીનો દ્વેષ નહિ કરે; તેનો તે સદુપયોગ કરાવશે. અત્યારે મૂડી મૂડી વચ્ચે દ્વંદ્વ ચાલે છે. બંને મૂડીદાર છે. પણ પેલા સંગઠન કરે છે ને તમે નથી કરી શક્યા. પેલામાં ચતુરાઈ ને બુદ્ધિ છે. મજૂરોમાં સંગઠન ને સ્વાર્થત્યાગ વધશે ત્યારે તેઓની શક્તિ વધશે. તમે તમારી શક્તિ જાણતા નથી એટલે વટાઈ જાઓ છો. એથી મજૂરોને નુકસાન થાય છે, જગતને પણ નુકસાન થાય છે.

હું મજૂરોનું ભલું ઇચ્છું છું. હું માનું છું કે મૂડીવાળાનો નાશ કરીને મજૂરો પોતાનું ભલું નહિ કરી શકે.

મૂડીવાળાનો નાશ થાય તો આપણો પણ નાશ થવાનો. બંનેનો સમન્વય થવો જોઈએ. સોનું, ચાંદી, ઈંટો તો આપણને પણ જોઈશે; માત્ર એનો સદુપયોગ આપણને આવડવો જોઈએ. મૂડીના સદુપયોગ અને દુરુપયોગ વચ્ચેનો આ વાદ છે. મૂડીનો સદુપયોગ આપણે શીખીએ તો બન્નેનું કલ્યાણ થાય. મારો આ

અભિપ્રાય હું બદલી શકું એમ નથી, કેમ કે એ પચાસ વરસના અનુભવ પર બંધાયેલો છે. તમને સાચું ને હિતનું લાગે તે તમે કરો.

હ૦બં૦, તા. ૧૫–૭–'૩૪

# ૧૧. અમદાવાદના મજૂરો આગળ

[ ગઈ તા. ૩૧મી ઑક્ટોબર, ૧૯૩૬ના રોજ અમદાવાદના મજૂરોની સભામાં ગાંધીજીએ જે ભાષણ આપેલું તેનો મુખ્ય ભાગ અહીં આપ્યો છે. — **પ્રકાશક** ]

સને ૧૯૧૮માં કેટલાક મજૂરો મોળા પડ્યા હતા, થાક્યા પણ હતા. ૨૧ દિવસ સુધી હડતાળ ચલાવવી, શાંતિ જાળવવી, કોઈને કાંકરો પણ મારવો નહિ, તે ગમે તે માણસને સારુ સખત પરીક્ષા હતી. તે પરીક્ષામાં ૨૧ દિવસ સુધી તમે બરોબર રહ્યા. પછી થોડાક મોળા પડ્યા. પછી જાણો છો કે મારે શું કરવું પડ્યું અને શું પરિણામ આવ્યું. તમે ૨૧ દિવસ સુધી વાવટો લઈ ફરતા હતા અને તેના ઉપર 'એક ટેક' લખ્યું હતું. હું તમને રોજ ઈશ્વરનું સ્મરણ કરાવતો અને કહેતો કે, ઈશ્વરને હાજર રાખીને જ બધું કરજો, નહિ તો મારા જેવાને મરવા વખત આવે. એક ટેક વાવટા પર છે, તે હૃદયમાં પણ છે. તમે બધા મોળા પડ્યા તોયે તમે તમારો ભાગ બરોબર ભજવ્યો હતો. જેને એક ટેક જાળવવી હોય તે વિચાર કરીને જ ટેક લે, પોતાની મર્યાદા સમજી લે, પોતાનું ગજું માપી લે. કહેવત છે ને કે પછેડી પ્રમાણે સોડ તાણીએ. મજૂરોને તો એ શું સમજાવવાનું હોય? કારણ કે તમે તો હમેશાં ટૂંટિયું વાળીને સૂઓ છો. સાત ફૂટનો ખાટલો સૌને મળવો તો જોઈએ; પછી ભલે મજૂરનો ખાટલો સીંદરીનો હોય અને ધનિકનો પલંગ રેશમની પાટીનો હોય. એનો

પલંગ ભલે રંગેલો હોય અને તમારો બાવળનો હોય. પણ લાંબા થઈને સૂઈ શકીએ એવું તો સૌને જોઈએ. આજે તો એ સ્થિતિ નથી. એનો હું સાક્ષી છું. તમારા ઘરમાં એટલી જગા જ ક્યાં છે કે એવો ખાટલો સમાય? તમારામાંથી કેટલાકને હશે, પણ ઘણાને નથી. અને વળી એક ખાટલો હોય તો પણ પોતાની મા, પોતાની ઓરત, છોકરાં, બહેન એ બધાંના પણ ખાટલા હોય એવડાં તો ઘર નથી. તમે તો ધોલકમાં રહો છો. ટાઢ વાય અને ટૂંટિયું વાળે એ રીતે જ તમારે રહેવું પડે છે. પગ પ્રસારો એટલી જ જગા ન હોય, એ તો તમે જાણો છો. આજે બધી બાબતમાં એ સ્થિતિ છે. અહીં પણ આપણું ગજું ટૂંટિયું વાળીને સૂવા પૂરતું છે. આપણી કાંઈ આકાશમાં ઊડવાની શક્તિ નથી. હવે તો આકાશમાંથી ગોળા ફૂટે કે મારે તો હજારો મરી જાય એવી શોધો થઈ છે. પણ એ શક્તિ મારે નહિ જોઈએ. એવી શક્તિ આપણે ઇચ્છીએ પણ નહિ. ફૂંક મારીને બધાંનો નાશ કરવાની શક્તિ મળતી હોય તોય હું તો ના પાડું. જો એક ટેક લીધી તો તે જાળવવાની શક્તિ જોઈએ. એટલી શક્તિ મળે એટલે બસ છે. આપણે સૌ ધરતીમાંથી પેદા થયા છીએ, અને સ્વમાન જાળવી ધરતી પર રહી શકીએ એ જ આપણી ટેક. તમારી ટેક વીસ વર્ષ સુધી હતી. તમે જે મૂડી કમાયા છો તે કાલે ખોઈ બેઠા તો વીસ વર્ષની કમાણી ખોઈ બેઠા. તમારી ટેક મરતાં સુધી ચાલે ત્યારે ખરી, નહિ તો કરી કમાણી ધૂળ મળશે. આજે તો કરોડપતિઓ દેવાળું કાઢીને ઝેર ખાઈ મરનારા પડ્યા છે ને? ટેકની કિંમત અબજો કરતાં પણ વધુ છે. એની કિંમત તો કદી ન આંકી શકાય. એ મૂડી તમે વીસ વર્ષ સંઘરી. વ્યાજ સાથે તો એ બેવડી કે ત્રેવડી થાય. પણ આપણાથી વ્યાજ ખવાય નહિ. છે તે છે જ. થાપણ ટકી રહે એટલે બસ. પણ એવી મૂડી ખોવાઈ જાય તે દિવસે તમારું દેવાળું નીકળે.

માલિકો અને આપણી વચ્ચે ભેદ શો ? તેમની શક્તિ પૈસા છે અને આપણી શક્તિ મહેનત છે. તેમની પાસે પૈસાનું બળ છે અને આપણી પાસે શરીરનું બળ છે. તે પૈસા ઉપર ઝૂઝે છે, આપણે મહેનત ઉપર ઝૂઝીએ છીએ. મૂડીમાં મહેનત ન ભળે તો એક પણ મિલ ન ચાલી શકે. તમે ને હું તેમની મિલોમાં કામ ન કરીએ તોપણ તમારા ભાઈ જઈને કામ કરવાના છે. પૈસા, ધમકી, બળાત્કાર કે દંડાથી મજૂરો મેળવશે, પરંતુ મજૂરો જોડે સહકાર તો કરવો જ પડશે; નહિ તો તેમની મિલો બંધ થાય. ચાવી તો તમારા હાથમાં છે. ભલેને તે મજૂરમહાજનના હાથમાં ન હોય, પણ તમારા એટલે મજૂરવર્ગના હાથમાં તો છે જ. તમે કરોડો હો, પણ તમારી પાસે મૂડી ન હોય તો શું કરો ? અક્કલ ન હોય અને કરોડ રૂપિયા હોય તો તમે શું કરો ? તે ચલાવનારનો પણ ખપ પડશે. મને કોઈ કરોડ રૂપિયા આપે તોયે એ વેપાર કરતાં નહિ આવડે. હું તો તે હરિજનોના કાર્યમાં કે ખાદી પેદા કરવામાં વાપરું, પણ આદર્શ મિલ નહિ ચલાવી શકું. એવું પણ બને ખરું કે, હું કોઈ માલિકને કરગરીને કહું કે એક મિલ આપી દો તો તે સોંપી દે. કોઈ સોંપે તોપણ તે ચલાવવાની આપણી શક્તિ નથી. તમારામાં એ શક્તિ એક દિવસ આવો એમ ઇચ્છું. પણ વીસ વર્ષમાં એ નથી આવી અને બીજાં વીસ વર્ષમાં એ ન પણ આવે. એકાદ મજૂર શીખે તો તે બીજા મજૂરોને ગુલામ તરીકે રાખે એવું બને ખરું, પરંતુ મજૂરસમુદાયમાં અત્યારે એ શક્તિ નથી. જો આજે એ શક્તિ આવી છે એમ તમે માનતા હો તો તમારે નેતાની જરૂર નહિ રહે. હું નથી માનતો કે એ આવી છે. અને આવે તે દિવસે એ વાદો નહિ હોય. આજે જો આવી હોય તો તમે મૂડીવાદી થયા. તમને પોતાની મૂડીની ખબર પડે એટલે મિલમાલિકો અને મજૂરો એક થાય. હું એવો સમય કલ્પી રહ્યો છું કે આપણે એક ટેકથી

આ સ્થિતિ લાવીએ, અને નહિ કે માલિકોનાં માથાં રંગીને. વર્ગવિગ્રહવાદી ભલે ગમે તે કહો. તેમનું કહેવું હું સમજી જાઉં તો વર્ગવિગ્રહવાદી થઈ જાઉં એમ છું. પણ હું વર્ગવિગ્રહવાદી થાઉં તોપણ તેમ કરતાં તો મારી સાથે ઘણાં લફરાં દાખલ કરવાં પડે — અહિંસા, સત્ય વગેરે, — જોકે મારે મન તો એ લફરાં નહિ પણ અમૂલ્ય સિદ્ધાંત છે.

આપણે તો મિલમાલિકો સાથે લડીએ તોપણ મિલમાલિકનો દ્વેષ કરવાનો નથી. એમની જોડે લડીએ તો એ રીતે કે જેમ બાપ, મા, પોતાની સ્ત્રી કે છોકરાં જોડે લડીએ છીએ. એક લોહીના માણસો સાથે જે રીતે અને જેવા પ્રસંગ માટે જેટલાં પ્રેમ અને વેદનાથી તથા આદર અને વિવેકથી લડીએ તે જ રીતે માલિકોની સાથે લડીએ. વીસ વર્ષ પર જે પાઠ શીખ્યા તે આજે પણ જાળવવા રહ્યા. મિલમાલિકો તો પ્રતિપક્ષી રહ્યા. પણ એ સિવાય બીજાઓનો પણ આપણે વિચાર કરવાનો છે. જેને બધા Black legs — કાળા પગ — કહે છે તેઓ દ્રોહ કરનારા છે. તેઓ આપણાં આટલાં વર્ષની મહેનત જરામાં પાણી કરી દે છે. તેમની સાથે લડવાને બદલે આપણે તેમને વીનવવા રહ્યા, સમજાવવા રહ્યા. એવું બને કે તમારું તેઓ ન પણ માને. એઓ તમારું સાંભળીને ચાલ્યા જાય તો રૂડું છે; તમારી સાથે થાય તો તો બહુ રૂડું. પણ ના ચાલ્યા જાય તોયે આપણે તેમને સહન કરવા રહ્યા.

અહીં એક બીજું યુનિયન પણ છે. તેણે મને ખુલ્લો પત્ર લખ્યો છે. તેનો ભાવાર્થ એ છે કે, તમે એ યુનિયનમાં સમાઈ જાઓ; નહિ તો એ યુનિયન રહેશે. હું માનું છું કે, અમદાવાદ જેવા સ્થળમાં બે યુનિયન માટે સ્થાન છે જ નહિ. વીસ વર્ષથી કામ કરતા આવ્યા છો તે ધોઈ નાખવું સહેલું છે, ટકાવવું સહેલું નથી. ધોઈ નાખવું હોય તો સાબરમતી પાસે છે. નવા યુનિયનમાં

તો પ્રમુખ જલદી થવાય એ વાત પણ હોય, કાંઈક યશ પણ મળે. પણ એ પ્રલોભનમાં તમે ન પડશો. એ વિગ્રહવાદીઓ કહી શકે કે સહકાર એ હાનિકારક છે. આપણે માટે તો પહેલો પાઠ સહકારનો. સરકારની સાથે અસહકાર કરવાનું કહ્યું ત્યારે તેની સાથે સહકાર કદી નહિ થાય એમ તો ન જ હતું. સરકાર સાથે અસહકાર કર્યો હતો તોપણ છેવટે સહકાર કરવા માટે. સરકાર જે દિવસે સેવક થાય તે દિવસે સહકાર અવશ્ય કરીએ. એ જ રીતે આ લોકો — માલિકો — મિત્ર થઈ શકે, પણ તેઓ પોતાનો વાદ છોડે ત્યારે.

તમારી સાથે તો મારે જીવનભર પનારો પડ્યો છે. કમનસીબે અસહકાર સેવવો પડે તે પાછો સહકાર કરવા માટે જ હોય. સહકાર ન કરીએ તો બન્નેને નુકસાન થાય. તમે નાહકના હેરાન થાઓ, માલિકોને પણ નુકસાન થાય. આજે અમદાવાદ છે તેથી હજારગણું વધો, અમદાવાદની આજે દુનિયામાં કંઈક નામના છે તે અનેકગણી વધો એમ ઇચ્છું છું. અમદાવાદ પચરંગી છે; એ બધા રંગનો મેળ સાધવો એ મારું કામ છે, આપણું કામ છે. તેમને જુદા કરવાનું કામ આપણું નહિ, એ વિગ્રહ-વાદીઓનું કામ. આપણે તો એમને વીનવીએ કે એક જ યુનિયન સહન કરો.

પંચ તરીકે મારાથી ન્યાયાન્યાય વિષે કશું ન કહેવાય. હું તો આશાવાદી રહ્યો. હડતાળ તમારે પાડવી ન પડે એમ હું આશા રાખું માલિકોએ એટલી હદ સુધી સમજશક્તિ સાબરમતીમાં નથી ફેંકી દીધી કે તેઓ કહે કે લડી લઈશું. વીસ વર્ષ સુધી જે લડવું હાનિકારક ગણ્યું તે હવે એક મિનિટમાં શું સારું થઈ ગયું? હું તો છેવટ સુધી તાણ્યાં જ કરીશ. પણ તાણતાં તાણતાં તૂટી જાય તો હું શું કરીશ? તો હું એમ સમજીશ કે, ઈશ્વર પરીક્ષા લેવાનો છે; મજૂરો એક ટેક જાળવે છે કે નહિ

તે ઈશ્વર જોવા ઇચ્છશે. તમારી ટેક ગાજરની પિપૂડી જેવી છે કે સાચી તે તો ત્યારે જણાશે. જે શરાબઘરમાં જતો હશે, જે જુગાર રમતો હશે, રંડીબાજી કરતો હશે, એ શું એક ટેક જાળવી શકશે? અમે તો તમારા સેવકો રહ્યા. તમારે માટે દુઃખ ભોગવીશું, તમારી સાથે માર ખાવાનો હશે તો માર ખાઈ લઈશું. પણ અમને માર નયે પડે અને તમારે જ ખાવો પડે. તમે માર ખાશો તો તમારી સારવાર કરીશું. છેવટનો બોજો તમારે જ ઉપાડવાનો છે. એ બોજો તમે ઊંચકો તેમાં અમે મદદ કરવાના છીએ. જે કરો તે બુદ્ધિ વાપરીને જ કરજો, કેવળ શ્રદ્ધાથી નહિ.

સ્વરાજની ચાવી મજૂરોના હાથમાં છે એમ હું માનતો હતો, પરંતુ હવે મને લાગે છે કે કેવળ મજૂરોના હાથમાં નથી. જ્યાં સુધી દેશની ગરીબાઈ જાય નહિ ત્યાં સુધી સ્વરાજ આવે નહિ. ગરીબાઈને મટાડવાની જડીબુટ્ટી સેગાંવમાં — ગામડાંમાં છે. એ છસો માણસની વસ્તીનું ગામડું છે. ત્યાં પોણા ભાગની વસ્તી હરિજનોની છે. ત્યાં રેલવે સ્ટેશન નથી. એ તો અસ્પૃષ્ટ છે એમ સમજીને હું ત્યાં રહ્યો છું, મોજશોખ માટે નહિ. મારો મોજશોખ એ ગરીબો એટલે કે દરિદ્રનારાયણો સુખી થાય એ છે. એને રોટલો પણ ન મળે! મળે તો ખરાબ અને સૂકો રોટલો અને ગંદું મીઠું! એનો સાક્ષી હું છું. એ લોકોનું દુઃખ દૂર કેમ થાય એની શોધ કરવી રહી. એ અહીં બેઠાં કેમ થાય? તમે તો એમના કરતાં ઘણી સારી સ્થિતિમાં છો. ત્યાં નથી ચાલ કે પાઠશાળા, નથી તમારા જેવી ઇસ્પિતાલ. ત્યાં તો મીરાંબહેન માટે પણ દાક્તર શોધ્યો ન જડે. ચેપી રોગોના દરદીઓ બે બાજુ પડ્યા હોય અને એની વચ્ચે અમે. પરંતુ મારો વિશ્વાસ દિવસે દિવસે વધે છે.

તમારી મુક્તિની ચાવી સેગાંવવાસીઓ પાસે છે. તમે તો તમારા દુઃખને જાણો છો. જે આ જાણે છે તે દુઃખી નથી.

પણ જે પોતાનાં દુઃખ જાણતો નથી તે જ ખરો દુઃખી છે. તે પોતે ગુલામ છે અને પોતાની ગુલામી ભૂલી ગયો છે. એની સ્થિતિ એવી છે કે તેને રોટલામાં ઘી આપો તો તેને પેટમાં દુખે. તમે સેગાંવથી જેમ જેમ દૂર જાઓ તેમ ગામડાં વધુ શોષાઈ ગયેલાં માલૂમ પડે છે. મને જડીબુટ્ટી જડે તો બધું મળે. મને કંઈ ભાષણનો શોખ નથી. તમે મારી ઉપર ઝૂઝશો તો તે ખોટી બદામ છે. મને ભૂલવો જ જોઈશે. હું દૂર દૂર જતો જાઉં છું અને મારો તમારામાંથી રસ સુકાતો જાય છે, કારણ એ ચાવી તમારી પાસે નથી. એ ચાવીની શોધમાં મારે દૂર દૂર જવું પડશે. મારે સારુ બીજો આનંદ નથી. મારો આનંદ એક છે કે ઈશ્વરની ઝાંખી કરવી. એ ઝાંખી ગરીબોમાં ઓતપ્રોત થાઉં ત્યારે થાય. કંગાલ દેશના ગરીબોમાં ઓતપ્રોત થાઉં તો આખી દુનિયા સાથે ઓતપ્રોત થઈ શકું. આ તો મારો લૌકિક ન્યાય છે. હું દૂર ભાગું છું તે સાચી ચાવી મેળવવા માટે. હું તો વર્ષો થયાં દેહાતી રહ્યો. મારું મન તો દેહાતી છે. ત્યાં હું મારો આનંદ લૂંટું છું. મને પોસાય એ તમને ન પોસાય. અત્યારે તો મારી પરીક્ષા થઈ રહી છે. સેગાંવમાં એક વર્ષ રહી શકીશ કે નહિ તે હું નથી જાણતો, ત્યાં બીજાને શું કહું ?

હું ભાગ્યો દૂર. હવે મેં તમને નોટિસ આપી છે કે મારા ઉપર નાચતા નહિ. મારી જરૂરનો તાર આવે ત્યારે પણ ના પાડું. મિલમાલિકો કહે તો પણ ના પાડું. સેગાંવ આવે તો બને તેટલી સેવા મેળવી શકે. સેગાંવમાં મારી સાધના અને સમાધિ છે. ત્યાંના લોકો કાંકરા મારે તોયે મારું સ્થાન ત્યાં છે. પહેલાં તો પાણી પણ નહોતા આપતા, હવે તો ઠીક ઠીક ચાલે છે. પણ રસ્તો સાફ નથી. એ કાંટાળા માર્ગથી હું ભાગું તેમ નથી. ત્યાં પણ સૂઈશ અને ફૂલની પથારી મળે તો તેમાં પણ સૂઉં. ઝૂઝવાનું તમારી શક્તિ પર છે. ઈશ્વરની શક્તિથી લડશો

તો પાર ઊતરશો, મારી શક્તિથી લડશો તો ખાડામાં પડશો. અમે તો બધા સેવક છીએ, બને તેટલી સેવા કરીએ. તમે તમારા બળ અને ઈશ્વરના બળ ઉપર ઝૂઝજો.

હ૦ બં૦, ૮-૧૧-'૩૬

# ૧૨. કરાંચીના વેપારીઓને

[ કરાંચીના વેપારીમંડળના કાર્યાલયના મકાનનું ખાતમુહૂર્ત કરતાં ગાંધીજીએ આપેલા ભાષણમાંથી. — **પ્રકાશક** ]

પ્રમુખ સાહેબે કહ્યું તે સાવ સાચું છે કે, મારી પાસે આજકાલ આવાં કામો, જેનો સંબંધ હરિજનસેવા જોડે નથી, તેને માટે બહુ ઓછો સમય રહે છે . . . પણ મેં જોયું કે આ મંડળના પ્રમુખ એ જ અહીંના હરિજનસેવક સંઘના પણ પ્રમુખ છે, ને હરિજનસેવક સંઘનું કામકાજ સારી રીતે ચલાવે છે, તેથી નિમંત્રણ હું ઠેલી ન શક્યો.

એમ તો હિંદુસ્તાનના વેપારીઓ શું કે બીજા ધનિક શું, સૌની સાથે મારો પરિચય હમેશાં રહ્યો છે. તેમના તરફથી હમેશાં મને આર્થિક મદદ પણ હિંદુસ્તાનના ગરીબોને માટે, દરિદ્રનારાયણને માટે — હરિજનો તેમ જ ઇતરજનને માટે — મળતી રહી છે. એ વાત પણ હું આ સમયે સ્પષ્ટ કરવી આવશ્યક માનું છું. હું રાજાઓ જોડે, અમલદારો જોડે, વેપારીઓ જોડે, ધનિકો જોડે બેસું છું. પણ એમ કરતાં, હું મજૂર છું ને મજૂરનો પ્રતિનિધિ છું, એ ભૂલતો નથી. ઈશ્વરને પણ નિત્ય મારી એ જ પ્રાર્થના છે કે, જે મારું પ્રતિનિધિત્વ છે તેને હું કોઈ રીતે લજવું નહિ, ને આ વર્ગ પાસે કદી મારા સ્વાર્થ માટે એકે ચીજ પણ ન માગું. મારો વિશ્વાસ છે કે, લગભગ પચાસ વરસનું મારું જાહેર જીવન મેં એ જ રીતે ગાળ્યું છે.

હું તો એ પણ જાણું છું કે, વેપારીઓ, ધનિકો ને રાજા-મહારાજાઓ એ પણ હિંદુસ્તાનનાં અવિભક્ત અંગો છે. મારું કર્તવ્ય એ નથી કે, એમાંના એકે અંગનો નાશ કરીને હું દરિદ્ર-નારાયણની સેવા કરું. આટલાં વરસના અનુભવથી મારો વિશ્વાસ વધતો જાય છે કે, આ વર્ગોનો નાશ સંભવિત હોય તોપણ એ નાશ કરવાથી દરિદ્રનારાયણને કશો ફાયદો થવાનો નથી. જે ચીજ હું ઇચ્છું છું ને જે મારી કલ્પનામાં ને મારાં સ્વપ્નમાં રમ્યાં કરે છે તે તો એ છે કે, આ સૌ વર્ગોનો સમન્વય કરાવવામાં જેટલો ભાગ હું લઈ શકું તેટલો લઉં, મારી શક્તિનો જેટલો વ્યય એમાં થઈ શકે તેટલો કરું. મારો એ પણ અનુભવ છે કે, એમ કરવાથી દરિદ્રનારાયણને મારે હાથે આજ સુધી કશું નુકસાન થયું નથી. મેં જોયું છે કે, હું ગરીબો પાસે જઈને ઊભો રહું છું તો તેઓ મને પોતાના તરીકે ઓળખી લે છે ને મારી ઉપર પોતાનો પ્રેમ વરસાવે છે. અને આજે પણ એમનું કામ જે થઈ શકશે તે કરીશ.

આ મકાનનો પાયો નાંખીને મેં માની લીધું છે કે તમારી પાસે હું જ્યારે દરિદ્રનારાયણને માટે યોગ્ય મદદ માગવા આવીશ ત્યારે તમે મને ખાલી હાથે નહિ મોકલો. હું માની લઉં છું કે, તમે હિંદુસ્તાનના વેપારીઓના પ્રતિનિધિ હોઈ ગંદો વેપાર નહિ કરો, દરિદ્રનારાયણને નહિ લૂંટો, દરિદ્રનારાયણના હક તમારે હાથે નહિ કચડાય. હું આશા રાખું છું કે, તમે એવા વેપારમાં હાથ નહિ નાંખો કે જેથી દરિદ્રનારાયણને નુકસાન થાય. હું જાણું છું કે હિંદુસ્તાનના બધા વેપારી આ રીતે કામ નથી કરતા. હું એ પણ જાણું છું કે બધા ધનિકો પોતાની પાસેના ધનને ગરીબોની થાપણ માનીને એનો વ્યય નથી કરતા. એ જાણતો હોવા છતાં મને વિશ્વાસ છે કે, એવા ધનિકોની સંખ્યા વધતી જાય છે કે જેઓ પોતાના ધનના ટ્રસ્ટી બનવા માગે છે: તેઓ પૂરતી

કોશિશ કરે છે, ને તેમાં સફળતા પણ મેળવે છે. આ ધનિક સમાજ પ્રત્યે આપણે સારી રીતે વર્તીશું તો જે આશા આપણે એમની પાસેથી રાખીએ છીએ તે તેઓ ફળીભૂત કરશે. જે વસ્તુ આજે એમને પરમાર્થ નહિ શીખવી શકે તે આવતી કાલે સ્વાર્થ શીખવશે. અનુભવ તો એ છે કે વેપારમાં સ્વાર્થ ને પરમાર્થ બંનેનો સમુચ્ચય થઈ શકે છે. એ જ ખરો અર્થ છે જેમાં પરમાર્થ પણ રહેલો છે. દુનિયાના બધા ધર્મો એ જ શીખવે છે. ધર્મની ઉત્પત્તિ જ એ શીખવવાને થયેલી છે કે, સંસારચક્રમાં ઘૂમતાં માણસો એકબીજાને સેવા કરી સંતુષ્ટ કરીએ, ને સેવા કરતાં એમાંથી જ ભોગવૃત્તિને મર્યાદામાં રહીને તૃપ્ત કરીએ. કોઈ ધર્મમાં મેં એમ કહેલું નથી જોયું કે ઈશ્વરે માણસને સ્વાર્થી બનીને ભોગની તૃપ્તિ કરવાનો અધિકાર આપ્યો હોય. ઇતિહાસમાં એમ જ દેખાય છે કે, જે વ્યક્તિ કે સમાજ ભોગવૃત્તિને પોષવા ખાતર જીવે છે તેનો નાશ થાય છે. તેનું સ્મરણ પણ જગત રાખતું નથી. જગત તેનું જ સ્મરણ કાયમ કરે છે, તેની જ સ્તુતિ કરે છે, તે જ અમર થાય છે, જે પારમાર્થિક કાર્યમાં જીવન વ્યતીત કરે છે.

આખરે મારી ઈશ્વરને પ્રાર્થના છે કે, આ વેપારીમંડળ મારફતે એવું બુલંદ કામ હમેશાં થતું રહો જેથી હિંદીમાત્રનું ભલું થાઓ. કેવળ હિંદુમુસલમાનનું જ નહિ પણ આખા હિંદુસ્તાનનું — જેમાં દરિદ્રનારાયણ ને બીજા પણ આવી જાય છે. તમે પ્રતિજ્ઞા કરી છે કે જેઓ પોતાને હિંદુસ્તાની મનાવે છે ને હિંદુસ્તાનને અપનાવે છે તે સૌને માટે આ મંડળ ખુલ્લું છે. મને આશા છે કે આ સુંદર શહેર, જે નાનકડું છે પણ બીજી મુંબઈ નગરી થતું જાય છે ને જેને વિષે થોડા વખતમાં મુંબઈનો મુકાબલો કરવાની આશા રખાય છે, તેમાં તમારી વચ્ચે દ્વેષ ને અદાવતને સ્થાન નહિ હોય. હરીફાઈ એ બૂરી ચીજ નથી.

વેપારની જડ એમાં રહેલી છે. હરીફાઈ કરીને આગળ વધવું એ ઠીક છે, પણ દ્વેષ ને ઝઘડા ન હોવા જોઈએ. એ ટાળવામાં જો તમને સફળતા મળે તો, મને વિશ્વાસ છે કે, તમારું મંડળ હિંદુસ્તાનને માટે નમૂનેદાર સંસ્થા બની શકશે.

હ૦ બં૦, ૨૯–૭–'૩૪

# ૧૩. સરખી મજૂરી

## ૧

અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘે તેના એજંટો અને બીજાઓને નીચેની પ્રશ્નમાળા મોકલી છે, તેના જવાબો આવતી ૧લી ઑગસ્ટ પહેલાં વર્ધાના મુખ્ય કાર્યાલયને પહોંચાડવાના છે:

"એવી સૂચના થઈ છે કે, ગ્રામઉદ્યોગ સંઘના આશરા હેઠળ તૈયાર થતી કે વેચાતી બધી ચીજોમાં ગામડાંના કારીગરને તેની મહેનતનો પૂરતો બદલો મળે એવો આગ્રહ આપણે રાખવો જોઈએ. આને માટે મજૂરીનું એક કામચલાઉ સમાન ધોરણ ઠરાવવું પડશે. એવું ધોરણ સ્ત્રી કે પુરુષને માટે કામના સરખા પ્રમાણને માટે સરખું જ હોવું જોઈએ. એ ધોરણ આઠ કલાકના દિવસની ગણતરીએ ઠરાવાય ને ઓછામાં ઓછા અમુક પ્રમાણમાં ઉત્પત્તિ થવી જોઈએ એવો નિયમ કરી શકાય. એ મજૂરીનો ચીજની પડતર કિંમતમાં સમાવેશ થાય ને એ ચડાવીને જ વેચાણકિંમત ઠરાવાય. સાધારણ રીતે હરીફાઈવાળા બજારમાં આપણે ભાવ ચોકસ નહિ કરાવી શકીએ. પણ જે ચીજો હરીફાઈમાં ઊતરતી નથી અને જે માલને વાપરનારાઓ પોતાને ગમતા ખાસ ગુણને સારુ પસંદ કરે છે તેને વિષે આપણે એ પ્રમાણે ભાવ ઠરાવીએ.

આ પ્રશ્નમાળા નીચેના મુદ્દા પર તમારો અભિપ્રાય પૂછવાને મોકલી છે:

૧. ઓછામાં ઓછી રોજની મજૂરી ઠરાવવી, અને ભાવ ચોકસ ઠરાવીને તે મજૂરી કારીગરોને મળે એવી પાકી વ્યવસ્થા કરવી શક્ય છે એમ તમને લાગે છે?

૨. આપણે આપણું અંતિમ ધોરણ નક્કી કરીને એને પહોંચવાને દર વધારતા જવું, કે ઓછામાં ઓછા દરનું હળવું ધોરણ ઠરાવીને આગળ જતાં તે વધારતા જવું?

૩. એ ધોરણ કઈ ગણતરી ઉપર ઠરાવવું? વસ્ત્રો માણસે જાતે મહેનત કરીને પેદા કરી લેવાં જોઈએ. તેથી હાલ તુરત માત્ર ખોરાકને જ ગણતરીમાં લઈને કેવળ નિર્વાહ પૂરતા મજૂરીના દામ કેટલા ઠરાવવા એ તમે સૂચવી શકશો? કલાકે અર્ધો આનો બહુ ઓછો ગણાય ખરો?"

ચરખા સંઘ, ગ્રામઉદ્યોગ સંઘ અને એવી બીજી પરોપકારી સંસ્થાઓ વસ્તુ સસ્તામાં સસ્તી ખરીદવી ને મોંઘામાં મોંઘી વેચવી એ વેપારી સૂત્રને ન અનુસરે. ચરખા સંઘે તો ચીજો સસ્તામાં સસ્તી ખરીદવાનો પ્રયાસ કર્યો જ છે. પણ એ વિષે આ અંકમાં બીજે ઠેકાણે ચર્ચા કરી છે. ખાદીના વિકાસ વિષેના મારા અનુભવનો લાભ ગ્રામઉદ્યોગ સંઘને આપવાના હેતુથી તેની અસર તળે કામ કરતા કારીગરોને મળતી મજૂરી વિષે મેં ચર્ચા આરંભી એનું પરિણામ ઉપલી પ્રશ્નમાળા છે.

એટલું તો જોવામાં આવી જ ગયું છે કે ગ્રામઉદ્યોગ સંઘના એજંટોમાં, જરૂરની ચીજો બને તેટલી ઓછી કિંમતે પેદા કરવાની વૃત્તિ છે. કારીગરની કમાણી પર કાપ ન મુકાય તો ક્યાં મુકાય? તેથી જો ઓછામાં ઓછો દર નક્કી ન કરવામાં આવે તો ગામડાના કારીગરને સહન કરવું પડે એવો પૂરો ભય છે, જોકે ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના તો એના જ હિતને અર્થે થયેલી છે.

આપણે બિચારા ધીરજવાન ગ્રામવાસીઓની ઘણા લાંબા વખત સુધી લૂંટ ચલાવી છે. ગ્રામઉદ્યોગ સંઘ પરોપકારના ઓઠા હેઠળ એ લૂંટમાં વધારો ન કરે. એનું ધ્યેય ગામડાંની બનાવટની

ચીજો બને એટલી સસ્તી પેદા કરવાનું નથી; તેનું ધ્યેય તો બેકાર ગ્રામવાસીઓને પેટપૂરતા દામે કામ આપવાનું છે.

કેટલાકે એવી દલીલ કરી છે કે, ગામડાંમાં બનેલી ચીજોના ભાવમાં કોઈ પણ રીતે વધારો થશે તો જે ઉદ્દેશને સારુ ગ્રામ-ઉદ્યોગ સંઘની સ્થાપના થઈ છે તે ઉદ્દેશ જ માર્યો જશે; કેમ કે ગામડાંની ચીજોની કિંમત બહુ ઊંચી હશે તો કોઈ તે ખરીદશે નહિ. કોઈ પણ વસ્તુની કિંમતથી કારીગરને કેવળ પેટપૂરતું જ મળતું હોય તો તેની કિંમત બહુ ઊંચી કેમ ગણાય? ખરીદનાર લોકોને ગ્રામવાસી પ્રજાની કંગાલ હાલતનો ચિતાર આપવો જોઈએ. આપણે જો કરોડો શ્રમજીવીઓને ન્યાય કરવો હોય તો આપણે તેમને ઘટતા દામ આપવા જોઈએ — તેમનો નિર્વાહ થઈ શકે એટલા દામ આપણે તેમને આપવા જોઈએ. આપણે એમની લાચારીનો ગેરલાભ લઈને તેમને એક ટંક પણ પેટ ન ભરાય એટલા દામ ન આપવા ઘટે.

સંઘે મિલના માલ જોડે હરીફાઈમાં ન જ ઊતરવું જોઈએ એ દીવા જેવી વાત છે. જે બાજીમાં આપણે હારવાના જ છીએ એવી આપણને ખબર છે તેમાં આપણે સામેલ થવું ન જોઈએ. ધાતુના સિક્કાની ગણતરીમાં, વિદેશી કે સ્વદેશી મોટા વેપારીઓ ભેગા મળીને મનુષ્યના હાથની બનાવટના માલને ભાવમાં હરાવી દઈ શકશે. સંઘનો પ્રયત્ન તો એ છે કે, ખોટા અને માનવી હિતનો વિચાર ન કરનારા અર્થશાસ્ત્રને ઠેકાણે સાચું અને માનવી હિતનો વિચાર કરનારું અર્થશાસ્ત્ર ચાલુ કરવું. ઘાતક હરીફાઈ નહિ પણ જીવનદાયી સહકાર એ જ મનુષ્યનો જીવનધર્મ છે. હૃદયધર્મની અવગણના કરવી એ મનુષ્યને લાગણી છે એ ભૂલી જવા બરોબર છે. આપણે જો 'પ્રભુની પ્રતિમા'રૂપ હોઈ એ તો થોડાકના નહિ, ઘણાનાયે નહિ, પણ સર્વના હિતની, સર્વોદયની સાધના એ જ આપણા જીવનનું ધ્યેય હોઈ શકે.

આ પ્રશ્નમાળામાં રહેલા પ્રશ્નનો વિચાર કરવાનું ગ્રામઉદ્યોગ જેવી સંસ્થાથી ટાળી ન શકાય. સાચો ઉકેલ જો આચરણમાં અશક્ય લાગતો હોય તો સંઘે એ શક્ય કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. સત્યનું આચરણ હમેશાં શક્ય છે. આ રીતે વિચારતાં સંઘના કાર્યક્રમને લોકકેળવણી કહી શકાય.

અને જો સંઘે તેના આશરા નીચેના કારીગરને પેટ પૂરતા દામ અપાવવા હોય તો તેણે તેના ઘર ખરચનું અંદાજપત્ર પણ તપાસવું જોઈએ; અને પોતે આપેલા એકએક પૈસાનો શો ઉપયોગ થાય છે તેની દેખરેખ રાખવી જોઈએ.

સૌથી કઠણ સવાલ એ છે કે ઓછામાં ઓછી કે પેટ પૂરતી મજૂરી કેવી રીતે ઠરાવવી? સારી કુશળતાવાળો કારીગર આઠ કલાક સખત પરિશ્રમ કરીને અમુક વસ્તુ અમુક પ્રમાણમાં બનાવે તેને માટે મેં આઠ આના મજૂરી સૂચવી છે. આઠ આના એ તો જીવનની જરૂરિયાતોનું અમુક પ્રમાણ બતાવનારું ચિન્હ માત્ર છે. જો પાંચ માણસના કુટુંબમાં બે જણ પૂરું કામ કરનાર હોય તો મેં સૂચવેલે દરે, છુટ્ટી કે માંદગીનો એકે દિવસ ન ગણતાં મહિને રૂ. ૩૦ કમાઈ શકે. પાંચ જણના પોષણને માટે મહિને ત્રીસ રૂપિયા વધારેપડતી આવક ન ગણાય. અહીં સૂચવેલી પદ્ધતિમાં સ્ત્રીપુરુષનો કે વયનો ભેદ ગણવામાં નથી જ આવ્યો. પણ જેમને આ પ્રશ્નમાળા મોકલાઈ છે તે દરેક જણ પોતાનો અંગત અનુભવ તપાસે ને તે પ્રમાણે જવાબ આપે.

હ૦ બં૦, ૧૪–૭–'૩૫

## ૨

[ કેટલાક ખાદીસેવકો સાથેની વાતચીતના, શ્રી. મહાદેવભાઈએ પોતાના સાપ્તાહિક પત્રમાં કરેલ વર્ણનમાંથી — **પ્રકાશક** ]

આને લીધે કદાચ ખાદીના આજના ભાવમાં તત્કાળ થોડો વધારો થાય. આપણે લોકોની ગરીબાઈનો ગેરલાભ ન જ લેવો

જોઈએ. આપણે ઇરાદાપૂર્વક એ લોકોનું શોષણ કર્યું છે એવું મેં કદી કહ્યું નથી. ગયાં પંદર વરસમાં આપણે જે કંઈ કર્યું છે એની પૂરેપૂરી જવાબદારી હું મારે માથે લઉં છું, અને આપણે જે કર્યું તે અનિવાર્ય હતું. પણ હવે આપણે નવો ચીલો પાડવાનો છે. આપણે આમવર્ગના ગરીબ લોકો તરફ સેંકડો વર્ષથી દુર્લક્ષ કર્યું છે; અને આપણે એમની મહેનત આપણા કામ માટે લેવાનો આપણો હક માની બેઠા છીએ. પણ મનમાં એવો વિચાર સરખો નથી આવ્યો કે, એમને જોઈએ એટલી મજૂરી માગવાનો હક છે, અને પૈસા એ જેમ આપણી મૂડી છે તેમ મજૂરી એ એમની મૂડી છે. હવે આપણે એમની જરૂરિયાતોનો, એમના કામના કલાકોનો, એમની ફુરસદનો ને એમની રહેણીનો પણ વિચાર કરવો જ જોઈએ.

થોડી કાંતનારીઓને વધારે મજૂરીના દામ મળે એના કરતાં ઘણીને ઓછા દામ મળે એવું કાંતનારીઓ પોતે જ ઇચ્છશે, એવી દલીલ કરવી નકામી છે. લોકોનું શોષણ કરનાર અને ગુલામો રાખનાર દરેક માણસ એવી જ દલીલ કરે છે. અને દુર્ભાગ્યે ગુલામોમાં એવા માણસો પણ હતા, જેમને ગુલામીની સાંકળ વહાલી લાગતી હતી. પણ મોટા ભાગની કાંતનારીઓ કામ વિનાની થઈ જશે એવી બીક તમને કેમ લાગે છે? એમને બતાવી શકાય એવા બીજા ધંધા આપણી પાસે નથી શું? આંધ્રમાં સીતારામ શાસ્ત્રીએ એમને કાંતવાને બદલે ચોખા ખાંડવાનું કામ બતાવ્યું જ છે, કેમ કે ખંડામણના પૈસા વધારે મળે છે. આપણે પોતાને છેતરીએ નહિ. આપણે કાંતનારીઓની ગરજનો લાભ લીધો છે, ને એમની દૃષ્ટિથી આ સવાલને કદી જોયો જ નથી.

હ૦ બં૦, ૧૫-૯-'૩૫

૩

[ 'ખાદી અને દયાધર્મ' નામના લેખમાંથી — **પ્રકાશક** ]

ખાદીની કિંમતમાં વધારો થવાની વાત ચાલી તે પહેલાંથી જ ઝીણી ખાદીની ખપત ઘટી ગઈ છે. હવે જો એ વધારે ઘટશે તો એનું કારણ કિંમતનો વધારો નહિ હોય, પણ ખરીદનારમાં પ્રેમ દયાધર્મનો અભાવ જ હશે. દયાધર્મ સાટું કરવાની વૃત્તિથી ઓછા ભાવની ખોળ નથી કરવા બેસતો. મનુષ્યમાં રહેલી દયાવૃત્તિ તેની ખરીદીમાં પણ સેવાની તકો શોધે છે, અને તેથી પહેલાં ખરીદવાની વસ્તુની કિંમત નથી પૂછતો, પણ એમ પૂછે છે કે એ ચીજ પેદા કરનારની સ્થિતિ કેવી છે, અને સૌથી વધારે ગરજવાન અને સુપાત્રની વધારેમાં વધારે સેવા થાય એવી રીતે ખરીદી કરે છે. જો સ્ત્રીપુરુષોની ઠીક ઠીક મોટી સંખ્યાના મનમાં મનુષ્યભાંડુ વિષે આવો પ્રેમ હોય તો ખાદીની માગ હમેશાં વધતી જ જાય; અને અત્યારે તો હંમેશના કરતાં ઘણી વધે. કેમ કે ખરીદનાર જાણે છે કે ગરીબમાં ગરીબ કાંતનારીને પેટપૂરતી — જેમ તેમ પેટ ભરાય એટલી નહિ પણ પૌષ્ટિક ખોરાક મળી શકે એટલી — મજૂરી અપાવવાની અસાધારણ કાળજી લેવાઈ રહી છે.

ખાદીના કારીગરોને પેટપૂરતી મજૂરી આપવાના પ્રયત્નની સાથે સાથે ખાદીને માટે વધારે સારું, એટલે કે વધારે સ્વાભાવિક, બજાર ખોળી કાઢવાનો પ્રયત્ન થવો જોઈએ. આજ સુધી આપણે મુંબઈ, કલકત્તા, મદ્રાસ જેવાં મોટાં શહેરોમાં જ ઘરાકી શોધવાનો સહેલો રસ્તો કાઢીને તેનાથી સંતોષ માન્યો છે. આ ખોટું જ હતું. મેં ડૉ. રાયને સૂચના કરી છે કે, જો તેમની તબિયત સારી હોય તો તેઓ ઉત્પાદનકેંદ્રોનાં આસપાસનાં ગામોમાં એમનો પ્રેમનો સંદેશો પહોંચાડે. આખું બંગાળ ઝીણું કાપડ પહેરે છે. તો તે

ઝીણી ખાદી શા સારુ ના પહેરે? જો બંગાળ સટ્ટા માટે નહિ પણ કેવળ ઘરના વાપર માટે કપાસ ઉગાડે, તો નવી યોજના પ્રમાણે ખાદીના ભાવ સસ્તા કરી શકાય એમ છે. પણ એ દિવસ હજુ કદાચ બહુ દૂર હોય. અત્યારે તો બંગાળે તેમ જ બાકીના હિંદુસ્તાને, કિંમતની ગણતરી કરીને વેપારી વૃત્તિથી નહિ પણ દયાધર્મને ખાતર, ખાદી ખરીદવી જોઈએ. આપણાં બાળક કે આપણાં વૃદ્ધ માબાપનું આપણને કેટલું ખરચ થાય છે એ ખોળીને આપણે એનો હિસાબ કરવા બેસતા નથી. તો આપણાં જે કરોડો ભાઈબહેનો આપણે એમની સૈકાઓ થયાં ભયાનક ઉપેક્ષા કરવાને લીધે ભૂખે મરતાં થયાં છે તેમને માટે આપણે એથી કંઈ ઓછું કરવું જોઈએ?

હ૦ બં૦, ૧૦–૧૧–'૩૫

# ખંડ ૪ થો : નીતિધર્મ અથવા ધર્મનીતિ

## ૧. નીતિધર્મ અથવા ધર્મનીતિ

[ સૉલ્ટર નામના અમેરિકન લેખકના 'એથિકલ રિલીજિયન' નામના પુસ્તકનો ગાંધીજીએ કરેલો અનુવાદ, તેમની પ્રસ્તાવના સાથે
—પ્રકાશક ]

### પ્રાસ્તાવિક

આજકાલ દુનિયામાં પાખંડ વધી ગયું છે. માણસ ગમે તે ધર્મનો હોય તો પણ તે ધર્મનું ઉપરટપકું રૂપ માત્ર વિચારે છે, અને પોતાની ખરી ફરજ ચૂકી જાય છે. પૈસાનું અત્યંત સેવન કરવામાં બીજા માણસોને શું દુ:ખ પડે છે અથવા તો પડશે તેનો ખ્યાલ આપણે ભાગ્યે જ કરીએ છીએ. અત્યંત કોમળ નાનાં પ્રાણીઓને મારી, જો કોમળ મોજાં બનાવી શકાય તો, તેવાં મોજાં પહેરવામાં યુરોપની અબળાઓ જરાયે આનાકાની કરતી નથી. મિ. રૉકફેલર, કે જે દુનિયામાં તવંગર માણસોની પહેલી પંક્તિમાં ગણાય છે, તેણે પૈસો એકઠો કરતાં નીતિના ઘણા કાનૂનોનો ભંગ કર્યો છે એ વાત જગપ્રસિદ્ધ છે. ચોમેર નજર કર્યેથી જણાશે કે યુરોપ તથા અમેરિકામાં ઘણા માણસો ધર્મની વિરુદ્ધ થઈને બેઠા છે. તેઓ એવી દલીલ કરે છે કે, જો દુનિયામાં ધર્મ જેવું કંઈ હોય તો જે દુરાચરણ વધી પડ્યું છે તે વધવું જોઈએ નહિ. આ વિચાર ભૂલભરેલો છે. પોતાની હંમેશની ટેવ મુજબ માણસ પોતાનો વાંક ન વિચારી સાધનને દોષ આપે છે.

તેમ જ માણસો પોતાની દુષ્ટતાનો વિચાર ન કરતાં 'ધર્મ જ ખોટો' એમ કહી સ્વચ્છંદપણે જેમ ફાવે તેમ વર્તે છે અને રહે છે. આવું જોઈને હાલ અમેરિકા અને યુરોપમાં એવા ઘણા માણસો બહાર આવ્યા છે કે જેઓ, 'આમ બધા ધર્મનો નાશ થાય તો દુનિયાને મોટું નુકસાન પહોંચશે અને લોકો નીતિનો રસ્તો છોડી દેશે.' એવી ધાસ્તીથી લોકોને નીતિને માર્ગે ચડાવવા જુદા જુદા ઇલાજો શોધી રહ્યા છે. એવી એક મંડળી નીકળી છે કે જેણે બધા ધર્મનું સંશોધન કરીને એવી હકીકત રજૂ કરી છે કે, બધા ધર્મો નીતિ તો શીખવે છે જ; પણ તે ઉપરાંત તે ધર્મો ઘણે ભાગે નીતિના નિયમો ઉપર જ ટકી રહ્યા છે. માણસ અમુક ધર્મ માને અથવા ન માને તો પણ નીતિના નિયમો પાળવાની તેની ફરજ છે. જે માણસો નીતિના નિયમો નથી પાળતા તેઓ આ દુનિયામાં કે પર દુનિયામાં પોતાનું કે બીજાનું સારું કરી શકવાના નથી. જેઓ પાખંડ–મતોને લઈ ને ધર્મ-માત્રને તિરસ્કારની નજરથી જુએ છે તેવા માણસોને પહોંચી વળવું, એવો આ મંડળીનો હેતુ છે. તે મંડળી બધા ધર્મોનો સાર કાઢી તેમાંથી માત્ર નીતિના વિષયો જ ચર્ચે છે, નીતિના ઉપર લખે છે, અને તેના સભ્યો તે પ્રમાણે વર્તે છે. આવા મતને તેઓ નીતિ–ધર્મ ( Ethical Religion ) એવું નામ આપે છે. આ મંડળીનું કામ કોઈ પણ ધર્મનું ખંડન કરવાનું નથી. તે મંડળીમાં ગમે તે ધર્મના માણસો દાખલ થઈ શકે છે અને થાય છે. આ મંડળીથી લાભ એ થયો છે કે, તેમાં જોડાનાર માણસો પોતાના ધર્મને વધારે વળગી રહે છે અને તેમાં નીતિની બાબત જે શિક્ષણ હોય છે તેની ઉપર વધારે ધ્યાન દે છે. માણસે નીતિ જાળવવી જોઈએ, અને જો તેમ ન થાય તો દુનિયામાં બંધારણ તૂટશે અને છેવટે મોટું નુકસાન થશે એમ તેઓ દૃઢ મનથી માને છે.

અમેરિકામાં મિ. સોલ્ટર કરીને એક વિદ્વાન ગૃહસ્થ છે. તેણે એક ઘણું ખૂબીદાર પુસ્તક બહાર પાડયું છે. તેમાં ધર્મની ચર્ચા જરાયે નથી, પણ તેમાંનો બોધ બધા માણસોને લાગુ પડી શકે છે. એ પુસ્તકના લેખકની બાબત એટલું જ કહેવાની જરૂર છે કે, જેટલું કરવાની સલાહ તે આપણને આપે છે તેટલું તે પોતે કરે છે.

૧

આપણે સારા વિચારો ઉપર આવી શકીએ છીએ એ આપણી નીતિનું ફળ છે એમ ગણવું જોઈએ. દુનિયામાં સાધારણ શાસ્ત્રો તો દુનિયા કેવી છે તે બતાવે છે; નીતિ દુનિયા કેવી હોવી જોઈએ એ બતાવે છે. નીતિ વડે માણસે કેમ વર્તવું એ જાણી શકાય છે. માણસના મનની અંદર હમેશાં બે બારીઓ રહેલી છે: એકમાંથી પોતે કેવો છે તે જોઈ શકે છે, અને બીજીમાંથી પોતે કેવો હોવો જોઈએ તેનો તેને ખ્યાલ આવી શકે છે. શરીર, મગજ, અને મન એ બધાં નોખાં નોખાં તપાસવાં એ આપણું કામ છે, પણ તેટલેથી અટકી જઈએ તો એનું જ્ઞાન મેળવ્યા છતાં આપણે કંઈ ફાયદો મેળવી શકીશું નહિ. અન્યાય, દુષ્ટતા, અભિમાન વગેરેથી શું પરિણામ આવે છે, અને જ્યાં એ ત્રણ વસ્તુ હોય છે ત્યાં કેવી ખરાબી થાય છે, એ જાણવાની પણ જરૂર છે. અને એ જાણ્યેથી પણ બસ નથી; પણ જાણ્યા પછી એ પ્રમાણે વર્તવાનું છે. નીતિનો વિચાર તો ( સ્થપતિ ) 'આરકીટેકટ'ના નકશા જેવો છે. નકશો ઘર કેમ બાંધવું તે બતાવે છે; પણ જેમ ચણતર ન કર્યું હોય તો નકશો નકામો થઈ પડે છે, તેમ નીતિના વિચાર પ્રમાણે આચરણ ન કર્યું હોય તો નીતિનો વિચાર નકામો થઈ પડે છે. ઘણાં માણસો નીતિનાં વચનો યાદ કરે છે, તે વિષે ભાષણો કરે છે, પણ તે પ્રમાણે ચાલતા નથી, અને ચાલવા માગતા પણ નથી.

કેટલાક વળી એમ જ માને છે કે, નીતિના વિચારો આ લોકમાં નહિ પણ મરણ પછી પરલોકમાં અમલમાં લાવવાના છે. આ કંઈ વખાણવા લાયક વિચાર ગણાય જ નહિ. એક વિચારવાન માણસે કહ્યું છે કે, જો આપણે સંપૂર્ણ થવું જ હોય તો આપણે આજથી જ, ગમે તે દુઃખો સહન કરીને, નીતિ પ્રમાણે ચાલવું જોઈએ. આપણે આવા વિચારોથી ભડકી જવાનું નથી, પણ આપણી જવાબદારી સમજી તે પ્રમાણે વર્તવામાં ખુશી થવાનું છે. મહાન યોદ્ધો પેમબ્રોક, ઓબેરાકની લડાઈ વખતે લડાઈ પછી અર્લ ઑફ ડાર્બીને મળ્યો, ત્યારે અર્લ ઑફ ડાર્બીએ તેને ખબર આપી કે લડાઈ જિતાઈ ગઈ છે. એ સાંભળી પેમબ્રોક બોલી ઊઠયો : "તમે મારી તરફ વિનય નથી વાપર્યો. મને જેનું માન મળત તે તમે મારા હાથમાંથી છીનવી લીધું છે. મને લડાઈમાં બોલાવ્યો તો મારા આવતાં પહેલાં લડાઈ લડવી જોઈતી નહોતી." આમ જ્યારે જવાબદારી લેવાની હોંશ નીતિમાર્ગમાં માણસને થાય ત્યારે જ તે આ રસ્તે આગળ વધી શકે.

ઈશ્વર સર્વશક્તિમાન છે, સંપૂર્ણ છે. તેની દયાનો, તેની ભલાઈનો, તેના ન્યાયનો પાર નથી. જો એમ હોય તો આપણે તેની પ્રજા, નીતિમાર્ગ છોડી જ કેમ શકીએ ? નીતિનું આચરણ કરનાર નિષ્ફળ જાય તો તેમાં નીતિનો વાંક નથી, પણ જેઓ નીતિભંગ કરે છે તેઓએ પોતાના ઉપર વાંક ઢોળવાનો છે.

નીતિમાર્ગમાં નીતિ જાળવીને નીતિનો બદલો મેળવવાની વાત જ આવતી નથી. માણસ કાંઈ ભલું કરે છે તે કંઈ શાબાશી ખાટવાને સારુ નથી કરતો. તે તો ભલું કર્યા વિના રહી જ નહિ શકે. તેને સારુ ખોરાક અને ભલાઈ એ બંનેની સરખામણી કરતાં ભલાઈ એ ઊંચા પ્રકારનો ખોરાક છે. અને જો ભલાઈ

કરવાની તક તેવા માણસને બીજો કોઈ માણસ આપે તો તક આપનાર માણસનો ભલાઈ કરનાર આભારી બને છે; — જેમ ભૂખ્યો અન્ન આપનારને આશીર્વાદ દે છે તેમ.

નીતિમાર્ગ એ ઉપરટપકે માણસાઈ મેળવી લેવાનો માર્ગ નથી. તેનો અર્થ એમ નથી કે, આપણે જરા વધારે મહેનતુ થવું, વધારે કેળવણી લેવી, વધારે સ્વચ્છ રહેવું, અને તેવું બીજું કરવું. એ બધું તેમાં આવે છે ખરું; પણ માત્ર એમ કરવાથી સરહદ ઉપર જ પહોંચવા જેવું થાય છે. એ સિવાય ઘણું આ માર્ગની અંદર માણસે કરવું રહ્યું છે. અને તે બધું ફરજ સમજીને કરવાનું છે, અને નહિ કે નફો ખાટવાના ઇરાદાથી.

૨

નીતિ વિષેના ચાલતા વિચારો ભારે નહિ કહેવાય. કેટલાક એમ માને છે કે નીતિની બહુ દરકાર રાખવાની નથી. કેટલાક વળી એમ માને છે કે ધર્મને તથા નીતિને સંબંધ નથી. પણ દુનિયાના ધર્મો તપાસતાં દેખાઈ આવે છે કે, નીતિ વિના ધર્મ નભી શકે નહિ. ખરી નીતિમાં ધર્મનો સમાવેશ ઘણે ભાગે થઈ જાય છે. જેઓ પોતાના સ્વાર્થને અર્થે નહિ પણ નીતિને ખાતર નીતિના નિયમો જાળવે છે તેઓને ધાર્મિક ગણી શકાય.

ખરી નીતિનો એ નિયમ છે કે, આપણે જાણતા હોઈએ એ માર્ગ લેવો એ બસ નથી, પણ જે માર્ગ ખરો છે એમ આપણે જાણતા હોઈએ, તે માર્ગથી આપણે વાકેફ હોઈએ કે નહિ તોપણ, આપણે તે લેવો જોઈએ. એટલે કે, અમુક માર્ગ ખરો છે એમ આપણે જાણતા હોઈએ ત્યારે નિર્ભય થઈ તે માર્ગમાં ઝંપલાવવું જોઈએ. આમ નીતિ જળવાય તો જ આપણે આગળ વધી શકીએ. એટલે નીતિ તથા ખરો સુધારો અને ખરી ચડતી હંમેશાં એકસાથે જોવામાં આવે છે.

આપણી ઇચ્છાઓ તપાસીશું તો આપણને જણાશે કે જે વસ્તુ આપણી પાસે છે તેને માટે તે ઇચ્છાઓ હોતી નથી. જે ચીજ આપણી પાસે નથી તેની કિંમત આપણે સદાય વધારે ગણીએ છીએ. પણ ઇચ્છા બે પ્રકારની છે. એક આપણો પોતાનો સ્વાર્થ સાધવાની: આવી ઇચ્છા પાર પાડવાનો પ્રયત્ન કરવો તેનું નામ અનીતિ. બીજા પ્રકારની ઇચ્છા એ છે કે આપણે હમેશાં સારા તરફ અને પારકાનું ભલું કરવા તરફ વલણ રાખીએ. આપણે જેટલું સારું કરીએ તેથી કદી છલકાઈ જવાનું નથી. તેની કિંમત આપણે કરવાની નથી પણ વધારે સારા થવાની અને વધારે સારું કરવાની ઇચ્છાઓ નિરન્તર ધરાવતા રહેવાનું છે. આવી ઇચ્છાઓ પાર પાડવાને જે વર્તન કરવામાં આવે તેનું નામ ખરી નીતિ.

આપણી પાસે ઘરબાર ન હોય તેમાં કાંઈ શરમાવાપણું રહેતું નથી. પણ ઘરબાર હોય તેનો ગેરઉપયોગ કરીએ, ધંધો મળે તેમાં લુચ્ચાઈ કરીએ, તો આપણે નીતિનો માર્ગ ચૂકીએ છીએ. જે આપણે કરવું ઘટે છે તે કરવું, તેમાં નીતિ રહેલી છે. આમ નીતિની જરૂર છે તે કેટલાક દાખલા વડે આપણે સાબિત કરી શકીએ. જે પ્રજા અથવા કુટુંબમાં અનીતિનાં બીજ, જેવાં કે કુસંપ, અસત્ય વગેરે જોવામાં આવે છે, તે પ્રજા અને કુટુંબો પડી ભાગ્યાં છે. વળી ધંધારોજગારનો દાખલો લઈએ. એવો એકે માણસ નહિ જોવામાં આવે કે જે એમ કહેશે કે સત્યતા ન જાળવવી. ન્યાય અને ભલાઈ એની અસર કંઈ બહારથી નથી થઈ શકતી, પણ તે બંને આપણામાં જ રહેલી છે. તથા નીતિના નિયમોનું દોહન કરતાં એમ જણાશે કે માણસજાતનું ભલું કરવાનો પ્રયાસ કરવો એ જ ઊંચી નીતિ છે. એ ચાવીથી નીતિરૂપી પેટીને ખોલી જોતાં નીતિના બીજા નિયમો આપણને તેમાં મળી આવશે.

૩

અમુક કામ નીતિવાળું છે એમ શા આધારે કહી શકાય? આ સવાલ પૂછવામાં નીતિવાળા અને અનીતિવાળા કામનો મુકાબલો કરવાનો હેતુ નથી. પણ ઘણાં કાર્યો કે જેની સામે કંઈ કહેવાપણું નથી અને જે કેટલાંક નીતિવાળાં ગણાય છે તે વિષે વિચાર કરવા જેવો છે. આપણાં ઘણાં કામોમાં ખસૂસ કરીને નીતિનો સમાવેશ થતો નથી. ઘણેખરે ભાગે આપણે સાધારણ રીતરિવાજ મુજબ વર્તીએ છીએ. રૂઢિ પ્રમાણે ચાલવું એ ઘણી વાર જરૂરનું છે. તેવા નિયમો જાળવીએ નહિ તો અંધાધૂંધી ચાલે અને દુનિયાનો કારભાર બંધ થાય. પણ રૂઢિ મુજબ ચાલવું તેને નીતિનું નામ આપવું એ મુનાસબ ન ગણાય.

નીતિવાળું કામ આપણી પોતાની ઇચ્છાએ થયેલું હોવું જોઈએ. જ્યાં સુધી આપણે યંત્ર માફક જ કામ કરીએ, ત્યાં સુધી આપણું કામ નીતિવાળું ન કહેવાય. સંચાના ભાગ તરીકે આપણે કામ કરવું ઘટે અને કરીએ તો તેમાં નીતિ છે. કેમ કે તેમાં આપણે વિવેકબુદ્ધિ વાપરીએ છીએ. આ સંચાસદૃશ કામ અને તે કામ કરવાનો વિચાર કરવો એ બેમાં ભેદ છે. તે ભેદ ધ્યાનમાં રાખવા જેવો છે. રાજા કોઈના અપરાધ માફ કરે તે કામ નીતિવાળું હોઈ શકે. પણ માફીની ચિઠ્ઠી લઈ જનાર પટાવાળો રાજાએ કરેલી નીતિમાં સંચાના કોઈ એક ભાગ જેવો જ છે. પણ પટાવાળો, ચિઠ્ઠી લઈ જવી એ પોતાની ફરજ છે, એમ જાણીને ચિઠ્ઠી લઈ જાય, તો તે કામ નીતિવાળું હોઈ શકે. જે માણસ પોતાની બુદ્ધિ વાપરતો નથી અને પૂરમાં પીંછું તણાયા કરે તેમ તણાયો જાય છે તે માણસ નીતિ સમજે છે એમ કેમ કહેવાય? કેટલીક વખત રૂઢિની વિરુદ્ધ થઈ પરમાર્થ કરવાના ઇરાદાથી માણસ કર્મ કરે છે. તેવો મહાવીર વેન્ડલ ફિલિપ્સ હતો. તેણે લોકોની પાસે ભાષણ કરતાં એક વેળા કહ્યું:

"જ્યાં સુધી તમે પોતે વિચાર કરતાં અને જણાવતાં નહિ શીખો ત્યાં સુધી મારે વિષે તમે શું ધારો છો તેની મને ચિંતા નથી." આમ આપણને બધાને આપણું અંતર શું કહે છે તેની જ દરકાર રહે ત્યારે જ આપણે નીતિને પગથિયે ચડ્યા ગણાઈએ. સર્વનો અંતર્યામી ઈશ્વર આપણાં બધાં કાર્યોનો સાક્ષી છે એમ આપણે માનીએ નહિ અને અનુભવીએ નહિ, ત્યાં સુધી આપણને આવી સ્થિતિ મળનારી નથી.

આ પ્રમાણે કરેલું કામ સારું હોય એ બસ નથી; પણ તે કામ સારું કરવાના ઈરાદાથી કરેલું હોવું જોઈએ. એટલે કે, અમુક કામમાં નીતિ છે કે નહિ તેનો આધાર કરનારાના ઈરાદા ઉપર છે. બે માણસે એક જ કામ કર્યું હોય, છતાં એકે કરેલું નીતિવાળું હોય અને બીજાએ કરેલું નીતિરહિત હોય. જેમ કે, એક માણસ બહુ દયા લાવી ગરીબોને ખોરાક આપે છે; બીજો માન મેળવવાના ઈરાદાથી કે તેવા કોઈ સ્વાર્થી વિચારથી તે કામ કરે છે. બંને કામ એક છે; છતાં પહેલાએ કરેલું નીતિવાળું ગણાય અને બીજાએ કરેલું નીતિરહિત ગણાય. આ ઠેકાણે નીતિ-રહિત અને નીતિવાળું એ બે શબ્દો વચ્ચે ભેદ છે એ યાદ રાખવાનું છે. એવું પણ બને છે કે નીતિવાળા કામની અસર સારી થયેલી હંમેશાં જોવામાં નથી આવતી. આપણે નીતિ વિષે વિચાર કરતાં એટલું જ જોવાનું છે કે, કરેલું કામ શુભ છે અને શુદ્ધ ઈરાદાથી થયેલું છે કે નહિ. તેના પરિણામ ઉપર આપણો અંકુશ નથી. ફળદાતા તો એક જ ઈશ્વર છે. શહેનશાહ એલેકઝાંડરને ઈતિહાસ લખનારાઓએ મહાન ગણ્યો છે. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ગ્રીક કેળવણી, હુન્નર, રીતરિવાજો વગેરે દાખલ કર્યાં. અને તેનું ફળ આપણે સ્વાદથી ચાખીએ છીએ. પણ એ બધું કરવામાં એલેકઝાંડરનો હેતુ મોટાઈ મેળવવાનો અને જીત મેળવવાનો હતો. એટલે તેના કામમાં નીતિ હતી એમ કોણ

કહી શકશે? તે ભલે મોટો કહેવાયો; પણ તેને નીતિમાન નહિ કહી શકાય!

ઉપરના વિચારોથી સિદ્ધ થાય છે કે, નીતિવાળું દરેક કાર્ય શુભ ઇરાદાથી થવું જોઈએ એટલું જ બસ નથી, પણ તે દબાણ વગર થવું જોઈએ. હું મારી ઓફિસે મોડો પહોંચું તો મારી નોકરી ખોઈ બેસું, એ ધાસ્તીથી વહેલો ઊઠું તેમાં કશીયે નીતિ રહેલી નથી. તેમ જ હું મારી પાસે દોલત નહિ હોવાથી ગરીબાઈમાં અને સાદાઈમાં રહું તેમાં નીતિ નથી. પણ હું ધનવાન છતાં વિચારું કે, મારી આસપાસ દરિદ્રતા અને દુઃખ નજરે પડે છે એવે સમયે મારાથી એશઆરામ કેમ ભોગવી શકાય? મારે ગરીબાઈ તથા સાદાઈમાં રહેવું જ જોઈએ. આવી રીતે ગ્રહણ કરવામાં આવેલી સાદાઈમાં નીતિ છે. નોકરો ભાગી જાય એવી ધાસ્તીથી તેઓની તરફ દિલસોજી બતાવવી અથવા તેઓને સારો કે વધારે પગાર આપવો તેમાં નીતિ નથી, પણ માત્ર સ્વાર્થબુદ્ધિ રહેલી છે. હું તેઓનું ભલું ઇચ્છું અને મારી આબાદીમાં તેઓનો ભાગ છે એમ સમજી તેઓને રાખું તો તેમાં નીતિ હોઈ શકે. એટલે કે, નીતિથી થયેલું કામ દબાણ વગરનું અને ભય વગરનું હોવું જોઈએ. ઇંગ્લંડના રાજા બીજા રિચર્ડે, જ્યારે તેની પાસે 'આંખો લાલ કરી' ખેડૂતો જોરાવરીએ કેટલાક હક્કો માગવા આવ્યા, ત્યારે પોતાને હાથે હકપત્રો લખી આપ્યાં. જ્યારે ખેડૂતોનો ભય દૂર થયો ત્યારે તે પત્રો જોરજુલમથી પાછાં ખેંચી લીધાં. આ કામમાં કોઈ એમ કહે કે રિચર્ડે કરેલું પહેલું કામ નીતિવાળું હતું અને બીજું અનીતિવાળું હતું, તો તે ભૂલ છે. રિચર્ડનું પહેલું કામ માત્ર ભયથી જ થયેલું એટલે તેમાં નીતિનો જરાયે અંશ ન હતો.

જેમ નીતિવાળા કામમાં ભય કે દબાણ ન હોવાં જોઈએ તેમ તેમાં સ્વાર્થ પણ ન હોવો જોઈએ. આમ કહેવાનો હેતુ

એવો નથી કે, જે કામોમાં સ્વાર્થ રહેલો છે તે નકામાં છે; પણ તેવાં કામ નીતિવાળાં છે એમ કહેવું તે નીતિને ઝાંખપ પહોંચાડવા જેવું છે. "પ્રમાણિકપણું એ સારી 'પોલિસી' છે", એવી સમજથી ઊપજેલું પ્રમાણિકપણું લાંબો વખત નભી શકતું નથી. શેકસપિયર કહે છે કે, "જે પ્રીતિ લાભ મળવાની નજરે થયેલી છે તે પ્રીતિ નથી."

જેમ આ દુનિયામાં લાભ મળવાના હેતુથી કરેલું કામ નીતિવાળું નહિ ગણાય, તેમ પરદુનિયામાં લાભ મળશે એવી આશાએ થયેલું કામ પણ નીતિરહિત છે. સારું કરવું તે સારાને જ ખાતર, એમ સમજીને થયેલ કામ નીતિવાળું ગણાય. મહાન ઝેવિયરે એવી ઇબાદત કરેલી કે તેનું મન સદાય સ્વચ્છ રહે. તેને મન ઇશ્વરભકિત તે મરણ પછી ઊંચી દશા ભોગવવાને ખાતર ન હતી, પણ તેવી ભકિત તે માણસનું કર્તવ્ય છે એમ સમજી તે કરતો. મહાન ભકતાણી થેરિસા પોતાના જમણા હાથમાં મશાલ રાખવાને અને ડાબા હાથમાં પાણીનો ટોપ રાખવા ઇચ્છતી, તે એમ જણાવવા કે મશાલ વડે સ્વર્ગનું સુખ પોતે બાળી નાખે અને પાણી વડે દોજખનો તાપ ઓલવી નાખે. એટલે કે માણસજાત દોજખના ભય વિના ખુદાની ઇબાદત કરે. એમ નીતિ સાચવવી તે મરણિયાનું કામ છે. મિત્રોની સાથે સત્ય જાળવવું અને દુસ્મનોને દગો દેવો તે બાયલાપણું છે. ડરી ડરીને સારું કરનાર નીતિરહિત જ ગણાય. હેનરી કલેબક દયાળુ અને માયાળુ ગણાતો. તેણે પોતાની નીતિનો ભોગ પોતાના લાભને ખાતર આપ્યો. ડેનિયલ વેબસ્ટર બહાદુર નર હતો. તેના વિચારો ગંભીર હતા: પણ પૈસાને સારુ એક વેળા તે નમાલો થઈ બેઠો હતો. એક નીચ કામથી પોતાનાં બીજાં સારાં કામ ધોઈ નાખ્યાં. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે માણસની નીતિની પરીક્ષા કરવી કઠણ છે,

કેમ કે તેનું મન આપણે પારખી શકતા નથી. તેમ જ નીતિવાળું કામ શું એ સવાલ આ પ્રકરણની શરૂઆતમાં કર્યો તેનો જવાબ પણ આપણને મળી ચૂક્યો છે. તેવી નીતિ કેવા માણસો જાળવી શકે છે એ આપણે અનાયાસે જોઈ લીધું.

૪

કામો સારાં કે નઠારાં એ વિષે આપણે હમેશાં અભિપ્રાય આપીએ છીએ. કેટલાંક કામોથી આપણે સંતોષ પામીએ છીએ, અને કેટલાંક આપણને નારાજ કરે છે. અમુક કામ સારું છે કે ખરાબ છે તેનો આધાર તે કામ આપણને લાભકારી છે કે નુકસાનકર્તા છે તેની ઉપર નથી, પણ તેની તુલના કરવામાં આપણે જુદું જ ધોરણ રાખીએ છીએ. આપણાં મનમાં કેટલાક વિચારો રમી રહેલા હોય છે કે જેને આધારે બીજા માણસોના કામની પરીક્ષા આપણે કરીએ છીએ. એક માણસે બીજા માણસને કાંઈ નુકસાન કર્યું હોય તો તેની અસર આપણી ઉપર થાય અથવા ન થાય તો પણ આપણે તેને નઠારું ગણીએ છીએ. કેટલીક વખત નુકસાન કરનાર માણસની તરફ આપણી લાગણી હોય છે તે છતાં તેનું કામ નઠારું છે એમ કહેતાં આપણે જરાય આંચકો ખાતા નથી. એમ પણ બને છે કે, આપણો અભિપ્રાય કેટલીક વેળા ખોટો પડે છે. માણસોના હેતુ આપણે હમેશાં જાણી શકતા નથી અને તેથી ખોટી પરીક્ષા કરીએ છીએ. છતાં હેતુના પ્રમાણમાં કામની પરીક્ષા કરવામાં હરકત નથી આવતી. કેટલાક નઠારા કામોથી આપણે લાભ મેળવીએ છીએ, છતાં તે નઠારાં છે એમ આપણે મનમાં તો સમજીએ છીએ.

એટલે એમ સિદ્ધ થયું કે, ખરાખોટાનો આધાર માણસના સ્વાર્થ ઉપર નથી. વળી તેનો આધાર માણસની ઇચ્છાઓ ઉપર પણ નથી. નીતિ અને લાગણી વચ્ચે હમેશાં સંબંધ જોવામાં

આવતો નથી. બચ્ચાની ઉપર લાગણીને લીધે આપણે તેને અમુક વસ્તુ આપવા માગીએ છીએ. પણ તે વસ્તુ તેને હાનિકારક હોય તો તે આપવામાં અનીતિ છે એમ સમજીએ છીએ. લાગણી બતાવવી એ અલબત સારું છે. પણ નીતિના વિચાર વડે તેની હદ બાંધી ન હોય તો તે ઝેરરૂપ થઈ પડે છે.

આપણે એમ પણ જોઈએ છીએ કે નીતિના નિયમો અચળ છે. મતો ફર્યા કરે છે પણ નીતિ ફરતી નથી. આપણી આંખ ઉઘાડી હોય ત્યારે સૂરજ દેખીએ છીએ; બંધ હોય ત્યારે સૂરજ નથી દેખાતો. આમાં આપણી નજરમાં ફેરફાર થયો, નહિ કે સૂરજના હોવાપણામાં. તેમ જ નીતિના નિયમો વિષે સમજવું. અજ્ઞાન દશામાં આપણે નીતિ ન સમજી શકીએ એ બનવા જેવું છે. આપણાં જ્ઞાનચક્ષુ જ્યારે ઊઘડે ત્યારે સમજતાં મુશ્કેલી પડતી નથી. માણસો હમેશાં સારા તરફ જ ભાગ્યે જ નજર રાખે છે. તેથી ઘણી વેળા સ્વાર્થની નજરે જોઈ અનીતિને નીતિ કહે છે. એવો વખત તો હજુ હવે આવવાનો છે કે જ્યારે માણસો સ્વાર્થનો વિચાર છોડી નીતિના વિચાર તરફ જ લક્ષ આપશે. નીતિની કેળવણી જ હજુ તદ્દન શરૂઆતની સ્થિતિમાં છે. જેમ બેકન અને ડાર્વિન પહેલાં (યુરોપમાં) વિદ્યાની સ્થિતિ હતી તેવી જ આજ નીતિની છે. માણસો ખરું શું છે તે જોવાને ઇન્તેજાર હતા. તેઓ નીતિનો વિષય સમજવાને બદલે પૃથ્વી વગેરેના નિયમો શોધવામાં રોકાયા હતા. એવો કયો વિદ્વાન આપણા જોવામાં આવ્યો છે કે જેણે ખંતથી દુઃખ વેઠી, પોતાના આગલા વહેમોને એક કોરે મૂકી, ખરી નીતિ શોધવામાં જિંદગી ગાળી હોય? જ્યારે કુદરતી શોધ કરનારા માણસોની માફક નીતિની શોધ કરવામાં માણસો ગુલતાન રહેશે ત્યારે નીતિ વિષે વિચારો એકત્રિત કરી શકાશે. શાસ્ત્રોના વિચારો વિષે માણસોમાં મતભેદ હજુ ચાલે છે, તેટલે દરજ્જે નીતિના નિયમો વિષે થવા સંભવ નથી. છતાં કેટલીક

મુદ્દત સુધી આપણે નીતિના નિયમો વિષે એક મત ન ધરાવીએ એવો સંભવ છે. તેનો અર્થ એમ નથી કે, ખરાખોટાનો ભેદ સમજાય તેવો નથી.

ત્યારે આપણે જોયું કે, માણસોના મત અને ઇચ્છાઓની ઉપર અને અલગ એવું કાંઈક નીતિનું ધોરણ છે. તેને આપણે કાયદો કહી શકીશું. રાજ્યપ્રકરણી બાબતમાં આપણને કાયદા જોઈએ છે, તો પછી નીતિનો કાયદો શું કામ ન હોય? તે કાયદો ભલે માનવલિખિત ન હોય. માનવલિખિત હોવો પણ ન જોઈએ. અને જો નીતિનો કાયદો છે એમ આપણે કબૂલ કરીએ અથવા માનીએ તો, જેમ રાજદ્વારી કાયદાને આપણે તાબે રહેવું પડે છે તેમ આવા નીતિના કાયદાને પણ તાબે રહેવું એ આપણી ફરજ છે. નીતિનો કાયદો તે રાજ્યપ્રકરણી તેમ જ ધંધાદારી કાયદાથી અલગ તેમ જ ઉત્તમ છે. ધંધાદારી કાયદા પ્રમાણે ન ચાલતાં હું ગરીબ રહું તેથી શું? રાજ્યના કાયદાને તાબે ન રહેવા માટે રાજ્યકર્તા મારી ઉપર નારાજ થાય તેથી શું? પણ હું જૂઠું બોલું અગર સાચું બોલું તેથી શું, એમ મારાથી કે કોઈથી કહી શકાશે નહિ.

એમ નીતિના નિયમ અને દુનિયાદારીના નિયમ વચ્ચે મોટો ભેદ છે. નીતિનો વાસ આપણા હૃદયમાં છે. અનીતિ આચરતો માણસ પણ પોતાની અનીતિ કબૂલ કરશે. જૂઠું તે કદી સાચું નહિ થાય. જે પ્રજા બહુ દુષ્ટ હશે, જે માણસો નીતિના નિયમ પાળતા નહિ હોય, તે પણ તેમ કરવાનો ડોળ તો કરશે. એટલે કે, નીતિ જાળવવી જોઈએ એવું તો તેવા માણસોને પણ કબૂલ કરવું પડે છે. આવો નીતિનો મહિમા છે. આવી નીતિ તે રીત-રિવાજ કે પ્રજામતની દરકાર કરતી નથી. જ્યાં સુધી પ્રજામત અથવા રીતરિવાજ નીતિના નિયમને અનુસરતા જોવામાં આવે, ત્યાં સુધી જ નીતિમાન પુરુષને તે બંધનકર્તા હોઈ શકે.

આવો નીતિનો કાયદો ક્યાંથી આવ્યો? એ કંઈ રાજાઓ ઘડતા નથી, કેમ કે જુદાં જુદાં રાજ્યોમાં જુદા જુદા ધારાઓ જોવામાં આવે છે. સૉક્રેટિસના વખતમાં જે નીતિ તે પાળતો હતો તેની વિરુદ્ધ ઘણા માણસો હતા. છતાં જે નીતિ તેની હતી તે સદાય રહેલી છે અને સદાય રહેશે એમ જગતમાત્ર કબૂલ કરે છે. અંગ્રેજી કવિ રૉબર્ટ બ્રાઉનિંગ કહી ગયો છે કે, કદાચ કોઈ સેતાન દુનિયામાં દ્વેષ અને જૂઠની આણ ફેરવે, તોપણ ન્યાય, ભલાઈ અને સત્ય તો ઈશ્વરી જ રહેવાનાં. એ ઉપરથી એમ કહી શકાય કે, નીતિનો કાયદો એ સર્વોપરી છે અને ઈશ્વરી છે.

આવા કાયદાનો ભંગ કોઈ પ્રજા અથવા માણસ છેવટ સુધી કરી શકતા નથી. કહ્યું છે કે, જેમ ભયંકર વંટોળિયો પણ છેવટે ખપી જાય છે તેમ અનીતિવાન માણસો પણ જરૂર નાશ પામે છે. એસીરિયા અને બેબિલોનમાં જેવો અનીતિનો ઘડો ભરાયો કે તરત જ તે ફૂટ્યો. રોમે જ્યારે અનીતિ પકડી ત્યારે તેના મહાન પુરુષો તેનો બચાવ ન કરી શક્યા. ગ્રીસની પ્રજા હોશિયાર હતી, છતાં તે હોશિયારી અનીતિને ટકાવી શકી નહિ. ફ્રાંસમાં બંડ થયું તે પણ અનીતિની સામે. તેમ જ અમેરિકામાં ભલો વેન્ડલ ફિલિપ્સ કહેતો કે અનીતિ રાજ્યગાદીએ બેસતાં પણ ટકવાની નથી. આવો નીતિનો અદ્ભુત કાયદો જે માણસ પાળે છે તે ચડે છે, જે કુટુંબ પાળે છે તે નભી શકે છે, અને જે મંડળીમાં પાળવામાં આવે છે તે મંડળી વિસ્તાર પામે છે; જે પ્રજા એ ઉત્તમ કાયદો પાળે છે તે સુખ, સ્વતંત્રતા અને શાંતિ ભોગવે છે.

## ૫

આ પ્રકરણનો વિષય કાંઈક વિચિત્ર જણાશે. સામાન્ય વિચાર એવો રહે છે કે નીતિ અને ધર્મ બે જુદા વિષય છે.

છતાં નીતિને ધર્મ ગણી વિચાર કરવાનો હેતુ આ પ્રકરણનો છે. આથી કેટલાક વાંચનારાઓ લેખકને ગૂંચવાડામાં પડેલો ગણશે. જેઓ એમ માને છે કે નીતિમાં ધર્મ સમાય નહિ, અને જેઓ એમ માને છે કે નીતિ હોય તો ધર્મની જરૂર નથી, તેવાઓનો પક્ષ એ આરોપ મૂકશે. છતાં નીતિ અને ધર્મ વચ્ચે નિકટ સંબંધ છે એવું બતાવવાનો લેખકનો પ્રયાસ છે. નીતિધર્મ અથવા ધર્મનીતિ ફેલાવનારી મંડળીઓ ધર્મમાં નીતિ દ્વારા માને છે.

એમ કબૂલ કરવું જોઈએ કે, સામાન્ય વિચારમાં નીતિ વિના ધર્મ હોઈ શકે છે. એવા ઘણા દુરાચરણી પુરુષો જોવામાં આવે છે કે જેઓ અઘોર કર્મ કરતાં છતાં પોતે ધાર્મિક છે એવો ફાંકો ધરાવે છે. તેથી ઊલટા મરહૂમ મિ. બ્રેડલો જેવા નીતિવાન માણસો પડ્યા છે કે જેઓ પોતાને નાસ્તિક મનાવવામાં અભિમાન રાખે છે અને ધર્મનું નામ પડતાં નાસે છે. આ બંને મતવાળા માણસો ભૂલ ખાય છે. અને પહેલા મતવાળા તો ભૂલેલા છે એટલું જ નહિ, પણ ધર્મને બહાને અનીતિ આચરી ભયંકર થઈ પડે છે. તેથી આ પ્રકરણમાં બતાવીશું કે, બુદ્ધિ વડે અને શાસ્ત્રો વડે જોતાં, નીતિ અને ધર્મ એકત્ર છે અને એકત્ર રહેવાં જોઈએ.

પૂર્વે નીતિ તે માત્ર સંસારી હતી. એટલે કે, માણસોએ ભેળા રહી કેમ ચાલવું જોઈએ એ વિચારીને વર્તન કરતા. એમ કરતાં કરતાં સારી રીતિ હતી તે કાયમ રહી અને નઠારી તે નાશ પામી. કેમ કે જો નઠારી રીતિ નાશ ન પામે તો તે પ્રમાણે ચાલનારાઓનો નાશ થાય છે. આ પ્રમાણે બનતું આપણે આજ પણ જોઈએ છીએ. સારા રિવાજો જાણ્યેઅજાણ્યે માણસ ચલાવ્યા કરે તે નીતિ નથી, ધર્મ નથી, છતાં ઘણે ભાગે દુનિયામાં જે કામો નીતિમાં ખપે છે તે ઉપર બતાવ્યા તે સારા રિવાજો છે.

વળી ધર્મનો ખ્યાલ પણ ઘણી વેળા માણસના મનમાં માત્ર ઉપરટપકે રહે છે. કેટલીક વખત પોતાની ઉપર આવી પડતાં જોખમો દૂર કરવાને આપણે કંઇક ધર્મ માનીએ છીએ. આમ ભયથી થયેલી પ્રીતિથી માણસોએ કરેલાં કામો એ બધાં ધર્મ ગણવાં એ ભૂલ છે.

પણ છેવટે એવો વખત આવે છે કે જ્યારે માણસો કાયદાપૂર્વક, વિચાર કરીને, લાભાલાભનો કે મરણનો વિચાર કર્યા વિના, દૃઢ નિશ્ચયથી, યાહોમ કરીને નીતિને રસ્તે પાછી પાની કર્યા વિના ચાલ્યા જાય છે. ત્યારે જ તેઓને ખરી નીતિનો રંગ ચડ્યો ગણાય.

આવી નીતિ ધર્મ વિના કેમ નભી શકે? જો બીજા માણસને થોડુંક નુકસાન કરી હું મારો લાભ જાળવી શકું તો મારે તે નુકસાન કેમ કરવું? નુકસાન કરીને થતો લાભ એ લાભ નથી પણ નુકસાન છે, એવો ઘૂંટડો મને કેમ ઊતરે? બિસ્માર્કે જર્મનીને ઉપરથી દેખીતો લાભ આપવા સારુ અઘોર કર્મ કર્યાં. એની કેળવણી ક્યાં જતી રહી? સામાન્ય વખતે નીતિનાં વચનોનો બાળકોની પાસે બકવાદ કરતો હતો; તે વચનો ક્યાં ખોવાઈ ગયાં? તે યાદ કરીને તેણે કેમ નીતિ સાચવી નહિ? આ બધા સવાલોનો જવાબ દેખીતી રીતે આપી શકાય છે. એ બધી અડચણો આવી અને નીતિ ન સચવાઈ તેનું કારણ એ જ કે નીતિમાં ધર્મ સમાયો ન હતો. જ્યાં સુધી નીતિબીજને ધર્મરૂપી પાણીનું સિંચન નથી મળતું ત્યાં સુધી અંકુર ફૂટતા નથી. પાણી વગરનું તે બીજ સુકાયેલું જ રહે છે અને જો લાંબો વખત પાણી વિના રહે તો નાશ પણ પામે છે. એટલે આપણે જોયું કે ખરી નીતિમાં ખરા ધર્મનો સમાવેશ થવો જોઈએ. એ જ વિચાર બીજી રીતે મૂકતાં એમ કહી શકાય કે, ધર્મ વિના નીતિ જળવાય નહિ એટલે કે નીતિ ધર્મરૂપે પળાવી જોઈએ.

આપણે વળી એમ પણ જોઈએ છીએ કે, દુનિયાના મોટા ધર્મોમાં નીતિના નિયમો વર્ણવેલા છે તે ઘણે ભાગે એક જ છે. ને તે ધર્મના પ્રચારકોએ એમ પણ સમજાવ્યું છે કે ધર્મનું મંડાણ નીતિ છે. જો આપણે પાયો ખોદી નાખીએ તો ઘર તેની મેળે પડી જાય છે. તેમ નીતિરૂપી પાયો તૂટી પડે તો ધર્મરૂપી ચણતર પણ ઝપાટાભેર જમીનદોસ્ત થાય છે.

નીતિ એ ધર્મ છે એમ કહેવામાં બાધ નથી. ડૉક્ટર કોઈક ઇબાદત કરતાં એમ કહે કે, 'હે ખુદા, નીતિ સિવાય બીજો ખુદા મારે ન જોઈએ.' વિચાર કરતાં આપણે જોઈશું કે, મુખેથી ઈશ્વર કે ખુદા પોકારીએ અને બગલમાં ખંજર રાખીએ તો શું ખુદા કે ઈશ્વર કશી દાદ આપનાર છે? એક માણસ ઈશ્વર છે એમ માનતો હોય છતાં ઈશ્વરનાં બધાં ફરમાન તોડે છે અને બીજો માણસ ઈશ્વરને નામથી ન ઓળખતાં, પોતાનાં કામથી તેને ભજે છે અને ઈશ્વરી કાયદાઓમાં તેના કર્તાને જાણે છે અને જાણીને તેના કાયદા પાળે છે. આ બે માણસમાં કયો માણસ આપણે ધર્મવાન અને નીતિમાન ગણવો, એ સવાલોનો જવાબ આપતાં એક ક્ષણ ભર પણ વિચાર કર્યા વિના આપણે ચોક્કસ રીતે કહી શકીએ છીએ કે બીજો માણસ જ ધર્મવાન અને નીતિમાન ગણાય.

૬

જે સારું અને સાચું હોય તે આપણી પોતાની ઇચ્છાથી જ કરવું તેમાં ખાનદાની રહેલી છે. માણસની ખાનદાનીની ખરી નિશાની જ એ છે કે તે પવનથી આમ તેમ અથડાતાં વાદળાંની માફક ધક્કા ખાવાને બદલે અચળ રહી પોતાને વાજબી લાગે તે કામ કરે છે અને કરી શકે છે.

તેમ છતાં આપણી વૃત્તિઓ કઈ દિશામાં દોડે છે તે જાણવું જોઈએ. આપણે દરેક રીતે આપણા મુખત્યાર નથી તે સમજીએ

છીએ. આપણી બહારની કેટલીક સ્થિતિ છે તેને અનુસરીને ચાલવું જોઈએ છે. જેમ કે, જે મુલકમાં હિમાલયના જેવી ટાંઢી પડતી હોય ત્યાં આપણી ઇચ્છા હોય કે નહિ છતાં, શરીર ગરમ રાખવાને સારુ આપણે રીતસર કપડાં પહેરવાં પડે છે, એટલે કે આપણે ડહાપણથી વર્તવું પડે છે.

ત્યારે એમ સવાલ ઊઠે છે કે, આપણી બહારની ને આસપાસની સ્થિતિ તપાસતાં આપણે નીતિસર વર્તવું પડે છે કે નહિ? અથવા તો, તેમાં નીતિ અને અનીતિ હોય કે નહિ તેની ફિકર નહિ, એમ માની ચાલી શકાય ખરું?

આ સવાલોનો વિચાર કરતાં ડાર્વિનના અભિપ્રાયની તપાસ કરવાની જરૂર પડે છે. ડાર્વિન જો કે નીતિના વિષય ઉપર લખનારો માણસ નહોતો, તોપણ તેણે બહારની વસ્તુઓની સાથે નીતિનો સંબંધ કેવો ધાડો છે તે બતાવી આપ્યું છે. જે માણસો એમ ધારે છે કે, માણસો નીતિ જાળવે કે નહિ તેની દરકાર નથી અને દુનિયામાં માત્ર શરીરબળ કે માનસિકબળ એ જ કામ આવે છે, તેઓએ ડાર્વિનનું લખાણ વાંચવું. ડાર્વિનના કહેવા પ્રમાણે માણસો અને બીજાં પ્રાણીઓમાં જીવતા રહેવાની લાલચ રહે છે. તે એમ પણ કહે છે કે જેઓ એવી ઝપાઝપીમાં જીવી શકે છે તે જ જીત્યા ગણાય અને જેઓ લાયક નથી તેનો જડમૂળથી નાશ થાય છે: પણ આ ઝપાઝપી શરીરબળથી નભી શકતી નથી.

માણસ અને રીંછ અથવા ભેંસની સરખામણી કરીશું તો આપણને માલૂમ પડશે કે, શરીરબળમાં રીંછ અથવા ભેંસ માણસથી ચડી જાય છે, અને જો તેમાંના એકની સાથે માણસ કુસ્તી કરે તો હારી જશે. તેમ છતાં પોતાની બુદ્ધિ વડે માણસ વધારે બળિયો છે. એમ જ મુકાબલો માણસજાતમાં જુદી જુદી કોમ વચ્ચે આપણે કરી શકીએ છીએ. લડાઈને વખતે જેની

પાસે ઘણા બળિયા અથવા તો સંખ્યાબંધ માણસો હોય છે તે જ જીતે છે એમ નથી, પણ જેની પાસે કળાકૌશલ્ય અને સરસ સરદારો હોય છે તે, થોડા અથવા નબળા હોય છતાં, જીતે છે. આ દાખલા આપણે બુદ્ધિબળના જોયા.

ડાર્વિન એમ બતાવે છે કે બુદ્ધિબળ અને શરીરબળના કરતાં પણ નીતિબળ તે ચડિયાતું છે; અને લાયક માણસ નાલાયક કરતાં વધારે નભી શકે છે, તે આપણે ઘણે પ્રકારે જોઈ શકીએ છીએ. કેટલાક માણસો એમ માને છે કે ડાર્વિને તો એવું જ શીખવ્યું છે કે, શૂરા એ જ પૂરા; એટલે કે, માત્ર શરીરબળવાળા જ છેવટે તરી આવે છે. અને એમ ઉપરથી જ વિચાર કરનારાં લેભાગુ માણસો માની બેસે છે કે નીતિ એ તો કંઈ કામની નથી. પણ આ વિચાર ડાર્વિનનો બિલકુલ નથી. અસલના ઐતિહાસિક પુરાવા ઉપરથી જોવામાં આવ્યું છે કે, જે કોમો અનીતિવાન હતી તેનો આજે તદ્દન નાશ થઈ ગયો છે. સોડમ અને ગમોરાના માણસો બહુ અનીતિવાળા હોવાથી તે દેશો જમીનદોસ્ત થઈ ગયા. આજ પણ આપણે જોઈ શકીએ છીએ કે જે પ્રજા અનીતિવાન છે તેનો નાશ થતો ચાલ્યો છે.

હવે આપણે કેટલાક સાદા દાખલા લઈને જોઈએ કે, સાધારણ નીતિ તે પણ માણસજાતને નિભાવી રાખવામાં કેટલી જરૂરની છે. શાંત સ્વભાવ તે નીતિનો એક ભાગ છે, ને ઉપરથી જોતાં આપણને એમ લાગી આવશે કે મિજાજી માણસ તે આગળ વધી શકે છે. પણ સહેજ વિચાર કરતાં જોઈશું કે માણસની મિજાજરૂપી તલવાર તો છેવટે પોતાના જ ગળા ઉપર પડે છે. માણસે વ્યસન નહિ કરવું એ નીતિનો બીજો વિષય છે. આંકડાઓ તપાસતાં વિલાયતમાં એમ જોવામાં આવ્યું છે કે, ત્રીસ વરસની ઉંમરના દારૂડિયા માણસો બીજાં તેર કે ચૌદ વરસ કરતાં વધારે જીવતા નથી. પણ નિર્વ્યસની માણસ સિત્તર વરસ સુધી જીવે

છે. વ્યભિચાર નહિ કરવો એ નીતિનો ત્રીજો વિષય છે. ડાર્વિને બતાવ્યું છે કે વ્યભિચારી માણસો બહુ ઝપાટાભેર નાશ પામે છે; તેઓને છોકરાં હોતાં નથી અને હોય છે તો નબળાં જોવામાં આવે છે. વ્યભિચારી માણસોનાં મન હીન થઈ જાય છે અને જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ તેઓનો દેખાવ ગાંડાના જેવો લાગે છે.

આપણે કોમોની નીતિ વિચારીશું તો પણ એ જ સ્થિતિ માલૂમ પડશે. આંદામાન ટાપુના માણસો પોતાની સ્ત્રીઓ ને તેનાં બાળકો હાલતાં ચાલતાં થાય કે તરત તજી દે છે. એટલે કે, તેઓ પરમાર્થબુદ્ધિ બતાવવાને બદલે અત્યંત સ્વાર્થબુદ્ધિ બતાવે છે. પરિણામ એ આવ્યું છે કે એ પ્રજાનો ધીમે ધીમે નાશ થતો ચાલ્યો છે. ડાર્વિન બતાવે છે કે, જાનવરોમાં પણ કેટલેક દરજ્જે પરમાર્થબુદ્ધિ જોવામાં આવે છે. બીકણ પક્ષીઓ પણ પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરવા જોરાવર થઈ જાય છે. તે બતાવે છે કે, જો પ્રાણીમાત્રમાં પરમાર્થબુદ્ધિ થોડીઘણી પણ ન હોત તો દુનિયામાં ખડ અને ઝેરી વનસ્પતિ સિવાય ભાગ્યે જ બીજે ક્યાંય ચેતન હોત. માણસ અને બીજાં પ્રાણીમાં મુખ્ય તફાવત એ છે કે માણસ સૌથી વધારે પરમાર્થી છે, પોતાની નીતિના બળના પ્રમાણમાં માણસ બીજાને સારુ, એટલે પોતાનાં બચ્ચાંને સારુ, પોતાનાં કુટુંબને સારુ, પોતાના દેશને સારુ પોતાનો જાન કુરબાન કરતો આવ્યો છે.

એટલે, ડાર્વિન ખુલ્લી રીતે બતાવે છે કે નીતિબળ એ સર્વોપરી છે. ગ્રીસની પ્રજા હાલની યુરોપની પ્રજા કરતાં વધારે બુદ્ધિશાળી હતી. છતાં તે પ્રજાએ જ્યારે નીતિનો ત્યાગ કર્યો ત્યારે તેની બુદ્ધિ તેની જ દુશ્મન થઈ પડી અને આજે એ પ્રજા જોવામાં પણ નથી આવતી. પ્રજાઓ નથી પૈસે નભતી, નથી લશ્કરે નભતી, પણ માત્ર નીતિના પાયા ઉપર ટકી શકે છે, એ

વિચાર સદાય મનમાં રાખી પરમાર્થરૂપી પરમ નીતિ આચરવી એ માણસમાત્રની ફરજ છે.

૭

કેટલીક વખત એમ કહેવામાં આવે છે કે નીતિમાં સાર્વજનિક કલ્યાણ સમાયેલું છે. આ વાત બરાબર છે. જેમ કે, ન્યાયાધીશમાં ન્યાયબુદ્ધિ હોય તો જે લોકોને ઇન્સાફ લેવા અદાલતમાં જવું પડે છે તેઓને સુખ મળે છે. તેમ જ પ્રીતિ, માયા, ઉદારતા વગેરે ગુણો બીજાના પ્રસંગમાં જ બતાવી શકાય છે. વફાદારીનું જોર પણ એકબીજાના સંબંધમાં આવીને જ આપણે બતાવી શકીએ છીએ. સ્વદેશાભિમાન વિષે તો કહેવું જ શું હોય? ખરું જોતાં એમ જ માલૂમ પડશે કે નીતિનો એવો એકે વિષય નથી કે જેનું પરિણામ કેવળ નીતિ સાચવનારને જ મળે. કેટલીક વેળા એમ કહેવામાં આવે છે કે સત્યતા વગેરે ગુણોનો સામેના માણસની સાથે સંબંધ નથી, પણ આપણે જૂઠું બોલી કોઈને છેતરીએ તો સામેના માણસને નુકસાન થશે એવું આપણે કબૂલ કરવું પડે છે, તો સાચું બોલવાથી સામેના માણસને નુકસાન થતું અટક્યું એટલું આપણે કબૂલ કરવું જ જોઈએ.

તેમ જ જ્યારે કોઈ માણસ અમુક કાયદા અથવા રિવાજ નાપસંદ કરી તેની બહાર રહે છે ત્યારે પણ તેના કાર્યની અસર જનમંડળ ઉપર થાય છે. એવો માણસ વિચારની દુનિયામાં રહે છે. તેના વિચારોને લગતી દુનિયા હજુ પેદા નથી થઈ એની તે દરકાર કરતો નથી. એવા માણસને સારુ ચાલતું ધોરણ સારું નથી એટલો વિચાર તેવા ધોરણનો અનાદર કરવા સારુ બસ છે. તે માણસ હમેશાં પોતાના વિચાર પ્રમાણે બીજાઓ પાસે વર્તાવ કરાવવા મથ્યા કરશે. આમ જ પેગંબરોએ દુનિયાના ચક્રોની ગતિ ફેરવી છે.

જ્યાં સુધી માણસ સ્વાર્થી છે, એટલે બીજાના સુખની પરવા નથી કરતો, ત્યાં સુધી તે જનાવરના જેવો તથા તેથી ઊતરતો છે. માણસ જનાવરથી ચડે છે તે આપણે ત્યારે જ જોઈ શકીએ છીએ કે જ્યારે આપણે તેને પોતાનાં કુટુંબનો બચાવ કરતાં જોઈએ છીએ. તે હજુ વધારે માણસાઈમાં ત્યારે આવે છે કે જ્યારે પોતાના દેશને અથવા તો પોતાની કોમને પોતાનાં કુટુંબમાં ગણે છે. જ્યારે આખી કોમને તેવી રીતે ગણે ત્યારે તે તેથી પણ ઊંચી પાયરીએ ચડે છે. એટલે કે, જેટલે દરજ્જે માણસ, માણસજાતની સેવામાં પછાત રહે છે તેટલે દરજ્જે તે હેવાન છે, અથવા તો અપૂર્ણ છે. મારી સ્ત્રીને સારુ, મારી કોમને સારુ મને દર્દ થાય, પણ તેની બહારના માણસ સારુ કંઈ લાગણી ન થાય, તો દેખીતું છે કે મને માણસજાતનાં દુઃખની કદર નથી, પણ સ્ત્રી બાળક કે કોમ જેને મેં મારાં માન્યાં છે તેને સારુ ભેદબુદ્ધિએ કે સ્વાર્થબુદ્ધિએ કંઈક લાગણી થાય છે.

એટલે, જ્યાં સુધી આપણા મનમાં દરેક માનવીને વિષે દયા ન આવે ત્યાં સુધી આપણે નીતિધર્મ નથી પાળ્યો અને નથી જાણ્યો. આથી આપણને જણાશે કે ઊંચ નીતિ તે સાર્વજનિક હોવી જોઈએ. આપણા સંબંધમાંનો દરેક માણસ આપણી ઉપર હક ધરાવે છે. એટલે કે, આપણે સદા તેની સેવા કરવી એ આપણી ફરજ છે. આપણો હક કોઈની ઉપર નથી એમ વિચારી આપણે વર્તવું જોઈએ. કોઈ એમ કહેશે કે, તેમ કરનાર માણસ આ દુનિયાના ઝપાટામાં આવી કચરાઈ મરશે; પણ એ વાત માત્ર અજ્ઞાનતા સૂચવે છે. કેમકે, એવી એકનિષ્ઠાથી સેવા કરનાર માણસને હમેશાં ઈશ્વર બચાવી લે છે એવો જગપ્રસિદ્ધ અનુભવ છે.

આવી નીતિના ધોરણ પ્રમાણે માણસમાત્ર સરખા છે. તેનો અર્થ એમ નથી કે, દરેક માણસ એકસરખો હોદ્દો ભોગવે છે

અથવા એક જ જાતનું કામ કરે છે. પણ તેનો અર્થ એ છે કે, જો હું મોટો હોદ્દો ભોગવતો હોઉં તો તે હોદ્દાની જવાબદારી ઉઠાવવાની મારામાં શક્તિ છે. તેથી મારે છકી જવાનું નથી, અને એમ નથી માનવાનું કે ઓછી જવાબદારી ઉઠાવનારા બીજા માણસો મારાથી હલકા છે. એકસરખાપણું તે આપણા મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે. જ્યાં સુધી આપણા મનની એ સ્થિતિ ન થાય ત્યાં સુધી આપણે પચ્છાત છીએ.

આ નિયમ પ્રમાણે એક પ્રજા પોતાના સ્વાર્થને સારુ બીજી પ્રજાની ઉપર રાજ્ય ભોગવી શકતી નથી. અમેરિકાના અસલ વતનીઓને હલકા પાડી અમેરિકાના લોકો રાજ્ય ચલાવે છે એ નીતિવિરુદ્ધ વાત છે. ઊંચી પ્રજા નીચી પ્રજાના પ્રસંગમાં આવે તો તેવી પ્રજાને પોતાના જેવી કરવાની તેની ફરજ છે. એ જ નિયમ પ્રમાણે, રાજા તે પ્રજાનો ઉપરી નથી પણ નોકર છે; અમલદારો તે અમલ ભોગવવાને નથી પણ પ્રજાને સુખી કરવા સારુ છે. પ્રજાસત્તાક રાજ્યમાં પણ જો લોકો સ્વાર્થી હોય તો તે રાજ્ય નકામું સમજવું.

વળી એક રાજ્યમાં વસનારા અથવા એક કોમના માણસોમાં આપણા નિયમ પ્રમાણે બળિયા માણસોએ દુર્બળનું રક્ષણ કરવાનું છે; તે લોકોને કચડી નાખવાના નથી. આવા કારભારની અંદર ભૂખમરો હોઈ શકતો નથી, કેમ કે આપણે આપણા પાડોશીનું દુઃખ જોયા કરીને સુખી રહી શકીએ એ સંભવતું નથી. પરમ નીતિનું ધોરણ સાચવનાર માણસથી પૈસો એકઠો કરવાનું બની શકે નહિ. આવી નીતિ જગતમાં થોડી જોવામાં આવે છે, એમ સમજી નીતિમાને ગભરાવાનું નથી. કેમકે, તે પોતાની નીતિનો ધણી છે; તેના પરિણામનો નથી. તે નીતિ નહિ આચરે તો દોષવાન ગણાશે. પણ તેનું પરિણામ જનમંડળ ઉપર નહિ થાય તો તેનો દોષ કોઈ કાઢનાર નથી.

૮

"હું જવાબદાર છું," "આ મારી ફરજ છે"—આવો વિચાર માણસને હલમલાવી નાખે છે અને વિસ્મય પમાડે છે. આપણને ગેબી અવાજના પડઘા કાનમાં હમેશાં પડ્યા કરે છે કે, "હે માનવી, આ કામ તારું છે. તારે પોતાને હાર અથવા જીત મેળવવાની છે. તારા જેવો તું જ છે, કેમ કે કુદરતે બે સરખી વસ્તુ ક્યાંયે બનાવી નથી. તારે બજાવવાની ફરજ છે તે તું નહિ બજાવે તો આ જગતના સરવૈયામાં એટલી ખોટ આવ્યા જ કરશે."

આવી ફરજ મારે શી બજાવવાની છે? કોઈ કહેશે કે—

આદમ કો ખુદા મત કહે, આદમ ખુદા નહિ;
લેકિન ખુદાકે નૂરસે, આદમ જુદા નહિ.

અને કહેશે કે, ઉપરની બેત પ્રમાણે, હું ખુદાનું નૂર છું એમ માની બેસી રહેવું. બીજો માણસ કહેશે કે, મારે મારી આસપાસના માણસો તરફ લાગણી બતાવી ભાઈચારો રાખવો. ત્રીજો કહેશે કે, માબાપની સેવા કરવી, બાયડી છોકરાં સંભાળવાં, ભાઈબહેન મિત્રો તરફ બરોબર વર્તવું. પણ આ બધા ગુણોમાં મારે મારી પોતાની તરફ તેવી જ રીતે વર્તવું એ વળી મારી સમસ્ત ફરજનો ભાગ છે. જ્યાં સુધી હું મને પોતાને નહિ ઓળખું ત્યાં સુધી હું બીજાને કેમ ઓળખી શકીશ? ઘણાઓ એમ માનવા લાગ્યા છે કે માણસે બીજાના સંબંધમાં આવીને રીતસર વર્તવું જોઈએ; પણ જ્યાં સુધી આપણે તેવા સંબંધમાં આવતા નથી ત્યાં સુધી આપણી મરજી પ્રમાણે જેમ ફાવે તેમ વર્તી શકીએ છીએ. આમ જે માણસ માનતો હોય તે વગર સમજે બોલે છે દુનિયામાં રહી કોઈ પણ નુકસાન કર્યા વિના આપખુદીથી વર્તી શકતો નથી.

હવે આપણે જોઈએ કે આપણી ફરજ આપણી પોતાની તરફ શી છે. પ્રથમ તો આપણી ખાનગી વર્તણૂકની આપણા સિવાય બીજાને ખબર હોતી નથી; એવી વર્તણૂકની અસર આપણા ઉપર થાય તે માટે આપણે જવાબદાર છીએ. એટલું જ બસ નથી, પણ એથી બીજાઓ ઉપર અસર થાય છે, તેને માટે પણ આપણે જવાબદાર છીએ. દરેક જણે પોતાના ગુસ્સા ઉપર દાબ રાખવો જોઈએ. અને સદા પોતાનાં શરીર મન સ્વચ્છ રાખવાં જોઈએ. એક મહાન પુરુષ કહે છે કે, હરકોઈ માણસની ખાનગી ચાલચલગત મને જણાવો અને હું તે માણસ કેવો થશે અને કેવો છે તે તુરત કહી શકીશ. આવાં જ કારણસર આપણે આપણી ઇચ્છાઓ લગામમાં રાખવી ઘટે છે. એટલે કે, આપણે દારૂ નહિ પીવો જોઈએ, અકરાંતિયાપણું નહિ કરવું જોઈએ. નહિ તો છેવટે આપણે શક્તિહીન થઈ આબરૂ ગુમાવીશું. જે માણસ વિષયોથી દૂર રહી, પોતાનાં શરીર, મન, બુદ્ધિ અને જીવની રખેવાળી નથી કરતો, તે માણસ બહારનાં કામોમાં ફાવી શકતો નથી.

આમ વિચાર કરતો માણસ પોતાની આંતરવૃત્તિઓ સાફ રાખી હવે વિશેષ વિચારે છે કે એ વૃત્તિઓનો ઉપયોગ શો કરવો. કાંઈ પણ નિશ્ચય કે ધારણા જિંદગીમાં હોવી જોઈએ. જિંદગીનું કર્તવ્ય શોધી તે તરફ આપણે વલણ ન રાખીએ તો આપણે સુકાન વિનાના વહાણની માફક ભર દરિયામાં ગોથાં ખાઈએ. ઊંચામાં ઊંચું કર્તવ્ય એ છે કે આપણે માણસજાતની સેવા કરવી અને તે સ્થિતિમાં સુધારો કરવામાં ભાગ લેવો. આમાં ઈશ્વરસ્તુતિ, ખરી બંદગી આવી જાય છે. જે માણસ દેવનું કામ કરે છે તે દેવતાઈ પુરુષ છે. દેવનું નામ દેનારા ઢોંગી ધુતારા ઘણાયે રખડે છે. પોપટ નામ લેતાં શીખે છે તેથી એને કોઈ દેવતાઈ કહેતું નથી. માણસજાતને સ્થિતિસર મૂકવાની નેમ બધા માણસો રાખી શકે છે. વકીલ તેવી ધારણાથી ધંધો કરી શકે

છે. વેપારી એ ધોરણ ઉપર વેપાર કરી શકે છે. એ નેમવાળો માણસ કદી નીતિધર્મથી ચળતો નથી. કેમ કે તેમાંથી ચળીને માણસજાતને ચડાવવાની ભાવના પાર પાડી શકાતી નથી.

આપણે તપસીલવાર વિચારીએ. આપણે નિરંતર તપાસવું પડે છે કે આપણી રહેણી સુધારનારી કે બગાડનારી છે. વેપાર કરનાર વેપારી દરેક સોદો કરતાં વિચારશે કે પોતે પોતાને અથવા બીજાને ઠગે છે કે નહિ. વકીલ વૈદ્ય ઉપલા ઉત્તમ ધોરણ ઉપર ચાલતાં પોતાના પૈસા કરતાં પોતાના અસીલ અને દર્દી વિષે વધારે વિચાર કરશે. મા પોતાના બાળકને ઉછેરતાં હમેશાં ડરીને ચાલશે કે રખેને એ બાળક ખોટા હેતથી કે પોતાના બીજા સ્વાર્થને લીધે બગડે. તેવા વિચારોથી મજૂરી કરતો મજૂર પણ પોતાના કર્તવ્યનો ખ્યાલ કરીને રહેશે આ બધાનો સાર એ આવ્યો કે, જો મજૂર પોતાનો ભાગ નીતિનિયમને વળગીને બજાવશે તો આપખુદીથી રહેનારા ધનાઢ્ય વેપારી વૈદ કે વકીલ કરતાં વધારે સારો ગણાશે; મજૂર એ ખરો સિક્કો છે અને પેલા સ્વાર્થી માણસો, વધારે અક્કલવાળા અથવા તો પૈસાદાર છતાં ખોટા સિક્કા બરાબર છે. એટલે વળી આપણે જોઈએ છીએ કે ઉપલી નેમ પૂરી પાડવામાં હરકોઈ માણસ ગમે તે પદવીમાં હોવા છતાં શક્તિમાન છે. માણસની કિંમત માણસની રહેણી ઉપર છે, તેની પદવી ઉપર નથી. આવી રહેણીની પરીક્ષા તેના બહારના કામોથી નથી થતી પણ તેની અંતરવૃત્તિ જાણવાથી જ થાય છે. એક માણસ ગરીબ માણસને પોતાની નજરેથી દૂર કરવાને સારુ રૂપિયો આપે. બીજો તેની દયા ખાઈ હેતેથી અરધો રૂપિયો આપે. અરધો રૂપિયો આપનાર માણસ તે ખરો નીતિવાન છે અને રૂપિયો આપનાર માણસ તે પાપી છે.

આ બધાનો સાર એ નીકળ્યો કે, જે માણસ પોતે શુદ્ધ છે, દ્વેષ કરતો નથી, ખોટો લાભ કોઈનો લેતો નથી, હમેશાં

પવિત્ર મન રાખી વર્તે છે, તે જ માણસ ધાર્મિક છે, તે જ સુખી છે, અને તે જ પૈસાદાર છે. તેઓનાથી જ માણસજાતની સેવા બની શકે છે. જે દીવાસળીમાં દેવતા નહિ હોય તે બીજાં લાકડાં કેમ સળગાવી શકશે? જે માણસ પોતે નીતિ નથી પાળતો તે બીજાને શું શીખવશે? પોતે ડૂબતો બીજાને કેમ તારી શકે? નીતિનું આચરણ કરતો માણસ દુનિયાની સેવા કેમ કરવી એમ કદી સવાલ ઉઠાવતો નથી, કેમ કે એ સવાલ તેને ઊઠતો નથી. મેથ્યુ આરનોલ્ડ એમ કહે છે કે, "એક દહાડો મારા મિત્રને સારુ હું તંદુરસ્તી, જીત અને કીર્તિ ઇચ્છતો; હવે તેવું ઇચ્છતો નથી. કેમ કે તે હોય યા ન હોય તેની ઉપર મારા મિત્રના સુખ-દુઃખનો આધાર નથી. તેથી હવે હું સદાય એમ ઇચ્છું છું કે તેની નીતિ હમેશાં અચળ રહે." ઇમર્સન કહે છે: "ભલા માણસનું દુઃખ તે પણ તેઓનું સુખ છે; અને ભૂંડાને તો પૈસો, તેની કીર્તિ તે પણ તેઓને અને દુનિયાને દુઃખરૂપ છે."

## ૨. સત્યનારાયણ

"આપને એમ નથી લાગતું કે ઈશ્વર, સત્ય કે સચ્ચિતને વિષે અમુક કલ્પના બાંધી લઈને આપણે શોધ શરૂ કરીએ તો આપણી એ શોધનો આખો પ્રવાહ એ કલ્પનાના રંગે રંગાય અને તેથી આપણા જીવનનો સાચો ઉદ્દેશ જ માર્યો જાય? દાખલા તરીકે, આપ અમુક નૈતિક સત્યોને અચળ અને શાશ્વત માનીને ચાલો છો. પણ આપણે તો શોધ કરી રહ્યા છીએ. અને આપણને જ્યાં સુધી સત્ય જડ્યું નથી ત્યાં સુધી આપણે એવી બડાશ કેમ મારી શકીએ, આગ્રહપૂર્વક એમ કેમ કહી શકીએ, કે અમુક નીતિનિયમ એ સત્ય છે અથવા તો એ જ આપણને આપણી શોધમાં મદદ કરનાર છે?"

અમુક વસ્તુઓ માની લઈને ચાલ્યા વિના કોઈ પણ જાતની શોધ થઈ જ ન શકે. કશું જ માની લેવાની ના પાડીએ તો આપણને કશું જ ન જડે. જગતના આદિકાળથી સુજ્ઞ તેમ જ અજ્ઞ સૌ એમ માનીને ચાલ્યા છે કે, જો આપણી હસ્તી હોય તો ઈશ્વરની હસ્તી છે અને જો ઈશ્વર નથી તો આપણે પણ નથી. અને ઈશ્વર વિષેની આસ્તિકતા મનુષ્યજાતિના જેટલી જ જૂની છે તેથી, સૂર્ય છે એ હકીકત જેટલી સાચી મનાય છે એના કરતાં ઈશ્વર છે એ હકીકત વધારે સાચી મનાય છે. આ જીવંત શ્રદ્ધાએ જીવનના વધારેમાં વધારે કોયડાઓનો ઉકેલ આણ્યો છે. એ શ્રદ્ધાએ આપણું દુ:ખ હળવું કર્યું છે; તે આપણને જીવતાં ટકાવી રાખે છે. મૃત્યુકાળે એ જ આપણું એકમાત્ર આશ્વાસન છે. સત્યની શોધમાં પણ આ આસ્થાને લીધે જ રસ પડે છે, એ પુરુષાર્થ કરવાનું મન થાય છે. પણ સત્યની શોધ એટલે જ ઈશ્વરની શોધ. સત્ય એ જ ઈશ્વર છે. ઈશ્વર છે કેમ કે સત્ય છે. એ શોધ આપણે આદરીએ છીએ, કેમ કે આપણે માનીએ છીએ કે સત્યની હસ્તી છે, અને પરિશ્રમપૂર્વક શોધ કરવાથી તથા એ શોધ માટેના જે જાણીતા ને કસોટીએ ચડી ચૂકેલા નિયમો છે તેનું સૂક્ષ્મ પાલન કરવાથી એ સત્યની પ્રાપ્તિ થઈ શકે છે. એવી શોધ નિષ્ફળ ગયાની નોંધ ઇતિહાસમાં ક્યાંયે મળતી નથી. જે નિરીશ્વરવાદીઓએ ઈશ્વરના અસ્તિત્વ વિષે અનાસ્થા બતાવી છે તેમણે પણ સત્ય ઉપર તો આસ્થા રાખી જ છે. એમણે યુક્તિ એ કરી છે કે તેમણે ઈશ્વરને જુદું — નવું નહિ — નામ આપ્યું છે. એનાં નામ ગણ્યાં ગણાય નહિ એટલાં છે. એમાં સર્વશ્રેષ્ઠ નામ તે 'સત્યનારાયણ' છે.

જે વસ્તુ ઈશ્વરને વિષે સાચી છે તે કંઈક ઓછે અંશે 'અમુક નૈતિક સત્યો અવિચળ ને શાશ્વત છે એવી માન્યતા'ને વિષે પણ સાચી છે. વસ્તુતઃ ઈશ્વર કે સત્ય વિષેની આસ્થામાં

એ નીતિનિયમો વિષેની આસ્થાનો સમાવેશ ગર્ભિત રીતે થઈ જ જાય છે. જેઓ એ નીતિનિયમોથી ચળ્યા છે તેઓ આપત્તિના અપાર સાગરમાં ડૂબી ગયા છે. એ નિયમોને આચરણમાં ઉતારવાની કઠણાઈ અને એ નિયમો વિષેની અનાસ્થા એ બે વસ્તુ એક છે એમ માનવાના ભ્રમમાં ન પડવું જોઈએ. ગૌરીશંકરની શોધ સફળ થવા માટે અમુક શરતોનું પાલન આવશ્યક છે. એ શરતો પાળવી કઠણ હોય તેથી એ શોધ અશક્ય બની જતી નથી. એથી તો ઊલટું શોધમાં વધારે રસ આવે છે ને વધારે ઉત્સાહ ચડે છે. ત્યારે ઈશ્વર અથવા સત્યનારાયણની શોધ માટેની આ યાત્રા એ તો હિમાલયની અગણિત યાત્રાઓના કરતાં અનંતગણી મોટી છે, અને તેથી ઘણી વધારે રસદાયક છે. આપણને એને માટે જરાયે ધગશ ન હોય તો એનું કારણ એ છે કે આપણી શ્રદ્ધા નબળી છે. આપણને ચર્મચક્ષુથી જે દેખાય છે તે આપણને એકમાત્ર પરમ સત્ય કરતાં વધારે સાચું ભાસે છે. આપણે જાણીએ છીએ કે આભાસ એ ભ્રમરૂપ છે, માયારૂપ છે. અને છતાં આપણે તુચ્છ ક્ષણજીવી વસ્તુઓને સત્ય માની લઈએ છીએ. તુચ્છ વસ્તુઓને તુચ્છ તરીકે ઓળખી એટલે અડધી લડાઈ જીત્યા. એમાં જ સત્યની કે ઈશ્વરની અડધી શોધ આવી જાય છે. આપણે એ તુચ્છ ક્ષણજીવી વસ્તુઓના પાશમાંથી છૂટીએ નહિ તો આપણને પેલી મહાન શોધ માટે ફુરસદ સરખી ન રહે. અથવા તો એ શોધ શું ફુરસદના વખતને માટે મુલતવી રાખી મૂકવા જેવી છે?

હિ૦ બં૦, ૩૦-૯-'૩૪

## ૩. ધર્મ કે અધર્મ

કોઈ કોઈ વેળા જેઓ આપણી જીત ઇચ્છે છે, જેઓ અસહકારને માનનારા છે, તેઓ પણ અઘરા સવાલો પૂછે છે ને પોતાના કડવા અનુભવો સંભળાવે છે. આ મને હમેશાં ચમકાવે છે ને સાવધાન પણ કરે છે. એક મિત્રના કાગળનો સાર નીચે પ્રમાણે છે. તેણે અતિ પ્રેમપૂર્વક તે કાગળ લખ્યો છે. તે દેશનું ભલું ઇચ્છે છે; તે ભીરુ નથી; તેમને ધર્મ વહાલો છે; તેમનો મનુષ્યસ્વભાવનો અનુભવ બહોળો છે. તેમના લખાણનો ભાવાર્થ હું મારી જ ભાષામાં યાદ રહ્યો છે તેટલો આપું છું :

"તમારા હેતુઓ વિષે કોઈને શંકા નથી; તમારાં સાધનો પણ શુદ્ધ છે; છતાં તમે વિદ્યાર્થીઓને વિષે જે પગલું ભર્યું તે સ્તુત્ય ગણશો? તેનાં પરિણામ કડવાં નહિ આવે? હું તો માઠી અસર આજે જ જોઈ રહ્યો છું. સ્વતંત્રતાનો પાઠ ભણાવતાં ઘરસંસારની આમન્યા ગઈ છે, પિતા પ્રત્યેનો બાળકોનો આદર ગયો જણાય છે. જો મર્યાદા-ધર્મનો લોપ થાય ને સ્વરાજ મળે તો તે શા કામનું? બાળકોને તે રેંટિયો શોભે? મોટા થયા પછી ભલે ગમે તે કરે. છોકરાં માબાપથી ઉપરવટ થાય તો ધર્મભ્રષ્ટ થાય જ. . . ."

હું મૂકી શકયો છું તેના કરતાં પણ અસલમાં વધારે સરળતા ને સભ્યતા છે. લખનારે કેવળ પ્રેમવશ થઈને કાગળ લખ્યો છે. ને એવા કાગળ મને હમેશાં વિચારમાં નાંખી દે છે કે રખેને મર્યાદાધર્મનો લોપ થતો હોય?

કેટલાંક બાળકો ઉદ્ધત બન્યાં હશે. ગીતાને આધારે ગોળા ઊડયા તો પછી મારાં વચનોનો અનર્થ થાય તેમાં નવાઈ શી? પણ એકંદરે નિશાળો વિષેની હિલચાલનું પરિણામ શુભ જ આવ્યું છે એમ મારી ખાતરી છે. પગલું તો સારું જ હતું. રાક્ષસી રાજ્યની નિશાળોમાં જવું પાપ છે એ મારી ખાતરી છે. સોળ વરસની અંદરનાં બાળકોને સારુ તો એ વાત જ ન હતી;

અને સોળ વર્ષની ઉપરના જુવાનોમાં નિર્ણય કરવાની શક્તિ છે એમ મારી માન્યતા છે.

એક બીજો વિચાર મને આવ્યાં જ કરે છે. અત્યારે માબાપો પોતાનો ધર્મ સમજે છે ખરાં? જ્યાં માબાપ પતિત હોય ત્યાં બાળકોનો ધર્મ શો? માબાપ વ્યભિચારી હોય, વ્યસની હોય, ત્યાં જુવાન દીકરાદીકરીઓએ શું કરવું? ગુલામનાં છોકરાંઓએ કઈ રીતે વર્તવું?

આવી બાબતોમાં મર્યાદાશાસ્ત્રનો એકાંતિક અર્થ કરતાં વિષમ પરિણામ આવે નહિ તો બીજું શું થાય? લાંચ ઉપર નભતાં માબાપોનાં છોકરાંઓ લાંચથી મળેલા પૈસા ઉપર નભે કે તેનો ત્યાગ કરે? ધારો કે હિંદુ માબાપો પોતાનો ધર્મ છોડે, તો છોકરાંઓ પણ છોડે?

આ જમાનામાં જેમ રાજભક્તિની હદ આપણે આંકવી પડે છે તેમ પિતૃભક્તિની હદ પણ આંકચે જ છૂટકો.

જ્યાં રાજા વ્યભિચારી છે, જ્યાં રાજા પ્રજાને રંજાડે છે, જ્યાં તે પ્રજાને પૈસે અનેક પ્રકારના ભોગ ભોગવે છે, જ્યાં રાજા રક્ષા કરવાનો ગુણ તજી ભક્ષક બને છે, ત્યાં રાજભક્તિ એ જો પાપ નથી તો પુણ્ય એ પાપ થશે. રાજભક્તિ તે રામભક્તિ હતી; રાવણભક્તિ હોય જ નહિ. દશરથ વનમાં મોકલે ને રામ ખુશીથી જાય એ પરવડે. પણ હિરણ્યકશિપુ ગાદી આપે ને પ્રહ્લાદ તે ઉપર બેસે તો ધર્મનો લોપ થાય.

બાપના કૂવામાં તરીએ, પણ બૂડી ન મરીએ.

આપણી લડતમાં જુવાનોને સ્વચ્છંદ શીખવવામાં આવ્યો નથી. જે જુવાન મર્યાદા જાણે, જે દુઃખ સહન કરી શકે, તેવાને જ આજ્ઞા ન મળે તોપણ સરકારી નિશાળોનો ત્યાગ કરવાની સલાહ હતી. ઘણા એવા છે કે જે કેવળ માબાપોને રાજી રાખવા ખાતર નિશાળોમાં પડ્યા રહ્યા છે. એવા થોડા જ છે કે જે

માબાપોની ઉપરવટ થઈને નીકળ્યા છે. ને તે થોડામાંના વળી એવા તેથીયે થોડા છે જેઓ નિશાળો છોડી સ્વેચ્છાચારી બન્યા છે.

અંતરાત્માનું નામ લઈને સ્વચ્છંદને પૂજનારા ભડ દુનિયામાં પડ્યા જ છે. તેઓ તો ધર્મને વગોવશે જ. પણ તેથી શું અંતરાત્માની વાત કરતાંયે ડરીશું? રેંટિયા બાળકોના હાથમાં મૂકીને મેં પ્રજાની ભારે સેવા કરી છે, એ વિષે મારા મનમાં જરાયે શંકા નથી. એને તો હું શાશ્વત પ્રવૃત્તિ માનું છું. બાળકોના મનને જ કેળવવામાં આપણે અત્યાચાર કર્યો છે. શરીરને પોષવામાં આપણો ઘણો સમય જાય છે. તે પોષવાનાં સાધનોને કેળવવાનું છોડી આપણે મહાપાપ કર્યું છે. આપણે તે કેળવણી પાછી આપતા થઈ જઈએ તો જ દેશ સુખી થઈ શકે. ઔદ્યોગિક કેળવણી આપવાની આપણી ફરજ છે. તે કેળવણી આપણે રેંટિયા વડે આપતાં અનેક અર્થ સારીએ છીએ.

તા. ૨–૧૦–'૨૧

## ૪. માતપિતાની આજ્ઞા

"માતપિતાની આજ્ઞા એ જ ધર્મ છે. તેઓ ગુરુ છે, તેઓ પરમેશ્વર છે. તેમને પરમેશ્વર માનીને શ્રવણે પોતાનો ઉદ્ધાર સાધ્યો. રામે પિતાની આજ્ઞાનું પાલન કરતાં રાજપાટ તજ્યાં. હવે તમે કહો છો કે અસ્પૃશ્યતા અધર્મ છે, એ મેલ ધોવાય નહિ તો હિંદુધર્મનો નાશ થાય. અમને ઘણાને તમારી વાત સાચી જ લાગે છે પણ માતપિતાને ગળે એ વાત નથી ઊતરતી. મારા એક મિત્રે હરિજન-સેવા આદરી એટલે તેની મા ઘરમાંથી ભાગી ગઈ, તે માંડ મધરાત પછી હાથ આવી. ઘરમાં તો આવી છે, પણ મિત્રને ધર્મસંકટ ઊભું થયું છે. હવે આ મિત્ર શું કરે? આવું તો ઘણા યુવકોને બનતું હશે."

આ એક કાગળનો સાર છે. આ મુશ્કેલી ખરી છે. માત-પિતાની ભક્તિને હું માનનારો છું. મારાં માતપિતા જીવતાં હતાં

ત્યારે શ્રવણને આદર્શ રાખીને હું વર્તતો હતો. હું જે કંઈ પામ્યો છું તે બધું માતપિતાની ભક્તિને લીધે અને તેમના આશીર્વાદને પ્રતાપે છે એમ માનું છું. એમ છતાં મને લાગે છે કે, એવા અનેક પ્રસંગો કલ્પી શકાય કે જ્યારે માતપિતાની આજ્ઞાનો ભંગ એ શુદ્ધ ધર્મ હોય. જ્યાં માતપિતાને ગુરુનું અને પરમેશ્વરનું પદ આપ્યું છે ત્યાં તેમને પૂર્ણ કલ્પ્યાં છે, એટલે કે તેમની પ્રજાને મન તેઓ પૂર્ણ છે. પ્રજાને શંકા સરખીયે નથી જતી કે માતપિતા કહે તેમાં અજ્ઞાન કે ભૂલ હોઈ શકે. માતપિતા પ્રત્યે પ્રજાનો પક્ષપાત તો હોય જ, કેમ કે તેઓ પ્રજાનું હિત જ ઇચ્છે. જ્યાં શુદ્ધ વાતાવરણ હોય અને પ્રજાની અનન્ય શ્રદ્ધા હોય ત્યાં માતપિતાની આજ્ઞાના પાલનમાં જ તેમનું શ્રેય છે.

પણ જ્યાં પ્રજાના મનમાં જ શંકા હોય ત્યાં શું કરવું? માબાપ કહે, 'શરાબ પી, મુડદાલ માંસ ખા, લાંચ આપ, ખોટું બોલીને પેલી નોકરી લે, વેપારમાં જૂઠું બોલાય, નવ વર્ષની કન્યા સાથે વિવાહ કર, અસ્પૃશ્યને અડવામાં પાપ છે, ઇ૦ ઇ૦.' આવી સ્થિતિ ઊભી થાય ત્યારે પ્રજાએ શું કરવું? મને લાગે છે કે પ્રશ્નના પૂછવામાં જ જવાબ આવી જાય છે. માબાપ જ્યારે એવી આજ્ઞા કરે કે તે પ્રજાને સ્પષ્ટ રીતે અધર્મ જણાય ત્યારે તે આજ્ઞાનું ઉલ્લંઘન એ ધર્મ છે. પણ જ્યાં ધર્માધર્મને વિષે જરા પણ શંકાને સ્થાન છે ત્યાં માબાપની આજ્ઞાને વશ થવું એ ધર્મ છે. માબાપની આજ્ઞાની સામે બીજા કોઈ પણ મનુષ્યની આજ્ઞા મૂકી જ ન શકાય. એવી સ્થિતિમાં પસંદગી માબાપની આજ્ઞાની જ કરવી ઘટે છે. માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન તેનાથી જ કરાય જેને પોતાને તેમ કરવાનો ધર્મ સ્ફુર્યો હોય.

પણ આવું ધાર્મિક સ્ફુરણ કોને આવી શકે? સ્ફુરણ તો ઉદ્ધત પુત્રને પણ હોય, સ્વચ્છંદીને પણ હોય, સ્વાર્થીને પણ હોય. એથી કંઈ તેઓને માતપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો

અધિકાર મળતો નથી. જે પુત્રમાં સંયમ, વિવેક, ત્યાગ, સહનશીલતા વગેરે હોય, જેણે આજ્ઞાનું પાલન કરી જાણ્યું હોય, જેનામાં સ્પષ્ટપણે ધર્મજાગૃતિ હોય, તેને જ માબાપની આજ્ઞા વિરુદ્ધ વર્તન કરવાનો ધર્મ પ્રાપ્ત થાય. અને સ્વચ્છંદ અને સ્વતંત્રતાવાદના જમાનામાં જ્યારે ઘણા પુત્રો માબાપને તુચ્છકારે છે ત્યારે, કેવળ ધર્મ સમજી માતપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કોણ કરે છે, એ કહેવું મુશ્કેલ થઈ પડે છે. પણ તેથી એમ પણ ન કહેવાય કે થોડા ધાર્મિક પુત્રોએ પોતાનો ધર્મ ન પાળવો., મેં જે મર્યાદાઓ બતાવી છે તે મર્યાદાનું પાલન કરનાર ભૂલ નહિ કરે એમ હું માનું છું.

વળી જે યુવક કે યુવતી માબાપની ઇચ્છા વિરુદ્ધ વર્તે તેને માબાપના ઘરની સગવડનો, તેમના પૈસાનો અધિકાર નથી. તેણે વિનાસંકોચે ને ક્રોધ કર્યા વગર ઘરબાર, ધન છોડવા તૈયાર રહેવું જોઈએ. ઘણી વેળા આવા વર્તનનું પરિણામ શુભ હોય છે: માતાપિતાનો વિરોધ શમી જાય છે. જ્યાં માબાપ સ્વેચ્છાચારી હોય છે ને પુત્ર સંયમી હોય છે ત્યાં માબાપનો પલટો થયેલો ઘણી વાર જોવામાં આવે છે. અસ્પૃશ્યતાને વિષે એવું ન કહેવાય. એમાં તો બંને સંયમી હોઈ શકે. બંને પોતપોતાના વર્તનને ધર્મ સમજી શકે. આવા પ્રામાણિક મતભેદ સદાકાળ નભે પણ ખરા. એમાં તો એટલી જ આશા રખાય કે બંને એકબીજાના મતભેદને સહન કરીને વર્તે. ઉંમર લાયક થયેલા પુત્રની કે પુત્રીની પાસેથી માતપિતાએ હમેશાં આજ્ઞાપાલનની આશા ન રાખવી ઘટે. અને જ્યાં માતપિતા હઠ કરી બેસે અથવા પોતે મરવા વગેરેની ધમકી આપે ત્યાં, જેને સ્પષ્ટ ધર્મ જણાયો હોય તેવા યુવકો નીડર થઈ વિવેકપૂર્વક પોતાના ધર્મનું પાલન કરશે.

હ૦ બં૦, તા. ૯–૪–'૩૩

# ૫. વિચારમય જીવન

મારી મુસાફરીઓમાં કડવા અને મીઠા એમ બન્ને અનુભવો થયાં કરે છે. મધ્યપ્રાંતની મુસાફરી લાંબા કાળને સારુ મને યાદ રહેશે. વર્ધા સત્તરમીએ સવારે પહોંચ્યા. તે જ દહાડે મોટરથી આર્વી અને આષ્ટી જવાનું હતું. પંથ લગભગ ૬૦ માઇલનો હતો. બપોરના એક વાગ્યે નીકળી રાતના દસ વાગ્યે પાછા વર્ધા પહોંચવાનું હતું. પણ ઈશ્વરે જુદું જ ધાર્યું હતું. જતાં રસ્તામાં મોટર ખોટકી. આષ્ટી તો મુસીબતે પહોંચ્યા. પાછા ફરતાં બીજી મોટર પણ તૂટી ને આ વેળા એવી જગ્યાએ કે જ્યાં કશી મદદ ન મળી શકે. છેવટે એક ગામડા નજીક પહોંચ્યા. ત્યાંથી ગાડામાં જવાનું ઠર્યું. રાતના એક વાગ્યે ગાડાની મુસાફરી શરૂ થઈ. હું થાક્યો હતો, ઊંઘ પણ ભરાઈ હતી. મને શી દરકાર કે બળદ કેવા છે, તેનો હાંકનારો કેવો છે એ જોઉં ? ઊંઘમાંયે હું એટલું સાંભળી શકતો હતો કે બળદ ઘોડાવેગે જતા હતા. વળી વચમાં જરા ધીમા ચાલે પણ મોટે ભાગે દોડતા જ હતા. બળદ દોડે એ કોને ન ગમે ? મેં વિચાર્યું : " ઠીક છે; આપણે વહેલા ઘેર પહોંચીશું. આ તરફના બળદ સારા હશે. "

સવાર પડી, જાગ્યો. મેં જોયું તો હાંકનારના પરોણમાં તો આર હતી, ને તે આર વારંવાર બળદની પૂંઠમાં ભોંકીને તેનાથી તે પ્રાણીઓને દોડાવતો હતો. બળદ આ ત્રાસથી રસ્તામાં છેરી રહ્યા હતા.

આ દૃશ્ય જોઈ મારી દીન દશા જો વાંચનાર કલ્પી શકતો હોય તો કલ્પી લે. તે જ ક્ષણે ગાડામાંથી ઊતરી જવાની ઇચ્છા થઈ. મોટરની મુસાફરી આના કરતાં તો હજાર ગણી સારી એમ થયું. વળી મેં વિચાર્યું કે મોટરના કારખાનામાં મોટર બનાવનાર અંગ્રેજ અમેરિકનની શી વલે થતી હશે એ કોણ જાણે ? બળદગાડીમાં

બેસવું એ મોટરમાં બેસવા કરતાં થોડું પાપ નહિ હોય? આમ મનની સાથે ઘાટ ઘડયે જતો હતો ને બળદનો ત્રાસ જોયાં કરતો હતો. બેએક મિનિટ તો સહન કર્યું. પછી બળદના માલેકની પાસેથી પરોણો માગ્યો. તેણે તે આપી દીધો.

તે સમજ્યો. મને તે ઓળખતો ન હતો. મને 'બાવાજી' નામથી બોલાવતો હતો. 'મહાત્માજી' કરતાં 'બાવાજી' મને વધારે પ્રિય લાગ્યું. મારા પોશાક પરથી તેણે મને 'બાવો' માન્યો. 'બાવાજી'નો પોશાક પહેરવો સહેલ છે. 'બાવાજી'ના ગુણ મેળવવા દોહ્યલા છે. છતાં હિંદુસ્તાનના ભોળા લોક તો પહેરવેશની સાદાઈથી સદાય ભોળવાયા છે ને ભોળવાયે જશે.

મેં ગાડીવાનને તે લાકડી તેને બુટ્ટે છેડેથી વાપરવા ભલામણ કરી ને લાકડી પાછી આપી. બળદને દોડાવવાની કાંઈ જરૂર નથી, કલાક મોડો પહોંચું તેની તેણે ફિકર ન કરવી એમ કહ્યું. તેને મેં આર કાઢી નાંખવા વીનવ્યો. તેણે તેમ કરવાનું વચન આપ્યું. તે પાળશે કે નહિ તે જુદો સવાલ છે.

આ બનાવની મારા મન ઉપર ઠીક અસર થઈ. આપણું જીવન કેવું વિચારશૂન્ય ને દયાશૂન્ય છે એ મેં જોયું. આપણા દરેક કૃત્યમાં વિચાર અને દયા હોવાં જ જોઈએ. અને જ્યાં વધારે દુર્બળતા, નિરાધારતા, વધારે અવાચકતા છે, ત્યાં વધારે દયા હોવી જોઈએ એમ સ્પષ્ટ લાગ્યું. આપણે આપણી જાત — માણસજાત — ઉપર દયા ખાઈએ છીએ તેમાં નવાઈ નથી. તે તો ખાવી જ જોઈએ. પણ કંગાળ દુષ્કાળિયાં મનુષ્યો કરતાં પણ પશુ વધારે નિરાધાર દુઃખી ને અવાચક નથી? દુષ્કાળિયાં તો દુઃખથી પીડાય ત્યારે આપણી સામે લડે પણ ખરાં; પણ બળદ શું કરે? તે તો ન બોલી શકે, ન બંડ કરી શકે.

મને પાઠ્યપુસ્તકોમાંનો પશુસંવાદ યાદ આવ્યો. તેમાંનું રહસ્ય તદ્દન સાચું લાગ્યું. આપણું જીવન કેવું વિચારશૂન્ય? મેં

વિચાર્યું હોત તો બળદની ને હાંકનારની પરીક્ષા લીધી હોત ને લાકડીની આર મુસાફરીને આરંભે જ ખેંચાવી લીધી હોત.

જો ગાડીવાને વિચાર કર્યો હોત તો તે પોતાના વાંસામાં કોઈ આર ભોંકે તો કેવું લાગે એ જાણી લેત ને પરોણામાં આર ન રાખત, બળદને મારીને ન દોડાવત.

હું વિચારતો જાઉં છું તેમ તેમ સ્વરાજની શરતો 'વધતી' જાય છે. આપણે આત્મશુદ્ધિ કરી સ્વરાજ મેળવવું હોય તો આપણી શુદ્ધિની મર્યાદા ક્યાં બાંધીશું? આપણા ભંગી ભાઈને આપણે માજાયા ભાઈની જેમ ગણીશું ત્યાં હદ આવી જશે? આપણાં પશુ ભાઈબહેનોનું શું? તેમના જીવમાં ને આપણા જીવમાં કેટલો તફાવત હશે? આપણે ખાઈએ, સૂઈએ, સુખદુઃખ અનુભવીએ તેમ તેને પણ છે. આપણે બહુ તો તેના મોટા ભાઈ હોઈએ. તે સિવાય વધારે શું હોઈ શકે?

આપણે બીજાને તેની ફરજ અદા કરવાનું કહીએ છીએ; ન કરે તો ચિડાઈએ છીએ. 'ડાયરને ફાંસીએ ચડાવો' એમ પોકાર કરીએ છીએ. પશુની આપણી સામેની ફરિયાદ સાંભળનાર આપણે વિષે શું વિચારતો હશે?

આપણે હિંદુ ગૌરક્ષાને પ્રાણરક્ષા સમાન ગણનારા. ગાયને બચાવવા મુસલમાન સાથે વૈર બાંધનારા. બળદને આર ભોંકીને ચલાવીએ, બળદ ઉપર ન લાદવા જેટલો ભાર લાદીએ, ઓછામાં ઓછું તેને ખાવાનું આપીએ, ગાયની પાસેથી લોહી નીતરે ત્યાં સુધી દૂધ લઈએ, તેને ફૂંકીને દૂધ ખેંચીએ. આપણો મુસલમાનને ગાય ન મારવાનું કહેવાનો શો અધિકાર? મુસલમાન ગાયને ખોરાક સારુ મારવામાં પાપ નથી માનતા. હિંદુ બળદને આર મારવામાં પાપ નથી એમ કંઈ દાવો કરી શકશે? આપણે તો જાણીસમજીને પાપ કરીએ છીએ. અજાણ્યે થયેલા પાપની માફી ઈશ્વર આપે છે એમ કહેવાય છે. અજાણ્યે થયેલા દોષોનું જ

પ્રાયશ્ચિત્ત હોય. જાણીજોઈને પાપ કરીને પછી પ્રાયશ્ચિત્ત લેવા નીકળ્યાથી કંઈ શુદ્ધિ મેળવાય ?

એટલે વિચાર કરીએ તો આપણે જોઈશું કે સ્વરાજ્ય મેળવવા સારુ આત્મશુદ્ધિ મેળવવાની હદ જ નથી. જેમ વહેલી શુદ્ધિ તેમ વહેલું સ્વરાજ્ય.

સ્વરાજ્ય એટલે ધર્મરાજ્ય. જો ચાલુ રાજ્યનીતિ બદલી બીજી એવી જ રાજ્યનીતિ દાખલ કરીએ તો તે સ્વરાજ્યમાં નહિ ખપે, તે વેળા લોકકલ્યાણ નહિ થાય. જેમ સ્વરાજ્યની શરતો છે તેમ સ્વરાજ્યની નિશાનીઓ પણ રહેલી છે. મારા નડિયાદના ભાષણમાં મેં સ્વરાજ્યની નિશાનીઓનો ઇશારો કર્યો હતો. કોઈ વેળા તે એક લેખમાં ટાંકી જઈશ.

દરમ્યાન આટલું તો આપણે સમજી લેવું જ જોઈશે કે, આપણો આત્મશુદ્ધિનો દાવો ખરો હોય તો આપણે આપણું વર્તન સુધાર્યે જ જવું જોઈશે. કીડીથી માંડી કુંજર સુધી સૌના હકો તપાસી આપણે તે આપવા જોઈશે. એમ કર્યે આપણા હકો આપણને જગત વગર માગ્યે આપશે એ વિષે કોઈએ શંકા જ ન રાખવી.

આ રાજ્યને — આ રાજ્યનીતિને — રાક્ષસી રાજ્ય ને રાક્ષસી રાજ્યનીતિ આપણે ગણીએ તે પહેલાં, આપણે જાતે તેવી નીતિમાંથી નીકળી જવું જોઈશે. જેવા નીકળ્યા તેવી જ તે નીતિ બંધ થશે. તેથી જ હું કહી રહ્યો છું કે આપણે સાત મહિનામાં સ્વરાજ્ય મેળવી શકીએ છીએ, કેમકે જે કરવું છે તે આપણે જ કરવું રહ્યું છે ને તે કાર્ય માત્ર વિચારના પરિવર્તનનું જ છે. આપણે આપણા ખ્યાલો બદલી દઈએ તો તે પ્રમાણે વર્તનમાં ફેરફાર કરવો ક્ષણમાત્રની વાર છે.

હું ઉમેદ રાખું છું કે કોઈ વાંચનાર એવો આરોપ નહિ મૂકે કે હું દહાડે દહાડે સ્વરાજ્યની શરતો વધારતો જાઉં છું.

વિચારી વાંચનાર સમજશે કે હું સ્વરાજ્યની શરતો હળવી અને સહેલી બતાવી રહ્યો છું.

આપણે યા. તો વધારે રાક્ષસી બનીને આ રાક્ષસી નીતિને રોકવી રહી અથવા તો રાક્ષસી નીતિથી અલગ રહી તેને મટાડવી રહી. પાપ, અન્યાય કોઈ કાળે સ્વતંત્રપણે નભી શકતાં જ નથી. તેને હમેશાં ઓથ જોઈએ જ. તેથી જ સર્વ ધર્મનું શિક્ષણ છે કે. પાપની સાથે અસહકાર કરવો એ પરમ ધર્મ છે. પણ જો તેમ કરીને આપણે પાપનીતિ દૂર કરવી હોય તો આપણે દરેક ક્ષણે વિચાર કરીને આપણા જીવનને પાપમાંથી બચાવી લેવું, એટલે પાપી નીતિ એની મેળે પડી ભાંગશે.

તા. ૫–૪–'૨૧

## ૬. વિચારનો કીમિયો

જેનો શબ્દાર્થ 'વિચારનો કીમિયો' છે એ નામનું પ્રસિદ્ધ લેખક અધ્યાપક જેક્સનું એક પુસ્તક છે. તે પુસ્તકને આધારે અહિંસા ઉપર 'પી.'એ એક લેખ 'યંગ ઇંડિયા'ના ચાલુ અંકમાં લખ્યો છે તે વિચારવા લાયક છે. તેથી તે લેખ ઉપરથી આ લેખ ગુજરાતી વાંચનારની સુગમતાને સારુ આપ્યો છે.

વિચારનો કીમિયો એટલે કે વિચાર કીમિયાનું કામ કરે છે. લોખંડનું સોનું કોઈ કીમિયાગર કરી શક્યા હશે કે નહિ એ કોઈ કહી શકે નહિ, પણ વિચાર તો નિરંતર કીમિયાનું કામ કર્યા જ કરે છે. એક વિચાર કરવાથી માણસ ભયને વશ થઈ ફિક્કો પડી જાય છે, તેથી ઊલટો વિચાર કર્યાથી તેના ચહેરા ઉપર લાલી આવે છે. 'મને આંકડી આવી,' 'હવે મારું આવી રહ્યું,' એવો વિચાર કરું તો મારો ચહેરો ખિન્ન થઈ જશે. 'આંકડીમાં

તે શું છે, એ તો હમણાં મટી જશે,' આમ વિચારી હું તેને ગણકારતો નથી ને તેથી હું ખુશીમાં જ રહીશ. કોઈ પરદેશી મારે ઘેર ચડી આવે છે, તેને વિષે મને શંકા જાય છે. હું તેને ખૂની માની લઉં છું, હું હેબતાઈ જાઉં છું. મારો દીકરો આવી કહી જાય છે, 'આ આપણા કુટુંબના જૂના સ્નેહી છે, બચપણથી પરદેશમાં વસતા હોવાથી આપણે તેમને ઓળખતા નથી. તેઓ આજ આપણે ત્યાં મહેમાન છે ને સારા ખબર દેવા આવ્યા છે.' આ સાંભળી હું સ્વસ્થ થાઉં છું. જેનાથી બીતો હતો તેને આદરથી ભેટું છું. આ બધો-વિચારનો કીમિયો છે. વિચાર આપણને ઘડીકમાં રાય બનાવે છે ને ઘડીકમાં રંક બનાવે છે. એવું વિચારનું સામ્રાજ્ય છે. વાચા કરતાં, શારીરિક ક્રિયા કરતાં વિચાર અનંતગણી પ્રબળ શક્તિ છે. શારીરિક ક્રિયા એ વિચારનું સ્થૂલતમ રૂપ છે. વાચા તેનું સ્થૂલ રૂપ છે. બન્ને ક્રિયા વિચારને મર્યાદિત કરે છે. એમ થાય છે તે યથાર્થ જ છે. એમ ન થાય તો દુનિયાનો નાશ જ થાય. પણ એ તો વિચારની શક્તિ બતાવનારો પુરાવો. એટલે એમ કહી શકાય કે વિચાર વિનાની વાચા કે કાર્ય યંત્રવત્ જડ વસ્તુ છે, તેની કિંમત નથી.

આ વિચારસરણીને અનુસરીને અધ્યાપક જેકસ કહે છે કે, ધર્મ જેવી મહાન અને વ્યાપક શક્તિ પોથીમાં ઘડેલા નિયમોનો ખેલ નથી; તે હકાર અને નકારની તિજોરી નથી, વિધિનિષેધનો ભંડાર નથી. જે ધર્મનું, અહિંસાનું, નીતિનું પાલન કરવા ઇચ્છે છે, તેણે ખાંડાની ધારે ચાલવાનું છે. તેને સારુ અહિંસાની વ્યાખ્યાનો કે જોડણીનો કોઈ શબ્દકોશ નથી કે જે લઈને તે અહિંસાની પરીક્ષામાં સોએ સો દોકડા મેળવી લે. ધર્મપાલન એવી સહીસલામત વસ્તુ નથી. એ તો અનુભવોની ખાણમાં દટાઈ રહેલું રત્ન છે. તેને કરોડો મરજીવામાંથી કોઈક જ ખોદી લાવી શકે છે. જેકસ સાહેબ કહે છે કે, જે સહીસલામતીનો રુક્કો માગે

છે તેને સારુ ધર્મ નથી. ધર્મનું ક્ષેત્ર તો શંકા અને નિશ્ચયની વચ્ચે રહેલું છે. આ ધર્મ જ છે, અથવા આ જ ધર્મ છે, એમ માનનાર કે કહેનાર ધર્મ જાણતો નથી. ધર્મનો જિજ્ઞાસુ 'આ ધર્મ હોય અને નયે હોય' એમ કબૂલ કરતો પોતાના અંતરનાદને વશ થઈ નિશ્ચયપૂર્વક ને નિશ્ચિંત થઈ પોતાનું વર્તન ચલાવે છે. પોતે સર્વજ્ઞ ન હોવાથી એક તરફ તેના મનમાં નિશ્ચય છે, ને બીજી તરફ નમ્રપણે પોતાની ભૂલ થતી હોય એવી શંકાને સારુ અવકાશ રાખે છે.

આ વિદ્વાન વળી કહે છે, 'જેમ આપણે ગણિતશાસ્ત્રમાં બે ને બે ચાર જ હોય એમ છાતી ઠોકીને કહી શકીએ તેમ, નીતિશાસ્ત્રમાં આ જ કર્તવ્ય છે ને બીજું કદી નહિ એમ છાતી ઠોકીને કહી ન શકાય. સિદ્ધ થઈ શકે એવા પરિણામની નોંધ લેવામાં ધર્મનું કે અહિંસાનું રહસ્ય નથી; એવી જાતના પુરાવાની પેલી પાર જવામાં ને જ્યાં એવો પુરાવો અશક્ય છે ત્યાં અમુક જોખમો ખેડવામાં ધર્મનું કે અહિંસાનું રહસ્ય પ્રગટ થાય છે.' આપણી ભાષામાં આનું નામ શ્રદ્ધા છે. ધર્મ શ્રદ્ધા ઉપર બંધાયેલી વસ્તુ છે. પંચેન્દ્રિયથી જેનો પુરાવો નથી આપી શકાતો તેનો પુરાવો શ્રદ્ધા છે. એટલે અંતરનાદને શ્રદ્ધાપૂર્વક માન આપવાથી જ આપણે ધર્મનો કોઈ કાળે સાક્ષાત્કાર કરવાની આશા રાખીએ. તેથી શ્રી. જૅકસ કહે છે: 'જે મનુષ્ય અંતરનાદની પરીક્ષા કર્યા પછી જ તેને સાંભળવા તૈયાર થાય છે તેણે અંતરનાદને તરછોડ્યો છે. તે હૃદયમાં રહેલી શક્તિઓને ઓળખતો જ નથી. તે છેવટે એવી નીતિરહિત સ્થિતિને પહોંચે છે કે જ્યારે તેને વિષે એમ કહી શકાય કે તેનામાં અંતરનાદ જેવી વસ્તુ જ નથી.'

ત્યારે મનુષ્ય જ્યારે જ્યારે દુઃખો કે જુલમો જુએ ત્યારે શું કરે? મજકૂર લેખક કહે છે: 'મારે સારુ, પ્રયોગો કરવા અથવા હાથ ઝાલીને બેસી રહેવું, એવા બેમાંથી એક જ રસ્તો

છે. તેથી જેટલું જ્ઞાન વસ્તુસ્થિતિનું પામી શકાય તે પામી મારા પ્રયોગો કરવાનો ધર્મ થઈ પડે છે. પણ તેમાં આટલો ભય રહેલો છે કે કદાચ મેં મારી ગણતરીમાં ભૂલ કરી હોય. ક્યામતને દિવસે મને એમ કહેવામાં આવે કે મારા પ્રયોગો મિથ્યા છે. તોપણ હું આ પ્રયોગો પૂર્ણ કરવામાં મારો દેહ સમર્પિત કરીશ. મને ભાસતી સત્ય વસ્તુ કરવાને સારુ અમુક પ્રયોગોમાં ભૂલ હોવાના સંભવનું જોખમ હું વહોરી લઈશ.' આ લેખક માને છે ને આપણે જોઈએ છીએ કે, આમ ભૂલ કરવાનાં જોખમો વહોરીને કરેલા પ્રયોગોથી ઘણાં સત્ય લાધ્યાં છે, કેમકે આવી ભૂલના મૂળમાં શુદ્ધ હેતુ હોય છે, સત્યની ઉપાસના હોય છે. અને અજાણતાં થયેલી ભૂલ કાળાંતરે ભુલાઈ જાય છે.

મનુષ્યને ભૂલના પૂતળાની ઉપમા અપાઈ છે. સ્વરાજની એક વ્યાખ્યા ભૂલ કરવાનો અધિકાર એમ કરેલી છે, ને તે સાચી છે. હું જ્યાં લગી ભૂલનું દર્શન ન કરું ત્યાં લગી, મારે જેને હું સત્ય માનતો હોઉં તે ધર્મ આચરવો જ જોઈએ. જો બાહ્ય દબાણને વશ થઈ મેં માનેલું સત્ય ન આચરું તો મારી ભીરુતા, મારે વિષે કલ્પેલું અસત્ય મને કોરી ખાશે.

વળી શ્રી. જૅક્સ સૂચવે છે કે, જ્યાં બહારથી ઘડાયેલા નીતિનિયમો જ જે સમાજમાં પ્રમાણ ગણાય છે, ત્યાં ભલે, એક જાતની સુવ્યવસ્થા જોવામાં આવતી હોય, લોકો બાહ્ય સુખશાંતિ ભોગવતા હોય, પણ સમાજમાંથી વીરતા, પ્રયત્ન, નિર્ભયતા, શોધકતાનો લય થાય છે, ને તેથી ઉન્નતિનો માર્ગ રૂંધાઈ જાય છે. મહાન સિદ્ધાંતોનું મહત્ત્વ તેના અર્થની અપરિમિતતામાં રહેલું છે. એ અપરિમિત ખાણને ખોદ્યા જ કરીએ ત્યારે એવા સિદ્ધાંતોથી જગત દીપી શકે છે ને આગળ વધી શકે છે. પણ અત્યારનો આપણો સમાજ બેડીથી જકડાયેલા જેવો લાગે છે.

પ્રાચીનોનું ગુણકીર્તન કરવામાં ને થોડા શુષ્ક બાહ્યાચારોના પાલનમાં ધર્મની મર્યાદા આવી ગઈ જણાય છે.

પણ ધર્મ એવી જડ વસ્તુ નથી. અહિંસા ચેતનયુક્ત પ્રચંડ શક્તિ છે. તેનો અંત કે વિસ્તાર કોઈ માપી શક્યું નથી, માપી શકશે નહિ. અહિંસા એટલે વિશ્વપ્રેમ, જીવમાત્રને વિષે કરુણા, ને તેમાંથી ઉત્પન્ન થતી પોતાનો દેહ હોમવાની શક્તિ. આ પ્રેમ પ્રગટ થતાં ઘણીયે ભૂલો થાય તેથી તે ધર્મના વિસ્તારની શોધ છોડી નથી શકાતી. શુદ્ધ માર્ગની શોધમાં થતી ભૂલો પણ તે માર્ગની શોધમાં આપણને એક પગલું આગળ લઈ જાય છે.

તા ૪-૧૧-'૨૮

## ૭. સતત પ્રયત્નની જરૂર

[ એક દિવસ વર્ધાના શિક્ષકોનું એક મંડળ ગાંધીજીને મળવા ગયું હતું. 'જ્ઞાન એ જ સદાચાર છે' એ પ્લેટોએ પ્રતિપાદિત કરેલું જમાના-જૂનું સૂત્ર સાચું છે કે કેમ એ એમનો પ્રશ્ન હતો. એમણે પૂછ્યું, "અમુક કામમાં પાપ છે એમ આપણે સારી પેઠે જાણતા હોઈએ છતાં આપણે અનિચ્છાએ, બળાત્કારે કરતા હોઈએ એવી રીતે એ કામ કેમ કરીએ છીએ, ને મનને રોકી કેમ નથી શકતા ?" આ પ્રશ્નનો જવાબ આપતાં ગાંધીજીએ કહેલું તે, શ્રી. મહાદેવભાઈના 'સાપ્તાહિકપત્ર'માંથી.
—પ્રકાશક. ]

માણસનું જીવન અનેક માંડવાળોથી ભરેલું છે, અને તાત્ત્વિક દૃષ્ટિએ જે સાચું જણાય તે આચરણમાં ઉતારવું હમેશાં સહેલું નથી હોતું. આ નાનો સરખો દાખલો જ લો ને. સિદ્ધાંત તો એ છે કે, જીવમાત્ર એક છે, સરખા છે, ને આપણે પાપી ને સાધુ પ્રત્યે સમબુદ્ધિથી વર્તવું જોઈએ; ગીતા કહે છે તેમ આપણે બ્રાહ્મણ, શ્વાન અને શ્વપાક પ્રત્યે સમદર્શી થવું જોઈએ. પણ મારો જ દાખલો જુઓ ને. મેં જાતે સાપ માર્યો નથી એ ખરું, પણ એને મારવામાં હું કારણરૂપ તો થયો જ. હું જાણું છું કે મારે એમ કરવું જોઈતું નહોતું. હું એ પણ જાણું છું, સાપ એ

તો ક્ષેત્રપાળ છે, એટલે પણ મારે એને મારવામાં મદદ કરવી જોઈતી નહોતી. પણ તમે જુઓ છો કે હું એ રોકી શક્યો નથી. પણ હું રોકી શકતો નથી એવો વિચાર હું કરું એ કશા કામનું નથી. હું સનાતન સિદ્ધાંતનો તો ત્યાગ નથી કરતો. એ સિદ્ધાંત એ છે કે જીવમાત્ર એક છે. અને મારી ઈશ્વરને પ્રાર્થના છે કે મારા મનમાંથી સર્પનો ભય ટાળે, અને આપણે જેમ બીજાં પ્રાણીઓને હાથમાં લઈએ છીએ તે જ રીતે સર્પને હાથમાં લેવા જેટલી અહિંસા સાધવા જેટલું બળ મને આપે. બીજો દાખલો લો. એ પણ બહુ નાનો છે. હું જાણું છું કે, હું ગામડામાં આવીને વસ્યો છું અને ગામડાંના ઉદ્યોગોને ખીલવવાનું કામ મેં ઉપાડ્યું છે, એટલે મારે ગામઠી અસ્ત્રો વાપરવો જોઈએ. પણ તમે જુઓ છો કે હું વિદેશી અસ્ત્રો વાપરું છું. (આ શિક્ષકો આવ્યા ત્યારે ગાંધીજી હજામત કરતા હતા.) મેં મિત્રોને લખ્યું હોત તો ગામઠી અસ્ત્રો મને મળી શકત. પણ મેં વિચાર કર્યો કે ગામડાનો હજામ ગમે તે અસ્ત્રો વાપરે તોયે મારે તેની પાસે હજામત કરાવવી જોઈએ. એટલે મેં એને કેળવવાનો નિશ્ચય કર્યો, અને એનાં મેલાં કપડાં ને અણઘડ ઓજારો ચલાવી લીધાં.

પણ એક વસ્તુમાં મારાથી માંડવાળ થઈ શકે એમ નહોતું. એણે કહ્યું કે એ જેમ મારી હજામત કરે છે તેમ હરિજનની હજામત કરવા તૈયાર નથી, એટલે મારે એની સેવા વિના ચલાવી લેવું પડ્યું. હવે તમે જુઓ છો કે મને ગામઠી અસ્ત્રો મળી શકે એમ છે, છતાં હું વિદેશી અસ્ત્રાથી હજામત કરી રહ્યો છું. આમાં દેખીતી માંડવાળ છે ને એનો બચાવ થઈ શકે એમ નથી. છતાં એનો એક ખુલાસો છે. એક બહેને હેતથી આપેલો હજામતનો સામાન હું ઘણા વખતથી વાપર્યા કરું છું. એ બહેનની ભેટ મારાથી ઠેલી શકાઈ નહિ; અને વિદેશી અસ્ત્રો નહિ લઉં પણ ગામઠી હશે તો જ લઈશ એવો આગ્રહ રાખીને એ બહેનની લાગણી દૂભવતાં મારો જીવ ચાલ્યો નહિ. પણ એમાં સિદ્ધાંતની માંડવાળ છે એમાં તો શંકા છે જ નહિ. એનું અનુકરણ કરવું

એવી ભલામણ હું નથી કરતો. સિદ્ધાંતને ખાતર વહાલામાં વહાલાં સ્વજનને નાખુશ કરવાને આપણે તૈયાર રહેવું જોઈએ.

કેટલાક સનાતન સિદ્ધાંતો એવા છે જેમાં માંડવાળને અવકાશ જ નથી. એનું આચરણ કરતાં માણસે જીવ જતો કરવાને તૈયાર રહેવું જોઈએ. ધારો કે, કોઈ માણસ આવીને તલવાર બતાવી તમને તમારો ધર્મ તજી બીજો સ્વીકારવાનું કહે, તો તમે તેમ કરો ખરા? ધારો કે કોઈ બળજબરીથી તમને દારૂ પાવા કે ગોમાંસ ખવડાવવા કે જૂઠું બોલાવવા આવે, તો તમે એ બળાત્કારને વશ થવા કરતાં પ્રાણાર્પણ ન કરો? ના. સિદ્ધાંત એ સિદ્ધાંત. આપણે એ આચરવાને અસમર્થ હોઈએ એટલા માટે સિદ્ધાંતને કોઈ કાળે હેઠો પાડી ન જ શકાય. આપણે એને પહોંચવાને પ્રયત્ન કરવો જોઈએ, અને એ પ્રયત્ન જ્ઞાનપૂર્વક, વિચારપૂર્વક અને નનતોડ થવો જોઈએ.

હિ૦ નં૦ ૬-૯-'૩૬

## ૮. જંગલીપણાનો અવશેષ

હિંદુસ્તાનમાં એવા કેટલાયે ધણી છે જે પોતાની સ્ત્રીને પોતાનાં ઢોર કે ઘરવખરીના જેવી પોતાની મિલકત ગણે છે, ને તેથી જેમ ઢોરને મારે તેમ સ્ત્રીને પણ મારવાનો પોતાનો હક છે એમ માને છે. એ વસ્તુ આપણે રોજ બનતા બનાવોના દુઃખદ અનુભવથી જાણીએ છીએ. પણ ધણીને પોતાની સ્ત્રીને મારવાનો કાયદેસર હક છે એવું સ્વીકારીને એ જાતનો ચુકાદો મદુરાના સેશન્સ જજે આપ્યો છે એવા અહેવાલવાળી છાપાની કાપલી એક મિત્રે મારા હાથમાં મૂકી ત્યાં લગી, આ પશુતાંભર્યા વર્તનને ન્યાયની અદાલત ટેકો આપે એવું માનવાને હું તૈયાર નહોતો. સદ્ભાગ્યે એક અંગ્રેજ ન્યાયાધીશની તપાસ દરમ્યાન તેના જોવામાં મદુરાના સેશન્સ જજનો આ અસાધારણ ચુકાદો આવ્યો, ને તેણે આરોપી ધણીનો જવાબ માગવાને તેના પર નોટિસ કાઢી. યોગ્ય ક્રમે એ મુકદ્દમો ન્યાયમૂર્તિ પાંડુરંગરાવ અને

કે. એસ. મેનન આગળ મદ્રાસની હાઈ કોર્ટમાં ચાલ્યો. એ ન્યાયાધીશોના ચુકાદામાંથી હું નીચેનો ઉતારો આપું છું :

"આરોપીને તેની સ્ત્રીને ઈજા કર્યાના પહેલા આરોપ માટે સેશન્સ જજે નિર્દોષ ઠરાવ્યો છે, અને એ ચુકાદા સામે સરકારે અપીલ નથી કરી. આ આરોપનો ઉલ્લેખ કરવાની જરૂર પડી છે તેનું એક જ કારણ એ છે કે, વિદ્વાન સેશન્સ જજે અનેક જગાએ આગ્રહપૂર્વક કહ્યું છે કે 'અવિવેક કે ઉદ્ધતાઈ માટે સ્ત્રીને મારવાનો ધણીને હક છે.' આ વિદ્વાન સેશન્સ જજના મનમાં સ્ત્રીને મારવાના ધણીના હકની વાત એટલી બધી ભરાઈ ગયેલી હતી કે એમણે આગળ જઈને આરોપનામામાં આરોપી પર તેની સ્ત્રીને ઈજા કર્યાનો આરોપ દાખલ કર્યો તેને માટે પોલીસની, અને સેશન્સ કોર્ટમાં મુકદ્દમો મોકલતાં આરોપનામામાં એ આરોપનો સમાવેશ કર્યા માટે સબ મેજિસ્ટ્રેટની પણ ટીકા કરી છે.

કદાચ એટલું કહેવું બસ છે કે, આ વિદ્વાન જજને આ વિષય પર અંગત વિચારો ધરાવવાનો હક છે, છતાં અવિવેક કે ઉદ્ધતાઈ માટે સ્ત્રીને માર મારીને સજા કરવાનો ધણીને અધિકાર છે એમ ન્યાયાસન પરથી જાહેર કરીને એવો કાયદાનો ચુકાદો એમણે આપ્યો એ યોગ્ય ન હતું. ઇંડિયન પીનલ કોડમાં એવો કોઈ પણ હક સ્વીકારવામાં આવ્યો નથી, અને 'સામાન્ય અપવાદો'ના પ્રકરણમાં આપેલા અપવાદોમાં સ્ત્રીને માર મારવો એનો સમાવેશ કરવામાં આવેલો નથી.

આવી જાહેરાત સેશન્સ જજ ન્યાયાસનેથી કરે એને જો આ અદાલત ખોટી ને નિરાધાર ન જાહેર કરે તો એનાથી કેવાં ગંભીર પરિણામ આવે એ સહેજે કલ્પી શકાય એમ છે. એટલે જ અમે સ્પષ્ટ શબ્દોમાં કહેવાનું ઉચિત માન્યું છે કે, આ વિષયમાં ધણીના હક વિષે આ વિદ્વાન સેશન્સ જજે કરેલી જાહેરાત છેક જ નિરાધાર છે, જેથી ભવિષ્યમાં સ્ત્રીને મારવાના બચાવ કે બહાના માટે એ જાહેરાતનો કોઈ ઉપયોગ ન કરે."

શરમ સાથે કબૂલ કરવું પડે છે કે, સ્ત્રીઓને ઘરવખરી સમાન ગણીને તેમને મરજીમાં આવે ત્યારે મારવાનો ધણીને હક છે એવી માન્યતામાંથી ભણેલા ધણીઓ પણ મુક્ત નથી. હું ઇચ્છું છું કે આ ચુકાદો તેમને બતાવે કે સ્ત્રીઓ પ્રત્યે એ જાતનું વર્તન એ જંગલીપણાનો અવશેષ છે.

હરિબંધુ, તા. ૪-૧૦-'૩૧

# ૯. સ્વેચ્છાચારને પંથે

એક જુવાન લખે છે:

"દુનિયાને પલટવા માટે દરેક જણે નીતિમાન થવું જોઈએ એમ આપ ઇચ્છો છો. નીતિનો આપ શો અર્થ કરો છો — આપ માત્ર સ્ત્રીપુરુષ વચ્ચેના પ્રણયને જ એ લાગુ પાડો છો કે એમાં મનુષ્યના આખા આચરણનો સમાવેશ થાય છે — એની મને ચોકસ ખબર નથી. મને શક છે કે આપની માન્યતા પહેલા પ્રકારની છે, કેમકે આપના મૂડીદાર અને જમીનદાર મિત્રો મજૂરો ને ખેડૂતોને ચૂસીને જે અઢળક નફો કરે છે ને એ રીતે જે ઘોર અન્યાય ને નુકસાન કરી રહ્યા છે તે વિષે આપ એમને કંઈ કહેતા દેખાતા નથી; પણ પ્રણયસંબંધમાં જુવાન સ્ત્રીપુરુષોનાં નૈતિક પતનને માટે એમને ઠપકો આપતાં ને એમની આગળ બ્રહ્મચર્યનાં ગુણગાન કરતાં આપ કદી થાકતા નથી આપ હિંદી જુવાનોનું માનસ સમજો છો એવો આપનો દાવો છે. હું કોઈના પ્રતિનિધિ તરીકે બોલવાનો દાવો નથી કરતો, પણ એક જુવાન તરીકે આપનો દાવો ખોટો છે એમ કહેવાની હું હામ કરું છું. આજનો મધ્યમ વર્ગનો જુવાન કેવા સંજોગોમાંથી પસાર થઈ રહ્યો છે — લાંબી બેકારી, જીવનને કચડનારા સામાજિક રીતરિવાજો, અને સહશિક્ષણે પેદા કરેલાં પ્રલોભનો એની કેવી દુર્દશા કરે છે, એની આપને ખબર હોય એમ લાગતું નથી! એ બધો જૂના ને નવા વિચારો વચ્ચેનો સંઘર્ષ છે, ને એને પરિણામે સામાન્ય રીતે જુવાનને ભાગે હાર અને દુઃખ આવી પડે છે. મારી આપને નમ્ર વિનંતી છે કે આપ જુવાનો પ્રત્યે દયાભાવ રાખો, રહેમની નજરે જુઓ, ને આપના ચોખલિયા વિચારોની કસોટીથી એમને ન કસો. હું તો માનું છું કે સંભોગ જ્યારે સ્ત્રીપુરુષની પરસ્પર સંમતિથી ને પરસ્પર પ્રેમથી થાય ત્યારે નૈતિક જ છે, પછી તે પોતાની સ્ત્રી સાથે હો કે પરસ્ત્રી સાથે હો. ગર્ભાધાનનિરોધના કૃત્રિમ ઇલાજોની શોધ પછી લગ્નની પ્રથામાં સંભોગની મર્યાદાનો જે પાયો હતો તે ઊડી જ ગયો છે. હવે લગ્ન એ કેવળ બાળકોના રક્ષણ અને હિત માટેની એક સગવડ થઈ પડી છે. આપને કદાચ આ વિચારોથી આઘાત થશે. . . . હું આપને હિંમત

કરીને એટલું કહું છું કે આજના જુવાનો વિષે મત બાંધતાં આપ આપની જુવાનીના દિવસો ભૂલી ન જશો. આપ અતિશય વિષયાસક્ત હતા, ને તેને લીધે આપના મનમાં સંભોગને વિષે એક જાતની સૂગ પેદા થઈ લાગે છે, ને તેથી જ આપને વૈરાગ્ય આવ્યો છે ને આપ જ્યાં ત્યાં પાપ જુઓ છો. મને લાગે છે કે આપની સરખામણીમાં આજના ઘણા જુવાનો આ બાબતમાં સારા છે."

આ જાતના કાગળનો આ એક નમૂનો છે. હું જાણું છું કે, આ લેખકની સાથે મારે ગયા ત્રણ મહિનાથી ઓળખ થઈ છે એટલા વખતમાં એનામાં કેટલાયે ફેરફાર થયા છે. એ હજુ પણ કટોકટીની સ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે. જે ઉતારો મેં આપ્યો છે એ એના એક લાંબા કાગળમાંથી છે. એ કાગળ અને એનાં બીજાં ઘણાં લખાણો એ મારી પાસે પ્રસિદ્ધ કરાવવા રાજી છે. પણ મેં જે ઉતારો આપ્યો છે તે જ ઘણા જુવાનોની મનોદશાનું પ્રતિબિંબ પાડે છે.

યુવકો અને યુવતીઓ પ્રત્યે મને સમભાવ તો છે જ. મારી પોતાની જુવાનીના દિવસોનું મને તાદૃશ સ્મરણ છે. અને મને દેશનાં યુવકયુવતીઓ વિષે શ્રદ્ધા છે તેથી જ તો હું એમની સામે આવી પડેલા પ્રશ્નોની ચર્ચા કરતાં કદી થાકતો નથી.

નીતિ અને ધર્મ એક જ અર્થના શબ્દો છે. ધર્મશૂન્ય નીતિમય જીવન રેતી પર બાંધેલા ઘર સમાન છે. અને નીતિરહિત ધર્મ એ કથીર જેવો છે. નીતિમાં સત્ય, અહિંસા અને બ્રહ્મચર્યનો સમાવેશ થાય છે. મનુષ્યજાતિએ કેળવેલો એકેએક ગુણ આ ત્રણ પ્રાથમિક ગુણો સાથે સંબંધ ધરાવે છે ને એમાંથી જ ઊતરી આવેલો છે એમ કહી શકાય. અહિંસા અને બ્રહ્મચર્યની ઉત્પત્તિ પણ સત્યમાંથી છે, ને સત્ય એ મારે મન પરમેશ્વર છે.

બ્રહ્મચર્ય વિના પુરુષ કે સ્ત્રીના બાર વાગી જવાના. ઇંદ્રિયો પર જરાયે અંકુશ ન રાખવો એ સુકાન વિનાના વહાણમાં હંકારીને

પહેલો જ ખડક આવે તેના પર અથડાઈને ભુક્કા થઈ જવા જેવું છે. તેથી હું હમેશાં બ્રહ્મચર્ય પર ભાર મૂકું છું. આ પત્રલેખકે સાચું કહ્યું છે કે, ગર્ભાધાનનિરોધના કૃત્રિમ ઇલાજોના આવવાથી સ્ત્રીપુરુષના ભોગસંબંધ વિષેના વિચારો બદલાઈ ગયા છે. સ્ત્રીપુરુષની પરસ્પર સંમતિને લીધે સંભોગ — પછી તે સ્વસ્ત્રી સાથે હો કે પરસ્ત્રી સાથે, અને એ જ દલીલને લંબાવીને કહીએ તો એક જ જાતિ વચ્ચે હો — નીતિમય બનતો હોય તો સ્ત્રીપુરુષસંબંધ વિષેની નીતિમત્તાનું આખું મંડાણ ભાંગી પડે છે, ને દેશના જુવાનો માટે 'દુઃખ અને હાર' સિવાય બીજું કશું રહેવાનું નથી. હિંદુસ્તાનમાં એવાં ઘણાં યુવકયુવતીઓ મળી આવશે જે પરસ્પર સંભોગની વાસનાના પાશમાં સપડાયેલાં હોઈ તેમાંથી છૂટવા રાજી છે. માણસને કોઈ પણ કાળે ગુલામ બનાવનાર જલદમાં જલદ કેફી વસ્તુ કરતાંયે આ કામવાસના વધારે જલદ હોય છે. કૃત્રિમ ઇલાજોનો ઉપયોગ કેવળ સંતાનોની સંખ્યા મર્યાદિત કરવા પૂરતો જ થશે એવી આશા રાખવી ફોગટ છે. જ્યાં લગી સંભોગનો ચોકસ સંબંધ મહામૂલા જીવની ઉત્પત્તિ સાથે છે ત્યાં લગી જ સુઘડ ને નીતિમય જીવનની આશા રાખી શકાય. એમાં, વિપરીત થઈ ગયેલી ભોગવૃત્તિ અને એથી ઓછે અંશે સ્વપરસ્ત્રીના ભેદ વિનાના સ્વેચ્છાચારને જરાયે અવકાશ રહેતો નથી. સંભોગમાંથી એનાં કુદરતી પરિણામો કાઢી નાંખવામાં આવે તો બેહૂદા સ્વેચ્છાચારને માટે, ને અકુદરતી સંભોગ વિષે સંમતિ નહિ તો આંખમીંચામણાંને માટે રસ્તો ખુલ્લો થઈ જાય છે.

સ્ત્રીપુરુષસંબંધના પ્રશ્નના વિચારમાં મારા પોતાના અનુભવ પ્રસ્તુત છે, એટલે મારી આત્મકથા જેમણે વાંચી ન હોય એવા વાચકો મારાં વિષયભોગનાં પાપ વિષે આ પત્રલેખકે બાંધ્યાં છે એવાં અનુમાનો ન બાંધે એ માટે ચેતવણી આપી દઉં. મારો જે કંઈ અતિસંભોગ હતો તે કેવળ મારી સ્ત્રી સાથે જ હતો.

વળી હું મોટા સંયુક્ત કુટુંબમાં રહેતો. ત્યાં રાતે થોડા કલાક સિવાય એકાંત ભાગ્યે જ મળતું. વાસનાતૃપ્તિને માટે જ સંભોગ કરવામાં રહેલી મૂર્ખતાનું મને છેક ૨૩ વરસની ઉંમરે ભાન થયેલું; અને ૧૮૯૯માં, એટલે કે હું ત્રીસ વરસનો હતો ત્યારે, મેં પૂર્ણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધેલી. મને વૈરાગી કે સંન્યાસી કહેવો એ ખોટું છે. જે આદર્શોને અનુસરીને મેં મારા જીવનને ઘડ્યું છે તે સર્વ મનુષ્યો અનુસરે તેટલા માટે મેં તેમની સામે રજૂ કર્યા છે. ધીમા વિકાસક્રમથી મને એ આદર્શોનું દર્શન થયું છે. એ માર્ગમાંનું એકેએક પગલું બહુ જ વિચારપૂર્વક, ચિંતનપૂર્વક અને પૂરેપૂરું જાણીબૂજીને લીધેલું છે. મારું બ્રહ્મચર્ય ને મારી અહિંસા બંને જાતઅનુભવમાંથી ઉદ્ભવ્યાં, ને સમાજસેવાને અર્થે આવશ્યક થઈ પડ્યાં હતાં. દક્ષિણ આફ્રિકામાં ગૃહસ્થ તરીકે, વકીલ તરીકે, સમાજસુધારક તરીકે કે, રાજ્યપ્રકરણમાં ભાગ લેનાર તરીકે મારે જે એકલવાયું જીવન ગાળવું પડેલું, તેમાં મારે જો એ બધાં કર્તવ્યોને બરાબર પહોંચી વળવું હોય, તો મારે વિષયભોગ પર કડકમાં કડક મર્યાદા મૂકવી, અને મારા દેશભાઈઓ હો કે ગોરાઓ હો, સર્વ મનુષ્યની સાથેના વ્યવહારમાં સત્ય અને અહિંસાનું પાલન કરવું એ આવશ્યક હતું. હું સામાન્ય કોટિના માણસ કરતાં ચડિયાતો છું એવો મારો દાવો નથી. સામાન્ય માણસમાં હોય એનાથીયે ઓછી શક્તિ મારામાં છે. તેમ જ જે કંઈ અહિંસા કે બ્રહ્મચર્યને હું પરિશ્રમપૂર્વક સંશોધન કરી કરીને પહોંચી શક્યો છું, તેને માટે પણ હું વિશેષ યશ લઈ શકું એમ નથી. મને તો છાંટાભાર શંકા નથી કે, કોઈ પણ પુરુષ કે સ્ત્રી એટલો જ પ્રયાસ કરે અને એવી જ આશા અને શ્રદ્ધા કેળવે તો, જેટલી સિદ્ધિ મેં પ્રાપ્ત કરી છે તેટલી તેઓ પણ પ્રાપ્ત કરી શકે. શ્રદ્ધા વિનાનું કર્મ એ અગાધ સમુદ્રને તળિયે પહોંચવાના પ્રયત્ન જેવું છે.

હ૦ બં૦, ૪-૧૦-'૩૬

# ખંડ ૫ મો : ચરિત્રકીર્તન

## ૧. તારનારો રામ

આપણે જે રામના ગુણ ગાવા છે તે રામ વાલ્મીકિના રામ નહિ, તુલસીરામાયણના રામ પણ નહિ, — જોકે તુલસીરામાયણ મને અત્યંત પ્રિય છે અને એને હું અદ્વિતીય ગ્રંથ માનું છું, એ વાંચવા માંડું ત્યારે વાંચતાં ધરાતો નથી; તોપણ આપણે આજે તુલસીદાસના રામનું સ્મરણ નથી કરવાનું કે નથી ગિરધરકૃત રામાયણના રામનું. તો પછી કાલિદાસના કે ભવભૂતિના રામનું તો શાને જ? ભવભૂતિના ઉત્તરરામચરિતમાં બહુ સૌંદર્ય છે; પણ એમાં એ રામ નથી કે જેનું નામ લઈને આપણે તરી શકીએ, અથવા જેનું નામ દુઃખને વખતે લીધા કરીએ. અસહ્ય વેદનાથી પીડાતાને હું કહું છું કે 'લો રામનામ'; ઊંઘ ન આવતી હોય તોપણ કહું કે 'લો રામનામ'. એ રામ તે કોઈ દશરથના કુંવર કે સીતાના પતિ રામ નહિ. એ દેહધારી રામ જ નહિ. જે આપણા હૃદયમાં વસે છે તે રામ દેહધારી હોય જ નહિ. અંગૂઠા જેવડી વસ્તુ હૃદય અને તેના પણ કોઈ ઊંડાણમાં જે રામ સમાયો છે તે રામ દેહધારી હોય એમ બને નહિ. અથવા તો તે કોઈ વર્ષના ચૈત્ર માસની નવમીએ જન્મ્યા એમ ન જ હોય. એ તો અજન્મ છે. એ તો પૃથ્વીને પેદા કરનાર છે, સંસારનો

*આશ્રમમાં રામનવમીને દિવસે આપેલા પ્રવચનનો સાર.

સ્વામી છે. એટલે, જે રામનું આપણે સ્મરણ કરવા ઇચ્છીએ છીએ અને જેનું સ્મરણ કરવું જોઈએ એ રામ આપણી કલ્પનાના રામ, બીજાની કલ્પનાના રામ નહિ.

આટલું યાદ રાખીએ તો આપણને અનેક પ્રશ્નો ઊઠ્યાં કરે છે તે ન ઊઠે. ઘણી વાર પ્રશ્ન થાય કે વાલિનો વધ કરનાર તે પૂર્ણ પુરુષ કેમ હશે? મારી પાસે પણ આવા આવા અનેક પ્રશ્નો આવે છે, એટલે હું મનમાં હસું છું. જેણે છળથી કે સીધી રીતે કોઈનો વધ કર્યો હોય, અથવા દેહધારી કોઈ દશ મસ્તકનો રાવણ હોય તેનો નાશ કર્યો હોય તેણે તેમાં શું ભારે કામ કર્યું? આજનો જમાનો તો એવો છે કે વીશ ભુજાવાળો જ નહિ, પણ અસંખ્ય ભુજાવાળો કોઈ રાવણ પેદા થાય તો તેના ઉપર પણ તોપની પાછળ ઊભેલો એક બાળક એક જ ગોળો વછોડીને તેની ભુજા ને માથાં ઉડાવી દે. તેને આપણે અલૌકિક બાળક નહિ ગણીએ; એને આપણે મોટો રાક્ષસ માનીએ. હું માનું છું કે રાક્ષસના મોટાભાઈ જેવી શક્તિ આપણે નથી મેળવવા ઇચ્છતા. તેની પૂજા કરીને આપણે શાંતિ ન અનુભવીએ. આપણે પૂજા કરીએ અંતર્યામીની, એ અંતર્યામી જે સૌના અંતરમાં છે, છતાં સૌથી જુદા છે અને સૌના સ્વામી છે. એને જ વિષે આજે આપણે ગાયું કે 'નિર્બલ કે બલ રામ' એમાં તો 'દ્રુપદસુતા નિર્બલ ભઈ'ની પણ વાત આવી! હવે દ્રૌપદી અને દેહધારી રામનો ક્યાં મેળ ખાય? છતાં દ્રૌપદીની લાજ રામે રાખી એમ કવિએ ગાયું. એમાં તો એ રામ છે જે બધાને સામાન્ય છે, છતાં જેને કોઈ ઓળખી નથી શકતા. તે રામનું આપણે સ્મરણ કરીએ છીએ. આ અંતર્યામી રામ અને કૃષ્ણમાં ભેદ નથી.

રામનવમીનું પર્વ એટલા માટે યોજ્યું કે, એ નિમિત્તે આપણે કાંઈ સંયમ પાળીએ, બાળકો કાંઈક નિર્દોષ આનંદ લે, રામાયણ વાંચીને કંઈક બોધ મેળવે. દેહધારી મનુષ્ય પરમેશ્વરને

બીજી રીતે ઝટ નથી ઓળખી શકતો. એની કલ્પના વધારે દૂર દોડી નથી શકતી. એટલે એ માને છે કે પરમેશ્વર મનુષ્યરૂપે અવતર્યો. હિંદુધર્મમાં ઉદારતાનો પાર નથી. એટલે ઈશ્વરને માછલી-રૂપે, વરાહરૂપે અને નરસિંહરૂપે અવતરતો વર્ણવ્યો છે. આમ મનુષ્યે દેહાધ્યાસથી ઈશ્વરને દેહધારી કલ્પ્યો છે, અને જ્યારે ત્યારે તેને અવતાર લેતો કલ્પ્યો છે. ધર્મની ગ્લાનિ થાય અને અધર્મ ફાટી નીકળે ત્યારે ધર્મનું રક્ષણ કરવા માટે એ અવતરે છે એમ કહ્યું. એ વાત પણ મેં કહ્યું તે રીતે અને તેટલે જ અંશે સાચી છે. નહિ તો અજન્મને અવતરવાનું શું? કોઈ પણ ઐતિહાસિક પુરુષ ઈશ્વરરૂપે અથવા ઐતિહાસિક ઈશ્વર પુરુષાદિરૂપે અવતર્યો એમ માનવાનું કારણ નથી. ઈશ્વરના બધા ગુણ કોઈ મનુષ્યમાં ઊતરે તો તે ઈશ્વરરૂપે અવતર્યો એમ કહેવાય. જે જે મહાપુરુષો થઈ ગયા તેમના ગુણો જોઈને તેમને મનુષ્યોએ સંપૂર્ણ કે અંશ અવતાર કલ્પ્યા. અને આમ જાણતાં છતાં, વાલ્મીકિ કે તુલસીદાસના રામને નિમિત્તે જુદા જુદા ઉપાસકોએ પોતાના એ જ ઈશ્વરને વર્ણવ્યો છે, તે ભજનો ગાવામાં કાંઈ દોષ નથી. પણ મેં જે વાત તમને પ્રથમ કહી સંભળાવી તે સદા યાદ રાખીએ તો આપણે ભ્રમજાળમાં પડવાનું ન રહે. આપણને કોઈ કોયડા મૂકી ગૂંચવવા ઇચ્છે તો તેને કહીએ કે, અમે કોઈના દેહધારી રામને નથી પૂજતા, અમે તો અમારા નિરંજન નિરાકાર રામને પૂજીએ છીએ. એને સીધા નથી પહોંચી શકતા એટલે, જેમાં ઈશ્વરને મૂર્તિમંત કલ્પ્યો છે તે ભજનો ગાઈએ છીએ, અને નિરંજનને પહોંચવાનો પ્રયત્ન કરીએ છીએ.

આપણે દેહરૂપી દીવાલની પાર ન જોઈ શકીએ ત્યાં સુધી સત્ય અને અહિંસાના ગુણ આપણામાં પૂર્ણપણે નથી પ્રકટી શકવાના. જ્યારે સત્યના પાલનનો વિચાર કરીએ ત્યારે દેહાધ્યાસ તજવો જ જોઈએ, કારણ સત્યના પાલન માટે મરવું જોઈશે.

તેમ જ અહિંસાનું. દેહ એ તો અભિમાનનું મૂળ છે. દેહને વિષે જેને રાગ રહેલો છે તે અભિમાનથી મુક્ત ન થઈ શકે. આ દેહ મારો છે એમ જ્યાં લગી મને છે ત્યાં લગી હું સર્વથા હિંસામુક્ત તો થતો જ નથી. ઇશ્વરને જોવાની જેની અભિલાષા છે તેણે દેહની પાર જવું પડશે, પોતાના દેહનો તિરસ્કાર કરવો પડશે, મોતની ભેટ કરવી પડશે.

આ બે ગુણો સાંપડે તો જ આપણે તરી જઈએ, તો જ બ્રહ્મચર્યાદિનું પાલન કરી શકીએ. એ પાલન કરવા ઇચ્છીએ તો સત્ય વિના કેમ ચાલે? સત્યનું મુખ તો સુવર્ણમય પાત્રથી ઢાંકેલું છે. સત્ય બોલવાનો, આચરવાનો ડર શાનો હોય? અસત્યરૂપી ઝગઝગતું ઢાંકણ દૂર ન કરીએ ત્યાં લગી સત્યની ઝાંખી કેમ થાય? કોઈ ગુનો કરે તેના ઉપર રોષ કરવાને બદલે તેના ઉપર પ્રેમ કરવો આપણને ગમે છે ખરો? સંસાર અસાર છે એમ ગાઈએ છીએ છતાં અસારને સમજીએ છીએ ખરા?

રામ તો કહે છે કે મારો ભેટો કરવો હોય તો આ સંસારમાંથી ભાગજો. પણ શરીરને ભગાડ્યે ભગાતું નથી. અસારતાની વૃત્તિ કેળવી કર્તવ્યરૂપે ચોવીસ કલાક કામ કરતાં છતાં આપણે રામને મળી શકીએ છીએ. એ જ વસ્તુ ગીતાજી શીખવે છે. ગીતાને હું તેથી જ આધ્યાત્મિક શબ્દકોશ માનું છું. તુલસીદાસે તે જ વસ્તુ આપણને સુંદર કાવ્યરૂપે શીખવી છે.

પણ ચાવી મેં જે આપી છે તે જ છે અને તે એ કે આપણી કલ્પનાનો રામ જ આપણને તારનારો છે. આપણે સહુ તુલસીદાસની જેમ તેનું સુંદર કાવ્ય ન રચી શકીએ, પણ જીવનમાં ઇશ્વરને ઉતારીને તેને કાવ્યમય કરી શકીએ.

તા. ૧-૪-'૨૮

## ૨. કૃષ્ણજયંતી

[જન્માષ્ટમીના પર્વ પર આપેલું વ્યાખ્યાન: મહાદેવભાઈના પત્રમાંથી. —**પ્રકાશક**]

આજે આપણે કૃષ્ણજયંતીનો અર્થ નથી સમજતા, નથી આપણાં બાળકોને ભગવદ્ગીતા ભણાવતા. શિમોગામાં એક મિશનરીએ મને કહેલું કે, તમારાં ઘણાં બાળકો ભગવદ્ગીતા શું છે એ પણ નથી જાણતાં. ભગવદ્ગીતા એવો અસામાન્ય ગ્રંથ છે કે જેને પ્રત્યેક ધર્મનો મનુષ્ય આદરથી વાંચી શકે છે, અને પોતાના ધર્મનાં તત્ત્વ તેમાં જોઈ શકે છે. જો આપણે પ્રત્યેક જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણના ચરિત્રનું સ્મરણ કરતા હોત અને ગીતાપાઠ કરી તેનો અમલ કરવાની પ્રતિજ્ઞા કરતા હોત, તો આજની શોચનીય સ્થિતિમાં આપણે ન હોત. શ્રીકૃષ્ણે જે આદર્શ આપણી આગળ, પૃથ્વીની આગળ રાખ્યો છે તે પ્રમાણે ચાલવામાં કશી અડચણ ન પડવી જોઈએ. એમણે આખી જિંદગી લોકસેવા કરી. લોકનું દાસત્વ કર્યું. ચહાત તો તેઓ સરદાર બની શકયા હોત, પણ ઠકરાઈ ભૂલીને તેમણે તો સારથિ બનવાનું પસંદ કર્યું. એમનો આખો જન્મ એક કર્મની ગીતા છે. જગતમાં એમણે ભલા ભૂપની પરવા ન કરી, અભિમાની દુર્યોધનના મેવા તજી વિદુરની ભાજી પસંદ કરી. બાળપણથી તે ગોસેવક હતા, એટલે તેમને ગોપાળ કહીએ છીએ. પણ એમનું નામ લેનારા આપણે મિથ્યાચારી બની બેઠા છીએ. ગોસેવા આપણે જાણતા નથી. ગાય અને ગોવંશને આપણે કષ્ટ આપીએ છીએ; આદિકર્ણાટક જેવા હિંદુનો દાવો કરનારા ગોવધ કરતાં અને ગોમાંસ ખાતાં આંચકો નથી ખાતા. આપણાં ઢોરોની એટલી કંગાળ સ્થિતિ કરી મુકાઈ છે કે આપણાં બાળકોને જોઈતું દૂધ નથી મળતું,

માંદાંને દૂધ નથી મળતું. શ્રીકૃષ્ણના કાળમાં ગોપાલન હતું એટલે દૂધ માખણનો તોટો નહોતો.

શ્રીકૃષ્ણમાં આળસ નહોતું. તેઓ તો આઠે પહોરે જાગ્રત, અતંદ્રિત કાર્ય કરનારા હતા. આપણે આજે આળસુ અને પ્રમાદી બન્યા છીએ. જો આપણે તંદ્રા ન તજીએ તો શ્રીકૃષ્ણનું નામ લેવું નિરર્થક છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે ભક્તિનો માર્ગ બતાવ્યો છે, તેમાં કહ્યું છે કે મારે નિમિત્તે કર્મ કર. લોકમાન્યે સ્પષ્ટ કર્યું છે કે, ભક્ત અને જ્ઞાની બનવા માગીએ તો કર્મ જ એક માર્ગ છે. પરંતુ ભગવાને બતાવ્યું છે કે, એ કર્મ સ્વાર્થને વશ નહિ, પણ પારમાર્થિક હોવું જોઈએ. સ્વાર્થને માટે થતું કર્મ-માત્ર બંધનરૂપ છે; યજ્ઞાર્થે થતું કર્મ બંધનમુક્ત કરનારું છે. એવું કયું કર્મ હોઈ શકે કે જે હું કરું, તમે કરો, બાળક કરે, બાળા કરે, હિંદુ કરે, મુસલમાન કરે, અને છતાં જે પારમાર્થિક હોય? મેં બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે કળિયુગમાં આવો યજ્ઞ રેંટિયાથી જ થઈ શકે છે. આ યુગમાં એ જ એક આપણું સુદર્શન-ચક્ર થઈ શકે છે, કારણ એ દ્વારા આપણે કર્તવ્યશીલ થઈ શકીએ, ભગવાનનું નામ લઈ શકીએ અને પરમાર્થ કરી શકીએ.

તમે આ યજ્ઞમાં જેટલો હિસ્સો આપી શકો તેટલો આપો. ભગવાને પોતાની કૃતિમાં અને ગીતાજીમાં બતાવ્યું છે કે ભક્ત બનવું હોય તો આપણે બ્રાહ્મણ અને ભંગી વિષે સમબુદ્ધિ રાખવી જોઈએ. જો આ વાત સાચી હોય તો હિંદુધર્મમાં અસ્પૃશ્યતા ન જ હોઈ શકે. તમે, જેઓ અસ્પૃશ્યતાને સંઘરી રહ્યા છો તેઓ, પણ આજની પુણ્યતિથિએ એ વાત ભૂલી જઈ અસ્પૃશ્યોની સેવાની પ્રતિજ્ઞા કરો. જે મનુષ્ય કૃષ્ણનું શરણ લે છે, ભગવદ્ગીતાને પોતાનો માન્ય ગ્રંથ સમજે છે, તેની પાસે હિંદુ મુસલમાન વગેરે ભેદ નથી રહેતા, નથી રહેવા જોઈતા. માણસ કોઈ પણ ભાવથી ઈશ્વરની પૂજા કરે છે તે કૃષ્ણને પહોંચે છે. આ ભક્તિમાર્ગ,

કર્મમાર્ગ, પ્રેમમાર્ગમાં કોઈ પણ મનુષ્યના દ્વેષને સ્થાન નથી હોઈ શકતું. પણ તમને હિંદુ મુસલમાનમાં પ્રેમ રાખવાનું કહેવાની આવશ્યકતા નથી; તમે તો અહીં સંપીને રહો છો. એ સંપ કાયમ રહો, અને હિંદુઓ સાચા હિંદુ બનો.

તા. ૧૧-૯-'૨૭

## ૩. રામે લોહી રેડ્યું ?

જેને ખાદી ઝેર સમાન લાગે છે તે જ ભાઈનો બીજો પ્રશ્ન આ છે:

"મને તો લાગે છે કે આપણે નિર્બળ ને નિઃશસ્ત્ર છીએ તેથી જ અહિંસાત્મક અસહકાર આપણે માટે શ્રેષ્ઠ છે. પણ રામચંદ્રજીનું રાજ્ય રામરાજ્ય હતું છતાં રાવણ સાથે લડાઈ કરી લોહી રેડ્યું, તો લોહી રેડ્યા વિના ભૂતકાળમાં ક્યાંય કોઈએ વિજય કર્યાનો દાખલો આપશો? એક બિલાડીનું બચ્ચું જો કૂતરો ઉપાડવા જશે તો જિંદગીના જોખમે બિલાડી તેને લેવા નહિ દે. જો કે બિલાડી જાણે છે કે તેનું કાંઈ ચાલવાનું નથી છતાં તે મરવા તૈયાર થાય છે ને કૂતરો તેને મારે તો જ બચ્ચું લઈ જઈ શકે. આમાં કુદરતનો કાંઈ હાથ હશે? મને લાગે છે કે, અહિંસાત્મક અસહકારથી જ સરકાર વધારે ને વધારે પોલાદી પંજો અજમાવતી જાય છે; પણ ચમત્કાર બતાવીએ તો નમસ્કાર કરવાની જ — પછી ભલે તે હજારનાં ખૂન કરે તો આપણે ૩૦૦-૪૦૦ તો ઓછાં કરીશું જ. ૩૩ કરોડ હિંદીઓ અહિંસામાં માને તે આકાશકુસુમવત્ છે. માટે દેશની નાડી બરાબર તપાસો. નિદાન કરવામાં ચૂક્યા છો એમ મને લાગે છે."

મારો દઢ અભિપ્રાય છે કે અહિંસાત્મક અસહકાર નિર્બળનું જ બળ નથી, બળવાનનું વિશેષે છે. એ સર્વવ્યાપક સિદ્ધાંત છે.

એનો અમલ જાણેઅજાણે આપણે નિરંતર કરીએ છીએ. આજકાલનો ઇતિહાસ રાજાઓની લડાઈની નોંધ લે છે. લોકોનો — પ્રજાનો ઇતિહાસ હવે પછી લખાવાનો છે. એવો ઇતિહાસ લખાશે ત્યારે તેને પાને પાને આપણે અહિંસાત્મક અસહકાર ભાળીશું. સ્ત્રી દુષ્ટ પતિને વશ નથી થતી ત્યારે તે જે કરે છે તે અહિંસાત્મક અસહકાર છે. ક્વેકર* લોકોનો ઇતિહાસ અહિંસાત્મક અસહકારથી સુશોભિત થયો છે. હિંદુસ્તાનમાં વૈષ્ણવોનો ઇતિહાસ એ જ વસ્તુનું પ્રતિપાદન કરે છે. જે આ લોકો કરી શક્યા છે તે આખું જગત કરી શકે છે.

જગતની ગતિ શાંતિ પ્રતિ છે એ વાત જોનારા સ્પષ્ટ રીતે જોઈ શકે છે. મનુષ્યજાતિને મનુષ્યશરીર છે, પણ પશુસ્વભાવનો તેણે હજુ ત્યાગ કર્યો નથી; કર્યે છૂટકો છે. એટલે બિલાડાંકૂતરાંનો દાખલો અપ્રસ્તુત છે, અને આપણને ન છાજતો છે. આપણે કૂતરાંબિલાડાં નથી; પણ બે પગ ઉપર ટટાર ઊભનારા, આત્માને ઓળખવા ઇચ્છનારા, સમજશક્તિવાળા પ્રાણી છીએ.

અને રામચંદ્ર? રામચંદ્રે લંકામાં લોહીની નદી ચલાવી એ કોણે સિદ્ધ કર્યું છે? દશ માથાંવાળો રાવણ ક્યારે જન્મ્યો હતો? વાંદરાની સેના કોણે ભાળી હતી? રામાયણ ધર્મગ્રંથ છે, રૂપક છે. જે રામને કરોડો પૂજે છે તે હૃદયમાં રહેનાર હૃદયના સ્વામી છે. રાવણ પણ આપણા શરીરમાં રહેલું દશ માથાંવાળું વિકરાળ વિકારરૂપ છે. તેની સામે અંતર્યામી રામ સદાય યુદ્ધ ચલાવી રહ્યો છે. તે તો દયાની મૂર્તિ છે. કોઈ ઐતિહાસિક રામે કોઈ ઐતિહાસિક રાવણની સાથે યુદ્ધ કર્યું હોય તો તેમાંથી આપણને બહુ શીખવાપણું નથી. એવા પ્રાચીન રામરાવણને ખોળવાની શી જરૂર

* ક્વેકર એક ખ્રિસ્તી સંપ્રદાય છે, ને ક્વેકર લોક શાંતિપ્રિયતાને સારુ પ્રખ્યાત છે.

છે? આજે ઠેકઠેકાણે તે પડ્યા છે. સનાતન રામ બ્રહ્મસ્વરૂપ છે, સત્ય ને અહિંસાની મૂર્તિ છે.

હિંદુસ્તાનનો કોરડો નથી ક્રોધથી ઊકલવાનો, નથી રામાયણાદિના અનર્થો કરવાથી ઊકલવાનો, નથી પશુનું અનુકરણ કરવાથી ઊકલવાનો. એ કોરડો ઉકેલવા સારુ આપણે આપણને ઓળખવા પડશે. અહિંસાત્મક અસહકાર હિંદુસ્તાનને પોતાના મનુષ્યત્વનું સ્મરણ કરાવનારી વસ્તુ છે. ભલે કરોડો માણસો એ વસ્તુને એકી વખતે કદી ન ઝીલે. કરોડો કદી હથિયાર પણ નહિ ઝીલે. અહિંસાત્મક યુદ્ધમાં થોડા પણ સાચા મરણિયા હશે તેયે કરોડોને ઢાંકશે ને તેમનામાં ચેતન રેડશે. આ મારું સ્વપ્નું હોય તોયે તે મને મીઠું લાગે છે. એ આકાશકુસુમ હોય તોયે મારી કલ્પનાની નજરે શોભે છે, ને તેમાંથી સુગંધ છૂટ્યાં જ કરે છે.

તા. ૧૧-૮-'૨૯

## ૪. એ રાક્ષસ હતા ?

એક ભાઈએ રામચંદ્ર, યુધિષ્ઠિર તથા નળ ઉપર આક્ષેપો મોકલ્યા છે અને તેનો જવાબ આપવા માગણી કરી છે : "રામચંદ્રે સીતાને અગ્નિમાં પ્રવેશ કરાવ્યો ને તેનો ત્યાગ કર્યો. યુધિષ્ઠિર દ્યુત રમ્યો ને દ્રૌપદીની રક્ષા કરવા સરખીયે હિંમત હાર્યો. અને નળે પોતાની સ્ત્રીની ઉપર આળ ચડાવ્યું ને અર્ધે વસ્ત્રે ઘોર વનમાં રખડતી મૂકી. આ ત્રણને પુરુષો કહેવા કે રાક્ષસ ?"

આનો જવાબ બે જ જણ આપી શકે, કાં તો કવિ અથવા તો તે તે સતીઓ. હું તો પ્રાકૃત દૃષ્ટિથી જોઉં છું તો મને તો એ ત્રણે પુરુષો વંદનીય છે. રામની તો વાત જ કોરે મૂકવી જોઈએ. પણ ઐતિહાસિક રામને બીજા બેની પંક્તિમાં ઘડીભર મૂકી દઈએ. જો તેઓ તે તે મહાપુરુષોની અર્ધાંગનારૂપે

ન રહી હોત, તો તેઓ ઇતિહાસમાં સતીઓ તરીકે ન ગવાઈ જાત. દમયંતીએ નળનું નામ રસનાએથી મૂકયું જ નહિ; સીતાને રામચંદ્ર ઉપરાંત આ જગતમાં કોઈ ન હતું; અને દ્રૌપદી ધર્મરાજાની ઉપર ભમર ચડાવતી તે છતાં તેની પાસેથી ખસતી જ નહિ. જ્યારે જ્યારે એ ત્રણેએ એ સતીઓને દૂભવી, ત્યારે ત્યારે તેઓની હૃદયગુહામાં જો આપણે પેસી શકયા હોત તો તેમાંથી ઝરતો દુઃખાગ્નિ આપણને બાળી દેત. રામને જે દુઃખ થયું તેનો ચિતાર ભવભૂતિએ આપણને આપ્યો છે. દ્રૌપદીને ફૂલની જેમ રાખનારા પણ પાંચ ભાઈ હતા. તેના બોલ સાંખનાર પણ તે જ હતા. નળે જે કર્યું તે તો તેની બેભાન સ્થિતિમાં. નળની પત્નીપરાયણતા તો જ્યારે તે ઋતુપર્ણને લઈ ઊડ્યો ત્યારે દેવો પણ આકાશમાંથી ડોકિયું કરી જોઈ રહ્યા હતા. એ ત્રણ સતીઓનાં પ્રમાણપત્ર મારે સારુ તો બસ છે. હા, એટલું ખરું કે કવિઓએ ત્રણે સતીઓને તેમના પતિ કરતાં વિશેષ ગુણિયલ ચીતરી છે. સીતા વિના રામ શું, દમયંતી વિના નળ શું અને દ્રૌપદી વિના ધર્મરાજા શું? પુરુષ વિહ્વળ, તેના ધર્મ જુદા પ્રસંગે જુદા, તેની ભક્તિ 'વ્યભિચારી'. પણ આ સતીઓની ભક્તિ તો સ્વચ્છ સ્ફટિકમણિ જેવી અવ્યભિચારિણી. સ્ત્રીની ક્ષમાશીલતાની પાસે પુરુષની ક્ષમાશીલતા તો કંઈ જ નહિ. અને ક્ષમા એ તો વીરતાનું લક્ષણ હોઈ આ સતીઓ અબળા નહિ પણ સબળા હતી. તેમની વીરતાની આગળ પુરુષની વીરતા તો પાણી ભરે. પણ એ તો દોષ પુરુષમાત્રનો ગણવો હોય તો ગણીએ, નળાદિનો વિશેષ નહિ. કવિએ આ સતીઓને સહનશીલતાની સાક્ષાત્ મૂર્તિ તરીકે આલેખી છે. હું સતીઓને શિરોમણિ તરીકે ઓળખું છું, પણ તેમના પુણ્યરૂપ પતિઓને રાક્ષસરૂપે નથી ઓળખી શકતો. તેઓને રાક્ષસ માનવાથી સતીઓ દૂષિત ન થાય? સતીની પાસે આસુરી ભાવના

રહી જ ન શકે. તેઓ ભલે સતીઓના કરતાં ઊતરતા ગણાઓ. પણ તેઓની જાતિ તો એક જ — બન્ને પૂજનીય. પુરાણું એટલું પવિત્ર એ માન્યતામાં જેટલો દોષ છે તેટલો જ દોષ પુરાણું એટલું દોષિત એવું માનવામાં પણ જોઉં છું. સ્ત્રીઓના હકોના વિચારની પ્રથા પાડતાં સ્ત્રીઓના ધર્મનું આપણે બલિદાન ન આપીએ. સ્ત્રીઓના હકોને સંભાળતાં પુરાતન કાળમાં થઈ ગયેલા પુરુષોને નિંદવાની જરૂર મેં નથી જાણી.

તા ૧૭–૮–'૨૪

# ૫. એકભક્તિ હનુમાન*

જે કામ કરતા હોઈએ તે કામમાં બધી ઇન્દ્રિયો પરોવી દઈએ એ હનુમાનના અનુકરણનો પહેલો પાઠ છે. એ કરવાને માટે આંખને નિશ્ચલ અને ચોખ્ખા રાખવી જોઈએ. આંખ આખા શરીરનો દીવો છે, અને શરીરનો તેમ આત્માનો દીવો છે એમ કહીએ તો ચાલે; કારણ જ્યાં સુધી આત્મા શરીરમાં વસે છે ત્યાં સુધી તેની પરીક્ષા આંખથી થઈ શકે છે. માણસ પોતાની વાચાથી કદાચ આડંબર કરીને પોતાને છુપાવી શકે, પણ તેની આંખ તેને ઉઘાડો પાડશે. તેની આંખ સીધી, નિશ્ચલ ન હોય તો તેનું અંતર પરખાઈ જશે. જેમ શરીરના રોગ જીભની પરીક્ષા કરીને પારખી શકીએ છીએ, તેમ આધ્યાત્મિક રોગો આંખની પરીક્ષા કરીને પારખા શકાય. એટલે બાળકોને બાળપણથી જ નિશ્ચલ આંખ રાખવાની ટેવ પાડવી જોઈએ.

હનુમાનની આંખ નિશ્ચલ હતી, અને તે સદા બતાવતી હતી કે રામનું નામ જેમ તેમની જીભ ઉપર નિરંતર હતું તેમ તેમના હૃદયમાં ભરેલું હતું, અને તેમને રોમે રોમે વ્યાપેલું હતું.

* હનુમાનજયંતી ઉપર આશ્રમની પ્રાર્થનામાં કહેલા બે બોલ.

આપણે અખાડાઓમાં હનુમાનની સ્થાપના કરીએ છીએ એ મને ગમે છે. પણ તેનો અર્થ એ નથી કે આપણે કેવળ શરીરે બળવાન થવા ઇચ્છીએ છીએ અથવા હનુમાનના શરીર-બળની જ આરાધના કરીએ છીએ. શરીરે બળવાન જરૂર થઈએ, પણ એ પણ જાણી લઈએ કે હનુમાનનું શરીર રાક્ષસી નહોતું; તે તો વાયુપુત્ર હતા, એટલે તેમનું શરીર હલકું ફૂલ જેવું હતું અને છતાં કસાયેલું હતું. પણ હનુમાનની વિશેષતા તેમના શરીરબળમાં નહોતી, તેમની ભક્તિમાં હતી. તે રામના અનન્ય ભક્ત હતા, તેમના ગુલામ હતા. રામના દાસત્વમાં જ તેમણે સર્વસ્વ માન્યું, અને તેમને જે સેવાનું કામ સોંપવામાં આવ્યું તે તેમણે વાયુને વેગે કર્યું. તેથી, હનુમાનની આરાધના કરીએ છીએ અને વ્યાયામશાળામાં હનુમાનની સ્થાપના કરીએ છીએ એ એ અર્થે કે, વ્યાયામ કરીને પણ આપણે દાસ બનવાના છીએ — ભારતના દાસ, જગતના દાસ અને તેમ કરીને ઈશ્વરના દાસ બનવાના છીએ. એ દાસત્વમાંથી આપણે ઈશ્વરની ઝાંખી કરીશું.

એટલે, હનુમાનની આરાધના કેવળ એમના બ્રહ્મચર્ય માટે જ કરીએ છીએ એમ પણ ન કહો. સેવકમાત્ર બ્રહ્મચર્યનું પાલન કરનારો તો હોય જ. જેણે સેવાનું વ્રત લીધું છે તે ઇંદ્રિયવિષયનું સેવન કેમ કરી શકે? અરે, પિતામાતાની સેવા જેટલી સંકુચિત સેવા માટે પુત્રે સંયમી બનવાની આવશ્યકતા છે. જેમ હું વિષયી બન્યો હતો તેમ વિષયી બનીને તે સેવા ન થઈ શકે. તેમ જ જેને આશ્રમની સેવા કરવી છે, સ્ત્રીપુરુષો બાળકબાળાઓની સેવા કરવી છે, તેને પણ વિષયનું સેવન કરવું કેમ પોસાય? અને આશ્રમની સેવા એ તો જરાક જેટલી વસ્તુ છે, સમુદ્રમાં બિંદુ-માત્ર છે. એટલે જેને જગતની સેવા કરવી છે તે તો વિષયથી ભાગતો જ ફરે.

પણ વિષયની અંદરથી મન ઉઠાવી લેવું હોય તો તે કેવળ ઉપવાસથી કે તપશ્ચર્યાથી ન થાય, પણ તે હનુમાનના જેવી ભક્તિથી થાય, એટલે બ્રહ્મચર્ય અને બીજી વસ્તુની કૂંચી એકનિષ્ઠ ભક્તિમાં છે. આપણે દરરોજ સાયંકાળે બોલીએ છીએ :

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

નિરાહારીઓની ઇંદ્રિયો ભલે શાંત થાય, પણ વિષયો માટેનો રસ શાંત નથી થતો. ઇંદ્રિયો શિથિલ થાય છે ત્યારે ઘણે ભાગે મન વધારે ચંચળ બને છે, મન વિષયો તરફ વધારે ધાય છે. એ રસ પણ રામજીનાં દર્શનથી શાંત થાય છે. આ હનુમાનનો કોલ છે, અથવા હનુમાનના જીવનમાંથી પદાર્થપાઠ શીખવાનો છે.

અગાઉ મેં કદી ન વાપરેલું એવું વિશેષણ મેં બ્રહ્મચર્યને વિષે કાલે વાપર્યું છે; તે એ કે મેં હનુમાનના બ્રહ્મચર્યને સાત્ત્વિક બ્રહ્મચર્ય કહ્યું; અને તેમ કરતાં, બ્રહ્મચર્યની સ્તુતિ કરતાં સાત્ત્વિક, રાજસી અને તામસી એવા બ્રહ્મચર્યના ત્રણ ભેદો દેખાયા. હનુમાનનું સાત્ત્વિક બ્રહ્મચર્ય હતું, જ્યારે મેઘનાદનું બ્રહ્મચર્ય રાક્ષસી હતું. રાક્ષસી બ્રહ્મચર્ય પાળનારમાં ક્રોધ હોય, અભિમાન હોય; સાત્ત્વિકમાં સમર્પણ હોય. બંને શરીરબળમાં એકબીજાથી ગાંજ્યા જાય એમ નહોતું. પણ હનુમાન મેઘનાદને હરાવી શક્યા, કારણ મેઘનાદ અભિમાની હતો, જ્યારે હનુમાન ભક્તિભીના હતા તેથી તેમનું બળ વિશેષ હતું.

એટલે, આંખ સાવ ચોખ્ખી રાખવી, હાથપગ ચોખ્ખા રાખવા, જીભ ચોખ્ખી રાખવી, અને તેમ કરીને હનુમાનનું કાંઇક પણ અનુકરણ કરવાને શક્તિવાન થવું. બ્રહ્મચર્યનું પાલન કરીને શરીરને સુદૃઢ જરૂર કરવું છે, પણ તે એટલા માટે કે આપણે શરીર વાટે પણ રામની ભક્તિ કરવી છે, અને રામભક્ત બનીને જગતના સેવક બનવું છે.

બાહ્ય સાચવવાથી અંતર આપોઆપ સચવાઈ જ જશે એમ નથી; પણ બાહ્ય સાચવતા જઈશું અને તે કેવળ બાહ્યાડંબર નહિ હોય તો કોઈ કાળે મન પણ સ્થિર થઈ રહેશે, અને તો જ કોક દિવસ હનુમાનની હરીફાઈ પણ કરી શકીશું.

તા ૮-૪-'૨૮

## ૬. પ્રેમનો અભાવ કે ઊભરો ?

રામ, શંકર, ભરત, ૪૦ અવતારોને મેં એકવચનમાં સંબોધ્યા છે તેને વિષે મને એક વૈષ્ણવ ભાઈ પ્રેમાળ ઠપકો આપે છે. 'રામ'ને મેં 'શ્રી રામચંદ્ર પ્રભુ' અને ભરતને 'શ્રી ભરતસૂરી' કહી નથી સંબોધ્યા તેથી તેમને દુઃખ થયું છે, અને હવે પછી તે પવિત્ર નામો માનપૂર્વક લેવાની મને વિનયપૂર્વક ભલામણ કરે છે. એ ભાઈને હું ખાનગી પત્ર દ્વારા જ જવાબ દેત, પણ રખેને કોઈ બીજા વૈષ્ણવનું હૃદય દુભાયું હોય તેથી આ પ્રસંગનો વિચાર હું વાંચનાર સમક્ષ કરું છું. મને લખનાર ભાઈ કદાચ નહિ જાણતા હોય કે હું પોતે વૈષ્ણવ છું ને મારા કુટુંબના ઇષ્ટદેવતા શ્રી રામચંદ્ર — પ્રભુ છે. પણ જોકે મેં રામને 'શ્રી રામચંદ્ર પ્રભુ' કેવળ આ ભાઈને સંતોષવા ખાતર અહીં એક વાર લખેલ છે, છતાં મને પોતાને તો રામ નામ જ પ્રિય છે.

'શ્રી રામચંદ્ર પ્રભુ' મારાથી બહુ વેગળા લાગે છે; રામ તો મારા હૃદયમાં સામ્રાજ્ય ભોગવે છે. જે સ્થળે મેં રામ, ભરતાદિ પવિત્ર નામોનો ઉપયોગ કર્યો છે ત્યાં મારી દૃષ્ટિએ કેવળ મારી ભક્તિ જ નીતરી રહી છે. જો આ વૈષ્ણવ ભાઈ એવો દાવો કરે કે રામ પ્રત્યેનો તેમનો પ્રેમ મારા કરતાં વધારે છે, તો હું તેમની ઉપર રામના દરબારમાં દાવો માંડું ને રામરાજમાં મને ન્યાય મળે જ.

જે પ્રેમની પરીક્ષા હનુમાને આપી હતી તેવી પરીક્ષા આપવાની મને ઇચ્છા થાય. પ્રિયમાં પ્રિય વસ્તુ નિકટમાં નિકટ છે. તે તો 'તું' જ હોય. 'તમે' અંતરાય સૂચવે છે. મારી માને મેં કોઈ દિવસ 'તમે' કહી બોલાવી જ નહોતી, ને મારાથી ભૂલ્યે પણ બોલાઈ જાત તો તે રોત, કેમકે તેનો દીકરો તેનાથી વેગળો થયો એમ તે જાણત.

એવો અવસર મારી જિન્દગીમાં હતો કે જ્યારે હું રામને શ્રી રામચંદ્ર રૂપે ઓળખતો. પણ એ અવસર વીતી ગયો છે. રામ તો મારે ઘેર આવ્યા છે. તેને 'તમે' કહું તો કટાક્ષ કરે એમ હું જાણું છું. મા નથી, બાપ નથી, ભાઈ નથી એવો હું છત્રહીન છું તેને રામ તે સર્વસ્વ છે. તે જ મા છે, બાપ છે, ભાઈ છે, સર્વસ્વ છે. તેનો જિવાડયો હું જીવું છું. તેને હું સર્વ સ્ત્રીને વિષે જોઉં છું, તેથી સર્વ સ્ત્રીને માતા કે બહેન સમાન સમજું છું. તેને હું સર્વ પુરુષોને વિષે જોઉં છું, તેથી બધાને વય પ્રમાણે બાપ, ભાઈ કે દીકરા સમાન ગણું છું. તે જ રામને હું ભંગીમાં ને બ્રાહ્મણમાં જોઉં છું, તેથી બન્નેને વંદન કરું છું.

હજુ રામ મારી પાસે છતાં વેગળો જ હશે તેથી તેને તું કહીને બોલાવવો પડે છે, જ્યારે તે ચોવીસે કલાક મારી પાસે જ હશે ત્યારે તો મને 'તું' કરવાપણુંયે નહિ રહે. મારી માને બીજા નહિ તુંકારતા. બીજા તો અનેક માનનાં વિશેષણોથી તેને બોલાવતા. તેમ જ જો રામ મારો ન હોત તો તો હું પણ જરૂર મર્યાદિત રહેત. પણ તે હવે મારો છે ને હું તેનો ગુલામ છું. એટલે વૈષ્ણવો તેનાથી વેગળા થવાનો બોજો મારી ઉપર ન મૂકે એમ માગી લઉં છું. વિનયની પૂરણી માગે એ તે પ્રેમ હોય? બધી ભાષાઓમાં, બધા ધર્મોમાં ઈશ્વર 'તું' જ સર્વનામે પંકાયેલો છે.

દ્રાવિડ પ્રાંતમાં અવ્વાઈ માઈ નામે મીરાંબાઈ જેવી કોઈ મહાતેજસ્વી ભક્તાણી થઈ ગઈ. તે નિત્ય વિષ્ણુમંદિરમાં બેઠી રહેતી. કોઈ વાર તેની પીઠ મૂર્તિની તરફ હોય તો કોઈ વાર તે પોતાના લાંબા પગ બરોબર મૂર્તિની સામે પસારીને બેસે. કોઈ ભાવિક પણ બાળભક્ત એક વેળા ત્યાં દર્શને આવી ચડ્યો. અવ્વાઈ માઈનો ઈશ્વર સાથેનો ગાઢ સંબંધ આ ભક્ત નહોતો જાણતો તેથી રાતી આંખ કરીને તેણે તો અવ્વાઈ માઈને થોડી અસત્યાગ્રહી ગાળો સંભળાવી!

અવ્વાઈ માઈ તો ખડખડ હસી ઊઠ્યાં. તેના હાસ્યથી મંદિર ગાજી ઊઠ્યું. પણ મા પેલા ભક્તને સંબોધીને બોલ્યાં. "આવ દીકરા! અહીં બેસ. બાપુ! તું ક્યાંથી આવ્યો? તેં મને તીખું કહ્યું. પણ એક વાત મને કહે. હું તો ઘરડી થઈ, પણ મને એકેય જગ્યા ન મળી કે જ્યાં ભગવાન ન હોય. જ્યાં પગ પસારું ત્યાં તે સામો ને સામો જ. હવે તું કોઈ એવી જગ્યા બતાવે કે જ્યાં તે નથી, તો તો જરૂર તે દિશામાં પગ પસારું!"

પેલો બાળભક્ત તો વિનયી હતો. અજ્ઞાનને લીધે અવ્વાઈ માઈને ઓળખી નહોતો શક્યો. એ તો ગભરાયો. આંખે તો મોતી સરખાં આંસુ ચડ્યાં ને દડદડ માના અંગૂઠા ઉપર ટપકવા માંડ્યાં. માએ પગ ખેંચી લીધા. પેલાએ પકડી લીધા: "મા, હું ભૂલ્યો; મા, માફ કરો, મને ઉગારો." અવ્વાઈએ પગ તાણી લીધા ને પોતાના મોટા હાથ વતી તેને પકડીને ચાંપ્યો, બક્કીઓ ભરી, ને વળી ખડખડ હસીને બોલી ઊઠી, "જા જા, વળી માફ તે શું કરવાનું હોય? તું તો મારો દીકરો છે. મને તારા જેવા ઘણાયે દીકરા છે હોં. તું ડાહ્યો દીકરો કે તારા મનમાં કંઈક શંકા આવી કે તુરત મને તેં કહી દીધી. જા, શ્રીરંગ ભગવાન તારી રક્ષા કરશે. પણ માને સંભારજે હોં, બેટા!"

તા. ૫–૯–'૨૪

# ૭. બુદ્ધજયન્તી

[ મુંબઈની બૌધ સમિતિના આશરા હેઠળ જુહુ ખાતે ગાંધીજીના પ્રમુખપણા હેઠળ જે જાહેર સભા મળી હતી તેમાં ગાંધીજીએ બૌદ્ધ ધર્મ અને બુદ્ધ ભગવાનના શિક્ષણને વિષે કરેલું જાહેર ભાષણ. — **પ્રકાશક**]

જે સિદ્ધાંતોને બુદ્ધદેવે પોતાની જિંદગીમાં ઉતાર્યા ને જેને તેમણે આમરણાન્ત પાળ્યા, તે સિદ્ધાંતો લોકપ્રિય કરવાનો પ્રયત્ન બીજાઓના કરતાં હું વધારે કરું છું એવી માન્યતાને લીધે મને આજની સભાનું પ્રમુખપદ આપવામાં આવ્યું છે, એમ હું માનું છું; કારણ કે બૌદ્ધ સાહિત્યનું મારું જ્ઞાન નજીવું ગણાય. સર ઍડવિન આર્નલ્ડનું 'લાઇટ ઑફ એશિયા' નામનું પુસ્તક મેં પ્રથમ પાંત્રીશ વર્ષ પૂર્વે વાંચેલું અને બીજાં થોડાં પુસ્તકો મેં યરવડાની મારી ટૂંકી કેદ દરમ્યાન વાંચ્યાં. પણ આપણા સુપ્રસિદ્ધ પ્રોફેસર કૌસામ્બી મને જણાવે છે કે, 'લાઇટ ઑફ એશિયા' બુદ્ધના જીવનની કંઈક જ ઝાંખી આપણને કરાવે છે. તેમનું કહેવું છે કે, કર્તાએ એ સુંદર કાવ્યમાં એક કિસ્સો વર્ણવ્યો છે તેને સારુ અસલ બૌદ્ધ પુસ્તકોમાં કંઈ આધાર જોવામાં આવતો નથી. આપણે આશા રાખીએ કે કોઈ દહાડો પોતાના પરિપકવ અભ્યાસનું ફળ, બુદ્ધદેવના વિશ્વાસપાત્ર જીવનવૃત્તાંતરૂપે તેઓ આપણને આપશે.

હાલ તુરત તો બુદ્ધ ભગવાનના શિક્ષણ વિષેની મારી માન્યતા હું આપની પાસે રજૂ કરું છું. મારી દૃષ્ટિએ એ શિક્ષણ હિન્દુધર્મનું ફળ છે, તેનો અંશ છે. ગૌતમ બુદ્ધે જગતને નવો ધર્મ નથી આપ્યો; તેમણે તો આપણને સનાતન ધર્મનું નવું રહસ્ય બતાવ્યું. બીજાનો જીવ લેવાનો નહિ, પણ પોતાનો જીવ આપવાનો ધર્મ તેમણે હિંદુ સમાજને શીખવ્યો. તેમણે શીખવ્યું કે, પશુને હોમીને યજ્ઞ નથી થતા, પણ પોતે પોતાને હોમીને મનુષ્ય સાચો યજ્ઞ કરે છે. પણ હિંદુધર્મ વેદોની ઉપર કોઈ

હુમલો કરે તે સાંખી નથી શકતો. તેથી હિંદુ સમાજે બુદ્ધના શિક્ષણનું સત્ત્વ ગ્રહણ કર્યું, પણ નવા ધર્મ તરીકે તેનો ત્યાગ કર્યો.

બુદ્ધ ભગવાનના શિક્ષણના સ્વીકાર પછી અને તેને લીધે હિન્દુસ્તાનનું પતન થયું એમ કહેવાનો આજકાલ કેટલીક જગ્યાએ રિવાજ પડી ગયેલો જોવામાં આવે છે. આમ કહેવાનો અર્થ એ થયો કે, પ્રેમ અને દયાનો વધારે પ્રચાર થાય તો જગતની અવનતિ થાય! એટલે કે, આ ટીકાકારોના અભિપ્રાય પ્રમાણે તો, છેવટે અશુભનો જ જય થવો જોઈએ. મારો તો અચળ વિશ્વાસ છે કે, ગૌતમ બુદ્ધના શિક્ષણના સ્વીકારથી હિંદુસ્તાન નથી પડયું, પણ હિંદુસ્તાને તેમના શિક્ષણ પ્રમાણે પૂરતું આચરણ ન કર્યું તેથી તે પડયું છે.

જગતમાં થતું આવ્યું છે તેમ વેદિયાએ જ્ઞાનીની અવગણના કરી. સત્ય તો એ છે કે, ઈશ્વરપ્રણીત વેદવાકયમાં પ્રાણ હોવો જોઈએ; એટલે કે વધવાની, વિસ્તાર પામવાની, નવી શક્તિઓને ઓળખી તેને પહોંચી વળવાની તેનામાં શક્તિ હોવી જોઈએ. પણ અક્ષરજ્ઞાની વેદિયા અક્ષરને વળગી રહ્યા ને તેના પ્રાણનો બહિષ્કાર કર્યો.

પણ આપણને નિરાશાનું કારણ નથી. બુદ્ધદેવના શિક્ષણને હજુ પૂરો અવકાશ જ નથી મળ્યો. જગતના જીવનમાં પચીસસેં વર્ષ કાંઈ જ નથી. પદાર્થના સ્થૂળ સ્વરૂપના વિકાસને જો કરોડો વર્ષ વીતી જાય છે, તો વિચાર જેવી સૂક્ષ્મ વસ્તુના અને આચારના વિકાસને સારુ આપણે કેમ ચમત્કારની આશા રાખીએ? છતાં ચમત્કારનો યુગ વીતી નથી ગયો, અને 'યથા પિંડે તથા બ્રહ્માંડે'ને ન્યાયે વ્યક્તિને અંગે જે ખરું છે તે પ્રજાઓને અંગે પણ ખરું છે. જેમ વ્યક્તિઓના તેમ મોટા સમૂહોના હૃદયનો એકાએક પલટો થવો હું અશક્ય નથી માનતો. વાસ્તવિક રીતે કંઈ જ એકાએક નથી બનતું; એકાએક બન્યાનો આપણને આભાસ જ

થાય છે. કોઈ પદાર્થને વિષે અમુક ક્રિયા કેટલા કાળ થયાં થઈ છે એ કોણ કહી શકે? ભારેમાં ભારે શક્તિઓની ક્રિયા હમેશાં અદૃશ્ય હોય છે. લાંબા કાળ સુધી આપણને તેની અસર પણ નથી જણાતી. છતાં તે ક્રિયાઓ ચાલ્યાં કરે છે એમ આપણે અનુભવથી જાણીએ છીએ.

એક સર્વોપરી અદૃશ્ય શક્તિને વિષે જીવતી અચળ શ્રદ્ધા, એનું નામ મારે મન ધર્મ. એ શક્તિએ આપણા પૂર્વજોને આંજી દીધા છે અને એ જ આપણને પણ આંજી દેશે. દૃશ્ય જગતને ક્ષણિક સમજી તેનાથી નીડર અને અલિપ્ત રહેવાનું, અને સત્ય તેમ જ દયા વિષે અખંડિત શ્રદ્ધા રાખવાનું શીખવ્યું, એ બુદ્ધદેવની હિંદુધર્મને અને જગતને અપ્રતિમ ભેટ.

. એ વસ્તુ મેળવવાનો માર્ગ પણ તેમણે આપણને બતાવ્યો. કેમકે તેમણે વિચાર અને આચારની પોતાના જીવનમાં સંધિ કરી બતાવી. ઉત્તમ પ્રચાર તે પુસ્તકપ્રચાર નથી, પણ જે આચાર બીજાએ પાળવો જોઈએ એમ આપણે માનીએ છીએ તેનું સૂક્ષ્મપણે પાલન આપણે પોતે કરીએ. આ ઉત્તમમાં ઉત્તમ પ્રચાર છે.

તા. ૨૨-૫-'૨૪

# ૮. પેગંબર સાહેબ

[તા ૨૩-૬-'૩૪ની રાત્રે ગણેશ પેઠ, પૂના ખાતે, અંજુમને ફિદાયે ઇસ્લામના આશરા હેઠળ, બારાવફાતના પ્રસંગે મળેલી મુસલમાનોની મોટી જમાત સન્મુખ, ગાંધીજીએ પેગમ્બર સાહેબના જીવનચરિત્ર અને ઇસ્લામની તાલીમ વિષે આપેલું ભાષણ.]

મુસલમાન જોડે મારી બેઠક આજની નહિ પણ પચાસ વરસની, હું નાનો હતો, નૌજવાન હતો તે દિવસની રહી છે. હું દક્ષિણ આફ્રિકામાં પહેલવહેલો ગયો તે પણ એક મુસલમાન

પેઢીના કામને અંગે ગયેલો. ત્યાં વર્ષો સુધી મુસલમાન ભાઈઓના ગાઢ સંબંધમાં હું રહ્યો. અહીં અલીભાઈઓ સાથે મારે કેવી મહોબ્બત રહી અને તે કેવી વધતી જતી હતી, અને અમે થોડા દિવસ નોખા પડ્યા હોઈએ તોપણ; તમો જાણો છો, મૌલાના શૌકતઅલી ઇચ્છે ત્યારે હું તેમના ખીસામાં જ છું.

આટલી મારી મુસલમાન ભાઈઓ જોડે બેઠક રહી, એટલે પછી મારો ધર્મ થઈ પડ્યો કે પેગમ્બર સાહેબનું જીવનચરિત્ર વાંચું. આ પ્રયત્ન તો દક્ષિણ આફ્રિકામાંથી જ શરૂ થઈ ગયેલો. પણ તે વખતે મને ઉર્દૂનું એવું જ્ઞાન નહોતું. ખુદાની મહેરબાનીથી મને જેલ મળી, ને ત્યાં મૌલાના શિબ્લી સાહેબનું લખેલું પેગમ્બર સાહેબનું જીવનચરિત્ર મેં વાંચ્યું. મને તે હકીમસાહેબે મોકલ્યું હતું. તે વાંચી ગયો. ત્યાર પછી તો મેં વધુ વાંચવા ઇચ્છયું ને ખલીફાનાં વૃત્તાન્ત વાંચ્યાં. આ મારી પેગંબર સાહેબની જીવનચરિત્રની પિછાન. અંગ્રેજીમાં તો મેં ઇસ્લામ અને પેગમ્બરસાહેબ વિષે ઘણું વાંચેલું હતું જ.

આવા અભ્યાસ ઉપરથી હું એ નિર્ણય ઉપર આવ્યો કે, મારે માટે વેદાદિ ધર્મશાસ્ત્રો જ નહિ પણ કુરાન બાઇબલ ઇ૦ પણ તેવાં જ ધર્મશાસ્ત્રો છે. હું ગીતા ઉપનિષદાદિને જેમ માનું છું તેમ બીજાને પણ માનનારો છું. હું માનું છું કે, પેગમ્બર સાહેબ દુનિયાના મહાન પેગમ્બરોમાંના એક થઈ ગયા. ઇશુ ખ્રિસ્ત તેવા જ થઈ ગયા. મારા વાચનની મારા ઉપર એ અસર પડી કે, પેગમ્બર સાહેબ એક સાચા અને ખુદાપરસ્ત પુરુષ હતા. તમને આ કહેવું તેમાં કંઈ નવું ન હોય. મારા દિલ ઉપર પેગમ્બર સાહેબના જીવનચરિત્રની કઈ અસર પડી છે તે જ હું તો બતાવી રહ્યો છું. તેમણે દુઃખ વેઠવામાં મણા નથી રાખી. તે બહાદુર હતા. તેમણે મનુષ્યનો ડર છોડ્યો હતો. માત્ર ખુદાનો જ ડર કેળવ્યો હતો. જેને એ સત્ય સમજતા તે જ કરતા. જે

વખતે જેને એમણે સત્ય ગણ્યું, તેના અમલમાં તેમણે બીજી તમામ ગણતરીઓને તુચ્છ ગણી. એક કહ્યું ને બીજું કર્યું એમ કદી નહિ. આજે એક માન્યું ને તે મુજબ કર્યું. કાલે તે જ વસ્તુને વિષે માન્યતામાં ફેર પડ્યો તો, લોકનિંદા કે વિરોધની પરવા ન કરતાં, હરભોગે તે મુજબ તુરત આચરણ કર્યું. આમાં કોઈ ટીકાકારો વિરોધ જુએ છે. પણ સત્યના પૂજારી બીજી રીતે ન જ વર્તી શકે. તેને તો જે વખતે જે સત્ય લાગે તે આચરવું જ રહ્યું.

રહેણીમાં પેગમ્બર સાહેબ ફકીર હતા, ત્યાગી હતા. તેમની પાસે દોલત આવતી હતી, છતાં તેઓએ પોતાના ભોગને સારુ કંઈ ઉપયોગ ન કર્યો. પોતાના સાથીઓ તેમ જ કબીલાને લઈને મસીદમાં જ પોતે કઈ રીતે રહેતા તે મેં વાંચ્યું ત્યારે, તમારી આંખમાંથી હર્ષનાં આંસુ આવે તેમ, મારી આંખમાંથી પણ હર્ષનાં આંસુ આવ્યાં. જેના દિલમાં હમેશાં ખુદાનું રટણ, ખુદાનો ડર અને લોક માટે પાર વગરની રહેમ હતી, તેને મારા જેવો સત્યાગ્રહી ન પૂજે એ કેમ બને?

તમે બધા કુરાન વાંચો છો. હુંયે કુરાન વાંચનારો છું. હું તમારી આંખે કુરાન વાંચું છું. પણ તમારામાંનો મોટો ભાગ કુરાન વાંચે છે, પણ કુરાનના શિક્ષણનો અમલ નથી કરતો. તમે કદાચ કહેશો કે હિંદુઓ ગીતાદિ વાંચે તે ક્યાં તે પ્રમાણે વર્તે છે? આમ કહો તો તે સાચું ઠરશે. એનો અર્થ તો એ જ થયો કે, બંને કોમ પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલે તો કોઈ દિવસ ઝઘડો થાય નહિ. અત્યારે તો બેઉ ગાંડા થઈ પડ્યા છે ને એક-બીજાની એબ શોધવામાં મચ્યા છે. મારા અહીં આવ્યાથી ને પેગમ્બર સાહેબના જીવનમાંથી હું શું શીખ્યો તે તમારી આગળ રજૂ કર્યાથી તમારામાંથી એક પણ મુસલમાન કે હિંદુ સમજે, અને એકબીજાના દોષ કાઢવાને બદલે એકબીજા જોડે મહોબત

કરતાં શીખે, તો મારો ફેરો અફળ નહિ સમજું. નહિ તો પણ તમે એટલું સમજજો કે, હું તમારો સેવક છું, સૌ કોમોનો સેવક છું. ઈશ્વર એકબીજાને મેળવે.

હિ૦ બં૦, ૧–૭–'૩૪

## ૯. તુલસીદાસજી

કેટલાયે મિત્રો પૂછે છે:

"રામાયણને આપ સર્વોત્તમ ગ્રંથ માનો છો પણ સમજાતું નથી કે શાથી? જુઓ, તુલસીદાસજીએ સ્ત્રીજાતિની કેટલી નિંદા કરી છે? વાલિવધનું કેવું સમર્થન કર્યું છે? વિભીષણના દેશદ્રોહની કેવી પ્રશંસા કરી છે? સીતાજી ઉપર ઘોર અત્યાચાર કરનાર રામને અવતારરૂપે વર્ણવ્યા છે. આવા ગ્રંથમાં આપ શું સૌંદર્ય જુઓ છો? કદાચ તુલસીદાસજીની કાવ્યશક્તિ ઉપર મુગ્ધ થઈને તો આપ રામાયણને સર્વોત્તમ ગ્રંથ નથી સમજતા ને? જો એમ જ હોય તો કહેવું પડશે કે આપને કાવ્યપરીક્ષાનો કંઈ અધિકાર જ નથી."

ઉપરના બધા પ્રશ્નો ફક્ત એક જ મિત્રના નથી, પરંતુ જુદા જુદા મિત્રોએ જુદા જુદા સમય ઉપર પૂછેલા પ્રશ્નોનો આ સાર છે. જો આમ એક એક ટીકાપાત્ર વસ્તુને લઈને જોઈએ તો આખું રામાયણ દોષમય સિદ્ધ કરી શકાય. પણ આવી રીતે તો દરેક ગ્રન્થ અને દરેક વ્યક્તિ દોષમય સિદ્ધ કરી શકાય. એક ચિત્રકારે પોતાના ટીકાકારોને ઉત્તર આપવા માટે ચિત્રને પ્રદર્શનમાં રાખ્યું અને નીચે લખ્યું કે, "આ ચિત્રમાં જેમને જ્યાં જ્યાં કંઈ પણ દોષ જણાય ત્યાં ત્યાં તેમણે પોતાની કલમથી નિશાન કરવાં." પરિણામ એ આવ્યું કે ચિત્રનાં એકેએક અંગ ભૂલોથી ભરપૂર બનાવવામાં આવ્યાં, પણ વાસ્તવિક રીતે એ ચિત્ર ઘણું કળાયુક્ત હતું. ટીકાકારોએ તો વેદ, બાઇબલ અને કુરાનમાં પણ

ઘણા દોષો બતાવ્યા છે. પણ એ ગ્રંથોના ભક્તોને એમાં તે દોષો નથી જણાતા. પ્રત્યેક ગ્રંથની પરીક્ષા તેના પૂરા રહસ્યને જોઈને જ કરવી જોઈએ. પણ આ તો વાત થઈ બાહ્ય પરીક્ષાની. અધિકાંશ વાચકોના મન ઉપર આખા ગ્રન્થની શી અસર પડી છે એ જોઈને જ ગ્રંથની આંતરિક પરીક્ષા થઈ શકે. ગમે તે રીતે જોઈએ, તો પણ રામાયણની શ્રેષ્ટતા જ સિદ્ધ થાય છે. ગ્રંથને સર્વોત્તમ કહેવામાં એ અર્થ તો કદી હોય જ નહિ કે તેમાં એક પણ દોષ નથી. પરંતુ રામચરિતમાનસને વિષે તો એ દાવો તો અવસ્ય છે જ કે એથી લાખો મનુષ્યોને શાંતિ મળી છે. જે લોકો પ્રભુવિમુખ હતા તે ઈશ્વરભક્ત બન્યા છે, અને આજે પણ બની રહ્યા છે. આ ગ્રંથનું એકેએક પાનું ભક્તિથી ભરપૂર છે; માનસ અનુભવજન્ય જ્ઞાનનો ભંડાર છે.

એ વાત ઠીક છે કે, પાપી પોતાના પાપનું સમર્થન કરવા માટે રામચરિતમાનસનો આશરો લે છે. તેથી એ સિદ્ધ નથી થઈ શકતું કે તે લોકો રામચરિતમાનસમાંથી કેવળ પાપના જ પાઠ ભણે છે. હું એનો સ્વીકાર કરું છું કે તુલસીદાસજીએ અનિચ્છાએ પણ સ્રીઓને અન્યાય કર્યો છે. એમાં અને એવી અન્ય વાતોમાં તુલસીદાસજી પોતાના યુગની પ્રચલિત માન્યતાઓથી પર નહોતા જઈ શક્યા અથવા તો તુલસીદાસજી સુધારક નહિ પણ ભક્ત-શિરોમણિ હતા. એમાં આપણે તુલસીદાસજીના નહિ પણ એમના યુગના દોષોનાં દર્શન અવસ્ય કરીએ છીએ.

એવી સ્થિતિમાં સુધારકો શું કરે? શું એમને તુલસીદાસજીથી કંઈ સહાયતા નથી મળી શકતી? અવસ્ય મળી શકે છે. રામચરિતમાનસમાંથી સ્રીજાતિની નિંદા ઠીક ઠીક પ્રમાણમાં મળી આવે છે. પણ એ જ ગ્રંથ દ્વારા સીતાજીના પુનિત ચરિત્રનો પરિચય પણ આપણને મળે છે. સીતા વિના રામ કોણ? રામનો યશ સીતાજી ઉપર નિર્ભર છે, સીતાજીનો રામજી પર નથી.

કૌશલ્યા સુમિત્રા ઇત્યાદિ પૂજનીય પાત્રો પણ માનસમાં છે. શબરી અને અહલ્યાની ભક્તિ આજે પણ પ્રશંસનીય છે. રાવણ રાક્ષસ હતો પણ મંદોદરી સતી હતી. એવાં અનેક દૃષ્ટાંતો આ પવિત્ર ભંડારમાંથી મળી શકે છે. મારા વિચાર પ્રમાણે, આવાં દૃષ્ટાંતોથી એ સિદ્ધ થાય છે કે તુલસીદાસજી જ્ઞાનપૂર્વક સ્ત્રીજાતિના નિંદક નહોતા. જ્ઞાનપૂર્વક તો તે સ્ત્રીજાતિના પૂજક હતા. એ તો સ્ત્રીઓની વાત થઈ. પણ વાલિવધાદિના વિષયમાં બે મતોને સ્થાન હોઈ શકે. વિભીષણમાં તો હું કોઈ દોષ નથી જોતો. વિભીષણે તો પોતાના ભાઈ સાથે સત્યાગ્રહ કર્યો હતો. વિભીષણનું દૃષ્ટાંત તો આપણને એ શીખવે છે કે, આપણા દેશ અથવા આપણા શાસકના દોષો પ્રત્યે સહાનુભૂતિ રાખવી અથવા તેને છુપાવવા એ દેશભક્તિને લજવવા જેવું છે. એનાથી ઊલટું, દેશના દોષોનો વિરોધ કરવો એ સાચી દેશભક્તિ છે. વિભીષણે રામજીને સહાયતા કરીને પોતાના દેશનું ભલું જ કર્યું હતું. સીતાજીના પ્રત્યે રામચંદ્રજીના વર્તનમાં નિર્દયતા નહોતી, પણ એમાં રાજ્યધર્મ અને પતિપ્રેમનું દ્વંદ્વયુદ્ધ હતું.

જેના હૃદયમાં આ સંબંધી શુદ્ધ ભાવથી શંકા ઊઠે તેને મારી સલાહ છે કે, મેં અથવા બીજા કોઈએ કરેલા અર્થનો તે યંત્રવત્ સ્વીકાર ન કરે. જે વિષયમાં હૃદય શંકાશીલ હોય તે છોડી દેવું. સત્યઅહિંસાદિની વિરોધી લાગતી કોઈ પણ વસ્તુનો સ્વીકાર ન કરે. રામચંદ્રજીએ કપટ કર્યું હતું એટલે આપણે પણ કરીએ એવો વિચાર કરવો એ ઊંધો પાઠ ભણવા જેવું છે. એવો વિશ્વાસ રાખીને કે રામાદિથી કદી કપટ થાય જ નહિ, આપણે આપણી કલ્પનાના પૂર્ણ પુરુષનું જ ધ્યાન ધરીએ. એ જ રીતે જે ગ્રંથની પૂર્ણતા આપણે કલ્પી શકીએ તેનું જ મનન કરીએ. 'सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः' આ ન્યાયાનુસાર બધા ગ્રંથોમાં દોષ હોય છે એમ સમજીને હંસવત્ દોષરૂપી નીરને ફેંકી દઈએ અને ગુણરૂપી ક્ષીરને ગ્રહણ કરીએ. આ રીતે અપૂર્ણતામાં

સંપૂર્ણતાની સ્થાપના કરવી. ગુણદોષનું પૃથક્કરણ કરવું, પણ આ અપૂર્ણતાનું માપ વ્યક્તિઓ અને પરિસ્થિતિ પ્રમાણે બદલાયા કરશે. સ્વતંત્ર સંપૂર્ણતા ફક્ત ઇશ્વરમાં જ વાસ કરે છે અને તે અકથનીય છે.

તા. ૨૭–૧૦–'૨૯

## ૧૦. દયાધર્મ

[ સં. ૧૯૭૮ની કાર્તિકી પૂર્ણિમાને દિવસે અમદાવાદમાં ઊજવાયેલી શ્રીમદ્રાજચંદ્ર જયંતીને પ્રસંગે ગાંધીજીએ આપેલું વ્યાખ્યાન. — **પ્રકાશક** ]

આ પ્રસંગે હું એક સ્મરણ કરાવવા ઇચ્છું છું. એ પ્રસંગ તમે કદાચ ભૂલી ગયાં હશો, પણ હું ભૂલી નથી ગયો. મારા વિલાયતથી આવ્યા પછી આપણે અમદાવાદમાં આ જયંતી ઊજવવા પ્રેમાભાઈ હૉલમાં મળ્યાં હતાં. ત્યાં મેં કહ્યું હતું કે, જેની પૂજાને અર્થે આપણે એકઠાં થયાં છીએ તેની પૂજા અવાજ કર્યા કરીશું તો નહિ થાય; ઊલટા આપણે તેમને વગોવીશું. પછી ઘણી મુસીબતે થોડી વાર શાંતિ મેળવી ને જાળવી શકાઈ. ત્યાર પછી તો સાબરમતીનાં ઘણાં પાણી વહી ગયાં. આપણને પણ અનેક મીઠા કડવા અનુભવો મળી ગયા. સભામાં શાંતિ જાળવવાનો નિયમ આપણે કાંઈક અંશે શીખ્યા. સભામાં વખતસર આવીએ ને આવ્યા પછી પોતાની જગ્યા છોડીએ નહિ એ સભ્યતાનો સાદામાં સાદો નિયમ છે. આજના વિષયને અનુસરીને કહેવા બેસું તો એ નિયમ દયાધર્મનો પ્રથમ પાઠ છે.

આપણે પોતે અગવડ ભોગવી લઈએ, કે જેથી બીજાની સગવડ સચવાય. આપણને જે ઘડીએ જે ઇચ્છા થઈ તેનો તરત જ અમલ કરી દેવો, તેની અસર દુનિયા ઉપર શી થશે તેનો

વિચાર ન કરવો, એ સંયમ નહિ કહેવાય; તે સ્વચ્છંદ છે : તે દૈવી પ્રવૃત્તિ નથી, પણ રાક્ષસી પ્રવૃત્તિ છે. જ્યાં અવ્યવસ્થા એ જ વ્યવસ્થા હોય તે રાક્ષસી પ્રવૃત્તિ. જ્યાં અવાજો જ થયાં કરતા હોય, કોઈનો વિચાર ન હોય, કોઈની મર્યાદા ન હોય, તે રાક્ષસી પ્રવૃત્તિ. કોઈ એવું વિશેષ ચિહ્ન નહિ બતાવી શકાય, કે જે જોઈએ તો રાક્ષસી પ્રવૃત્તિને ઝટ ઓળખી લઈએ. દરેક પ્રવૃત્તિ હમેશાં મિશ્રિત હોય છે. જ્યાં હૃદયમાં મોટે ભાગે અશાંતિ પ્રવર્તતી હોય, જ્યાં અશાંતિની જ મૂર્તિ ખડી થતી હોય, તેવી પ્રવૃત્તિને રાક્ષસી પ્રવૃત્તિ કહીએ.

આજકાલ ‘ રાક્ષસી ’ શબ્દના ઉપયોગમાં મારો નંબર પહેલો આવે તેમ છે. એ શબ્દ વાપરવો મને ગમે છે એમ નથી. બધી દુનિયા ભલે તેમ માની લે, મારો પોતાનો આત્મા સાક્ષી પૂરે છે કે એ શબ્દના મારા ઉપયોગમાં દયા સિવાય બીજું કંઈ જ નથી. તેમાં દ્વેષ નથી, તેમાં રોષ નથી. હું વસ્તુને જે પ્રકારે જોઈ રહ્યો છું તે જ પ્રકારે તેને ચીતરી રહ્યો છું. તેમાં હું દયાધર્મ પાળી રહ્યો છું. દયાધર્મના ચિંતનને અર્થે આજનો પ્રસંગ બેવડો વધાવી લેવા યોગ્ય છે.

જે પુરુષના સ્મરણ અર્થે આપણે અહીં આવ્યા છીએ તેના આપણે પૂજારી છીએ. હું તેનો પૂજારી છું. ટીકાકાર કોઈ દિવસ પૂજારી ન હોઈ શકે. તેથી જેનામાં ટીકા છે તેમને આવવાનો આ પ્રસંગ નથી. ટીકાકાર પણ શંકાસમાધાન માટે નમ્ર બનીને ભલે આવે. પણ પોતાની શંકાને પોષવાનો તેનો ઇરાદો હોય તો સભ્યતાનો નિયમ સૂચવે છે કે આજે તેનું અહીં કામ નથી. જગતમાં સૌને સ્વતંત્રતા હોવી જોઈએ. ટીકાકારને જગતમાં આશ્રય સારુ સ્થાન હોવું જોઈએ એ ખરું, પણ ભક્તને — પૂજારીને પણ એવું સ્થાન જગતમાં હોવું જોઈએ, કે જ્યાં તે ટીકાકારથી રહિત પોતાનું કાર્ય આટોપી શકે. એટલે આજે તો

કવિશ્રીને વિષે જેમને પ્રેમ છે, તેવા તેમના ભક્તો જ અહીં આવ્યા છીએ એમ હું માની લઇશ. તેવા શ્રદ્ધાન્વિત હોય તેમને જ આજે હું કહેવા ઇચ્છું છું, કે આજનો પ્રસંગ એવડો વધાવવા યોગ્ય છે.

જેમનું પુણ્યસ્મરણ કરવા આપણે આવ્યા છીએ તે દયાધર્મની મૂર્તિ હતા. તેમણે દયાધર્મને જાણ્યો હતો ને પોતાના જીવનમાં કેળવ્યો હતો. અત્યારે હિંદુસ્તાનમાં જે કામ આપણે કરી રહ્યા છીએ તેમાં પણ દયાધર્મ જ રહેલો છે. એ કામ આપણે રોષથી નથી કરતા. વસ્તુસ્થિતિ એવી આવી પડેલી છે કે આપણને રોષનાં જબરાં કારણો મળેલાં છે, આપણે અત્યંત દુભાયા છીએ. તે વખતે પણ એ વિચાર આપણામાં રહ્યો છે કે દૂભવનાર સાથે આપણે કેમ વર્તવું કે જેથી તેમને આપણે સામા ન દૂભવીએ, આપણે કઇ રીતે તેમનું પણ સારું કરી શકીએ. અસહકારનું મૂળ દયામાં રહેલું છે, રોષમાં નથી. રખે આપણે પોતે ભૂલતા હોઇએ એમ ધારીને આપણે સામા પર રોષ કરતા નથી. તેનાથી જાતે જ ભાગીએ છીએ.

એમ ભાગવાથી ગંભીર પરિણામ જરૂર થાય છે. એથી જે પુરુષો સાથે કે સંસ્થા સાથે આપણે અસહકાર કરીએ છીએ તે સંસ્થા ચલાવનાર પુરુષોને આઘાત તો જરૂર પહોંચે છે. પણ દયાધર્મનો અર્થ કોઇ સ્થળે આઘાત કરવો જ નહિ એવો નથી. કવિશ્રી પાસેથી હું એવો દયાધર્મ શીખ્યો નથી. આપણા પોતાના સત્કાર્યથી, કર્તવ્યપાલનથી બીજાને દુ:ખ થતું હોય તો તે વહોરીને પણ સત્કાર્ય કરવું એમાં જ ખરો દયાધર્મ છે.

ઘણી વાર કહી ને લખી ગયો છું કે મેં ઘણાનાં જીવનમાંથી ઘણું લીધું છે. પણ સૌથી વધારે કોઇના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય તો તે કવિશ્રીના જીવનમાંથી છે. દયાધર્મ પણ હું તેમના જીવનમાંથી શીખ્યો છું. એવું એક પણ કાર્ય નહિ હોઇ

શકે કે જેમાં કોઈને આઘાત જ પહોંચતો ન હોય. પણ આ આઘાત દયાથી થયેલો હોવો જોઈએ. આ આઘાતની બે શરતો છે :

૧. સામાને આઘાત પહોંચે તેના કરતાં આપણને વધારે પહોંચે તો જ આપણે તેવું કાર્ય કરીએ.

૨. આપણો હેતુ શુભમાં શુભ હોય, તેમાં સામાનું કલ્યાણ જ આપણા મનમાં હોવું જોઈએ.

આપણે માની લઈએ કે, મારો દીકરો દારૂ પીએ છે, બીડી પીએ છે, વ્યભિચારી છે. તે મારી પાસે પૈસા માગે છે. આજ સુધી તો તેણે માગ્યા તેમ મેં આપ્યા, કારણ હું આંધળો બાપ હતો. હું રાયચંદભાઈના પ્રસંગથી શીખ્યો કે, મારે પોતાને તો દારૂ બીડી ન જ પીવાં જોઈએ, વ્યભિચાર ન જ કરવો જોઈએ, પણ બીજાનેયે તેમાંથી ઉગારી લેવા જોઈએ. એટલે મારો ધર્મ છે કે હું મારા દીકરાને પૈસા ન આપું. તેના હાથમાં દારૂની પ્યાલી જોઉં તો મારે તે ઝૂંટવી લેવી જોઈએ. મને ખબર પડે કે અમુક પેટીમાં તે દારૂ રાખે છે તો મારે તે પેટી બાળી નાખવી જોઈએ, બાટલી દેખું તો મારે ફોડી નાખવી જોઈએ. એમ કરવાથી છોકરાને તો જરૂર આઘાત પહોંચશે. મને એ ક્રૂર બાપ માનશે. દયાધર્મ સમજનાર બાપ પુત્રને આઘાત પહોંચે તેથી ડરતો નથી, પુત્રના શાપથી ગભરાતો નથી. દયાધર્મ — પરોપકારધર્મ — તો એવા પ્રસંગમાં સૂચવે છે કે તેના હાથમાંથી દારૂની બાટલી છીનવી લેવી. બળાત્કાર કરીને તેના હાથમાંથી હું પડાવી ન લઉં, પણ મને ખબર પડે કે ઘરમાં અમુક ઠેકાણે તે દારૂ રાખે છે તો ત્યાંથી લઈને હું તેને જરૂર ફોડી નાખું.

સામાન્ય વસ્તુમાં કોઈને નકામા ન દૂભવીએ, દયાધર્મનું નામ લઈ બીજાને નાની વાતમાં પણ ટોકવા ન બેસી જઈએ, એ દયાધર્મનું સરસમાં સરસ માપ રાયચંદભાઈએ મૂકી દીધું છે.

આ સામાન્ય માપ સમજીએ તો, પૂરી સમજણ પડતી ન હોય તેવું ઘણું આપણે લોકલજ્જાએ જ કરી લઈએ. ખાદી શા માટે પહેરવી એ હું સમજી શકતો ન હોઉં, ઝીણી મલમલ મને ગમતી હોય, તોપણ જે સમાજમાં હું રહું છું તે બધા ખાદી પહેરે છે ને ખાદી પહેરવામાં કંઈ ખોટું કે અધર્મ નથી. સમાજમાં જે થાય છે તે હું કરું. આવો સરળ ન્યાય રાયચંદભાઈએ મને શીખવ્યો.

મુંબઈમાં એક વાર અમે દયાધર્મની વાતો કરતા હતા. ચામડું વાપરવું જોઈએ કે નહિ તેનો વિચાર ચાલતો હતો. અમે બન્નેએ છેવટે માની લીધું કે ચામડા વિના તો ન જ ચલાવી શકાય. ખેતી જેવા ઉદ્યોગો તો ચાલવા જ જોઈએ; પણ કંઈ નહિ તો ચામડું માથે તો ન જ પહેરીએ. હું તો મૂળથી જ જરા કકરો રહ્યો. મેં પૂછ્યું કે તેમને માથે ટોપીમાં શું છે? એ પોતે તો આત્મચિંતનમાં લીન રહેનારા હતા. પોતે શું પહેરે છે, શું ઓઢે છે એના વિચાર કરવા બેસતા નહિ. માથે ટોપીમાં ચામડું છે એ તેમણે જોયેલું નહિ. પણ મેં બતાવ્યું કે તરત તેમણે ટોપીમાંથી ચામડું તોડી કાઢ્યું. મને કંઈ એમ નથી લાગતું કે મારી દલીલ એટલી સજ્જડ હતી કે તેમને સોંસરી ઊતરી ગઈ. તેમણે તો દલીલ જ કરી નહિ. તેમણે વિચાર્યું કે આનો હેતુ સારો છે, મારી ઉપર પૂજ્યભાવ રાખે છે, તેની સાથે ચર્ચા શું કામ કરું? તેમણે તો તરત ચામડું ઉતારી નાંખ્યું; ને ફરી પાછું કદી ચામડું માથે પહેર્યું નહિ હોય એમ માનું છું. પણ કોઈ જો આજે એમ કહેતો આવે કે ત્યાર પછી તેણે તેમને ચામડાવાળી ટોપી પહેરતા જોયા હતા તોપણ મને તેમાં આઘાત ન પહોંચે. હું ફરીથી તેમની પાસે પહોંચું તો તે ફરીથી તરત જ પાછું ચામડું ઊતરડી નાંખે. તેમનું એમાં ચિત્ત ન હોય એટલે રહી ગયું હોય.

એમાં જ મહાપુરુષનું મહત્ત્વ છે. તેનામાં મિથ્યાભિમાન નથી હોતું એમ એ બતાવે છે. બાળક પાસેથી પણ તે શીખી લેવાને તૈયાર હોય છે. મોટા માણસો નાની બાબતોમાં મતભેદ ન રાખે. નાની નાની બાબતોમાં જે દયાધર્મને બહાને મતભેદ રાખ્યાં કરે, આત્મનાદની વાતો કરવા બેસે, તેને હું કહું છું કે, આત્માનો નાદ છે જ નહિ, અથવા તો પશુની જેમ તેનો આત્મા સૂતેલો છે. મનુષ્યોમાં ઘણોખરો તો આત્મા ઊંઘતો જ હોય છે. મનુષ્યમાં ને પશુમાં ભેદ એટલો છે કે મનુષ્યનો આત્મા પૂરેપૂરો જાગી શકે છે. જો આપણે નવ્વાણું પ્રસંગોમાં દુનિયા સાથે ચાલતા હોઈએ તો એક પ્રસંગમાં તેને કહી શકીએ કે આ તમે ઠીક નથી કરતા. જન્મ્યો ત્યારથી દુનિયા સાથે જે વેર બાંધીને બેસે છે તે પ્રેમ બતાવી કેમ શકે?

ઘણા પ્રસંગોમાં તો આપણે જડ હોઈએ તેમ જ વર્તવું જોઈએ. શુદ્ધ જડમાં ને ચૈતન્યમાં નહિ જેવો જ ભેદ છે. જગત બધું જડ રૂપે જ દેખાય છે, આત્મા તો કોઈક વાર જ પ્રકાશે છે. અલૌકિક પુરુષનો એવો વ્યવહાર હોય છે. એવો વ્યવહાર રાયચંદભાઈનો હતો એવું મેં જોયું છે.

તેઓ જો આજે જીવતા હોત તો અત્યારે ચાલી રહેલી પ્રવૃત્તિને તેમણે આશીર્વાદ જ આપ્યો હોત. આ વસ્તુમાં ધર્મ છે. જેના આત્મામાં દયાધર્મ વસે છે તેનાથી આમાં પડ્યા વિના રહેવાય જ નહિ. આમાંથી રાજપ્રકરણી, આર્થિક ઇત્યાદિ પરિણામો ભારે સુંદર આવવાનાં તે તો છે જ, પણ સૌથી સુંદર પરિણામ તો એ આવશે કે આ પ્રવૃત્તિથી ઘણા ઊગરી જશે; ઘણા મોક્ષને લાયક થઈ જશે. જો વરસને અંતે એવો અનુભવ ન થાય તો મને જીવવું વિષમ થઈ પડે.

તેઓ ઘણી વાર કહેતા કે ચોપાસથી કોઈ બરછીઓ ભોંકે તે સહી શકું, પણ જગતમાં જે જૂઠ, પાખંડ, અત્યાચાર ચાલી

રહ્યાં છે, ધર્મને નામે જે અધર્મ વર્તી રહ્યો છે, તેની બરછી સહન થઈ શકતી નથી. અત્યાચારોથી ઊકળી રહેલા તેમને ઊકળી જતા મેં ઘણી વાર જોયા છે. તેમને આખું જગત પોતાના સગા જેવું હતું. આપણા ભાઈ કે બહેનને મરતાં જોઈને જે કલેશ આપણને થાય છે, તેટલો કલેશ તેમને જગતમાં દુઃખને, મરણને જોઈને થતો. કોઈ કહે, તેઓ તેમના પાપે દુઃખ પામતા હોય. પણ તેમને પાપ કરવું શું કામ પડયું? જ્યારે પુણ્યને સરળ માર્ગ મળતો નથી, પણ મોટી ખીણો ને પર્વતો ઓળંગવાં પડે છે, ત્યારે આપણે તેને કળિકાળ કહીએ છીએ. તે વખતે જગતમાં પુણ્ય બહુ જોવામાં આવતું નથી, ઠેકાણે ઠેકાણે પાપ દેખાય છે. પાપ પુણ્યને નામે ચાલ્યાં કરે છે. તેવી સ્થિતિમાં દયાધર્મનું પાલન કરવા ઇચ્છીએ તો આપણો આત્મા કલેશથી ઊભરાઈ જવો જોઈએ. એમ લાગવું જોઈએ કે, આવી સ્થિતિમાં જીવવું તે કરતાં દેહ જર્જરિત થઈ જાય, પડી જાય તે વધારે સારું.

રાયચંદભાઈનો દેહ આટલી નાની ઉંમરે પડી ગયો તેનું કારણ મને એ જ લાગે છે. તેમને દરદ હતું એ ખરું, પણ જગતના તાપનું જે દરદ તેમને હતું તે અસહ્ય હતું. પેલું શારીરિક દરદ તો જો એકલું હોત, તો જરૂર તેઓ તેને જીતી શકયા હોત. પણ તેમને થયું કે આવા વિષમ કાળમાં આત્મદર્શન કેમ થઈ શકે? દયાધર્મની એ નિશાની છે.

દયાધર્મની પરિસીમા માંકડને નહિ મારવામાં નથી. માંકડને ન મરાય એ ખરું છે, પણ માંકડને ઉત્પન્ન પણ ન કરાય. જેટલું ઘાતકીપણું મારવામાં છે તેથી વધારે ઘાતકીપણું ઉત્પન્ન કરવામાં છે.

માંકડને આપણે બધા પેદા કરીએ છીએ. શ્રાવકો પેદા કરે છે, હું વૈષ્ણવ પણ પેદા કરું છું. આપણે શૌચાચાર જાણતા નથી. પરિગ્રહ વધારતી વખતે આપણે વિચાર કરતા નથી અને પરિગ્રહથી ઉત્પત્તિ સિવાય બીજું શું થાય?

માંકડ, મચ્છર, વગેરે સૂક્ષ્મ જંતુઓને નહિ મારવામાં દયાધર્મ છે જ. પણ તેથી વધારે દયાધર્મ એ છે કે આપણાથી માણસને ન મરાય. માણસને મારવો ને માંકડને મારવો એની વચ્ચે પસંદગી કરવી પડે એવા પ્રસંગ આવે ત્યારે કોને મારવો? માણસને મારીને માંકડને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ આવવો શક્ય હોય છે. માંકડને મારીને માણસને ઉગારવો એ ધર્મ હોય એવો પ્રસંગ પણ શક્ય છે. હું તો એ બંને જાતના પ્રસંગમાંથી ઊગરી જવાનો માર્ગ કહું છું. તે દયાધર્મ છે. કવિશ્રી કહેતા કે, "જૈન ધર્મ જો શ્રાવકોના હાથમાં ન ગયો હોત તો એનાં તત્ત્વો જોઈને જગત ચકિત થાત. વાણિયાઓ તો જૈન ધર્મતત્ત્વોને વગોવી રહ્યા છે. તેઓ કીડિયારાં પૂરે છે, પટેટું મોંમાં જાય તો તેમને દુઃખ થાય છે. એવા ઝીણા ઝીણા ધર્મ તેઓ પાળે છે. તેમની એ ઝીણવટ તેમને મુબારક હો. પણ જે એમ જાણે છે કે, એમાં જ જૈનધર્મની પરિસીમા છે તેઓ તો ધર્મની નીચામાં નીચી શ્રેણીએ જ છે. એટલો ધર્મ તો પતિતનો છે. એ ધર્મ પુણ્યવાનનો નથી." આથી ઘણા શ્રાવકો કહે છે કે, રાજચંદ્રને ધર્મનું ભાન ન હતું, તે દંભી હતા, અહંકારી હતા. હું પોતે તો જાણું છું, દંભ અહંકારનું તેમનામાં નામ ન હતું.

માંકડ વગેરે જંતુઓને નહિ મારવામાં દયાધર્મ સમાપ્ત નથી થતો — જોકે તેમને મારવાં તો ન જ જોઈએ. પણ એ તો પહેલું પગથિયું છે. કોઈ જમાનામાં એવી માન્યતા નીકળી હશે કે મનુષ્યને નિભાવવા ખાતર કોઈ પણ જંતુને મારવામાં પાપ નથી. ત્યારે કોઈ સાધુ ઊભો થયો હશે અને જંતુઓના રક્ષણ ઉપર વધારે ભાર આપ્યો હશે. એ સાધુએ કહ્યું હશે કે, "રે મૂરખા, ક્ષણિક દેહની ખાતર જંતુઓનો નાશ ન કર. તારા મનમાં એટલી તાલાવેલી હોવી જોઈએ કે દેહ તો કાલે પડતો હોય તો ભલે આજે પડે." આમાંથી 'અહિંસા'નો જન્મ છે.

પરંતુ જે માંકડને નથી મારતો, પણ પોતાનાં સ્ત્રી-પુત્રને મારે છે તે જૈન નથી, તે હિંદુ નથી, તે વૈષ્ણવ નથી; તે શૂન્ય છે. આપણે કવિશ્રીની સ્મૃતિને દિવસે દયાધર્મનો સંકુચિત અર્થ છોડીને તેનો વિશાળમાં વિશાળ અર્થ લઈએ. એક પણ જીવને દૂભવવો, દુશ્મન માનવો એ પાપ છે. જે એમ ઇચ્છે છે કે, જનરલ ડાયરને ફાંસી દઈએ, સર માઇકલ ઓડવાયરને બળતા અંગારમાં નાંખવો જોઈએ, — તે નથી શ્રાવક, નથી વૈષ્ણવ, નથી હિંદુ. તે કંઈ જ નથી. અહિંસાનું રહસ્ય એ જ છે કે ગુસ્સો રોકવો, આત્માની મલિનતા દૂર કરવી. જનરલ ડાયરની પરીક્ષા કરનાર હું કોણ? હું જાણું છું કે હું રોષથી ભરેલો છું, કેટલાયનાં મનમાં મનમાં ખૂન કરતો હોઈશ. હું જનરલ ડાયરની પરીક્ષા કરનાર કોણ? એટલે મેં નિશ્ચય કર્યો કે તરવારથી મને કોઈ મારે, પણ મારે તેને મારવો નહિ. એ દયાધર્મ છે, અસહકારની પ્રવૃત્તિનું રહસ્ય છે.

પણ જ્યારે હું બોલતો હોઉં છું ત્યારે દયાધર્મ શબ્દ વાપરતો નથી. આજે રાજચંદ્ર જયંતીનો પ્રસંગ હોવાથી હું દયાધર્મની વાત કરું છું. હું જાણું છું કે આ પ્રવૃત્તિનું પરિણામ તો એ જ છે, ને પરિણામ એ હશે તો લોકો આપોઆપ જાણી લેશે જ.

સર્પને મારવામાં પાપ છે તે કરતાં મનુષ્યશરીરધારી સર્પ કે વાઘને મારવામાં વધારે પાપ છે. પશુ વાઘને તો આપણે બીકને વશ થઈને મારીએ છીએ, રોષથી નથી મારતા. જો કોઈ ધર્મ-રાજા ખરેખર હોય ને તેના હાથમાં આપણાં પાપપુણ્યનો ન્યાય કરવાનો હોય, તો તે વાઘને મારવાની દયા ખાઈને કદાચ તેને માફી આપશે. કારણ કે તેમાં તો માણસે પોતાનો પશુધર્મ પાળ્યો છે; એક પશુએ બીજા પશુને માર્યું છે. પણ મનુષ્યને મારવામાં તો રોષ હોય છે, અભિમાન હોય છે, દંભ હોય છે. ધર્મરાજા કહેશે, "અરે મૂર્ખ, તેં મનુષ્યને માર્યો તેની પાછળ તો કેટલીયે ખટપટ, કેટલાંયે પાખંડ હોવાં જોઈએ."

શ્રાવકોને ને બધાને હું કહું છું કે, જીવદયાનો અર્થ કીડી મંકોડી આદિ સૂક્ષ્મ જંતુને ન મારવાં એટલો જ નથી. તેમનેયે મારવાં તો ન જ જોઈએ. પરંતુ મનુષ્યયોનિમાંના કોઈ જીવને પણ છેતરવો ન જ જોઈએ. અને છતાં ઘણા વેપારીઓ બીજું શું કરે છે? કોઈ શ્રાવક મારી પાસે તેના ચોપડા મૂકે તો હું તેને બતાવી દઉં કે એ શ્રાવક નથી. જે કપડાંનો આપણે વેપાર કરીએ એની ઉત્પત્તિ ક્યાંથી છે? મેલમાં જ તેની ઉત્પત્તિ છે કે નહિ, તેની કાંજીમાં ચરબી છે કે નહિ, એ વેપારીએ વિચારવું ઘટે. દામદૂપટ લેવું તેને હરામ હોવું જોઈએ. એ શ્રાવકનો ધર્મ નથી. એક પૈસો, બે પૈસા મજૂરી ચડાવો તે ઠીક, પણ આટલી બધી જંજાળ શી? આટલું પાખંડ શું? વ્યાજ તો એટલું બધું લેવાય છે કે સામો માણસ મરી જ જાય. હું જ્યાં જાઉં છું ત્યાં શ્રાવકો તેમ જ વૈષ્ણવ બન્ને વાણિયાની સામે ફરિયાદો હોય છે. ઘણા ગોરાઓ મને મહેણું મારે છે કે તમારા જ લોકો કેટલું બધું વ્યાજ લે છે!

આપણે નીચ વાણિયા મટીને ક્ષત્રિય થવું જોઈએ. વૈશ્યધર્મ એટલે મજૂરી બિલકુલ નહિ, હળ નહિ, શૌર્ય નહિ, વિવેક નહિ, એમ નથી. ખરો વૈશ્ય તો પોતાની ઉદારતામાં શૌર્ય — ક્ષત્રિયપણું — બતાવે, વેપારમાં વિવેક બતાવે; ને આપણાથી દારૂ ન વેચાય, માછલાં ન વેચાય, શુદ્ધ ખાદી જ વેચાય — એ વિવેક બતાવીને બ્રાહ્મણધર્મનું પણ પાલન કરે. બીજા બધા આપણે માટે મજૂરી કરે ને આપણે પડ્યા પડ્યા વ્યાજ ખાઈએ તો આપણે પતિત થઈએ. યજ્ઞ તરીકે પણ થોડી મજૂરી આપણે દરરોજ કરી લેવી જોઈએ.

પ્રધાનપણે તો વ્યાપાર એ જ વાણિયાનો ધર્મ રહે, પણ બીજા ધર્મો પણ તેમનામાં હોવા તો જોઈએ જ. મારી સ્ત્રીના રક્ષણ સારુ મારે જો કાબુલી કે પઠાણ રાખવો પડે તો તે કરતાં

મારે — હું હિંદુ હોવા છતાં — મારી સ્ત્રી સાથે છૂટાછેડા જ કરી નાંખવા જોઈએ. પણ આજે ઘણા વાણિયાઓ શું કરે છે? તેઓએ સિપાઈઓ, ભૈયાઓ, પઠાણો રાખ્યા છે. એ પણ ભલે રાખો, મને તેની ઈર્ષ્યા નથી: પણ તમારાં બૈરાંછોકરાંનું રક્ષણ કરવાની તાકાત ન હોય તો તમે જઈને મઢૂલીમાં બેસો, ને ત્યાં રહીને તમારા ધર્મને દીપાવો. વાણિયાનો ધર્મ જગતની રક્ષા સારુ નીકળી પડવાનો નહિ રહે; જ્યારે જ્યાં દુ:ખી દેખશે ત્યાં ક્ષત્રિય તેનું રક્ષણ કરવા પહોંચી જશે.

રાયચંદભાઈના જીવનમાંથી મોટામાં મોટી વસ્તુ મેં એ જોઈ કે વણિક વણિક તો રહે જ. અત્યારે તો વણિક એ વણિક જ રહ્યો નથી. ખરો વણિક બનવા માટે મોટા પંડિત બનવાની કે ઝાઝાં થોથાંની જરૂર નથી. જે મેલો નહિ થાય, જે યમનિયમ પાળતો હશે, જે અધર્મ અસત્યથી દૂર રહેતો હશે, જેના હૃદયમાં વ્યભિચારનો સ્પર્શ સરખો નહિ હોય, જેના હૃદયમાં દયાધર્મ વસતો હશે, તે 'કેવળી' બની શકે, તેને કેવળજ્ઞાન અપ્રાપ્ય નથી. તેથી હું તમને નથી કહેતો કે તમે સંસ્કૃત ભણો જ, ભગવતી સૂત્ર વાંચો જ. વાંચો કે ન વાંચો એ સંબંધે હું તટસ્થ છું.

વઢવાણમાં જયંતી ઊજવાઈ તે વખતે જ રાજચંદ્ર પુસ્તકાલય ખોલવું એવો સંકલ્પ કર્યો હતો. મકાન બાંધવાની તે વખતે વાત થઈ હતી. તે બાબતમાં મેં ભારે ઉત્સાહ બતાવ્યો ન હતો. મેં કહ્યું હતું કે મકાન હશે, પણ તેમાં આત્મા નહિ હોય તો મકાન તો એક ઈંટકું છે. આજે હવે ત્રણ વરસનો સંકલ્પ ફળે છે. બધા સંજોગો ભેગા થયા છે. આજે જિનવિજયજી જેવા લાયક પુરુષ મળી ગયા છે. પુરાતત્ત્વમંદિરનું પુસ્તકાલય પણ જોડાઈ ગયું છે. તેનો લાભ જે કોઈ ત્યાં જવાની તસ્દી લેશે તેને છૂટથી મળશે.

જે તમે સાંભળ્યું તે સાથે લઈ જજો ને જીવનમાં ઉતારજો. ટીકાયોગ્ય લાગે તેટલું તરત ત્યાગી દેજો, પણ ગ્રાહ્ય લાગ્યું હોય, જે તમારા કર્ણને, હૃદયને પ્રિય લાગ્યું હોય, તેનો તો આજથી જ અમલ શરૂ કરી દેજો.

તા ૨૪-૧૧-'૨૧

# ૧૧. શ્રી રાયચંદભાઈ

[ ઈ. સ. ૧૯૩૫ની શ્રીરાજચંદ્ર જયંતી ( કાર્તિકી પૂર્ણિમા ) ને દિવસે વર્ધામાં સાંજની પ્રાર્થના પછી પૂ. ગાંધીજીએ કરેલું પ્રવચન.
—પ્રકાશક ]

આપણા પૂજ્ય પુરુષોની સ્મરણતિથિઓ ઊજવવાનું મને યાદ નથી રહેતું; મને એમાં ખાસ ઉત્સાહ પણ નથી આવતો. પરંતુ તેનો અર્થ એવો નથી કે એમના પ્રત્યે મારામાં ભક્તિભાવ નથી અથવા ઓછો છે. એમના પ્રત્યેના ભક્તિભાવને કૃતિઓ દ્વારા પ્રદર્શિત કરવાને હું સતત મથું છું, અને એનાથી મને સંતોષ રહે છે. આજ રાજચંદ્ર જયંતી છે એનું સ્મરણ મને મગનભાઈએ કરાવ્યું, તે નિમિત્તે હું કાંઈક કહેવા ના કહું એ ઠીક ન લાગ્યું.

રાયચંદભાઈ સાથેનો મારો પરિચય ખૂબ પુરાણો કહેવાય: ૧૮૯૧માં વિલાયતથી ઘેર પાછો આવ્યો તે જ દિવસે એમનો પરિચય મને સાંપડ્યો. ડૉ. મહેતા, જેમની જોડે ઇંગ્લંડથી મારી મૈત્રી થયેલી, એમના એ બનેવી થાય. એમણે જ મને એમની ઓળખાણ કરાવી. અને ત્યારથી જે સંબંધ બંધાયો તે એમના દેહાંત સુધી રહ્યો. તે ફાલીફૂલી ખૂબ ગાઢ થતો ગયેલો. ધીમે ધીમે એમના પ્રત્યે મારો ભક્તિભાવ બંધાયો. એમના જીવનનો પ્રભાવ મારા પર એટલે સુધીનો પડેલો કે એક વાર મને થયું કે હું એમને મારા ગુરુ બનાવું.

પણ, ગુરુ તો બનાવવા ચાહીએ તેથી થોડા જ બની શકે છે? ગુરુ તો સહજપ્રાપ્ત હોવા જોઈએ. તપ અને એમની પ્રાપ્તિ માટે આકાંક્ષા હોય તો સમર્થ ગુરુ કોઈ દિવસ સાંપડે. એવા ગુરુ પ્રાપ્ત કરવાની ઉત્કંઠા મને હંમેશ રહેલી છે.

અમે પ્રથમ મળ્યા તે વેળાની મારી આધ્યાત્મિક સ્થિતિ કેવળ જિજ્ઞાસુની હતી. ઘણા પ્રશ્નો વિષે મનમાં શંકા રહેતી. આજ હું ધર્મ વિષે શંકિત છું એમ ન કહેવાય. પણ તે વેળા ધર્મ, હિંદુધર્મ, ગીતા (જોકે ઇંગ્લાંડમાં મેં અંગ્રેજી તરજુમો વાંચેલો) વગેરે વિષે મને થોડું જ જ્ઞાન હતું. માતાપિતા પાસેથી હું સહેજે પામ્યો હતો એની અહીં વાત નથી કરતો. મેં મારા પ્રયત્નથી ધર્મ વિષે બહુ જાણ્યું હોય એમ નહોતું. પણ મને ધર્મ વિષે જાણવાની ઉત્કંઠા રહેતી. તેથી રાયચંદભાઈનો સમાગમ મને ગમ્યો, ને તેમનાં વચનોની અસર મારી ઉપર પડી.

આવી દશામાં મારો અને રાયચંદભાઈનો પરિચય થયો અને એ મને લાભપ્રદ નીવડ્યો છે. મારી ઉપર ટૉલ્સ્ટૉયની અસર અવશ્ય પડી. તે તેમનાં લખાણો દ્વારા. પણ અહીં તો મને જીવંત મૂર્તિનો પરિચય, અને તે ઉપર કહ્યા એવા સંજોગોમાં મળ્યો, એ વિશેષતા હતી. તે વેળા એમની 'મોક્ષમાળા' પ્રગટ થઈ હતી. ઉપરાંત તેમના ભક્તો એમના પત્રો સંઘરતા, તે મને છૂટથી વાંચવા મળતા. એમના જીવનની કશી વાતો મારાથી અજ્ઞાત નહોતી, ન કોઈ મારાથી રાખતા. એવા પુણ્યપુરુષના જીવનમાંથી આપણા જેવા પ્રાકૃત માણસ શો બોધ ગ્રહણ કરી શકે? એવા પુરુષના જીવનનો અભ્યાસ આપણ પ્રાકૃત જનોને કરવો હોય તો કેમ કરવો જોઈએ? — એ હું આજ થોડાકમાં બતાવી દઉં.

એક વાત પ્રથમ કહેવાની છે. તે એ કે, જો આપણે આજના યુગના ગજથી રાયચંદભાઈનું જીવન માપવા જઈશું તો

આપણને કદાચ એમ થશે કે, એ એવા હતા શું? અહીં આગળ હું બાહ્ય જીવનની વાત કરું છું. હિંદુસ્તાનમાં ભગવાં વસ્ત્ર ને તિલકાદિ ધારણ કરે એ સાધુ મનાય છે: બાહ્ય વેશથી પૂજ્ય કહેવાય છે. રાયચંદભાઈનું બાહ્ય રૂપ એ રીતે પૂજ્યતા આકર્ષે તેવું નહોતું. એ વેપારી હતા, અને વેપાર પણ વિદેશી વસ્ત્રોનો ને હીરામોતીનો કરતા. હીરામોતી પણ વિદેશ સાથેનો વેપાર થયો, કેમ કે તેને અંગે પૅરિસ સાથે ખૂબ સંબંધ રહેતો. આવી જાતનું જીવન આજ આપણને ઠીક નહિ લાગે. આપણને એમ થશે કે જીવનમાં દેશી ચીજોનો વાપર ને વ્યાપાર તો સહેજે હોવો જોઈએ. રાયચંદભાઈના જીવનમાં એ નહોતું. પણ એથી આપણને આઘાત ન પહોંચવો જોઈએ. દેહાંત થયેલા પુરુષોના જીવનનું માપ કાઢવા વર્તમાન યુગનો ગજ લઈએ તો નિરાશા મળે. એમનું સાચું માપ કાઢવા તો આપણે ત્યારની નીતિનો ગજ લેવો જોઈએ. જેમ કે, મહાભારત કે વાલ્મીકિના જમાનાને માટે આપણે કરીએ છીએ. તે જમાનાની બૂરાઈ તે આજ એ રૂપે ન હોય, અને ભલાઈ તે ભલાઈ પણ ન હોય. એટલે, માપ કાઢતી વખતે જે વસ્તુઓમાં નિત્ય પરિવર્તન થતું રહે એવી હોય એનો ખ્યાલ રાખવો જોઈએ.

તેઓ સારી પેઠે સંવાદ કરતા. એમના ચિત્તની સરળતાનો પ્રભાવ સાંભળનાર ઉપર પડતો. અને એના દિલનું પરિવર્તન પણ તે કરી શકતા.

રાયચંદભાઈને ગૂઢ જ્ઞાન હતું. તેઓ સુશિક્ષિત, એટલે કે ભારે ભણેલા હતા એમ ન કહેવાય. બાળપણથી જ લગભગ એમણે શાળાનો અભ્યાસ છોડેલો. પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરવાની એમની શક્તિ અજબ હતી. તે શતાવધાની હતા. કાંઈ પણ એક વાર વાંચે એટલે યાદ રહે એવી તીવ્ર સ્મરણશક્તિ હતી. વેપાર કરવા દુકાને બેસતા ત્યારે એમની પેટી પર હિસાબી ચોપડા

વગેરે તો હોય. પરંતુ વધારે પ્રમાણમાં ત્યાં ધર્મગ્રંથો પડેલા જોવામાં આવતા. કામ પત્યું કે તે આ ધર્મગ્રંથો જોવામાં લાગતા. અને એની સાથે એમની રોજનીશી રહેતી. એમાં તે દિવસે કામ કરતા તે કદાચ નહિ લખતા, પણ શા વિચારો કર્યા તે ટપકાવતા. કોઈને મળ્યા ને જ્ઞાનગોષ્ઠી કરી તે લખતા. કોઈ વાર કાવ્યો પણ એમાં જ લખતા. અને આની સાથોસાથ તે લાખોનો વેપાર કરતા. તેમાં લાભહાનિ પણ થતી હોય. પણ એ બધું એમને મન ક્ષણિક હતું. એમનું સાચું જીવન તો ધર્મલાભને અનિવાર્ય સમજી એમાં ઓતપ્રોત રહેતું.

આમ હોવું એ નાનીસૂની વાત નથી. લાખોનો ધંધો કરનાર દુકાનના દફતરમાં ધર્મગ્રંથ રાખીને બેસે એની સાથે તે વળી વેપાર શો કરવો, એમ કેટલાકને થશે. પણ મેં તો એમને એ કરતા જોયા છે. અને અત્યારે એ વાત કહું છું ત્યારે એ બધા મારી સામે પ્રત્યક્ષ ઊભી રહે છે. એને વિષે હું કહું છું તો બહુ સહેલાઈથી; પણ એમ કરવાની શક્તિ એક ભારે વાત છે. આમ ધર્મના વિચારમાં નિમગ્ન રહેતા છતાં એમની વેપારશક્તિ જેવી તેવી નહોતી. જે કામ લે તેમાં નિપુણતા બતાવી શકતા હતા.

એમની વાચાનો પ્રવાહ બહુ ચાલતો; પણ તે વિતંડાવાદ નહિ કરતા. દલીલથી કોઈને માત કરવામાં તે રસ ન લેતા. સામાન્ય માણસ મળવા ગયો હોય ત્યારે, હું બહુ જાણનારો છું એવા અભિમાનથી, તે અનાદર નહિ કરતા. સૌને સરખા ભાવથી મળતા. ધૂર્ત લોક પણ ધર્મને નામે એમને મળતા અને બહુ નહિ તોય થોડું લૂંટી શકતા એ મારે કહેવું જોઈએ. પણ આપણે એમના જીવનમાંથી એ શીખીએ કે, મોટાની ખુશામત ને છોટાનો તિરસ્કાર, એવી જાતનો એમનો વ્યવહાર નહોતો. સંસાર સાથે સમાન સરળભાવથી રહેતા. લોકો જોડે બેસી ગંદી, નકામી કે નિંદાની વાતો કરતાં મેં તેમને કદી નથી જોયા. એમને મળવા

જનારથી વેપાર કે ધર્મની વાતથી ત્રીજા પ્રકારની વાત નહિ થઈ શકતી. આવી જાતનું વર્તન એમને સ્વભાવસિદ્ધ હતું. જે એમને સ્વભાવસિદ્ધ હતું તે આપણે બધા પ્રયત્ન કરીને સાધી શકીએ.

આ ઉપરાંત, એમના જીવનમાંથી શીખવાની બે મોટી વાતો તે સત્ય અને અહિંસા. પોતે જે સાચું માનતા તે કહેતા ને આચરતા. અને અહિંસા તો, તે જૈન હતા એટલે અને એમના સ્વભાવથી, એમની પાસે હતી. આજ અહિંસાની પ્રાકૃત સમજ જૈનોમાં છે — કે નાનાં જીવજંતુ ન મારવાં વગેરે — એટલેથી જ એમની અહિંસા સમાપ્ત નહોતી થતી. એમને તો મનુષ્યને કાંઈ દુઃખ થાય તો તેથી પણ દુઃખ થતું. અને તે એટલે સુધી કે ઘણી વાર એમને સંસારથી વિરક્તિ આવી જતી.

વિરક્તિનો ગુણ એમના જીવનમાં પહેલેથી જ જોવામાં આવે છે. ૩૩ વર્ષની નાની વયે એ ગુજરી ગયા. ૧૭–૧૮ વર્ષની ઉંમરનાં એમનાં પદ્યોમાં આ વૈરાગ્યભાવ દેખાય છે. અને તે ઉંમરે એમણે ત્યાગતિતિક્ષાનું જીવન ગ્રહણ કરવા તાકેલું. ત્યારથી એમનામાં આ વૈરાગ્યવૃત્તિ રહેલી હતી, જોકે ગૃહસ્થાશ્રમ અને વેપાર લગભગ અંત સુધી એમની પાસે રહ્યાં હતાં. પણ વૃત્તિથી તે વૈરાગી હતા.

એમના જીવનમાંથી ચાર ચીજો શીખી શકાએ : (૧) શાશ્વત વસ્તુમાં તન્મયતા; (૨) જીવનની સરળતા : આખા સંસાર સાથે એકસરખી વૃત્તિથી વ્યવહાર; (૩) સત્ય અને (૪) અહિંસામય જીવન.

મરણ પૂર્વે થોડાક અગાઉના પત્રો મેં જોયા છે. આ વસ્તુઓ તેમાં પણ મેં ભાળી છે. એ વસ્તુઓ આપણે સ્મરણમાં રાખીએ અને જીવનમાં પણ અનુકરણ કરીએ તો આપણે એમની પુણ્યતિથિ ઠીક ઊજવી એમ કહેવાય.

વર્ધા : તા ૧૦-૧૧-'૩૫

# ૧૨. ટૉલ્સ્ટૉયશતાબ્દી

[ ગઈ તા. ૧૦મીએ રશિયન મહર્ષિ ટૉલ્સ્ટૉયની જન્મશતાબ્દી હતી, તે નિમિત્તે અમદાવાદના યુવકસંઘની વિનંતીથી ગાંધીજીએ સત્યાગ્રહાશ્રમમાં નીચેનું વ્યાખ્યાન આપ્યું હતું. ગાંધીજીને વ્યાખ્યાન આપવાની વિનંતી કરતાં યુવકસંઘના પ્રમુખ ડૉ. હરિપ્રસાદે કહેલું: "ટૉલ્સ્ટૉયના ભાઈએ એમને જે અનેક સદ્‌ગુણોવાળી લીલી સોટી શોધવાનું કહેલું તે તેઓ જીવનભર શોધતા રહ્યા, પણ તેમને તે મળી નહિ, — એટલે કે જે સિદ્ધિની શોધમાં તેઓ હતા તે તેમને લાધી નહિ." આ સોટીનો ઉલ્લેખ ગાંધીજીએ તેમના વ્યાખ્યાનમાં કરેલો છે. ]

મારી પોતાની માનસિક સ્થિતિ અત્યારે મુદ્દલ એવી નથી કે હું એકે તિથિ અથવા એકે ઉત્સવ ઊજવવાને લાયક રહ્યો હોઉં. થોડા વખત પર 'નવજીવન' કે 'યંગ ઇંડિયા'ના એક વાચકે મને પ્રશ્ન પૂછેલો: "તમે શ્રાદ્ધ વિષે લખતાં લખી ચૂક્યા છો કે વડીલોનું ખરું શ્રાદ્ધ તો તેમની પુણ્યતિથિને દિવસે તેમના ગુણોનું સ્મરણ કરવાથી ને તે પોતાનામાં વણી કાઢવાથી થઈ શકે છે. તેથી હું પૂછું છું કે તમે તમારા વડીલની શ્રાદ્ધતિથિ કઈ રીતે ઊજવો છો?" વડીલની શ્રાદ્ધતિથિ હું જુવાન હતો ત્યારે ઊજવતો. પણ અત્યારે તમને કહેતાં શરમાતો નથી કે મને વડીલની શ્રાદ્ધ-તિથિનું સ્મરણ સરખુંયે નથી. કેટલાંયે વર્ષો થયાં એક પણ શ્રાદ્ધતિથિ ઊજવ્યાનું મને સ્મરણ નથી. એટલી મારી કઠિન સ્થિતિ છે, અથવા કહો કે સુંદર સ્થિતિ છે, અથવા કેટલાક મિત્રો માને છે તેમ, ગાઢ મોહની સ્થિતિ છે. જે કાર્ય હાથમાં લીધું હોય તેનું ચોવીસે કલાક રટણ કરવું, મનન કરવું, જેટલે અંશે બને તેટલે અંશે તેને સુવ્યવસ્થિત કરવું. તેમાં બધું આવી જાય છે એવું મારું માનવું છે. એમાં વડીલોની શ્રાદ્ધતિથિ ઊજવવાનું આવી જાય છે, ટૉલ્સ્ટૉય જેવાના ઉત્સવો પણ આવી જાય છે. દાક્તર હરિપ્રસાદે મને જાળમાં ન ફસાવ્યો હોત તો તદ્દન સંભવિત છે કે આ દસમી તારીખ

મેં કોઈ પણ રીતે આશ્રમમાં ઊજવી ન હોત; એવો પણ સંભવ છે કે હું તે વીસરી ગયો હોત. ત્રણ માસ પૂર્વે મારી પાસે એલ્મર મૉડ તેમ જ ટૉલ્સ્ટૉયનું સાહિત્ય એકઠું કરનારા બીજાઓ તરફથી કાગળો આવેલા કે આ શતાબ્દી નિમિત્તે મારે કંઈક લખી મોકલવું, અને આ તારીખનું હિંદુસ્તાનમાં સ્મરણ દેવડાવવું. એલ્મર મૉડના કાગળનું તારણ કે આખો કાગળ 'યંગ ઇંડિયા 'માં છાપેલો તમે જોયો હશે. તે પછી પાછો હું આ વાત તદ્દન ભૂલી ગયેલો. આ પ્રસંગ મારે સારુ એક શુભ અવસર છે. છતાં એ હું ભૂલી ગયો હોત તો પશ્ચાત્તાપ ન કરત. પણ યુવકસંઘના સભ્યોએ આ તિથિ અહીં ઊજવવાનો પ્રસંગ આપ્યો એ મારે માટે આવકાર લાયક છે.

દત્તાત્રેયની માફક મેં જગતમાં ઘણા ગુરુ કર્યા છે એમ હું મારે વિષે કહી શકું તો મને ગમે, પણ મારી એ સ્થિતિ નથી. મેં તો એથી ઊલટું કહ્યું છે કે, હું હજી સુધી ધર્મગુરુને શોધવા મથી રહ્યો છું. ગુરુ મેળવવાને મોટી લાયકાત જોઈએ છે એવી મારી માન્યતા છે, અને તે દિવસે દિવસે દૃઢ થતી જાય છે. જેને એ લાયકાત મળી રહે છે તેની પાસે ગુરુ ચાલીને આવે છે. મારામાં એ લાયકાત નથી. ગોખલેને મેં રાજ્યપ્રકરણી ગુરુ કહ્યા છે. તેમણે મને તે ક્ષેત્ર પરત્વે પૂરો સંતોષ આપ્યો હતો. એમના કહેવાને વિષે કે એમની આજ્ઞાને વિષે મને તર્કવિતર્ક કદી ન થતા. એ મારી સ્થિતિ કોઈ ધર્મગુરુને વિષે નથી.

છતાં, એટલું તો કહું કે ત્રણ પુરુષોએ મારા જીવન પર મોટામાં મોટી અસર કરી છે. એમાં પહેલું સ્થાન હું રાજચંદ્ર કવિને આપું છું, બીજું ટૉલ્સ્ટૉયને, અને ત્રીજું રસ્કિનને. ટૉલ્સ્ટૉય અને રસ્કિન વચ્ચે હરીફાઈ ચાલે અને બંનેના જીવન વિષે હું વધારે જાણું તો એમાં કોને પહેલા મૂકું એ નથી જાણતો. પણ અત્યારે તો બીજું સ્થાન ટૉલ્સ્ટૉયને આપું છું. ટૉલ્સ્ટૉયના જીવન

વિષે ઘણાએ વાંચ્યું હશે તેટલું મેં નથી વાંચેલું. તેમણે લખેલાં પુસ્તકોનું મારું વાચન પણ બહુ ઓછું છે એમ કહીએ તો ચાલે. એમના જે પુસ્તકની અસર મારા પર બહુ જ પડી તેનું નામ 'Kingdom of Heaven is within You'. એનો અર્થ એ કે, ઈશ્વરનું રાજ્ય તમારા હૃદયમાં છે; એને બહાર શોધવા જશો તો ક્યાંયે નહિ મળે. એ મેં ચાળીસ વરસ પર વાંચેલું. તે વેળા મારા વિચારો કેટલીયે બાબતમાં શંકાશીલ હતા; કેટલીયે વખત મને નાસ્તિકતાના વિચારો આવી જતા. વિલાયત ગયો ત્યારે તો હું હિંસક હતો; હિંસા પર મને શ્રદ્ધા હતી, અને અહિંસા વિષે અશ્રદ્ધા હતી. આ પુસ્તક વાંચ્યા પછી મારી એ અશ્રદ્ધા ચાલી ગઈ. ત્યાર પછી એમનાં કેટલાંક બીજાં પુસ્તકો મેં વાંચ્યાં, તેની દરેકની શી અસર થઈ તે ન કહી શકું, પણ તેમના સમગ્ર જીવનની શી અસર થઈ તે જ કહી શકું છું.

એમના જીવનમાંથી બે વસ્તુ મને પોતાને ભારે લાગે છે. એ કહે તેવું કરનારા પુરુષ હતા. એમની સાદાઈ અદ્‌ભુત હતી; બાહ્ય સાદાઈ તો હતી જ. એ અમીર વર્ગના માણસ; આ જગતના છપ્પને ભોગ તેમણે ભોગવેલા. ધનદોલતને વિષે મનુષ્ય જેટલું ઇચ્છે છે તે બધું તેમને સાંપડેલું. છતાં એમણે ભરજુવાનીમાં પોતાના સુકાનને ફેરવ્યું. દુનિયાના અનેક પ્રકારના રંગો જોયા છતાં, અનેક પ્રકારના સ્વાદ ચાખ્યા છતાં, જ્યારે એમને લાગ્યું કે એમાં કાંઈ જ નથી, ત્યારે તેમણે પૂંઠ ફેરવી અને છેવટ સુધી પોતાના વિચારોમાં કાયમ રહ્યા. તેથી એક ઠેકાણે તો મેં લખી મોકલ્યું છે કે ટૉલ્સ્ટૉય આ યુગની સત્યની મૂર્તિ હતા. એમણે સત્યને જેવું માન્યું તેવી રીતે ચાલવાનો ઉગ્ર પ્રયત્ન કર્યો; સત્યને છુપાવવાનો કે મોળું કરવાનો પ્રયત્ન ન કર્યો. લોકોને દુઃખ થશે કે સારું લાગશે, મોટા શહેનશાહને ઠીક લાગશે કે નહિ, એનો વિચાર કર્યા વિના તેમને જે પ્રકારે જે વસ્તુ ભાસી તે જ પ્રકારે તેમણે

કહી. ટૉલ્સ્ટૉય એ પોતાના યુગને માટે અહિંસાના એક ભારે પ્રવર્તક હતા. અહિંસાને વિષે જેટલું સાહિત્ય પશ્ચિમને સારુ ટૉલ્સ્ટૉયે લખ્યું, તેટલું સોંસરવું ચાલી જાય એવું, બીજા કોઈએ લખેલું મારી જાણમાં નથી. એથી આગળ જઈને કહું તો, અહિંસાનું સૂક્ષ્મ દર્શન ટૉલ્સ્ટૉયે જેટલું કર્યું અને એના પાલનનો જેટલો પ્રયત્ન ટૉલ્સ્ટૉયે કર્યો, એટલો અમલ કે એટલો પ્રયત્ન કરનાર અત્યારે હિંદુસ્તાનમાં કોઈ છે એવો મને ખ્યાલ નથી; એવા કોઈ મનુષ્યને હું જાણતો નથી.

મારે સારુ આ સ્થિતિ દુઃખદાયક છે, મને એ ગમતી નથી. હિંદુસ્તાન કર્મભૂમિ છે. હિંદુસ્તાનમાં ઋષિમુનિઓએ અહિંસાના ક્ષેત્રમાં મોટામાં મોટી શોધો કરેલી છે. પણ આપણે વડીલોપાર્જિત મિલકત પર નભી નથી શકતા. એમાં જો વૃદ્ધિ ન કરતા રહીએ તો એને ખાઈ જઈએ છીએ. એ વિષે ન્યાયમૂર્તિ રાનડેએ આપણને ચેતવી મૂકેલા છે. વેદાદિ સાહિત્યમાંથી કે જૈન સાહિત્યમાંથી મોટી મોટી વાતો ગમે એટલી કરીએ, કે સિદ્ધાંતોને વિષે પ્રમાણો ગમે એટલાં ટાંકીએ અને દુનિયાને આશ્ચર્યચકિત કરીએ, તો પણ દુનિયા આપણને ખરા નહિ ગણે. તેથી રાનડેએ આપણો ધર્મ એ બતાવેલો કે, આપણે એ મૂડીમાં વધારો કરવો; બીજા ધર્મવિચારકોએ લખેલું હોય તેની સાથે એની સરખામણી કરવી; તેમ કરતાં કાંઈ નવું મળી આવે કે નવું અજવાળું પડે તો તેનો તિરસ્કાર ન કરવો. પણ આપણે તે પ્રમાણે કર્યું નથી. આપણા ધર્માધ્યક્ષોએ એકપક્ષી જ વિચાર કર્યો છે. તેમનાં વાચન, કથન અને વર્તનમાં એકમેળ પણ નથી. પ્રજાને સારું લાગે કે નહિ, જે સમાજમાં પોતે કામ કરે છે તે સમાજને સારું લાગે કે નહિ, તોપણ ટૉલ્સ્ટૉયની માફક ચોખ્ખેચોખ્ખું સંભળાવનારા માણસો આપણે ત્યાં નથી મળી આવતા. એવી આપણા આ અહિંસાપ્રધાન મુલકની દયામણી દશા છે.

આપણી અહિંસા નિંદવા લાયક છે. માકડ, મચ્છર, ચાંચડ, પક્ષી અને પશુઓને જેમ તેમ કરીને નભાવવામાં જાણે આપણે અહિંસાની સમાપ્તિ જોઈ રહ્યા છીએ. તે પ્રાણીઓ રિબાય તો ફિકર નથી કરતા; રિબાવવામાં પોતે ભાગ લેતા હોઈએ તોયે ફિકર નથી કરતા. પણ રિબાતા પ્રાણીને કોઈ પ્રાણમુક્ત કરે, અથવા આપણે તેમાં ભાગ લઈએ તો તેમાં આપણને ઘોર પાપ લાગે છે. એ અહિંસા નથી એવું હું લખી ગયો છું. અને ટૉલ્સ્ટૉયનું સ્મરણ કરાવતી વખતે ફરી કહું છું કે અહિંસાનો અર્થ એ નથી. અહિંસા એટલે પ્રેમનો સમુદ્ર; અહિંસા એટલે વેરભાવનો સર્વથા ત્યાગ. અહિંસામાં દીનતા, ભીરુતા ન હોય, ડરી ડરીને ભાગવાનું ન હોય. અહિંસામાં તો દૃઢતા, વીરતા, નિશ્ચલપણું હોવું જોઈએ.

આ અહિંસા હિંદુસ્તાનમાં શિક્ષિતવર્ગમાં જોવામાં આવતી નથી. તેમને સારુ ટૉલ્સ્ટૉયનું જીવન પ્રેરણારૂપ છે. એમણે જે વસ્તુ માની તેનું પાલન કરવાનો ભારે પ્રયત્ન કર્યો, અને એમાંથી કદી પાછા ન ફર્યા. હું માનતો નથી કે એમને પેલી સોટી ન મળી. ન મળી એમ તો એમણે પોતે કહ્યું. એમને એમ કહેવું શોભતું હતું. પણ ટૉલ્સ્ટૉયના ટીકાકારો લખે છે કે સોટી તેમને ન મળી, તે હું માનતો નથી. એમને જે અહિંસાનું દર્શન થયું એનો એમણે સર્વાંશે અમલ ન કર્યો એમ કોઈ કહે તો હું માનું. આ જગતમાં એવો જીવતો પુરુષ કોણ છે જે પૂરો અમલ કરી શક્યો છે? મારું તો માનવું છે કે દેહધારીને માટે સંપૂર્ણ અહિંસાનો અમલ અશક્ય છે. દેહ રહ્યો છે ત્યાં સુધી કંઈક પણ અહંભાવ તો રહ્યો જ છે. અહંભાવ છે ત્યાં સુધી જ શરીરને ધારણ કરવાપણું છે. તેથી શરીરની સાથે હિંસા રહેલી જ છે. ટૉલ્સ્ટૉયે પોતે જ કહેલું કે, જે પોતાને આદર્શે પહોંચ્યો માને તે ખલાસ થયો સમજવો, ત્યારથી એની અધોગતિ શરૂ થઈ. જેમ જેમ આદર્શની નજીક જઈએ તેમ તેમ આદર્શ દૂર ભાગતો જાય છે. જેમ તેના

શોધમાં આગળ વધતા જઈએ તેમ જણાય છે કે હજી એક ટૂક ચડવી બાકી છે. કોઈ ઝપાટાબંધ ટૂકો ન જ ચડી શકે. એમ માનવામાં હિણુપત નથી, નિરાશા નથી, પણ નમ્રતા અવશ્ય છે. તેથી આપણા ઋષિઓએ કહ્યું કે મોક્ષ એ શૂન્યતા છે. મોક્ષ મેળવનારે શૂન્યતા મેળવવાની છે. એ ઈશ્વરપ્રસાદ વિના ન આવે. એ શૂન્યતા, જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી, આદર્શરૂપે જ રહે છે. એ વસ્તુને ટૉલ્સ્ટૉયે ચોખ્ખી જોઈ, તેને બુદ્ધિમાં અંકિત કરી, તેની તરફ બે પગલાં ભર્યાં, તે જ વખતે એમને લીલી સોટી જડી. એ સોટીનું વર્ણન ન કરી શકે, મળી એટલું જ કહી શકે. છતાં મળી એમ કહ્યું હોત તો ટૉલ્સ્ટૉયનું જીવન સમાપ્ત થાત.

ટૉલ્સ્ટૉયના જીવનમાં જે વિરોધાભાસ દેખાય છે તે ટૉલ્સ્ટૉયની નામોશી કે ઊણપ નથી, પણ જોનારાની છે. એમર્સને કહ્યું છે કે અવિરોધ એ નાનકડા માણસોનું ભૂત છે. આપણા જીવનમાં કદી વિરોધ નથી આવવાનો એમ બતાવવા જઈએ તો આપણે મૂઆ પડ્યા છીએ. તેમ કરવા જતાં ગઈ કાલનું કાર્ય યાદ રાખીને તેની સાથે આજનો મેળ કરવો પડે, અને એવો કૃત્રિમ મેળ સાધતાં અસત્ય આચરવું પડે. સીધો રસ્તો જ એ છે કે જે ઘડીએ જે સત્ય લાગે તે આચરવું. આપણી જો ઉત્તરોત્તર વૃદ્ધિ થતી હોય તો આપણાં બધાં કાર્યોમાં બીજાને વિરોધ ભાસે તેથી શું? ખરું જોતાં એ વિરોધ નથી પણ ઉન્નતિ છે. તેમ ટૉલ્સ્ટૉયના જીવનમાં જે વિરોધ જણાય છે તે વિરોધ નથી, પણ આપણા મનમાં લાગતો વિરોધનો ભાસ છે. મનુષ્ય પોતાના હૃદયમાં કેટલા પ્રયત્નો કરતો હશે, રામરાવણના યુદ્ધમાં કેટલી જીતો મેળવતો હશે, એનું ભાન એને પોતાને નથી હોતું, જોનારાને તો ન જ હોઈ શકે. તે જરાક લપસ્યો તો તે કંઈ જ નથી એમ જગતને લાગે છે; અને લાગે છે તે સારું જ

છે. તેને સારુ જગત નિંદાને યોગ્ય નથી. તેથી સંતોએ કહ્યું છે કે, જગત જ્યારે આપણને નિંદે ત્યારે આપણે આનંદ માનવો, અને સ્તુતિ કરે ત્યારે થથરવું. જગત બીજું ન કરી શકે; તેણે તો મેલ જુએ ત્યાં તે નિંદવો જ રહ્યો. પણ મહાપુરુષનું જીવન જોવા બેસીએ ત્યારે મેં કહેલી વાત યાદ રાખવી. એણે હૃદયમાં કેટલાં યુદ્ધો કર્યાં હશે અને કેટલી જીતો મેળવી હશે એનો પ્રભુ સાક્ષી છે; એ જ નિષ્ફળતાઓ એ સફળતાનાં નિશાન છે.

આટલું કહીને હું એમ સમજાવવા નથી માગતો કે તમે તમારા દોષોને ઢાંકજો કે પહાડ જેવા હોય તેને રજ જેવા માનજો. આ તો મેં બીજાને વિષે કહ્યું છે. બીજાના હિમાલય જેવડા દોષોને રાઈ જેવડા માનીએ, અને આપણા રાઈ જેવડાને હિમાલય જેવડા માનીએ, આપણામાં જરા પણ દોષ જણાય, જાણ્યે કે અજાણ્યે અસત્ય થઈ ગયું દેખાય, તો આપણને બળી મરવા જેવું થવું જોઈએ, ઝાળ લાગવી જોઈએ. સર્પ કે વીંછીનો દંશ તો કંઈ નથી; એને ઉતારનારા ઘણા મળે. પણ અસત્ય અને હિંસાના દંશમાંથી મુક્તિ કોણ આપે? એ મુક્તિ ઈશ્વર જ આપી શકે; અને આપણો પુરુષાર્થ હોય તો જ મળે. તેથી આપણા દોષોને વિષે આપણે સાવધાન રહીએ, તેને જેટલા મોટા જોઈ શકાય તેટલા જોઈએ, અને જગત આપણને દોષિત ઠરાવે ત્યારે એમ ન માનીએ કે જગત કેટલું કૃપણ છે કે નાના દોષને મોટો કહે છે! ટૉલ્સ્ટૉયને કોઈ એમનો દોષ બતાવે તો એને એ ભયંકર કરી મૂકતા, જો કે એમનો દોષ બતાવવાનો પ્રસંગ ભાગ્યે જ આવ્યો હોય. કારણ, એ ભારે આત્મનિરીક્ષણ કરતા. બીજો બતાવે તે પહેલાં તો એમણે પોતાનો દોષ જોઈ લીધો હોય, અને એને સારુ પોતે જે પ્રાયશ્ચિત્ત કલ્પેલાં તે પણ કરી નાંખ્યાં હોય. એ સાધુતાની નિશાની છે. તેથી હું માનું છું કે એમને પેલી સોટી મળી હતી.

બીજી એક અદ્દભુત વસ્તુનું ભાન ટોલ્સ્ટૉયે લખીને અને પોતાના જીવનમાં ઉતારીને કરાવ્યું: અને તે 'બ્રેડ લેબર'. એ એમની પોતાની શોધ નહોતી. એક લેખકે એ વસ્તુ રશિયાના સર્વસંગ્રહમાં લખેલી. એ લેખકને ટોલ્સ્ટૉયે જગત આગળ ઓળખાવ્યો, અને એમની વાત પણ મૂકી. જગતમાં જે અસરખાપણું જણાય છે, દોલત અને કંગાલિયત દેખાય છે, તેનું કારણ એ છે કે આપણે જીવનનો કાયદો ભૂલી ગયા છીએ. એ કાયદો તે 'બ્રેડ લેબર'. ગીતાના ત્રીજા અધ્યાયને આધારે હું એને યજ્ઞ કહું છું. ગીતાએ કહ્યું છે કે યજ્ઞ કર્યા વિના ખાય તે ચોર છે, પાપી છે. તે જ વસ્તુ ટોલ્સ્ટૉયે કહી બતાવી છે. 'બ્રેડ લેબર'-નો આડોઅવળો ભાવાર્થ કરી આપણે તેને ન ઉડાવી દઈએ. એનો સીધો અર્થ એ છે કે, શરીર વાંકુ વાળીને જે મજૂરી ન કરે તેને ખાવાનો અધિકાર નથી. આપણે દરેક જણ ખાવા પૂરતી મહેનત કરી નાંખીએ તો જે ગરીબાઈ જગતમાં દેખાય છે તે ન જોઈએ. એક આળસુ બેને ભૂખે મારે છે, કારણ તેથી તેનું કામ બીજાને કરવું પડે છે. ટોલ્સ્ટૉયે કહ્યું કે લોકો પરોપકાર કરવા મથી રહ્યા છે, તેને નિમિત્તે પૈસા ખરચે છે ને ઇલકાબ મેળવે છે. પણ તેમ કરવાને બદલે જરાક જેટલું કામ કરે, એટલે કે બીજાના ખભા પરથી ઊતરી જાય, તો બસ છે. અને એ ખરી વાત છે. એ નમ્રતાનું વચન છે. પરોપકાર કરીએ પણ અમારા એશઆરામમાંથી લવલેશ ન છોડીએ એમ કહેવું એ તો અખા ભગતે કહ્યું એના જેવું થયું: 'એરણની ચોરી, સોયનું દાન.' એમ કંઈ વિમાન આવી શકે?

ટોલ્સ્ટૉયે કહ્યું તે બીજાઓએ નથી કહ્યું એમ નહિ પણ એમની ભાષામાં ચમત્કાર હતો; કેમ કે જે કહ્યું તેનો એમણે અમલ કર્યો. ગાદીતકિયે બેસનાર તે મજૂરી કરવા લાગ્યા. આઠ કલાક ખેતીનું કે બીજી મજૂરીનું તેમણે કામ કર્યું. એટલે એમણે

સાહિત્યનું કામ ન કર્યું એમ નહિ. જ્યારે તે શરીરમહેનત કરતા થયા ત્યાર પછી તો એમનું સાહિત્ય વધારે શોભ્યું. એમણે જેને પોતાનું મોટામાં મોટું પુસ્તક કહેલું છે તે 'કળા એટલે શું?' (વૉટ ઇઝ આર્ટ?). એ તેમણે આ યજ્ઞકાળમાં મજૂરી ઉપરાંતના વખતમાં લખેલું. મજૂરીથી તેમનું શરીર ન ઘસાયું. તેમની બુદ્ધિ વધારે તેજસ્વી થઈ એમ તેમણે પોતે માનેલું. અને એમના ગ્રંથોના અભ્યાસીઓ કહી શકશે કે એ સાચી વાત છે.

ટૉલ્સ્ટૉયના જીવનનો ઉપયોગ કરવો હોય તો એમના જીવનમાંથી ઉપલી ત્રણ વસ્તુઓ આપણે જાણી લેવી જોઈએ. યુવકસંઘના સભ્યોને આ વચન કહેતાં હું તેમને યાદ દેવા માગું છું કે તમારી પાસે બે માર્ગ છે: એક સ્વેચ્છાચારનો અને બીજો સંયમનો. તમને જો લાગે કે ટૉલ્સ્ટૉયે જીવી જાણ્યું ને મરી જાણ્યું, તો તમે જોશો કે જગતમાં ખરેખરો માર્ગ બધાંને સારુ — અને યુવકોને સારુ તો વિશેષે કરીને — સંયમનો જ છે; હિંદુસ્તાનમાં તો ખાસ છે. 'સ્વરાજ' એ કંઈ સરકાર પાસેથી લેવાનું છે એમ નથી. આપણી પડતી સ્થિતિનાં કારણો તપાસતાં તમને જણાશે કે તેમાં સરકારના કરતાં આપણો હાથ વધારે છે. તમે જોશો કે સ્વરાજની ચાવી આપણા હાથમાં છે; તે નથી ઇંગ્લંડમાં, નથી સિમલામાં કે નથી દિલ્હીમાં. એ ચાવી તમારા ને મારા ખિસ્સામાં છે. આપણા સમાજની અધોગતિ અને મંદતા દૂર કરવામાં શિથિલતા રહેલી છે. એ બધું કાઢી નાંખીએ તો જગતમાં એવી કોઈ શક્તિ નથી જે આપણને પોતાની ઉન્નતિ કરતાં, સ્વરાજ મેળવતાં રોકી શકે. આપણા રસ્તામાં આપણે પોતે જ આળોટી રહ્યા છીએ અને ત્યાંથી નીકળવાનો ઇનકાર કરીએ છીએ. યુવકસંઘના સભ્યોને હું કહું છું કે, તમારે માટે આ સુંદર કાળ છે, બીજી રીતે કહું તો વિષમ કાળ છે, ત્રીજી રીતે કહું તો પરીક્ષાનો કાળ છે. યુનિવર્સિટીની

પરીક્ષા આપી પદવી મેળવો એ બસ નથી. જગતની પરીક્ષા અને ઠોકરોમાંથી પસાર થાઓ ત્યારે ખરી પદવી મેળવી કહેવાય. તમારે સારુ આ સંધિકાળ છે, સુવર્ણકાળ છે. તેમાં તમારી સામે બે માર્ગ પડ્યા છે : એક ઉત્તર જાય છે તો બીજો દક્ષિણ જાય છે; એક પૂર્વ જાય છે તો બીજો પશ્ચિમ જાય છે. એમાંથી તમારે પસંદગી કરવાની છે. એમાંથી કયો પસંદ કરશો તે વિચારી લેવાનું છે. દેશમાં પશ્ચિમમાંથી અનેક વાયુ — મારી દૃષ્ટિએ ઝેરી વાયુ — આવે છે. ટૉલ્સ્ટૉયના જીવન જેવા સુંદર વાયુ પણ આવે છે ખરા. પણ એ કંઈ દરેક સ્ટીમરમાં થોડા આવે છે ? —, દરેક સ્ટીમરમાં, અથવા કહો કે દરરોજ — કારણ દરરોજ કોઈ ને કોઈ સ્ટીમર તો મુંબઈ કે કલકત્તાના બારામાં આવે જ છે — બીજા પરદેશી માલ જોડે પરદેશી સાહિત્ય પણ આવે છે. એમાંના વિચારો માણસને ચકચૂર કરનારા છે, સ્વેચ્છાચાર તરફ લઈ જનારા છે, એ ખચીત માનજો. એવું ગુમાન નહિ રાખતા કે, તમે જે વિચારો કરેલા છે, કે જે પુસ્તકો તમે અધકચરી સ્થિતિમાં વાંચેલાં છે ને તેમાંથી જે સમજ્યા છો તે જ સાચું છે, જે પુરાણું છે તે જંગલી, અસભ્ય છે, ને નવી નવી શોધો થઈ છે તે જ સાચી છે. તમે એ ગુમાનમાં હો તો મને નથી લાગતું કે તમે તમારા સંઘને શોભાવશો. સરલાદેવી પાસેથી તમે નમ્રતા, સભ્યતા, મર્યાદા, પવિત્રતા શીખ્યા છો એ આશા હજી સુધી ખરી ન પાડી શક્યા હો તો હવે પછી પાડજો. તમે કેટલાંક સારાં કામ કર્યાં છે એની પ્રશંસાથી ફુલાશો નહિ. પ્રશંસાથી ભાગતા રહેજો. ઘણું કરી નાંખ્યું એમ ન માનજો. બારડોલીને સારુ તમે પૈસા ભેગા કર્યા, પરસેવો ઉતાર્યો, બે ચાર જેલમાં ગયા, તો હું અનુભવી તરીકે તમને કહું છું કે એમાં તમે શું કર્યું ? કર્યું એમ બીજા ભલે કહે, તમે એટલાથી બેસી ન જજો. તમારે અંતરજીવન સુધારવાનું છે, અંતરાત્મા

પાસેથી ખરું પ્રમાણપત્ર મેળવવાનું છે. ખરું જોતાં આપણો આત્મા પણ સૂતેલો હોય છે. તિલક મહારાજ કહી ગયા છે, આપણે ત્યાં 'કૉન્શ્યન્સ'ને લગતો શબ્દ નથી. દરેક જણને 'કૉન્શ્યન્સ' હોય છે એમ આપણે માનતા નથી, પશ્ચિમમાં માને છે. વ્યભિચારીને, લંપટને 'કૉન્શ્યન્સ' શું હોય? તેથી તિલક મહારાજે 'કૉન્શ્યન્સ'નો છેદ ઉડાવી દીધો. આપણા ઋષિમુનિઓએ કહ્યું છે કે અંતરનાદ સાંભળવા માટે અંતરકાન જોઈએ, અંતરચક્ષુ જોઈએ, અને તે મેળવવા સંયમ જોઈએ. તેથી પાતંજલ યોગદર્શનમાં યોગાભ્યાસ કરનારને સારુ, આત્મદર્શનની ઇચ્છાવાળાને સારુ પહેલો પાઠ યમનિયમના પાલનનો બતાવ્યો છે. સંયમ સિવાય મારી, તમારી કે કોઈની પાસે બીજો રસ્તો નથી. એ ટૉલ્સ્ટૉયે પોતાના લાંબા જીવનમાં સંયમી રહીને બતાવ્યું. હું ઇચ્છું છું, પ્રભુ પાસે પ્રાર્થના કરું છું, કે એ વસ્તુ આપણે દીવા જેવી શુદ્ધ રીતે જોઈ શકીએ, અને આજે ભેળા થયા છીએ તો નિશ્ચય કરીને વિખેરાઈએ કે ટૉલ્સ્ટૉયના જીવનમાંથી આપણે સંયમ જ સાધવાના છીએ.

આપણે નિશ્ચય કરીએ કે સત્યની આરાધના છોડવાના નથી. સત્ય માટે દુનિયામાં સાચી અહિંસા એ જ ધર્મ છે. અહિંસા તે પ્રેમનો સાગર છે. તેનું માપ જગતમાં કોઈ કાઢી જ શક્યું નથી. એ પ્રેમસાગરથી આપણે ઊભરાઈ જઈએ તો આપણામાં એવી ઉદારતા આવે કે તેમાં આખા જગતને આપણે સંકેલી શકીએ છીએ. એ કઠિન વસ્તુ છે ખરી, છતાં સાધ્ય છે. તેથી આપણે શરૂઆતની પ્રાર્થનામાં સાંભળ્યું કે, શંકર હો કે વિષ્ણુ બ્રહ્મા હો કે ઇન્દ્ર, બુદ્ધ હો કે સિદ્ધ, મારું માથું તેને જ નમે જે રાગદ્વેષરહિત છે, જેણે કામો જીતેલા છે, જે અહિંસાની— પ્રેમની મૂર્તિ છે. એ અહિંસા લૂલાંલંગડાં પ્રાણીને ન મારવામાં જ નથી આવી જતી. એમાં ધર્મ હોય ખરો, પણ પ્રેમ તો

એથી અનંત ગણો આગળ જાય છે. એની ઝાંખી જેને નથી તે લૂલાંલંગડાં પ્રાણીઓને બચાવે તોયે શું? ઈશ્વરના દરબારમાં એની કિંમત ઓછી જ અંકાશે. ત્રીજી વસ્તુ તે 'બ્રેડ લેબર' — યજ્ઞ. શરીરને કષ્ટ આપીને, મહેનત કરીને જ ખાવાનો આપણને અધિકાર છે. પારમાર્થિક દૃષ્ટિએ કરેલું કામ તે યજ્ઞ. મજૂરી કરીને પણ સેવાને અર્થે જીવવાનું છે, લંપટ થવાને કે દુનિયાના ભોગો ભોગવવાને માટે જીવવાનું નથી. કોઈ કસરતી જુવાન આઠ કલાક કસરત કરે તો એ 'બ્રેડ લેબર' નથી. તમે કસરત કરો, શરીરને મજબૂત બનાવો, એને હું અવગણી નાખતો નથી. પણ જે યજ્ઞ ટૉલ્સ્ટૉયે કહ્યો છે, ગીતાના ત્રીજા અધ્યાયમાં બતાવ્યો છે, તે એ નથી. જીવન એ યજ્ઞને ખાતર છે, સેવાને ખાતર છે એમ જે માનશે તે ભોગોને સંકેલતો જશે. એ આદર્શ સાધવાના પ્રયત્નમાં જ પુરુષાર્થ છે. એ વસ્તુ ભલે સંપૂર્ણતાએ કોઈએ મેળવી નથી. એ દૂર જ ભલે રહે. ફરહાદે શિરીનને સારુ પથ્થરો ફોડ્યા તેમ આપણે પણ ફોડીએ. આપણી એ શિરીન તે અહિંસા. એમાં આપણું નાનકડું સ્વરાજ તો સમાયેલું જ છે. પણ એમાં તો બધું છે.

તા. ૧૬–૯–'૨૮

## ૧૩. ગોખલેજીનો જીવનસંદેશ*

"જે કરે, ભોગવે જેહ, જે હોમે, દે જ દાન જે,
જે તપે તપ કૌંતેય, તે મને અર્પ સર્વ તું."

* * *

"હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે,
મારું જીવ્યું સફળ તવ લેખું રે;

* આ લેખ ભગિનીસમાજ ચરિત્રપત્રિકામાં ઈ. સ. ૧૯૧૬માં પ્રગટ થયો છે.

મુક્તાનંદનો નાથ વિહારી રે,
ઓધા જીવનદોરી અમારી રે."

જે શબ્દો શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યા તે, કેમ જાણે હિન્દદેવીએ મહાત્મા ગોખલેજીને કહ્યા ને તેમણે ઊંચકી લીધા હોય નહિ, તેવું વર્તન સદ્ગત મહાત્માનું હતું. તેણે જે કર્યું, જે ભોગવ્યું, જે હોમ્યું, જે દાન દીધું, જે તપ તપ્યા, તે બધું હિન્દમાતાને અર્પ્યું હતું એ સર્વમાન્ય વાર્તા છે.

જે દશા ઓદ્ધવની મુક્તાનંદે શ્રીકૃષ્ણ પ્રત્યે ચીતરી છે તે દશા સદ્ગત ગોખલેની હિન્દ પ્રત્યે હતી.

આવા જીવનનો સંદેશો શો હતો? તેમનો વારસો શો છે? મહાત્માએ એટલું પણ બાકી ન રાખ્યું. તેમના અવસાન સમયે હિન્દ સેવક સમાજના જે સેવકો હાજર હતા તેમને બોલાવીને આવા શબ્દો કહ્યા:

"મારું જીવનવૃત્તાંત કરવામાં તમે ન રોકાશો, મારાં બાવલાં ઊભાં કરવામાં તમે કાળ ન ગાળશો. તમે હિન્દના ખરા સેવક હો તો તમે આપણા ઉદ્દેશો પાર પાડવામાં, એટલે હિન્દની સેવામાં તમારું જીવન રેડજો."

આ સેવા વિષે પણ તેમના મનના ઉદ્ગારો આપણી પાસે છે. કોંગ્રેસને નિભાવવી તે છે જ; ભાષણો લખાણો દ્વારા જનસમાજ પ્રત્યે દેશની ખરી સ્થિતિ મૂકવી તે પણ છે જ; દરેક હિન્દીને કેળવણી આપવાનો પ્રયત્ન કરવો તે પણ છે જ. આ બધું શા સારુ? કઈ રીતે? એનો જવાબ આપવામાં તેમનું દૃષ્ટિબિન્દુ નજરે આવે છે. તેમણે સેવકસમાજનું ધોરણ રચતાં લખ્યું છે કે, સેવકોનું કર્તવ્ય હિન્દનું રાજકીય જીવન ધાર્મિક બનાવવું એ છે. આમાં બધી વસ્તુનો સમાવેશ થાય છે. તેમનું જીવન ધાર્મિક હતું. જે સમયે તેમણે જે કર્યું હતું તે કેવળ ધાર્મિક વૃત્તિથી કરેલું એવી સાક્ષી મારો આત્મા પૂરે છે. વીસ

વર્ષ પૂર્વે એ મહાત્માના ઉદ્ગારો કોઈ વેળા નાસ્તિકના જેવા ભાસતા. "જે શ્રદ્ધા રાનડેની હતી તે મને નથી, હોય તો કેવું સારું!" એમ તેમણે એક વેળા કહેલું. પણ તે વેળા પણ તેમના કાર્યમાં હું ધર્મવૃત્તિ જોઈ શકતો હતો. તેમની શંકામાં જ ધર્મવૃત્તિ હતી એમ કહેવું અઘટિત નથી. જે પુરુષ સાધુજીવન ગાળે છે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્તિ છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનો આત્યંતિક ત્યાગ કર્યો છે, તે પુરુષ પોતે જાણે અથવા ન જાણે તોપણ, ધર્માત્મા છે. આવા પુરુષ મહાત્મા ગોખલે હતા, એમ હું લગભગ વીસ વર્ષના તેમની સાથેના મારા અનુભવમાં જોઈ શક્યો હતો.

સને ૧૮૯૬ની સાલમાં નાતાલના ગિરમીટના સવાલ બાબત ચર્ચા મેં હિન્દમાં ચલાવી હતી. તે વેળા હિન્દના આગેવાનોને માત્ર નામથી જ જાણતો. તે પ્રસંગે કલકત્તા, મુંબઈ, પૂના અને મદ્રાસમાં વસતા આગેવાનોના પ્રસંગમાં હું પહેલવહેલો આવેલો. સદ્ગત ગોખલે રાનડેના શિષ્ય તરીકે ત્યારે ઓળખાતા હતા. ફરગ્યુસન કૉલેજને પોતાનું જીવન ત્યારે અર્પી ચૂક્યા હતા. હું કેવળ બિનઅનુભવી નૌજવાન હતો. અમારી પહેલી મુલાકાત જ્યારે પૂનામાં થઈ ત્યારે જ અમારી વચ્ચે જે ગાંઠ બંધાઈ તે બીજા કોઈ આગેવાન ને મારી વચ્ચે ન બંધાઈ. મહાત્મા ગોખલેજી વિષે મેં જે સાંભળ્યું હતું તે તો મેં પ્રત્યક્ષ અનુભવ્યું; પણ તેમના મુખારવિંદની કોમળતાએ મારા મન ઉપર જે અસર કરી તે હું હજુ ભૂલી શક્યો નથી. તેમને મેં તુરત જ ધર્મમૂર્તિ તરીકે ઓળખ્યા. રાનડેજીનાં પણ મને તે વેળા દર્શન થયેલાં. પણ તેમના અંતરમાં હું પ્રવેશ નહોતો કરી શક્યો. તેમને હું માત્ર ગોખલેજીના ગુરુ તરીકે જાણી શકેલો. તેઓ વયે અનુભવે મારાથી બહુ મોટા હતા તેથી અથવા તો બીજાં ગમે તે કારણ હો, પણ હું જેમ ગોખલેજીને ઓળખી શક્યો તેમ રાનડેજીને ન ઓળખી શક્યો.

૧૮૯૬ના ઉપર પ્રમાણે વર્ણવેલા સમાગમ પછીથી ગોખલેજીનું રાજકીય જીવન મને આદર્શરૂપે થઈ રહેલું. ત્યારે જ મારા હૃદયમાં તેમણે મારા રાજ્યગુરુ તરીકે નિવાસ કર્યો. તેમણે સાર્વજનિક સભાનું ત્રિમાસિક લખ્યું, તેમણે ફરગ્યુસન કૉલેજમાં શિક્ષણ આપી કૉલેજને દીપાવી. તેમણે વેલ્બી કમિશનમાં જુબાની આપી પોતાનું ખરું ઝવેરાત હિન્દને બતાવી આપ્યું. તેમની કુશળતાની એવી રૂડી છાપ તેમણે લૉર્ડ કર્ઝન ઉપર પાડેલી કે જે કોઇથી ન ડરતા તે સદ્‌ગત ગોખલેથી ડરતા. તેમણે વડી ધારાસભામાં મહત્ કાર્યો કરી હિન્દને ઉજ્જ્વળ કર્યું. પબ્લિક સર્વિસ કમિશનમાં પોતાની જિંદગીને જોખમે તેમણે સેવા કરી. આ અને આવાં અનેક કામો તેમણે કર્યાં. તેનું વૃત્તાંત બીજાઓ મારા કરતાં બહુ વધારે સારું આપી ચૂકયા છે. વળી તેમનો સંદેશો જે મેં માન્યો છે અને જે ઉપર વર્ણવ્યો છે તે આ કાર્યોમાંથી સ્પષ્ટ રીતે ઘટાવી શકાય એમ ન કહેવાય. એટલે આ લેખમાં જે મેં પોતે અનુભવ્યું છે ને જે તેમના સંદેશાના પુરાવારૂપે છે તે જ આપી લેખ પૂરો કરવા ધારું છું.

સત્યાગ્રહની લડતે તેમના મન ઉપર એવી ઊંડી છાપ પાડી કે તેમની તબિયત બિલકુલ કબૂલ કરે તેમ ન હતું, છતાં દક્ષિણ આફ્રિકાની મુસાફરી કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. સને ૧૯૧૨ની સાલમાં તેઓ દક્ષિણ આફ્રિકા પધાર્યા. ત્યાંના હિંદવાસીઓએ તેમને બાદશાહી માન આપ્યું. કેપટાઉનમાં ઊતર્યા તેને બીજે જ દિવસે ત્યાંના ટાઉન હૉલમાં સભા હતી. ત્યાંના મેયર પ્રમુખ હતા. ગોખલેજીની તબિયત મેળાવડાઓમાં ભાગ લેવા અને ભાષણો કરવા જેવી જરાયે ન હતી. પણ તેમને સારુ જે અસંખ્ય ને મહેનત આપનારી ગોઠવણો ઘડાઈ ચૂકી હતી તે બધી તેમણે કાયમ રહેવા દીધી. તે નિશ્ચયને આધીન થઈ પહેલી ટાઉનહૉલની સભામાં હાજર થયા. પહેલે જ અનુભવે તેમણે કેપટાઉનના ગોરાઓનાં

મન હરી લીધાં. બધાંના મનમાં એવી છાપ પડી કે આ કોઈ પવિત્ર આત્મા દક્ષિણ આફ્રિકામાં આવેલ છે. મિ. મેરિમેન, જે દક્ષિણ આફ્રિકામાં મહાન નેતા ગણાય છે* ને જે ઉદાર અને ચારિત્રવાળા પુરુષ છે, તેમણે પોતાની સાથેની મુલાકાત વખતે આ શબ્દો કહેલા : "સાહેબ, આપના જેવા પુરુષો અમારી ભૂમિ પર આવે છે ત્યારે અમારું વાતાવરણ પવિત્ર બને છે."

જેમ સદ્‌ગત ગોખલે પોતાના પ્રવાસમાં આગળ વધ્યા તેમ આ પ્રાથમિક અનુભવ વધારે દૃઢ થતો ગયો. જગે જગે ક્ષણભર તો ગોરા ને ઘઉંવર્ણા વચ્ચેનો ભેદ જતો રહ્યો. દરેક જગ્યાએ કેપટાઉન જેવા મેળાવડા થયેલા. ત્યાં ગોરા ને હિન્દી એક પંક્તિએ બેસતા ને સદ્‌ગત ગોખલેને એકસરખું માન આપી પોતે માન લેતા. જોહાનિસબર્ગમાં તેમના માનમાં ખાણું આપવામાં આવ્યું હતું. ત્યાં લગભગ ત્રણસો નામાંકિત ગોરા હાજર હતા. ત્યાંના મેયર પ્રમુખપદે બિરાજ્યા હતા. જોહાનિસબર્ગના ગોરા કોઈના તેજમાં અંજાઈ જાય એવા નથી. તેઓમાં જેમ કરોડાધિપતિ છે તેમ માણસોને ઓળખનારા છે. તેઓ સદ્‌ગત ગોખલે સાથે હાથ મેળવવાની હરીફાઈ કરતા હતા. આનું કારણ એક જ હતું : સદ્‌ગત ગોખલેનાં ભાષણમાં શ્રોતૃવર્ગ તેમનો પોતાના દેશ પ્રત્યે ઊભરાઈ જતો પ્રેમ અને તેની સાથે તેમની ન્યાયદૃષ્ટિ જોઈ શક્યા. દેશને સારુ તેમણે સંપૂર્ણ માનમરતબો ઇચ્છ્યાં, પણ પોતે બીજા દેશનું અપમાન ન ઇચ્છ્યું. પોતાના દેશના સર્વ હક્કો જાળવવાને સારુ તેમની જેટલી તત્પરતા હતી તેટલી જ તેમ કરતાં બીજાના હક્ક ન ડૂબે એવી તેમની આકાંક્ષા હતી. આથી તેમનાં વચનમાં બધાને સ્વાભાવિક માધુર્ય લાગતું.

સદ્‌ગત ગોખલેની માન્યતા હતી કે, દક્ષિણ આફ્રિકામાં તેમનું સરસમાં સરસ ભાષણ જોહાનિસબર્ગમાં કરવામાં આવ્યું હતું. તે ભાષણ પોણા કલાકથી ઉપરાંત ચાલ્યું હતું. છતાં

શ્રોતાઓમાંના કોઈ કાયર થયેલા એવો આભાસ મારી ઉપર ન પડયો. આ ભાષણ તેમણે કેવી રીતે કર્યું? તેની તૈયારી તેમણે ૭ દહાડા અગાઉથી કરવા માંડેલી. તેને સારુ જોઈતો ઇતિહાસ જાણી લીધો, જોઈતા આંકડાઓ યાદ કરી લીધા; પછી પોતે આગલી રાતે જાગીને પોતાની ભાષા ગોઠવી લીધી. પરિણામ મેં જણાવ્યું તે આવ્યું. તેમણે ગોરાઓ અને પોતાના બંનેને સંતોષ્યા.

જનરલ બોથા અને જનરલ સ્મટ્સને જ્યારે તેઓ દક્ષિણ આફ્રિકાની રાજધાની પ્રિટોરિયામાં મળ્યા ત્યારે તેને સારુ તૈયાર થવામાં જે ખંત વાપરેલી તે હું મરણ સુધી ભૂલું તેમ નથી. મુલાકાતની આગલી તારીખે મિ. કૅલનબૅકની ને મારી પૂરી હાજરી લીધી. પોતે સવારના ત્રણ વાગ્યે ઊઠ્યા. અમને બંનેને ઉઠાડયા. તેમને આપેલું સાહિત્ય તેમણે વાંચી લીધું હતું. હવે મારી ઊલટતપાસ કરવી હતી ને તેમ કરી પોતે પૂરી તૈયારી કરી હતી કે નહિ એ જાણી લેવું હતું. મેં તેમને વિનયપૂર્વક કહ્યું કે, "આટલી મહેનતની જરૂર નથી. અમને હાલ કંઈ નહિ મળે તો અમે લડી લેશું પણ અમારી સગવડને સારુ અમે આપનો ભોગ આપવા નથી માગતા." પણ જે પુરુષે પોતાનો આત્મા પોતાના સર્વ કાર્યમાં રેડવાની ટેવ પાડી હતી તે મારા શબ્દો ઉપર કેમ ધ્યાન આપે? તેમની ઊલટતપાસનું હું શું વર્ણન કરું? તેમની કાળજીનાં શાં વખાણ કરું? આવી મહેનતનું એક જ પરિણામ આવે. પ્રધાનમંડળે સદ્દગત ગોખલેને વચન આપ્યું કે સત્યાગ્રહીઓની માગણી કબૂલ રાખનારો કાયદો મુલાકાત પછીની ત્યાંની પાર્લમેન્ટની આવતી બેઠકમાં લાવવામાં આવશે ને ગિરમીટિયા પરનો ત્રણ પાઉંડનો વાર્ષિક કર રદ થશે.

એ વચન નીમેલે વખતે ન પળાયું. પછી સદ્દગત ગોખલે ચુપ બેસી રહ્યા? ક્ષણવાર નહિ. મારી ખાતરી છે કે, ૧૯૧૩ની સાલમાં તે વચન પળાવવા ખાતર તેમણે જે પરિશ્રમ વેઠયો તેથી

તેમની જિંદગીમાં દશેક વર્ષ તો ઓછાં થવાં જોઈએ, આમ તેમના દાક્તરોએ માન્યું છે. એ વર્ષમાં હિંદને જગાડવામાં, પૈસા એકઠા કરવામાં તેમણે જે મહેનત કરી તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. દક્ષિણ આફ્રિકાના સવાલે હિંદને હલાવી મૂકયું હતું. એ પ્રતાપ સદ્ગત ગોખલેના હતા. તવારીખમાં રહી જશે એવું ભાષણ મદ્રાસમાં લૉર્ડ હાર્ડિંજે કર્યું. તે પ્રતાપ પણ તેમના. તેમના ગાઢ પરિચયમાં રહેનારાઓ સાક્ષી પૂરે છે કે. દક્ષિણ આફ્રિકાના સવાલની ફિકરમાં તેઓ ખાટલાવશ થયા. તેમ છતાં છેવટ સુધી પણ તેમણે આરામ લેવાની ના પાડી. દક્ષિણ આફ્રિકાના લાંબા કાગળો જેવડા તાર મધરાતે આવતા ને તે જ ક્ષણે વાંચતા. જવાબો તે જ ક્ષણે ઘડતા. તે જ ક્ષણે લૉર્ડ હાર્ડિંજ પર તાર જતા, ને તે જ ક્ષણે છાપાંઓને આપવા યોગ્ય નોંધો તૈયાર થતી. તે સવાલની ઉપર ધ્યાન દેવામાં ખાવાનું બંધ રહેતું, સૂવાનું બંધ રહેતું, દિવસ અને રાતનો તફાવત રદ કરવામાં આવ્યો હતો. આવી અનન્ય નિઃસ્વાર્થ ભક્તિ તો ધર્માત્મા હોય તે જ કરી શકે.

હિંદુ અને મુસલમાનના સવાલમાં પણ તેમની કેવળ ધાર્મિક દૃષ્ટિ હતી. એક સમયે સાધુને વેશે હિંદુપણાનો દાવો કરનાર એક પુરુષ તેમની પાસે આવ્યો. તેની ઇચ્છા મુસલમાનને નીચા ગણાવી હિંદુને વધારવાની હતી. આ દાવમાં સદ્ગત ગોખલે ન આવ્યા, ત્યારે તેમની ઉપર હિંદુપણાને સારુ અભિમાન નથી એવો આરોપ મૂક્યો. સદ્ગત ગોખલેએ ભમર ચડાવી હૃદયભેદક સૂરમાં જવાબ આપ્યો, "જો તમે કહો છો તેમ કરવામાં હિંદુપણું હોય તો હું હિંદુ નથી. તમે મારી પાસેથી વિદાય થાઓ." સંન્યાસી સંન્યાસીને મેલી ચાલી ગયો.

સદ્ગત ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. લેફ્ટેનન્ટ રૅંડના ખૂન પછી પૂનામાં ત્રાસ છૂટયો હતો. આ વેળા સદ્ગત

ગોખલે વિલાયતમાં હતા. તેમણે પૂનાના બચાવમાં ત્યાં ભાષણ કર્યું તે જગજાહેર છે. તેમાં કહેલી કેટલીક હકીકત પાછળથી સાબિત થઈ શકે એવું ન બન્યું. તેઓ થોડી મુદત બાદ દેશ આવ્યા. તેમણે અંગ્રેજ સિપાહીઓ જેની ઉપર આક્ષેપો કર્યા હતા તેમની માફી માગી. તે માફીથી હિંદુસ્તાનનો કેટલોક પ્રજાવર્ગ નારાજ પણ થયો. મહાત્માને કેટલાકોએ સલાહ આપી કે તેમણે જાહેર કામ છોડી દેવું જોઈએ. ભીરુતાનો આરોપ મૂકતાં પણ કોઈક અજ્ઞાન હિંદી અચકાયા નહિ. આ બધાને તેમણે એક જ જવાબ બહુ ગંભીર ને મીઠી ભાષામાં આપ્યો: "જે (દેશસેવાનું) કાર્ય મેં કોઈના હુકમથી માથે લીધું નથી તે હું કોઈના હુકમથી છોડી પણ શકતો નથી. મારી ફરજ બજાવતાં હું પ્રજામત મારી તરફ રાખી શકું તો સારૂં; પણ જો હું તેટલો ભાગ્યશાળી ન થાઉં તોપણ સારું જ હશે." ફરજ એ તેમણે ધર્મ માન્યો. કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થદૃષ્ટિએ કદી કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર શૂળીએ ચડવું પડે તો તે કાર્ય નીડરપણે, હસમુખે ચહેરે કરવાની તેમનામાં શક્તિ હતી એમ મારી માન્યતા છે. હું જાણું છું કે, ઘણી વેળા તેમને સારુ શૂળી ઉપર ચડવું એ, જે દશામાંથી તેઓ નીકળી ચૂક્યા તેમાં રહેવા કરતાં ઘણું સહેલું હતું. આવી વિકટ સ્થિતિ તેમની એકથી વધારે વાર થયેલી, પણ તેમણે પાછી પાની કરી જ નથી.

આ બધા દાખલાઓમાંથી સાર એવો નીકળતો જણાય છે કે, જો આપણે આ મહાન દેશભક્તના જીવનમાંથી કંઈ લેવું હોય તો તેમની ધાર્મિક વૃત્તિનું અનુકરણ કરવાનું છે. આપણે સહુ વડી ધારાસભામાં પેસી શકતા નથી, તેમાં પેસવામાં દેશસેવા થઈ જ જાય છે એવું આપણે હમેશાં જોયું નથી. આપણે સહુ પબ્લિક સર્વિસ કમિશનમાં જઈ નથી શકતા, અને જનાર બધા

દેશના ભક્ત જ હોતા નથી. આપણે સહુ તેમની વિદ્વત્તા મેળવી શકતા નથી, અને વિદ્વાન માત્ર દેશના સેવક હોય છે એવું અનુભવતા નથી. પણ આપણે બધા નિર્ભયતા, સત્યતા, ધૈર્ય, નમ્રતા, ન્યાયબુદ્ધિ, સરળતા, અડગતા વગેરે ગુણો કેળવી દેશને અર્પણ કરી શકીએ છીએ. આ ધાર્મિક વૃત્તિ છે. રાજકીય જીવન ધર્મમય કરવું એ મહા વાક્યનો આ અર્થ છે. એ પ્રમાણે વર્તનારને પોતાનો રસ્તો હમેશાં સૂઝી રહેશે; એ સદ્‌ગત ગોખલેના વારસામાં ભાગીદાર થશે. એ નિષ્ઠાથી કામ કરનારને જે બીજી વિભૂતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઈશ્વરી વચન છે. ને સદ્‌ગત ગોખલેનું જીવન તેનો મહાન પુરાવો છે.

## ૧૪. ગોખલેજી અને એમનો મહામંત્ર

[ ગો. કૃ. ગોખલેનાં વ્યાખ્યાનો, પુસ્તક ૧ની પ્રસ્તાવના તરીકેના લેખમાંથી —**પ્રકાશક** ]

આ કહેણુ કળિકાળમાં સ્વચ્છ ધર્મવૃત્તિ કોઈક જ જગ્યાએ જોવામાં આવે છે. ઋષિઓ, મુનિઓ, સાધુઓનું નામ ધરાવી જેઓ હાલ ભ્રમણ કરતા જોવામાં આવે છે તેમાં આ વૃત્તિ ભાગ્યે જ જોવામાં આવે છે. તેઓ ધર્મના ખજાનચી નથી એ તો સૌ કોઈ જોઈ શકે છે. એક જ સુંદર વાક્યમાં ધર્મ ક્યાં હોઈ શકે એ ભક્તશિરોમણિ કવિ નરસિંહ મહેતાએ બતાવી આપ્યું છે :

"જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

આવું તેના અનુભવસાગરમાંથી નીતરી આવેલું તેનું વચન છે. એ ઉપરથી આપણે જાણી લઈએ છીએ કે મહાતપસ્વી, મહાયોગી જે યોગની બધી ક્રિયાઓ જાણતો હોય, તેમાં પણ ધર્મ વસે છે એમ હમેશાં હોતું નથી. ગોખલેજીએ આત્મતત્ત્વની સરસ

ઓળખ કરી હતી, એ વિષે મને જરાયે શંકા નથી. તેમણે ધર્મનો દેખાવ કદી નથી કર્યો; એમ છતાં તેમનું જીવન ધર્મમય હતું.

યુગે યુગે મોક્ષમાર્ગે લઈ જનારી પ્રધાન પ્રવૃત્તિઓ જોવામાં આવી છે. જ્યારે જ્યારે ધર્મની શિથિલતા જોવામાં આવે છે ત્યારે ત્યારે ધર્મજાગૃતિ કોઈ પ્રધાન પ્રવૃત્તિથી થયેલી હોય છે. આવી પ્રવૃત્તિ હમેશાં તે તે સમયના વાતાવરણની સાથે સંબંધ રાખતી હોય છે. આ સમયે આપણી પડતી દશા આપણી રાજ્યદ્વારી સ્થિતિમાં જોઈએ છીએ. અપૂર્ણ વિચારને લઈને આપણે એમ માની લઈએ છીએ કે રાજ્યદ્વારી સ્થિતિ સુધરે તો પડતીમાંથી ચડતી તુરત થાય. આ વાક્ય એક પક્ષે જ ખરું છે. રાજદ્વારી સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી ચડતી થાય નહિ. પણ રાજદ્વારી સ્થિતિમાં ગમે તે પ્રકારે પરિવર્તન થાય તોયે ચડતી જ થાય એવું કાંઈ નથી. એ પરિવર્તન નિપજાવનારાં સાધનો મેલાં હોય તો પરિવર્તન ઉન્નતિ ન હોય પણ અવનતિ હોવાનો બહુ સંભવ રહે.

સ્વચ્છ સાધનથી જ રાજદ્વારી સ્થિતિમાં થયેલું પરિવર્તન આપણને ઉચ્ચ માર્ગે લઈ જાય, આ ગોખલેજીએ પોતાની જાહેર જિંદગીના આરંભમાં જ જોયું એટલું જ નહિ, પણ એ સિદ્ધાંતને તેમણે અમલમાં મૂક્યો. લોકજાગૃતિ માત્ર રાજ્યદ્વારી પ્રવૃત્તિ દ્વારા જ થઈ શકતી હતી, એ તો સૌએ જોયેલું. એ પ્રવૃત્તિને જો ધર્મનું સ્વરૂપ અપાય તો રાજદ્વારી પ્રવૃત્તિ મોક્ષમાર્ગ દર્શાવનારી થઈ પડે. આવો ભવ્ય વિચાર તેમણે પોતાની હિન્દ સેવક સમાજ પાસે ને પ્રજા સમક્ષ મૂકેલો. તેમણે દૃઢતાપૂર્વક કહ્યું કે આપણી રાજદ્વારી પ્રવૃત્તિ જ્યાં સુધી તેમાં ધર્મવૃત્તિ દાખલ ન થાય ત્યાં સુધી શુષ્ક રહેવાની. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના લેખકે તેમના અવસાનની નોંધ લેતાં ગોખલેજીનાં કાર્યની આ વિલક્ષણતા ઉપર ધ્યાન ખેંચ્યું હતું, અને રાજ્યદ્વારી સંન્યાસી બનાવવાનો તેમનો

પ્રયત્ન સફળ થશે કે નહિ એ વિષે શંકા બતાવી, તેમણે વારસામાં મૂકેલી હિન્દ સેવક સમાજને સાવધાન કરી હતી.

આ જમાનામાં રાજદ્વારી સંન્યાસી જ સંન્યાસને દીપાવી શકવાના છે. બીજા પ્રાયઃ ભગવું લજવનારા જ હશે. શુદ્ધ ધર્મમાર્ગે જનારો કોઈ પણ ભારતવાસી રાજ્યપ્રકરણી કાર્યોમાં ભાગ લીધા વિના ભાગ્યે જ રહી શકે. એટલે બીજા રૂપમાં કહેતાં, શુદ્ધ ધર્મમાર્ગી લોકસેવાનો અંગીકાર કર્યા વિના રહી જ શકતો નથી, અને રાજ્યતંત્રની જાળમાં આપણે બધા એટલે બધે દરજ્જે ગૂંચવાયેલા છીએ કે રાજ્યતંત્રમાં પડ્યા વિના લોકસેવા સંભવિત નથી. જે ખેડૂતો અસલના વખતમાં રાજ્યાધિકારી કોણ છે તેને વિષે અજ્ઞાત રહેવા છતાં પોતાનું સરળ જીવન નિર્ભયપણે ગુજારી શકતા હતા, તેઓની એવી નિરાળી સ્થિતિ હવે રહી નથી. આવે સમયે તેમનું ધર્માચરણ રાજ્યપ્રકરણી સ્થિતિને અવલંબીને હોવું જોઈએ. આ મહત્ત્વનો સ્વીકાર આપણા સાધુઓ, ઋષિઓ, મુનિઓ, મૌલવીઓ, પાદરીઓ કરે, તો સ્થળે સ્થળે હિન્દ સેવક સમાજ હોય, અને ધર્મવૃત્તિ હિન્દુસ્તાનમાં વ્યાપક સ્વરૂપ પકડે, કે જેથી રાજ્યતન્ત્ર જે અળખામણું થઈ પડયું છે તે શુદ્ધ થાય, હિન્દુસ્તાન જે ધાર્મિક સામ્રાજ્ય ભોગવતું હતું એમ આપણે જાણીએ છીએ તે સામ્રાજ્ય તે પાછું ભોગવે, હિન્દનાં બંધનો એક ક્ષણમાં તૂટે, અને એક પ્રાચીન દ્રષ્ટાએ પોતાની અમરવાણીમાં વર્ણવેલી સ્થિતિ ઉત્પન્ન થાય: લોખંડનો ઉપયોગ તલવાર બનાવવામાં નહિ પણ હળ બનાવવામાં થશે, અને સિંહની સાથે ઘેટાં મિત્રભાવે વિચરશે. એવી સ્થિતિ ઉત્પન્ન કરનારી પ્રવૃત્તિ ગોખલેજીના જીવનનો મંત્ર હતો, એ જ તેમનો સંદેશો છે, અને હું માનું છું કે સરળ મનથી વાંચનાર, તેમનાં ભાષણોમાં આ મંત્ર શબ્દે શબ્દે ઓળખશે.

ઈ. સ. ૧૯૧૮

# ૧૫. એમાંથી શું લઈએ ?*

તમારા સવાલને હું એમ સમજ્યો છું કે, शटं प्रति शाठ्यम् એ તિલક મહારાજનો સિદ્ધાંત હતો એમ કહેવાય છે એ એમના જીવનમાં કેટલે અંશે પ્રતીત થાય છે ? આ પ્રશ્નમાંથી આપણે બહુ સાર નથી કાઢી શકવાના. પણ આ વિષે તિલક મહારાજની સાથે મારો નાનો સરખો પત્રવ્યવહાર થયેલો. એમના જીવનના નમ્ર અભ્યાસી અને ગુણોના પૂજારી તરીકે હું કહી શકું છું કે તિલક મહારાજમાં વિનોદની શક્તિ હતી. વિનોદ એટલે 'હ્યુમર' એ અર્થમાં આપણે 'વિનોદ' શબ્દને વાપરતા નથી થયા, તેથી અંગ્રેજી શબ્દ આપીને સમજાવવું પડે છે. એ વિનોદશક્તિ લોકમાન્યમાં ન હોત તો તેઓ ગાંડા થઈ ગયા હોત — એટલો રાષ્ટ્રનો બોજો તેઓ ઊંચકતા હતા. પણ પોતાનામાં રહેલી વિનોદશક્તિથી પોતે બચી જતા, ને બીજાને વિષમ સ્થિતિમાંથી બચાવી લેતા. બીજું તેમનામાં એ હતું કે, કોઈની સાથે વાદવિવાદ કરતાં તેઓ કોઈ વાર ઇરાદાપૂર્વક અતિશયોક્તિ પણ કરી લેતા. એમની સાથે મારે આ સવાલ વિષે જે પત્રવ્યવહાર થયેલો તે મને પૂરતો યાદ નથી. એ તમે જોઈ લેજો. 'शटं प्रति शाठ्यम्' એ તિલક મહારાજનો જીવનમંત્ર નહોતો : તે હોત તો તેઓ આટલી લોકપ્રિયતા ન મેળવી શકત. જગતમાં મારા જાણવામાં એક પણ એવો કિસ્સો નથી જેમાં કોઈ માણસે એ સૂત્રને અવલંબીને જીવન ઘડ્યું હોય ને લોકમાન્ય થઈ શક્યો હોય. એ ખરું કે આ બાબતમાં હું જાઉં છું એટલે સુધી તેઓ નહોતા જતા — આપણે કદી શઠ પ્રતિ શાઠ્યનો ઉપયોગ ન જ કરી શકીએ. 'ગીતા-રહસ્ય'માં

* લોકમાન્યની પુણ્યતિથિને દિવસે (ઈ. સ. ૧૯૨૯) ગાંધીજીએ વિદ્યાપીઠમાં આપેલું ભાષણ.

એકબે ઠેકાણે — ફક્ત એકબે ઠેકાણે જ — આ વસ્તુનું કંઈક સમર્થન આવે છે ખરું. પણ રાષ્ટ્રનું ભલું કરવા ખાતર કોઈ વાર શાઠ્યનો બીજા શબ્દોમાં કહીએ તો 'જૈસે કો તૈસા'નો, ઉપયોગ કરવો પડે તો કરી શકાય એમ તેમનું માનવું હતું ખરું. પણ શઠની સામેય સત્યનો જ પ્રયોગ કરીએ, એ જ સાચો સિદ્ધાંત છે, એમ તેઓ માનતા તો ખરા; પણ તેઓ કહેતા કે, એ સિદ્ધાંતનો અમલ સાધુ લોકો જ કરી શકે. તિલક મહારાજની વ્યાખ્યા પ્રમાણે સાધુ એટલે વૈરાગી નહિ, પણ જેઓ દુનિયાથી અલગ રહે છે, દુનિયાદારીનાં કામોમાં ભાગ નથી લેતા એવા. દુનિયામાં રહ્યા કોઈ એનું પાલન કરી શકે તો તે અઘટિત છે એમ નહિ, પણ ન કરી શકે તો આ બીજી વસ્તુ — શાઠ્યનો ઉપયોગ કરવાનો તેને અધિકાર છે, એ એમનું કહેવું હતું.

પણ એવા મહાન પુરુષના જીવનની આંકણી કરવાનો આપણને કંઈ પણ અધિકાર હોય તો તે આવી વિવાદાસ્પદ વસ્તુઓ ઉપરથી ન કરીએ. તેમનું જીવન એ હિંદુસ્તાન માટે, દુનિયા માટે કીમતી વારસો છે. એની પૂરી કિંમત તો હજી હવે થવાની છે. એ કિંમત તો ઇતિહાસ જ આંકશે. ઇતિહાસ જ આંકી શકે. જીવતા માણસની પૂરી આંકણી તેના સમકાલીનો મૂકી જ નથી શકતા; તેમનાથી કંઈક ને કંઈક પક્ષપાત થઈ જ જાય, કેમ કે રાગદ્વેષવાળા જ આંકણી કરવા બેસનારા હોય. ખરું જોતાં ઇતિહાસકાર પણ રાગદ્વેષરહિત નથી હોતા. ગિબન પ્રામાણિક ઇતિહાસકાર મનાયો છે, પણ હું તો એને પાને પાને એનો પક્ષ-પાત જોઈ શકું છું. અમુક માણસો અને સંસ્થાઓ પ્રત્યેના રાગ અથવા દ્વેષથી પ્રેરાઈને એણે ઘણી વસ્તુઓ લખી હશે. સમ-કાલીનમાં વિશેષ પક્ષપાત હોવાનો સંભવ છે. લોકમાન્યના મહાન જીવનનો ઉત્તમ ઉપયોગ એ છે કે, એમના જીવનના શાશ્વત સિદ્ધાંતોનું સ્મરણ અને અનુકરણ આપણે કરીએ.

તિલક મહારાજનો દેશપ્રેમ અઢળક હતો. તે સાથે એમનામાં તીક્ષ્ણ ન્યાયવૃત્તિ હતી. એનો પરિચય મને અનાયાસે થયો હતો. ૧૯૧૭ની કલકત્તાની મહાસભા વખતે સાહિત્ય-સંમેલનના મેળાવડામાં તેઓ આવેલા. મહાસભાના કામમાંથી તેમને નવરાશ ક્યાંથી હોય? છતાં તેઓ આવ્યા હતા ને ભાષણ આપીને ચાલતા થયા હતા. તેમનો રાષ્ટ્રભાષા હિંદી પ્રત્યેનો પ્રેમ હું ત્યાં જોઈ શક્યો. પણ એથી મોટી વસ્તુ મેં જોઈ એ તો તેમની અંગ્રેજો પ્રત્યેની ન્યાયવૃત્તિ. તેમને ભાષણની શરૂઆત જ એ રીતે કરી: "હું અંગ્રેજી રાજ્યની ખૂબ નિંદા કરું છું, પણ અંગ્રેજ વિદ્વાનોએ આપણી ભાષાની જે સેવા કરી છે તે આપણાથી ભૂલી ન શકાય." તેમનું અડધું ભાષણ આ જ વસ્તુથી ભરેલું હતું. અને તેમણે કહ્યું કે રાષ્ટ્રભાષાને ખેડવી ને વધારવી હોય તો અંગ્રેજ વિદ્વાનો જેટલો શ્રમ અને અભ્યાસ આપણે કરવો જોઈએ. આપણે જો આપણી લિપિ સાચવી શક્યા છીએ, આપણું વ્યાકરણ જો ઠેકાણે આવ્યું છે, તો તેમાં અંગ્રેજ વિદ્વાનોનો મોટો હિસ્સો છે. જે પાદરીઓ શરૂઆતમાં આવ્યા તેમનામાં એટલો પરભાષા પ્રત્યેનો પ્રેમ હતો. ગુજરાતીમાં ટેલરનું વ્યાકરણ એ કંઈ જેવી તેવી વસ્તુ છે? અંગ્રેજોની સ્તુતિ કરીશ તો મારી લોકપ્રિયતા ઘટશે એવો વિચાર તેમણે ન કર્યો. તેઓ તો અંગ્રેજોને નિંદે જ એમ લોકો ધારે.

તિલક મહારાજમાં જે ત્યાગવૃત્તિ હતી તેનો સોમો કે હજારમો ભાગ પણ આપણે નહિ બતાવી શકીએ. અને એમની સાદાઈ! એમની ઓરડીમાં રાચરચીલું કે શણગાર કંઈ ન મળે. નવા માણસને તો લાગે જ નહિ કે આ કોઈ મોટા માણસનું નિવાસસ્થાન છે. આ સાદાઈ જે તેમનાં હાડમાં હતી તેનું આપણે અનુકરણ કરીએ. તેવી જ એમની ધીરજ હતી. અડગ રહીને કર્તવ્યમાં મચ્યા જ રહે ને કર્તવ્ય ભૂલે નહિ. ધર્મપત્નીના

અવસાનના ખબર મળ્યા તોપણ તેમની કલમ બંધ ન રહી.* આપણે તો ભારે ભોગ ભોગવવા ઇચ્છીએ છીએ, ને સ્વરાજ્ય લેવા ઇચ્છીએ છીએ. એ વિરોધી વસ્તુઓ છે. આ જમાનામાં પાખંડ, સ્વચ્છંદ અને સ્વેચ્છાચાર ચાલી રહ્યા છે. આપણે સ્વરાજ્ય લેવા ઇચ્છતા હોઈએ તો સંયમ એ આપણો ધ્યાન-મંત્ર હોવો જોઈએ, સ્વેચ્છાચાર નહિ જ. તિલક મહારાજના જીવનમાંથી એક ક્ષણ પણ આપણે એવી બતાવી શકીએ ખરા જે તેમણે ભોગની પાછળ ગાળી હોય? તેમનામાં ભારે સહિષ્ણુતા હતી. એટલે તેઓ ગમે તેવા માણસ પાસેથી, દાંડમાં દાંડ માણસ પાસેથી પણ, કામ લઈ શકતા. એ શક્તિ લોકનાયકમાં હોવી જોઈએ. એથી નુકસાન નથી. આપણે જો એવા કંજૂસ થઈ જઈએ કે અમુક પાસેથી તો કામ ન જ લઈએ, તો આપણે કાં તો જંગલમાં જવું જોઈએ, કાં તો ઘરમાં બેઠા બેઠા ગૃહસ્થનું જીવન ગાળવું જોઈએ. શરત એ છે આપણે પોતે અલિપ્ત રહી શકીએ.

તિલક મહારાજની મોઢેથી સ્તુતિ કરીને આપણે ન બેસી જઈએ. કામ, કામ ને કામ એ આપણું સૂત્ર હોવું જોઈએ. સ્વરાજ્યનો યજ્ઞ ચલાવવા માગીએ છીએ એવે વખતે નકામાં વાચન કે વિચાર ન કરતાં એકેએક ક્ષણ આપણે સ્વરાજ્યના કામમાં ગાળતા થઈએ. તમે પૂછશો કે ભણતર મૂકીને એ કામ કરીએ? ૧૯૨૧માં પણ વિદ્યાર્થીઓ જોડે મારે એ જ ઝઘડો

* આ જ પ્રસંગમાં એથીયે અદ્ભુત બીજો પ્રસંગ યાદ આવ્યા વગર રહેતો નથી. શિવાજીની રાજધાની રાયગઢમાં પહેલવહેલો શિવાજી-ઉત્સવ કરવા લોકમાન્ય ગયા હતા. ઘેર ગંભીર માંદગીમાં પડેલા મોટા દીકરાને છોડીને એમને જવું પડ્યું હતું. રાયગઢ પહોંચ્યા અને તાર આવ્યો. લોકમાન્યે તે એમ ને એમ ગજવામાં મૂકી દીધો, અને ઉત્સવ પૂરો કર્યા પછી જ તે કાઢીને વાંચ્યો.

હતો. તિલક મહારાજે શું કર્યું ? તેમણે ભારે પુસ્તકો લખ્યાં તો તે બહાર નથી લખ્યાં, પણ જેલમાં લખેલાં છે. 'ગીતારહસ્ય' અને 'આર્કિટિક હોમ' તેઓ જેલમાં જ લખી શક્યા. મોટા મોટા મૌલિક ગ્રંથો લખવાની શક્તિનું તેમણે દેશને ખાતર બલિદાન આપ્યું. તેમણે તો વિચાર્યું કે આ ઘર બળી રહ્યું છે તેને જેટલું હોલવી શકું તેટલું તો હોલવું. તેમણે જો પાણીના હજાર ઘડા નાંખ્યા તો આપણે એક નાંખીએ. ભણતર વગેરે આવશ્યક છે, પણ ગૌણ વસ્તુઓ છે. એનો સ્વરાજ્યના કામમાં ઉપયોગ થતો હોય તો કરવો, નહિ તો તેને કટાઈ જવા દેવું. એમાં આપણું કે જગનું નુકસાન નથી.

એ તિલક મહારાજે પોતાના જીવનમાં કરી બતાવ્યું. એમ એમના જીવનમાંથી આટલું બધું લેવાનું છે, આટલો જબરદસ્ત એમનો વારસો છે, ત્યાં આરંભમાં થયેલા પ્રશ્નને અવકાશ નથી આપણો ધર્મ ગુણગ્રાહી થવાનો છે.

અત્યારે જે કામ કરવાનું છે તે ઢીલા માણસોથી થઈ શકે એવું નથી. સ્વરાજ્યનું કાર્ય કઠણ છે. હિંદુસ્તાનમાં અત્યારે એક પવન એવો વાઈ રહ્યો છે કે આપણે ભાષણો કરીએ, ધીંગામસ્તી કરીએ, તોફાનો કરીએ, ગમે તેમ કરીને કોઈ સંસ્થાઓમાં ભરાઈ જઈએ ને પછી તેને ભાંગીએ, ધારાસભામાં જઈને ભાષણો કરીએ. આવું તિલક મહારાજના જીવનમાંથી આપણને નથી મળતું. તેમાંથી અનુકરણ કરવાનું છે તે તો મેં કહ્યા તે ગુણોનું. એ કરો તો આ રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં ભણો છો તે સાર્થક છે, નહિ તો તમારી પાછળ જે ખરચ થાય છે તે નકામું જવાનું. કર્તવ્ય ન કરીએ તો આ ભાષણો થયાં, આ વિદ્યાર્થીઓએ નિબંધો વાંચ્યા છતાં આપણે હતા ત્યાં ને ત્યાં રહેવાના, અને આપણે બે કલાક નકામા ગુમાવ્યા ગણવાના. આવું ન થાઓ.

તા. ૧૧–૮–'૨૯

## ૧૬. 'ઋષિઓનું આશ્રમ'

આ મથાળા નીચે દીનબંધુ ઍંડ્રૂઝે યુરોપથી એક લેખ મોકલ્યો છે તે 'યંગ ઇંડિયા'માં પ્રગટ થયો છે.

જર્મનીમાં આવેલા માર્બર્ગ નામના શહેરમાં એક વિદ્યાપીઠ છે, તેને ઋષિઓના આશ્રમને નામે એ લેખમાં દીનબંધુએ ઓળખાવી છે. તેમાં ઋષિજીવન ગાળતા એક બુજરગ અધ્યાપકનું વર્ણન છે એ જાણવા જેવું છે. માર્બર્ગની વિદ્યાપીઠમાં વૈદિક અભ્યાસ મોટા પાયા ઉપર કરવામાં આવે છે. અને એવો અભ્યાસ કરનારા અધ્યાપકોનાં જીવન ઉપર વેદોએ એટલી બધી ઊંડી છાપ પાડેલી જણાય છે કે તેઓ પોતે ઋષિના જેવા આચાર પાળે છે. આવા અધ્યાપકોમાં અધ્યાપક ઓટો પ્રધાનપદ ભોગવતા લાગે છે. આ રહ્યું તેમનું વર્ણન :

"થોડા સમયને સારુ પણ અધ્યાપક ઓટોનો હું અતિથિ થયો તેથી મને બહુ આનંદ થયો. અધ્યાપક ઓટો બાલબ્રહ્મચારી છે; પરણ્યા જ નથી. પોતાનું આખું જીવન તેમણે વેદાભ્યાસમાં જ ગાળેલું છે. તેમના વાળ સફેદ થઈ ગયા છે. તેમની બહેન, જે લગભગ તેમની ઉમ્મરની છે, એ તેમનું ઘર ચલાવે છે. મને તો તે મા સમાન લાગ્યાં, કેમ કે તેમણે માના હેતથી મારી બધા પ્રકારની સારવાર કરી. અધ્યાપક ઓટો હિંદુસ્તાનમાં ઘણી વાર આવી ગયા છે. અને તેમને મળતાં જ્યારે જ્યારે તેમણે હિંદુસ્તાન વિષે વાત કરી, ત્યારે ત્યારે તેમના ચહેરા ઉપર આનંદ છવાઈ જતો હતો; તે ઉપરથી હું હિંદુસ્તાન પ્રત્યેનો તેમનો પ્રેમ જોઈ શક્યો : જોકે હિંદુસ્તાનમાં રહેવાથી તેમની પોતાની તબિયત તો બગડી જ છે. ૧૯૧૨ની સાલમાં મલેરિયા તેમની પૂંઠે વળગ્યો તે હજુ નાબૂદ થયો નથી. અને ગયે વર્ષે તે હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે એવી સખત માંદગીમાં સપડાયા અને એટલા બધા દહાડા

સુધી પથારીવશ રહેવું પડયું કે તે હજી સાજા નથી થયા. તેમ છતાં તેમને હિંદુસ્તાનનાં સ્વપ્નાં તો આવ્યાં જ કરે છે. હિંદુસ્તાનની સભ્યતાનો અભ્યાસ તેમણે અતિશય ઝીણવટથી કર્યો છે. તેમણે હિંદુધર્મનો ઊંડો અભ્યાસ કરવાને સારુ વેદ, ઉપનિષદ અને ગીતાજી વાંચ્યાં છે, એટલું જ નહિ પણ પુરાણો વાંચ્યાં છે, અને હિંદુધર્મની આધુનિક સ્થિતિ પણ તપાસી છે. હિંદુસ્તાનની સૂક્ષ્મ વસ્તુઓનું તેમનું જ્ઞાન જોઈ હું આશ્ચર્યચકિત થયો. અને આનું કારણ તો એ છે કે, કોઈને કોઈ રીતે તેમણે પોતાની આખી જિંદગી સંશોધનમાં ગાળી છે. સંસ્કૃત તેમને માતૃભાષા સમ છે, અને જરૂર જણાય ત્યારે સંસ્કૃતમાં વાતચીત કરી શકે છે."

આ તો મેં એક જ ઋષિના ચિત્રનો અનુવાદ આપ્યો. મને લાગે છે કે આપણે શરમની સાથે કબૂલ કરવું જોઈએ કે યુરોપમાં અને મુખ્યત્વે જર્મનીમાં રહેલા કેટલાક વિદ્વાનો જે ભાવથી, જે ખંતથી, જે સત્યશીલતાથી વેદાદિ ગ્રંથોનો અભ્યાસ કરે છે તે આજે અહીં લગભગ લોપ થઈ ગયા જેવું છે. ઋષિજીવનનું અનુકરણ તો ઘણું ઓછું જ જોવામાં આવે છે; અને કેવળ અભ્યાસને જ ખાતર આડંબર વિના સહેજે બ્રહ્મચર્યનું પાલન અહીં કયાં જોવામાં આવે છે? અથવા પોતાના ભાઈને સાથ દેવાને સારુ બહેન કુમારિકા રહે અને તેનું ઘર સાચવે એ કેવી હર્ષ ઉપજાવનારી અને પવિત્ર વાતાવરણ પેદા કરનારી વાત છે? કેટલાક દિવસ પહેલાં અમેરિકાના એક અધ્યાપકે મુંબઈના 'ટાઇમ્સ'માં પોતાનો અનુભવ વર્ણવ્યો હતો. એ પણ સંસ્કૃતના અભ્યાસી છે. તે લખે છે કે, હિંદુસ્તાન હું બહુ આશાભર્યો આવેલો, પણ હિંદુસ્તાનમાં આવ્યા પછી, અનુભવ લીધા પછી, સંસ્કૃત પંડિતોને મળ્યા પછી, મને નિરાશા થઈ. એમના લેખમાં અતિશયોક્તિ છે, ઉતાવળે બાંધેલા વિચારો છે; હિંદુસ્તાનમાં વસતા યુરોપનિવાસીઓના વાતાવરણનો સ્પર્શ છે; એ બધું બાદ

કરતાં જે રહે છે તેમાં હું સત્યાંશ જોઈ શક્યો છું અને શરમાયો છું. આપણામાં ખરી ધર્મજાગૃતિ હોય, પ્રાચીન સંસ્કૃતિમાં જેટલું સત્ય, શિવ અને સુંદર છે તેનો સંગ્રહ કરવાની ધગશ હોય, તો આપણી સ્થિતિ આજે જુદી જ હોય. ઋષિઓ નિર્ભયપણે અરણ્યમાં રહી શકતા. બ્રહ્મચર્ય તેમને સારુ સહજ વસ્તુ હતી. આજે આપણે શહેરોમાંયે નિર્ભયપણે નથી રહી શકતા. બ્રહ્મચર્ય અદ્ભુત જેવી વસ્તુ લાગે છે, અને પરિશ્રમે ગોતતાં કોઈક જ શુદ્ધ બ્રહ્મચારી મળી આવશે. બ્રહ્મચારિણીઓ તો મળે જ ક્યાંથી? એટલે ઘડીભર મનમાં એમ થઈ જાય કે આ જે એક વેળા ઋષિનું સ્થાન હતું તે મટીને યુરોપના છૂટાછવાયા ખૂણામાં ઋષિઓ વસવા મંડ્યા છે.

આ લેખનો હેતુ એ નથી કે તે વાંચીને કોઈ પણ જર્મની કે બીજે સ્થળે જઈ ઋષિ બનવાનો પ્રયત્ન કરે. એ કરે તોપણ નિષ્ફળ જાય. હિંદુસ્તાની કોઈ જર્મની જઈને ઋષિ થઈ શકે એ મારી કલ્પનામાં આવી શકતું નથી. હિંદુસ્તાનીએ તો અધ્યાપક ઓટો જેવાના ગુણોનું અનુકરણ હિંદુસ્તાનમાં કરીને ઋષિઓની સંસ્થાઓનો પુનરુદ્ધાર કરવો રહ્યો છે. આ દિશામાં આર્યસમાજે ભગીરથ પ્રયત્ન કર્યો છે એમ કહી શકાય. પણ એ પ્રયત્ન સમુદ્રમાં હિંદુસ્તાનને સારુ બિંદુ સમ છે. એવા ઘણા મૌલિક પ્રયત્નો થાય ત્યારે જ આપણને પ્રાચીન સભ્યતાની ખોવાઈ ગયેલી ચાવી હાથમાં આવે.

તા. ૨૧–૧૦–'૨૮

# ખંડ ૬ ઠ્ઠો : સમાજધર્મ

## ૧. એકની તે દેશની

એક હિંદીની તે દેશની લાજ છે એમ આપણે સમજતા થઈએ ત્યારે સ્વરાજ દૂર નહિ હોય. આવી લાગણી ખૂબ ફેલાઈ છે. પણ હજુ તેનો જોઈતો પ્રચાર થયો નથી. જો મારો ભાઈ સંકટમાં હોય, તેની વિનાકારણ લાજ જતી હોય, તો હું દિલસોજીના ઠરાવ કરીને નહિ બેસી રહું, પણ તેની મદદે પહોંચીશ. દેશ પ્રત્યે આવા પ્રકારની ભાવનાને હજુ આપણે પહોંચ્યા નથી. જ્યારે કાશ્મીરથી માંડી કન્યાકુમારી સુધી ને આસામથી માંડી સિંધ સુધીમાં કોઈ હિંદીને દુઃખ થતું હશે તો આપણા સગા ભાઈને તે દુઃખ થયું છે એવી લાગણી કરોડોના મનમાં પેદા થશે, ત્યારે બંગાળ સરકારની રાજનીતિને નાબૂદ કરવાનો ઉપાય આપણને સહેજે મળી આવશે.

આજે આપણે અંધારામાં છીએ, કેમ કે આપણી લાગણી એટલી પ્રજ્વલિત નથી. જ્યારે શુદ્ધ લાગણીનો ઉદય થશે ત્યારે તેનો પ્રકાશ આપણને આપણો રસ્તો બતાવી આપશે. આજે આપણે શિથિલ છીએ. જ્યારે લાગણીરૂપી વરાળ આપણામાં ભભૂકી નીકળશે ત્યારે આપણી ગતિને મહાવેગ મળશે. આજે આપણે વીખરાયેલા જોવામાં આવીએ છીએ, માંહોમાંહે લડી રહ્યા છીએ. જ્યારે તીવ્ર લાગણીરૂપી સરેસ આપણને લાગશે ત્યારે

આપણે એકબીજાને એવી રીતે ભેટશું ને વળગશું કે આપણે અનેક છતાં એક રૂપ લાગશું.

આપણો ભાઈ ભૂખે મરતો હોય ને આપણને માલૂમ પડે કે રેંટિયો ચલાવવાથી તેને આજીવિકા મળે તેમ છે પણ તે આળસથી નથી ચલાવતો, અને જો આપણે ચલાવી તેને પદાર્થ-પાઠ આપીએ તો તે ચલાવશે, તો આપણે જરૂર રેંટિયો ચલાવીશું. આવી સ્થિતિ આજે હિંદુસ્તાનનાં કરોડોની છે. છતાં તેઓને પદાર્થપાઠ દેવા ખાતર પણ અર્ધો કલાક રેંટિયો ચલાવવો આપણને ભારે પડે છે, કેમ કે આપણામાં એકબીજા પ્રત્યે ભાઈ જેવી લાગણી નથી.

જો આપણે બધા પરદેશી કાપડનો ત્યાગ કરીએ ને રેંટિયો ચલાવી હિંદુસ્તાનને જોઈતું કાપડ પૂરું પાડીએ, તો આ સલ્તનત ઘણે ભાગે નિઃસ્વાર્થ બને. આ જાણતા છતાં આપણામાંના ઘણા કાંતવાનો ઇન્કાર કરે છે કેમ કે આપણી લાગણી એટલી તીવ્ર નથી થઈ.

ખરું જોતાં તો હિંદુમુસલમાન વચ્ચે ઘણાં શહેરોમાં ભ્રાતૃભાવ છે જ નહિ. ત્યાં 'આપણો દેશ' એવો ઉચ્ચાર કરોડોને કંઠેથી નીકળી જ ન શકે. અને એવી સ્થિતિ ન આવે ત્યાં લગી સ્વરાજની આશા રાખવી ફોકટ છે. જે વાટે સ્વરાજ મળે એ જ વાટે બંગાળની રાજનીતિ બંધ થઈ શકે, એમ આપણે સહુ સમજી શકીએ છીએ. અરાજક પક્ષની અરાજકતા સ્વરાજ અર્થે છે. તે નિરર્થક છે. પણ અરાજકતાના રોગનું કારણ સ્વરાજનો અભાવ છે. સરકારની અરાજકતાનું પણ તે જ કારણ છે. સરકાર પોતાની સત્તા અને ત્યાં લગી છોડવા માગતી નથી. જો સ્વરાજ હોય તો આવી અરાજકતા ન હોય. તેથી જ હું કહું છું કે, જો રેંટિયો સ્વરાજનું સાધન હોય, જો હિંદુ-મુસલમાન-ઐક્ય સ્વરાજનું

સાધન હોય, તો સરકારની દમનનીતિ દૂર કરવાનું સાધન પણ તે જ છે.

અને જો હિંદુ મુસલમાન વચ્ચે ભ્રાતૃભાવ નથી તો અસ્પૃશ્ય હિંદુ ને બીજા હિંદુ વચ્ચે ક્યાં છે? ભાઈઓ વચ્ચે અસ્પૃશ્યતા સંભવે નહિ. એક ભાઈ પકવાન જમે ને બીજો તેનું એઠું જમે એમ હોય નહિ. છતાં અસ્પૃશ્યતા દૂર કરવામાં કેટલી બધી મુસીબતો આવે છે તે અસ્પૃશ્યતાનો નાશ કરવાનું કામ કરનાર જ જાણે છે.

જ્યાં આવી સ્પષ્ટ સ્થિતિ વર્તે છે ત્યાં, જ્યાં દરદની ને ઇલાજની ખબર છે ત્યાં, ઇલાજનો ઉપયોગ ન કરવો ને અધીરા થઈ બીજાની શોધમાં પડવું એ તો દરદીનો નાશ કરવા બરાબર છે.

'લોકો તો ખળભળાટ માગે છે' એમ કેટલાક કહે છે. ખળભળાટનો ઉપયોગ ભલે હોય, પણ કોઈ પ્રજાએ આજ લગી કેવળ ખળભળાટથી પોતાની સ્વતંત્રતા સાધી નથી: હિંદુસ્તાન કદી નહિ સાધે. ધાંધલ છોડી ધંધે વળગવાની આપણી ચોખ્ખી ફરજ છે. આમ જાણનારા બીજાની સામું ન જોઈ રહેતાં પોતે પોતાની ફરજ બજાવતા થઈ જશે તો તેટલે અંશે આપણે સ્વરાજની નજીક આવ્યા ગણાશું. તેથી દેશમાં બીજાઓ ગમે તે કરો, જાણનારાઓ પોતાના કર્તવ્યમાં મચ્યા રહેશે તો આખો દેશ તે માર્ગ લેશે એ વિષે મને શંકા નથી. કેમ કે આ દેશની મુક્તિને સારુ બીજો ઇલાજ નથી.

તા ૨૩-૧૧-'૨૪

## ૨. એક વિનાશક કુટેવ

છેક યુગાંડાથી એક ભાઈ લખે છે:

"આપણે બેઠા હોઈએ ત્યાં નજીકમાં કે જતાં આવતાં બહાર રસ્તામાં કે આગગાડીના ડબ્બામાં ગમે ત્યાં થૂંકવાનો અને નાક સાફ કરવાનો એક ભયંકર ગુનો કરીએ છીએ. આથી થોડાવત્તા પ્રમાણમાં અપવિત્ર થૂંક તેમ જ છાતીના અને માથાના કફના ગળફા ઠેકઠેકાણે આપણે નાંખીએ છીએ. આમાં કેટલાક દમ, ક્ષય અને બીજા રોગવાળા માણસોનાં થૂંક, કફ અને લીંટ ઝેરી રોગના જંતુઓવાળાં પણ હોવાનો સંભવ ખરો. માખીઓ દ્વારા આ જંતુઓનો વિશેષ પ્રચાર થવાનો અને અંતે બીજાઓને આ રોગો લાગુ પડવાનો સંભવ રહે છે. એટલે આમ આપણે ગમે ત્યાં થૂંકીએ કે નાક સાફ કરીએ એ આપણામાં સ્વાભાવિક થઈ ગયું છે, અને આપણે એને ગંદું નથી માનતા. પરંતુ એથી સમાજને મોટા પ્રમાણમાં નુકસાન થાય છે એ દેખીતું છે. આમ ગમે ત્યાં અને ગમે તે વખતે થૂંકવાની અને નાક સાફ કરવાની ખરાબ ટેવ આપણને એટલે સુધી પડી ગઈ છે કે, તેથી આપણી આજુબાજુની જગ્યા ગંદી, અપવિત્ર અને ચેપી રોગોનાં ઝેરી જંતુઓથી પૂર્ણ બનાવીને આપણે અજ્ઞાનતાપૂર્વક સમાજને માટે ચેપી રોગોનાં પરમાણુઓનો જે ફેલાવો કરીએ છીએ તેનો વિચાર સરખો આપણાં મનમાં નથી આવતો. આમ છતાં જ્યારે થૂંકવાની કે નાક સાફ કરવાની હાજત થાય ત્યારે તે રોકવાનું પણ નહિ જ બની શકે. એટલે આને માટે કયો માર્ગ લેવો તે સૂઝતું નથી.

"મેં જોયું છે કે અંગ્રેજ લોકો આપણી માફક આમ નીચે થૂંકતા કે નાક સાફ કરતા નથી. એ લોકો મોંમાંનું થૂંક કે નાકમાંની લીંટ રૂમાલ વતી લૂછી લઈને તે રૂમાલ ગજવામાં મૂકે છે. વળી સાંભળ્યા પ્રમાણે પૅરિસમાં લોકો થૂંકવા સારુ ગજવામાં દાબડીઓ રાખી તેમાં વખતોવખત આ ક્રિયા કરે છે. તોપણ આ પદ્ધતિઓ પણ મને તો મલિન જ લાગે છે.

"તો આપ આ વિષે આપનો મત જણાવશો. અને કોઈ બીજી ઘટિત અને અનુકૂળ પદ્ધતિ સૂચવવા કૃપા કરશો તો સમાજની ઉપર

ઉપકાર થશે. અને તેથી ઉપર જણાવ્યા પ્રમાણે ચેપી રોગોનો ફેલાવો થતો અટકશે એવો મારો નમ્ર મત છે.”

આ કુટેવને આપણે રાષ્ટ્રીય કુટેવ કહી શકીએ. એ કુટેવ પડોશી પ્રત્યેનો આપણો અવિનય ને આપણી બેદરકારી સૂચવે છે. પ્રજાજાગૃતિ છતાં એ કુટેવ હજુ આપણામાં રહી છે એ આપણું આળસ સૂચવે છે. એ કુટેવથી રોગો તો ફેલાય છે જ અને પશ્ચિમમાં આપણે યોગ્ય રીતે નિંદાઈએ છીએ.

એ કુટેવ ધર્મની વિરોધી છે. જ્યારે હું ૧૯૧૫ની સાલમાં દેશમાં આવ્યો ત્યારે આપણી આ ગંદકીએ સારી રીતે મારું ધ્યાન ખેંચ્યું હતું, ને જુદા જુદા ધર્મોમાં તેને વિષે શું કહેવાયું છે તે જાણવા મેં પ્રયત્ન કર્યો હતો. એ સંગ્રહ અત્યારે ક્યાં પડ્યો છે એનું મને સ્મરણ નથી રહ્યું, પણ આ મુસાફરીમાં એકએ શ્લોક હિંદુશાસ્ત્રોમાંથી જોવામાં આવ્યા છે તેનો સાર અહીં આપી દઉં:

નદી તળાવાદિ નવાણોમાં મળમૂત્રાદિ થૂંકનો ત્યાગ કોઈ ન કરે.

— કૃષ્ણયજુર્વેદ

ગામ કે શહેરની વચ્ચે, મંદિરમાં, સ્મશાનમાં, ચોગાનમાં, જળાશયમાં કે સડક ઉપર મળમૂત્રાદિનો ત્યાગ ન કરવો. — ચરક

નાક મસળવું, દાંત કચડવા, નખ ચાવવા, ટાચકા ફોડવા, જમીન ખોતરવી, તણખલાં તોડવાં, માટી ચૂંથવી વગેરે અડપલાં ન કરવાં

—ચરક

આ સભ્યતાનો હાલ તો નાશ થઈ ગયેલો જોવામાં આવે છે. અથવા એમ કહો કે, જે કાળે મજકૂર ગ્રંથો લખાયા તે કાળે લોકોમાં આ કુટેવો પ્રચલિત હતી તેથી ઋષિમુનિઓએ તે તરફ ધ્યાન ખેંચ્યું, પણ આજ લગી તેમાં સુધારો થઈ શક્યો નથી. ગમે તે વસ્તુસ્થિતિ ભૂતકાળમાં હોય, પણ આ કુટેવો કાઢવાના ઉપાયો રચવા ઘટે છે.

મજકૂર પત્રકારે પશ્ચિમમાં લેવાયેલા બે ઉપાયોને ત્યાજ્ય ગણ્યા છે. એમાં સૂગ તો રહી છે. પણ આપણું શરીર જ મળમૂત્રની ખાણ છે ત્યાં આપણે રુચિકર ઉપાયની આશા કેમ રાખીએ? એ ક્રિયાઓ એવી રીતે કરવી ઘટે કે જેથી આપણે અને આપણા પડોશી રોગ ફેલાવવાના ભયમાંથી બચીએ. આટલું જ શક્ય છે: જાહેર રસ્તા ઉપરથી જતાં ખાંસી આવે ને થૂંકવું પડે કે બળખો કાઢવો પડે તે રૂમાલ ઉપર અથવા સાફ દાબડી જેવી થૂંકદાનીમાં ઝીલવાં, એ સિવાય બીજો ઉપાય નથી જોવામાં આવતો. રૂમાલમાં ઝીલવું પડે તો જે રૂમાલને એક વાર વાપર્યો હોય તેને ખીસું કે હાથ ન બગડે એવી રીતે લપેટી ખીસામાં મૂકવો જોઈએ. દાબડી તો જેને ક્ષયાદિનો રોગ હોય ને વારંવાર થૂંકવું પડતું હોય તેને જ રાખવાની જરૂર હોય. પણ અનેક પ્રસંગો તો એવા હોય છે કે જ્યારે ગંદું ઝીલવાની જરૂર નથી હોતી. ગાડીમાં બેઠાં હોઈએ ત્યારે બારીમાંથી બહાર થૂંકવાની તસ્દી લેવી જોઈએ. રસ્તે જતાં હોઈએ ત્યારે એકાંત સ્થળ શોધી જ્યાં પગરવો ન હોય એવી ઝાડીમાં કે એવા ખૂણામાં થૂંકાદિનો ત્યાગ કરાય. જેનામાં વિવેકબુદ્ધિ પેદા થઈ છે, જેના મનમાં બીજાની સગવડને વિષે ચિંતા છે, તેને આવી બાબતમાં સીધા ઉપાયો એની મેળે જ સૂઝી જશે. નાની કે મોટી મુસાફરીએ નીકળતાં પોતાના શરીરની હાજતનું પ્રમાણ કાઢીને બીજાને ઓછામાં ઓછી અગવડ પહોંચે એવી રીતે તેને પહોંચી વળવાની યુક્તિ વિવેકી મનુષ્ય શોધી લેશે.

તા. ૧૩-૧૦-'૨૯

## ૩. મહાવ્યાધિ

હિંદુસ્તાન ખેડૂતનો દેશ છે. એમ તો આખી પૃથ્વી ખેડૂતની છે. પણ બીજા દેશોમાં લોકો કેવળ ખેતી ઉપર નભતા નથી. કેટલાક દેશોમાં લોકો શિકાર કરીને પોતાનો ગુજારો કરે છે. ઇંગ્લંડ હુન્નર ઉપર નભે છે; પોતાને જોઇતું ઘણું અનાજ બહારથી લાવે છે. પણ હિંદુસ્તાનને તો ખેતી જ એક આધાર છે. વરસાદ ન આવે એટલે લાખોને ભૂખમરો વેઠવો રહ્યો. ચોમાસામાં ખેડૂતે વાદળ તરફ જોવું રહ્યું.

પણ ખેતી બારે માસ થોડા જ માણસો કરી શકે. એથી કરોડો ધંધા વગરના ચાર કે છ માસ રહે છે. એથી આપણે આળસુ થઈ ગયા છીએ. આવી સ્થિતિ આપણી હંમેશાં નહોતી. જ્યારે આપણે આપણાં જ કપડાં તૈયાર કરતા હતા ત્યારે કરોડો માણસ ઉદ્યોગી રહેતા. આજે એ જ કરોડ આળસમાં મચ્યા રહ્યા છે. તેઓની આંખોમાં તેજ નથી, આશા નથી; તેઓના ચહેરા ઉપર ઉત્સાહ નથી. આળસ કેમ જાણે આપણો સ્વભાવ ન થઈ ગઈ હોય, એવી આપણી દીન સ્થિતિ થઈ પડી છે. ખેડૂતનું આળસ મધ્યમ વર્ગમાં તો છે જ. સુસ્ત પ્રજાને સ્વરાજ્ય ન જ હોઈ શકે. સુસ્તી વિનાશનું કારણ છે.' લાખો મનુષ્યોમાં ભ્રમણ કરતાં હું જોઉં છું કે, લોકો વાતો કરતાં અથવા ગુમસૂમ બેસી રહેતાં થાકતા જ નથી. જો હું જાગ્રત ન રહું તો મારી આસપાસ વીંટળાઈને અનેક લોકો બેસી જ રહે અને માને કે તેઓ કંઈ પુણ્ય કરી રહેલા છે.

આ આળસ એ આપણો મહાવ્યાધિ છે. કંગાળિયત તેનું ચિહ્ન છે. હું માનું છું કે, આપણી કંગાળિયતનું કારણ આ દેશમાંથી પૈસો ઘસડાઈ જાય છે એ જ અથવા એ નથી, પણ કંગાળિયત અને ઘસારાનું કારણ આપણું આળસ છે. અને આળસુ

માણસ ગુલામ ન બને તો શું બને? આળસુ જગતમાં કોઈ દહાડો સ્વાશ્રયી બન્યા નથી, બનશે નહિ.

એ આળસ કઈ રીતે જાય? કંઈક પણ ઉદ્યમ કર્યાથી. એવો કયો ઉદ્યમ છે કે જે કરોડો મનુષ્યો કરી શકે? મારી દૃષ્ટિએ તો એક જ એ ઉદ્યમ છે — રેંટિયો. જે રેંટિયા કરતાં વધારે સારો ઉદ્યમ પ્રજાને અર્થે શોધી શકે તે ભલે રેંટિયો ન ચલાવે. મારું તો પ્રથમથી જ કહેવું છે કે, રેંટિયો નિરુદ્યમીને ઉદ્યમી બનાવવાનું ઉત્તમોત્તમ સાધન છે. પણ જો કોઈ તેથી વધારે ફળદાયી સાર્વજનિક સાધન બતાવે તો તેને મારું મસ્તક સહેજે વંદન કરશે. મને એવું કહેનારા તો ઘણા મળે છે કે જેઓ પોતે ઉદ્યમી છે. પણ તેથી કંઈ આખું હિંદુસ્તાન ઉદ્યમી થયું? હિંદુસ્તાનમાં દસ વીસ કરોડપતિ છે, પચીસ પચાસ રાજા છે; પણ તેથી કાંઈ સહુ કરોડપતિ અને રાજા થઈ ગયા? સુખી પણ હિંદુસ્તાનને દુઃખે દુઃખ માને ત્યારે આપણે એક પ્રજા કહેવાઈએ. કૃષ્ણ સરખાને પણ, પોતાને ખાતર અનાવશ્યક છતાં, લોકસંગ્રહને સારુ ઉદ્યમ કરવો પડ્યો હતો. અને કેવળ સ્વાર્થી ઉદ્યમ બસ નથી. જે ઉદ્યમ કરોડો કેવળ સ્વાર્થને વશ થઈને કરશે તે લોકનાયક કહો કે લોકસેવક પરમાર્થને સારુ કરશે. જો તે ન કરે તો સ્વાર્થને સારુ ઉદ્યમ કરનારા પણ મોહમાં કે ભ્રમમાં પડી તેનો ત્યાગ કરે. અહીં તો નિરુદ્યમીને ઉદ્યમી બનાવવાના છે. અને તે ઉદ્યમ પણ એવો શીખવવો છે કે જે વડે પ્રત્યેકનું અને સમાજનું કલ્યાણ થાય. એવો ઉદ્યમ રેંટિયો જ આપી શકે છે. તેથી જ રેંટિયાને હું કામધેનુ કહું છું. એક વાર પ્રજા વખતની કિંમત સમજી લે તો પછી બીજું બધું સૂઝી શકશે.

મિ. ઍંડ્રુઝે બે પ્રશ્નો પૂછ્યા છે. ઢોરોની વ્યવસ્થા ન હોવાને લીધે કરોડોનું દર વર્ષે નુકસાન થાય છે. અને લોકો

મેલાંનો સદુપયોગ નથી કરતા તેથી કરોડોનું ખાતર નકામું જાય છે અને લોકોમાં રોગ ફેલાય છે. હું રેંટિયાની પ્રવૃત્તિ ઉપર ભાર દઉં છું તો ઢોરના પ્રશ્ન ઉપર અને આ ગંદકીના પ્રશ્ન ઉપર ભાર દઈ કરોડો રૂપિયા સહેજે બચાવવાનો પ્રયત્ન કાં નથી કરતો ? ઢોરની રક્ષાને સારુ ગોરક્ષાના કાર્યનો ભાર ઉઠાવ્યો છે. ગંદકીનો પ્રશ્ન ઘણો મુશ્કેલ છે અને તે પણ આળસનું કંઈક કારણ છે. જો લોકો ઉદ્યમની કિંમત સમજે, તો ઢોરનો પ્રશ્ન અને ગંદકીનો પ્રશ્ન તરત ઊકલે. જો રેંટિયાનો સહેલો તરત લાભ આપનારો ઉદ્યમ લોકો ન કરે, તો મહા પ્રયત્ને ફળી શકે એવો ઢોરોનો કે ગંદકીનો પ્રશ્ન કેમ સમજશે ? આમ, જે રીતે જુઓ તે રીતે, એક જ વસ્તુ જોવામાં આવશે. હિંદુસ્તાનનો મહારોગ આળસ છે અને તે દૂર કરવાનો ઉપાય રેંટિયો એક જ છે.

તા. ૩૦-૮-'૨૫

## ૪. આપણી ગંદકી

૧

ગંદકી વિષે મિ૦ એંડ્રુઝના પ્રશ્ન ઉપર મેં અન્ય સ્થળે આ વેળા લખ્યું છે. છતાં તેનો વિચાર સ્વતંત્ર રીતે કરવાની આવશ્યકતા તો છે જ. 'નવજીવન'નું તંત્રીપદ મારે હાથ આવતાં મેં આરંભમાં આ વિષય ઉપર લખેલું મને યાદ તો છે જ. પણ એ વિષય એવો છે કે તેની ઉપર હમેશાં લખી શકાય.

શૌચના આપણા નિયમો સુંદર છે. સ્નાન હમેશાં કરવું જ જોઈએ. પણ એ બધી ક્રિયાઓનું રહસ્ય નથી જાણતા, તેથી તે વસ્તુ માત્ર રિવાજરૂપે રહી ગઈ છે. અથવા, વહેમને વશ થઈને આપણે એમ માનીએ છીએ કે, ગમે તેવા ને ગમે તેટલા થોડા

પાણીનો સ્પર્શ પણ આપણને પવિત્ર કરે છે ને આપણે સ્વર્ગના અધિકારી બનીએ છીએ. વિજ્ઞાન તો આપણને એમ શીખવે છે કે એ જ સ્નાન ગુણકારક નીવડે છે જે નિર્મળ પાણીથી ને શરીરને ચોળીને, તે સાફ થાય તેમ, કરેલું હોય. માત્ર જળની છાંટ લેવામાં અથવા પાણી રેડી મેલાં કપડાં પહેરવામાં ગુણ તો નથી જ, અને તેથી નુકસાન પહોંચી શકે. આપણાં પાયખાનાં તો આ પૃથ્વીમાં જ નરકની ખાણરૂપ છે. તેમાં બેસવું પાપરૂપ છે. જરા ઉદ્યમથી, વિચારથી, વિવેકથી આપણે તેમાં સુધારો કરી શકીએ છીએ. તેમાં ખર્ચનો સવાલ જ નથી, માત્ર જ્ઞાનની આવશ્યકતા છે. ગરીબમાં ગરીબ માણસ ધારે તો શૌચના નિયમનું પાલન કરી શકે છે. હા, તેને પોતાનું મેલું જોવાની કે સાફ કરવાની સૂગ ન પાલવે. ખેડૂતને તો એ સૂગ હોતી નથી. ખેડૂતો તો ઘણી ગંદી રીતે મેલનાં ગાડાં ભરે છે.

અમદાવાદની પોળો ગંદી રહે છે તેનું કારણ ગરીબાઈ નથી પણ ઘોર અજ્ઞાન અને એદીપણું છે. મદ્રાસમાં મેં સાહુકારોના મહોલ્લામાં ૫૦ વર્ષના ધનિક માણસોને શેરીની અંદર સવારના શૌચ કરતા જોયા છે. એ દૃશ્યનો વિચાર કરું છું ત્યાં પણ ચીતરી ચડે છે. હરિદ્વારમાં પવિત્ર ગંગાનો કિનારો જાત્રાળુ સવારસાંજ દુર્ગંધિત કરી મૂકે છે. ત્યાં બેસવું કે ચાલવું અશક્ય થઈ પડે છે. ભલા માણસો કેટલેક સ્થળે તો એમ ને એમ નદીએ જઈ સાફ થાય છે, શૌચસ્થાને જળ પણ નથી લઈ જતા. ત્રિચિનાપલ્લીની નદીમાં મેલું નરી આંખે જોઈ શકાય!!! અને એ જ પાણીથી નાહવું; એ જ પાણી પીવું! બંગાળનાં ખાબોચિયાં જેવાં સેંકડો તળાવો નાહવાના, ધોવાના, ઢોરના ને મનુષ્યના પીવાના કામમાં આવે છે.

પણ મિ૦ ઍંડ્રુઝના મિત્રની ફરિયાદ તો જુદી જ છે. તે કહે છે, "ખેડૂતો ગમે ત્યાં શૌચ, લઘુશંકા ઇત્યાદિ કરી જમીન

બગાડે છે. તેની ઉપર વરસાદ પડે ત્યારે આ બધું મેલું પાણીમાં ભળે છે; અને લાખો માણસો ઉઘાડે પગે ચાલે છે, એટલે તેઓને વાળા નીકળે છે, મરડો ઇત્યાદિ રોગો થાય છે. અસંખ્ય લોકો પિલાય છે ને અસંખ્ય વણમોતે મરે છે. આ મેલાનું સુંદર ખાતર બને છે. ચીનના માણસો આવો ઉપયોગ કરી કરોડો રૂપિયા બચાવે છે. હિંદીઓ કાં ન બચાવે ને તંદુરસ્ત પણ રહે? દક્ષિણ અમેરિકામાં પહેલાં હિંદુસ્તાનના જેવી જ સ્થિતિ હતી. તે પુરુષાર્થથી ૨૦ વર્ષમાં બદલાઈ અને ત્યાંના લોકો ઘણા રોગોમાંથી બચ્યા."

આપણે પણ ધારીએ તો બચી શકીએ. કઈ રીતે બચી શકાય એ વિચાર આવતે અઠવાડિયે કરીશું.

તા. ૩૦–૮–'૨૫

૨

ગયે અઠવાડિયે આપણે આપણી ગંદકીનો વિચાર કર્યો.

જ્યાં ત્યાં શૌચ કરવાની ટેવ પ્રજાએ છોડવી જ જોઈએ. શહેરોમાં કે ગામડાંઓમાં ઠરાવેલી જગ્યાએ જ શૌચ જવાની ટેવ આપણામાં હોવી જોઈએ. આપણી અત્યારની ટેવ એથી ઊલટી છે એટલું જ નહિ, પણ ઘરનાં આંગણાં કે શેરી બગાડતાં આપણે અચકાતાં જ નથી. તેથી દુર્ગંધ વધે છે, હવા ખરાબ થાય છે, ને આંગણાં અગર શેરીઓમાં ઉઘાડે પગે ચાલવું જ મુશ્કેલ થઈ પડે છે. ગામડાંઓમાં અમુક ખેતરો મુકરર કર્યાં હોય ત્યાં જ, અગર તો પોતપોતાના ખેતરમાં, શૌચને સારુ જવું જોઈએ; અને શૌચવિધિ પૂરો કર્યા પછી દરેક જણે તે ઉપર કોરી માટી નાંખવી જોઈએ. આમ કરવાનો સારામાં સારો રસ્તો, નાની કોદાળી અગર પાવડાથી જમીન ખોદી, ખાડામાં શૌચ કરવાનો અને પછી ખાડાને ખોદેલી માટીથી પૂરી દેવાનો છે. વળી, આવી જગ્યાએ કંઈ નિશાનીઓ રાખવાનો રિવાજ પાડ્યો હોય તો સૌ સમજી

શકે. આમ કરવામાં એકાંતનો ભંગ ન થાય તે સારુ પાંચ સાત જગ્યાઓ મુકરર કરી શકાય.

લોક સમજી જાય ને આવી ગોઠવણમાં અનુકૂળ થાય તો આ કાર્ય તુરત અને વગર ખરચે થઈ શકે. ખરું જોતાં, તેમાંથી પ્રજાની મૂડીમાં વગર પરિશ્રમે વધારો થાય અને પ્રજાની તંદુરસ્તી વધે. જે ખેતરમાં આ પ્રમાણે શૌચ થાય તે ખેતરની પેદાશ વધે, એ તો આખા જગતનો અનુભવ છે. લોકો આવી યોજનાને વધાવી લે તો તો પોતાના ખેતરનો આવો ઉપયોગ થવા દેવા સારુ સામા પૈસા આપે. આવું બીજા દેશોમાં થાય છે. આપણા દેશમાં પણ કેટલેક ઠેકાણે ખેડૂતો ગામનું મેલું લઈ જવાનો ઇજારો લેતા જોવામાં આવ્યા છે; પણ તેઓ એટલી ગંદી રીતે તે મેલું ઉપાડે છે કે તે ક્રિયા જોતાં પણ ચીતરી ચડે. મારી સૂચનાનો અમલ થાય તો કોઈને કશું ઉપાડી જવાપણું રહે નહિ, હવા બગડે નહિ, અને ગામડાંઓ ખૂબ ચોખ્ખાં રહે.

આ તો ગામડાંની વાત થઈ. શહેરોમાં તે પ્રમાણે ન થઈ શકે. શહેરોમાં પાયખાનાં જોઈએ જ. જ્યાં વિલાયતી ઢબનાં પાયખાનાં છે ને નળીઓ વાટે બધો મેલ એક જગ્યાએ એકઠો કરવામાં આવે છે તેની ચર્ચા અહીં નિરર્થક છે. લોકો પોતાની મેળે શું કરી શકે એ જ વિચારવાનું છે. લોકોએ નીચેના નિયમોનું સ્વેચ્છાએ પાલન કરવું જોઈએ :

૧. બંને ક્રિયાઓ મુકરર કરેલી જગ્યાઓમાં જ થવી જોઈએ.

૨. શેરીઓમાં જ્યાં ત્યાં લઘુશંકાને સારુ બેસી જવું એ પણ દોષિત ગણાવું જોઈએ.

૩. જ્યાં લઘુશંકાએ બેસવું હોય ત્યાં ક્રિયા થઈ રહ્યા બાદ બેસનારે સારી પેઠે સૂકી ધૂળ નાંખી ઢાંકી દેવું જોઈએ.

૪. પાયખાનાં તદ્દન સાફ રહેવાં જોઈએ. જ્યાં પાણી પડે છે તે જગ્યા પણ સ્વચ્છ રહેવી જોઈએ. આપણાં પાયખાનાં

આપણી સભ્યતાને નિંદે છે; સ્વચ્છતાના નિયમોનો ભંગ કરે છે.

૫. જેટલું મેલું થાય તે બધું ખેતરોમાં જવું જોઈએ.

આ બધા નિયમોનું પાલન કેમ કરી શકાય? જવાબ એ છે કે કેળવણીથી. જ્યાં સુધી લોકો નિયમો ન સમજે, તેનું પ્રયોજન ન ઓળખે, ત્યાં સુધી કાયદો નકામો થઈ પડે. કાયદો થોડા માણસોને સારુ જ હોઈ શકે. ઘણા માણસો જે કાયદો ન સમજે અથવા ન પાળે ત્યાં તેને અંગે રાખવામાં આવેલી શિક્ષાનો કશો ઉપયોગ રહેતો નથી.

આ કેળવણીને સારુ અક્ષરજ્ઞાનની જરૂર નથી. જાદુઈ ફાનસ વડે, ભાષણો વડે, લોકોને ગંદકીથી થતાં દરદોનું તેમ જ મેલું ખાતરને સારુ બચાવવાથી થતા લાભોનું લોકોને ભાન કરાવવું જોઈએ. જુદી જુદી જાતનાં સાધનો બતાવવાં જોઈએ.

પણ સૌથી સારી કેળવણી તો કરી બતાવવાની જ છે. તેથી જેઓ સમજ્યા છે તેમણે પોતે સૂચનાઓનો અમલ કરી બીજાને દાખલો બેસાડવો.

તા ૧૩-૯-'૨૫

# ૫. સામાજિક સહકાર

[ એ નામના લેખમાંથી ]

આપણી ભયંકર ગંદકીનું કારણ આપણી બેદરકારી અને આપણો સામાજિક અસહકાર છે. જ્યાં અસહકાર જોઈએ ત્યાં ઇચ્છાએ કે અનિચ્છાએ આપણો સહકાર વર્તે છે; જેમ કે, આપણી અનેક કુટેવોની સાથે આપણે સહકાર કરીએ છીએ. સરકારના તંત્રની સાથે, જોકે તે પ્રજાના સત્ત્વનો નાશ કરે છે

તે આપણે જોઈ રહ્યા છીએ તોપણ, સહકાર કરીએ છીએ; આપણી ગંદકી જે આપણા શરીરને નિચોવી નાખે છે અને આપણને મરકી ઇત્યાદિ રોગોના બલિદાન કરી મૂકે છે, તેની સાથે સહકાર કરીએ છીએ. પણ, આપણા પડોસીઓ, જેમના સુખમાં આપણું સુખ સમાયેલું છે અને આપણા દરેક કાર્યમાં જેમની સગવડનો વિચાર હોવો જ જોઈએ, તેમની સાથે આપણે અસહકાર કરીએ છીએ. કાયદામાં એક કહેવત છે એ માત્ર વકીલોને વિતંડાવાદ કરવાને સારુ નથી ઘડાયેલી, પણ એ ધાર્મિક સિદ્ધાન્તની સૂચક છે. તેનો અર્થ આ છે: "તમારી વસ્તુનો એવો ઉપયોગ કરો, જેથી બીજાને હાનિ ન પહોંચે." એ જ વાક્ય ગીતાજી બીજી રીતે કહે છે: "જે મનુષ્ય પોતાને બીજામાં જુએ છે અને બીજાને પોતામાં જુએ છે તે જ જોનારો છે, તે જ જ્ઞાની છે." આ સાર્વજનિક, સર્વોત્તમ અહિંસાના મૂળરૂપ સિદ્ધાન્તનો આપણે ડગલે ડગલે ભંગ કરીએ છીએ, અને તે ભંગ શૌચાદિ વિષેની આપણી બેદરકારીમાં ભયંકર રૂપે પરિણમે છે.

મારા આંગણાનો કચરો હું પડોશીના આંગણામાં ફેંકું. મારી બારીએથી હું કાચના કકડા ફેંકું, કચરો નાંખું, પાણી ઢોળું, થૂંકું, અને તેમ કરતાં નીચેથી ચાલનારનો ખ્યાલ સરખોય ન કરું! એ કેટલી બેદરકારી? કેવી હિંસા? કેવો સમાજ સાથેનો ઘાતક અસહકાર? મારી ખાળનું પાણી બીજાનું નુકસાન કરે તેની બેદરકારીમાં કેટલો બધો અવિચાર? પ્રજા આપણું અંગ છે, પ્રજાનું અંગ આપણે છીએ, એટલું સમજી લઈએ તો આપણી ગંદકી અસંભવિત થાય અને આપણે રોગાદિમાંથી મુક્ત થઈ પ્રજાનું બળ વધારીએ અને પ્રજાનું ધન પણ વધારીએ. એક લેખકે કહ્યું છે કે, વસ્તુને તેને સ્થાનેથી લઈ ને અસ્થાને મૂકવાથી તે ગંદકીનું રૂપ પકડે છે. નદી કિનારે પથરાઈ રહેલી

રેતી એ સૃષ્ટિસૌન્દર્યમાં અને મનુષ્યજાતિની સુખાકારીમાં વૃદ્ધિ કરે છે. એ જ રેતી આંખમાં પડે તો કચરો બને છે; અનાજમાં પડે તો અનાજને ત્યાજ્ય બનાવે છે. વિષ્ટા ચાલવાના રસ્તા ઉપર નાંખીએ તો એ ગંદકી છે, દુર્ગંધ મારે છે, રોગાદિ પેદા કરે છે. એ જ વસ્તુ ખેતરમાં દાટવાથી સુવર્ણમય ખાતર ગણાય છે, ખેડૂતો તેને સંઘરે છે અને પ્રીતિથી તેના પૈસા આપે છે. એમ દરેક વસ્તુને વિષે કહી શકાય. અહીં જો સમાજને શૌચના સામાન્ય નિયમની કેળવણી મળે અને તે પ્રમાણે સમાજ વર્તન કરે, તો સામાજિક સહકાર પેદા થાય અને મળમૂત્રાદિ, જેની ગણતરી ગંદકીમાં કરવામાં આવે છે તે જ વસ્તુઓને, ખેતરમાં લઈ જઈ આપણે સુવર્ણરૂપ ખાતર બનાવી શકીએ.

તા. ૨૨-૧૧-'૨૫

# ૬. સ્વતંત્રતાની મર્યાદા

## ૧

સ્વરાજમાં ધર્મસ્વાતંત્ર્ય હશે એમ કરાંચીની મહાસભાના અધિકારનિર્ણયના ઠરાવમાં કહ્યું છે, તો પછી દિગમ્બર જૈન સાધુ પોતાના ધર્મને વશ વર્તી નગ્નાવસ્થામાં વિચરે તેમાં તમે કેમ બાધ લાવો, એમ કોઈ દિગમ્બર જૈન ભાઈઓએ સરદારને પ્રશ્ન કર્યો. સરદારે જવાબ આપ્યો કે, ધર્મસ્વાતંત્ર્યનો અર્થ એવો તો નહિ જ હોય કે જેના આચરણથી અસંખ્ય લોકો લજવાય અથવા તેમની લાગણી દુભાય; અને સાધુ હોઈને પણ જો નગ્નાવસ્થામાં વિચરે તો લોકોની લાગણીને આઘાત પહોંચ્યા વિના ન રહે એવો મારો અભિપ્રાય છે.

મને લાગે છે કે, સરદારથી બીજો જવાબ ન જ અપાય. હું પોતે માનું છું કે મનુષ્યમાત્રની આદર્શ સ્થિતિ દિગમ્બરની છે.

પણ આદર્શ મનુષ્ય સર્વથા નિર્દોષ હોય, વિકારશૂન્ય હોય. આવી નિર્દોષતા વિના કોઈ માણસ નગ્ન થઈને ફરે તો તે પાપી ગણાય.

દિગમ્બર સાધુ સાધુ કહેવાયા તેથી વિકારશૂન્ય જ હોય એમ માની લેવાને કારણ નથી. તેઓ નિર્વિકાર હોય તોપણ તેમનો ધર્મ સમાજમર્યાદા જાળવવાનો છે. થોડા શ્રાવકો ભલે દિગમ્બર સાધુની સ્થિતિ સમજે. પણ સાધારણ સમાજ નહિ સમજે, તેને આઘાત જ લાગશે. દિગમ્બર સાધુને શહેરમાં આવવાનું પ્રયોજન હોય તો ઓછામાં ઓછું હોય ને શહેરી મર્યાદા તેણે જાળવવી જોઈએ. આમ ન કરતાં તે નગ્નાવસ્થામાં શહેરમાં પ્રવેશ કરવાનો આગ્રહ રાખે અથવા શ્રાવકો રખાવે, તો મારી દૃષ્ટિએ તે અધર્મ ગણાય. મને પોતાને નગ્નાવસ્થા પ્રિય છે. હું નિર્જન જંગલમાં વસતો હોઉં તો નગ્નાવસ્થામાં રહું. પણ આ વિકારમય જગતમાં નગ્નાવસ્થાનું આચરણ સામાન્ય થવાનો સંભવ ઓછો છે. નીતિના સંગ્રહને સારુ ગમે તેવા મહાપુરુષને પણ પોતાની ગુહ્યેંદ્રિયો ઢાંકવી આવશ્યક છે, એ તેમનો ધર્મ છે.

વ્યક્તિસ્વાતંત્ર્યને અને તેમાંયે ધર્મસ્વાતંત્ર્યને ઘણી મર્યાદાઓ હમેશાં રહી છે અને રહેશે. ધર્મ અધિકારનો ભૂખ્યો નથી, ધર્મ સંયમનો, અંકુશનો ભૂખ્યો છે. ધર્મ જાણનાર અને જાળવનાર 'આ મારા હક્કો છે' એવો વિચાર નથી કરતો: 'આ મારું કર્તવ્ય છે' એમ વિચારે છે. નગ્ન રહેવાનું કર્તવ્ય ન હોઈ શકે. કર્તવ્ય અપરિગ્રહ છે. અપરિગ્રહ માનસિક ધર્મ છે. મારી ઉપર કોઈ ભાર લાદે તે પરિગ્રહ નથી. પણ તે ભારને હું ભોગવવા મંડું એટલે એ પરિગ્રહ થયો. જે સાધુ સમાજસંગ્રહને સારુ લંગોટીનો ભાર ઊંચકે છે તે પરિગ્રહી નથી પણ સંયમી છે. જે 'સાધુ' સમાજની લજ્જાની ચિંતા કર્યા વિના નગ્ન વિચરવાનો આગ્રહ કરે છે તે સ્વચ્છંદી છે. આ ઠેકાણે ગીતાનું આ વચન બહુ લાગુ પડે છે: "કર્મ કરવાપણું મને મુદ્દલ નથી; તેમ છતાં

લોકસંગ્રહને સારુ કર્મ કરવાનો મારો ધર્મ છે. જો હું તેમ ન કરું તો હું વર્ણસંકરનો કર્તા થાઉં અને પ્રજા હણાય." પ્રજા હણાય તેવું સાધુ કદી ન કરો. સમાજ તેને તેવું કરવામાં કદી ન ઉત્તેજો.

તા. ૩૧–૫–'૩૧

## ૨

નગ્નાવસ્થા વિષે મેં જે કંઈ લખ્યું છે તેની ઉપર ઠીક ટીકા મારી પાસે આવી છે. કોઈ મોકલનારે ક્રોધ પણ કર્યો છે. દિગમ્બર જૈન ભાઈઓની લાગણી દુખાઈ છે તેથી મારે મારું લખાણ પાછું ખેંચવું જોઈએ, એમ પણ કોઈ સૂચવે છે.

મેં કેવળ ધર્મવૃત્તિથી મારો લેખ લખ્યો હતો. એવાં લખાણો મિત્રોનાં દુઃખ શમાવવા પણ ન ખેંચાય. જો ખેંચાય તો ધર્મની મીઠી ચર્ચા ન થઈ શકે. મારું કથન છે કે સરદારનાં વચન કાયદો નથી. સ્વરાજ મળશે ત્યારે લોકમત હશે તે પ્રમાણે જ થશે. ધર્મની લાગણી દુભાય એવા કાયદાની તો મનાઈ હશે. ધર્મની લાગણી કોને કહેવી એ તો હમેશાં વિચારવાનું હશે. તે પણ કોરટો જ વિચારશે. મારા જેવા તો ચર્ચા કરીને લોકમત બાંધી શકે. તેથી મારી દિગમ્બર જૈન ભાઈઓ પ્રત્યે પ્રાર્થના છે કે, આ વિષયની ચર્ચા તેઓ તટસ્થ ભાવે કરે ને બીજાને કરવા દે.

જૈન મત પ્રત્યે મારો એટલો બધો પક્ષપાત છે કે ઘણાઓએ મને જૈન જ માન્યો છે. અજાણ્યા જૈનમંડળમાં, જ્યારે મારે અઘટિત માનનો ત્યાગ કરવા ખાતર, 'હું જૈન નથી' એમ કહેવું પડ્યું છે, ત્યારે મારી આસપાસ રહેલા જનસમાજને આશ્ચર્ય લાગ્યું છે ને આઘાત પહોંચ્યો છે. દિગમ્બર મત પ્રત્યે મને માન છે. મેં દિગમ્બર ગ્રંથો થોડાઘણા વાંચ્યા છે. નગ્નાવસ્થા આદર્શ તરીકે મને પ્રિય છે. મારાં બાળકોને મેં ઇરાદાપૂર્વક નગ્ન

રાખ્યાં છે. એટલે મારો અભિપ્રાય મિત્રભાવે ને કેવળ ધર્મરક્ષાને સારુ જ હોય એમ સહુએ માની લેવું ઘટે છે. હું વિચારદોષ કરતો હોઉં એમ બને. એમ હોઈ, જેની બુદ્ધિ મારો અભિપ્રાય પસંદ ન કરે તે તેનો અવશ્ય ત્યાગ કરે, પણ મારી ઉપર રોષ ન કરે. રોષ ધર્મના કે બીજા વિચારો સમજવામાં અંતરાય પેદા કરે છે ને તેથી ત્યાજ્ય છે.

હવે મૂળ વિષય ઉપર આવું. . . . દિગમ્બર સાધુ નિર્વિકાર હોવાનો સાવ સંભવ છે. તે બધા નિર્વિકાર હોવા જ જોઈએ એ કથન હું સ્વીકારી નહિ શકું. સાધુતાનો દાવો જ ન કરાય એમ મારી માન્યતા છે. સાધુતા સ્વયંસિદ્ધ હોય. પુરાવો માગે, દાવો માગે તે સાધુતા નથી. આવી સાધુતાને રક્ષાની ગરજ પણ ન હોય. દિગમ્બર સાધુતા એ સાધુતાની પરાકાષ્ઠા હોવી જોઈએ. તેને કોનું અવલંબન હોય ? આવી દિગમ્બરતાને કાયદાની કે કોરટની રક્ષાની ગરજ હોય નહિ. જે સહેજે નિર્વિકાર છે તે કોઈનું ધ્યાન ખેંચે એ પણ નવાઈની વાત છે. માનો કે, આ કાળે એવા પ્રત્યે ધ્યાન જવું નવાઈની વાત નથી; તો તેવા સાધુને કચેરીમાં જવું કે જેલમાં જવું એ દિગમ્બરતાની ઉત્કૃષ્ટતા બતાવવાનો સહજપ્રાપ્ત અવસર મળ્યો ગણાવો જોઈએ.

સાધુ સાચા હોય તેમ જ બનાવટી હોય. બનાવટીની સંખ્યાને અંત નથી. એનો ભેદ કોણ કરશે ? કે ગમે તે નગ્ન ફરે તેને રોકવા ન જોઈએ ? તેમ કરવા જતાં અનર્થ ન થાય ? વિકારી નગ્ન ન જ રહી શકે એ કથન બરોબર ન કહેવાય. મર્યાદાને મૂકો પછી વિકારી લજ્જા શા સારુ ન છોડે ? વિકારી સ્થિતિમાંયે નગ્ન રહેવામાં એ શાને ક્ષોભ પામે ? સામાન્યપણે નગ્નાવસ્થાના હિમાયતી તો એમ માને છે કે, વિકારી સ્થિતિમાંયે સ્ત્રીપુરુષ નગ્ન હોય તેમાં હાનિ નથી. તેઓ વળી એમ માને છે કે, વિકાર એ જ મનુષ્યની સામાન્ય સ્થિતિ છે, એટલે નગ્નાવસ્થાથી

વિકારવૃદ્ધિ થાય તેમાં દોષ માનવાનું કશું કારણ નથી; વિકાર સામાન્ય વસ્તુ છે તો તેની તૃપ્તિ પણ સામાન્ય હોય. એટલે, નગ્નાવસ્થામાં ક્યાંયે દોષ નથી, એમ આ ભોગપ્રિય — ભોગને ધર્મ માનનારો સંપ્રદાય માને છે. મર્યાદાશીલ, સંયમી દિગમ્બર જૈન આ ભોગધર્મનું સમર્થન કરવા તૈયાર છે? તેઓ સમાજને વિષયમય થયેલો જોવા તૈયાર છે? આવી સ્થિતિને સારુ તે જવાબદાર થાય? મારી ખાતરી છે કે આ વાંચતાં પણ તેમને કમકમાટી છૂટશે. એટલે, જો તેઓ ઊંડે ઊતરશે તો જોશે કે, આ કાળે ગુહ્યેન્દ્રિય ઢાંકવાની પ્રથા છે તેની રક્ષા કરવાનો ધર્મ છે, ને તેથી દિગમ્બર સાધુ ભલે લૌકિક મર્યાદાની ખાતર થોડા સમયને સારુ લંગોટી ધારણ કરે અથવા નગ્ન વિચરતાં જે કષ્ટ પડે તે ભોગવી છૂટે, પણ તેનો ઊહાપોહ ન કરે. જો આપણે સમાજમર્યાદાને માનતા હોઈએ તો, જૈન હોઈએ કે જૈનેતર, આપણે નગ્નાવસ્થાને વ્યવહારમાં નથી મૂકી શકતા. અપવાદ કરવા જતાં સંકટ વહોરવું પડે છે, તેથી અપવાદ ન રાખીએ.

"પણ બાળક નગ્ન રહે છે તેનું કેમ? એને કોણ રોકે છે?" આ ઉપમામાં બહુ દોષ છે. બાળક સ્વભાવે નિર્વિકાર છે: સાધુ કરોડોમાંથી કોઈ બહુ અભ્યાસને અંતે નિર્વિકારીતા કેળવે છે. અખિલ જગતનાં બાળક નગ્ન રહે છે: પણ સાધુમાં નગ્નાવસ્થા અપવાદરૂપે છે. બાળકમાં વિકાર અસંભવિત છે: સાધુમાત્રમાં વિકાર અસંભવિત નથી. બાળકને આંધળા પણ ઓળખી શકે: સાધુને દેખતા પણ કોઈ જ ઓળખી શકે છે. વાસ્તે, બાળકની નગ્નાવસ્થાનો દાખલો આપણને નિર્ણય કરવામાં મદદ નથી કરતો. ઊલટો એમ સૂચવે છે કે, બાલ્યાવસ્થામાં જે નગ્નાવસ્થા શોભે છે તે તે કાળ વીત્યે શોભતી નથી, પણ મનુષ્યને લજવે છે.

તેથી, શુદ્ધ સાધુની નગ્નાવસ્થાને પૂજતો છતાં, હું અવશ્ય એમ માનું છું કે, દિગમ્બર આચાર્યો ઊંડે ઊતરી સમાજમાં

વિચરનાર સાધુને માટે ગુહ્યેન્દ્રિય ઢાંકવાનો માર્ગ શોધી કાઢે તો તેમાં ધર્મની રક્ષા છે, સાધુની શોભા છે. તેમ ન જ થઈ શકે તોયે તેની જાહેર ચર્ચા હાનિકર છે.

તા ૫-૭-'૩૧

## ૭. આગગાડીના મુસાફરો*

આગગાડીના મુસાફરોને બહુ હાડમારી ખમવી પડે છે, એ વિષે કોઈને શંકા નથી. ઘણી હાડમારી સારુ ઇલાજ આપણા પોતાના જ હાથમાં હોય છે. હિન્દુસ્તાનમાં ચોમેર ઐક્યનો વાયરો વાઈ રહ્યો છે. એનો માત્ર ઉપયોગ કરીએ તોયે ઘણી હાડમારી દૂર થાય. આ લેખમાં, એવી હાડમારી કેમ દૂર થાય, તેની સૂચનાઓ છે. જેના હાથમાં આ લેખ આવે તેને ધ્યાનપૂર્વક વાંચી જવા વિનંતિ છે. પછી, જે વાંચી ન શકતા હોય તેને એ વંચાવવાની વિનંતિ છે. કાગળનું અને છપામણીનું ખર્ચ કોઈક પણ પરોપકારી પુરુષે આપ્યું હશે એટલું સહેજે વાંચનાર કળી લેશે. અને એ ખ્યાલ લાવીને પણ સમજશે કે લેખને, મફત આવ્યો છે તેટલા સારુ, તુચ્છકારી નાંખવો ન જોઈએ.

હું અધિકારી વર્ગને સૂચવીશ કે :

જો તમે સ્ટેશન-માસ્તર હો તો તમારાથી મુસાફરોનાં ઘણાં દુઃખનું નિવારણ થઈ શકે.

તમે પોતે ગરીબ ઉતારુઓની સાથે વિવેક વાપરી, તમારી નીચેનાઓને તેમ કરવાનો દાખલો બેસાડી શકશો.

તમે ટિકિટ આપવાનો હોદ્દો ભોગવતા હો તો, પહેલા અને બીજા વર્ગના ઉતારુઓને જેટલો વખત આપો છો અને

---

* આ પત્રિકા ઈ. સ. ૧૯૧૬-૧૭માં ગુજરાત-કાઠિયાવાડમાં મફત વહેંચવામાં આવી હતી.

તેઓના ઉપર જેટલું ધ્યાન રાખો છો, તેટલો વખત અને તેટલું ધ્યાન ગરીબોને પણ મળવું જોઈએ, એ તમે સહેજ વિચારે સમજી શકશો.

ગરીબોની ઉપર રેલવેની હસ્તીનો આધાર છે. અને તેની પાસેથી મળેલા પૈસા ઉપર તમારા પગારનો મોટો આધાર છે.

કેટલાક ટિકિટ આપનારા ગરીબોને ગાળ દે છે, તુંકારી નાંખે છે; અને તેમ કર્યા પછી પણ જેટલી મોડી બને તેટલી મોડી ટિકિટ આપે છે. આમાં કશી મોટાઈ નથી. માગનારને વેળાસર ટિકિટ આપવામાં તેનો ઘણો વખત બચે છે, અને તમને કાંઈ હાનિ થતી નથી.

તમે જો સિપાઈ હો તો, તમારે લાંચ રુશવતથી બચવું ઘટે છે, ગરીબોને ધક્કા નહિ મારવાનો નિશ્ચય કરવો ઘટે છે, અને તેઓની ઉપર રહેમનજર રાખવી ઘટે છે. એટલું સમજવું જોઈએ કે, જનસમૂહના તમે નોકર છો, તેના સરદાર નથી. તેઓને અડચણમાંથી બચાવવા એ તમારો ધર્મ છે. તમે પોતે જ અડચણરૂપ બનો એ તો અન્યાય જ ગણાય.

હું શિક્ષિત ઉતારુઓને સૂચવીશ કે :

તમે ભણેલા છો અને તમને દેશની દાઝ છે એવી ઘણે ભાગે તમે બીજાની ઉપર છાપ પાડવા ઇચ્છો છો. તમારી દેશદાઝનો પ્રયોગ તમારા પ્રસંગમાં આવતા અશિક્ષિત અથવા ગરીબ ઉતારુઓનું ભલું કરવામાં કરો તો તે અનાયાસે પ્રાપ્ત થયેલી દેશસેવા ગણાશે.

દાખલા તરીકે, કોઈ ઉતારુ ઉપર જુલમ થતો હોય તો તમે તેને અનેક પ્રકારે મદદ કરી શકો છો. તમે ત્રીજા વર્ગમાં ન જતા હો તોપણ અનુભવને અર્થે કોઈ પણ વાર જશો તો ત્રીજા વર્ગના ઉતારુઓને ઘણો લાભ થવા સંભવ છે.

તમે તમારો દરજ્જો બતાવ્યા વિના ટિકિટ વગેરે લેવા તેના પ્રસંગમાં આવશો, તો તેમ કરતાં જે હાડમારી પડે તેનો ઇલાજ સહેજે શોધી શકશો, અને તમને મળેલી સગવડ થોડા વખતમાં જનસમાજને મળશે.

ઘણી વખતે તો શિક્ષિતવર્ગ પોતે જ ત્રીજા વર્ગના ઉતારુ ઉપર જુલમનું કારણ બને છે. તેઓ ખસૂસ ઉતાવળમાં પોતાને સારુ ટિકિટ માગે છે, ગાડીમાં ખસૂસ સગવડ લે છે, જોઈએ તે કરતાં વિશેષ જગ્યા લે છે, અને તેથી ગરીબડાઓને મુસીબત પડે છે. આમ જુલમનું સાધન થવામાંથી તો શિક્ષિતવર્ગે જરૂર મુક્તિ મેળવવી જોઈએ.

જે કાંઈ ઐબ સ્ટેશનો વિષે અથવા ગાડી વિષે તમે જુઓ તે વિષે અધિકારી વર્ગને લખવું એ તમારી ફરજ છે.

હું સમસ્ત ઉતારુ વર્ગને સૂચવીશ કે:

તમે ગમે તેવા પ્રકારના ઉતારુ હો, શિક્ષિત કે અશિક્ષિત, ગરીબ કે તવંગર, પણ નીચેની સૂચના યાદ રાખશો, તો ઉતારુની ૭૫ ટકા હાડમારી ક્ષણમાત્રમાં ચાલી જશે:

૧. સ્ટેશનમાં જતાં કે આગગાડીમાં બેસતી વેળા, તમે બળ કરીને પહેલાં પેસી જાઓ એમ કરવાને બદલે, તમે સૌથી છેલ્લા હશો તોપણ કાંઈ હરકત નથી એમ સમજીને વરતશો, તો તમને કશી ઇજા નહિ પહોંચે અને બીજાઓને તમારી મર્યાદાનો લાભ મળશે.

૨. ગાડીમાં બેઠા પછી તમે સમજશો કે, તેમાં લખેલી સંખ્યા સુધી બીજાઓનો બેસવાનો હક તમારા જેટલો જ છે. એટલે, જો તમે બીજાને આવતા અટકાવો, તો તમે જૂઠું બોલીને નીતિના કાયદાનો ભંગ કરશો, તેમ જ રેલવેના કાયદાનો ભંગ કરશો.

૩. તમે ત્રીજા વર્ગના ઉતારુને અધિકાર છે તેટલો જ સામાન સાથે રાખશો તો બીજાઓ સુખેથી બેસી શકશે. એથી વધારે સામાન લઈ જવાની તમારી શક્તિ હોય તો તમને ઘટે છે કે, વધારાના સામાનને તમારે માલના ખટારામાં મુકાવવો અને વધારાનું ભાડું આપવું.

૪. તમારો સામાન એવા પ્રકારનો હોવો જોઈએ કે તે બાંકડાની નીચે અથવા તો સામાન રાખવાની પેઢલીઓ ઉપર સહેલાઈથી સમાઈ શકે.

૫. તમે પૈસેટકે સુખી હો ને પરોપકારી મતલબ ન હોય ત્યાં સુધી તમારે ઉપલા વર્ગની ટિકિટ લઈને તમારું સુખ મેળવવું જોઈએ. કેવળ કંજૂસપણાથી તમે ત્રીજા વર્ગની ટિકિટ લો તેમાં તો તમે ગરીબ ઉતારુઓ ઉપર બોજારૂપ જ થાઓ. પણ કદાચ તમારી ઇચ્છા ઉપલા વર્ગમાં જવાની ન હોય, તોપણ તમારી પૈસા સંબંધી સ્થિતિનો તમારે એવો ઉપયોગ તો ન જ કરવો જોઈએ કે જેથી તમારો સામાન અને તમે તમારી સાથે બેઠેલા તમારા ભાઈઓને ત્રાસદાયક થાઓ.

૬. તમારે યાદ રાખવું જોઈએ કે, લાંબી મુસાફરીએ જતાં બધા ઉતારુઓને સૂવાની કાંઈક સગવડ મળવાનો અધિકાર છે; એટલે તમારાથી તમારે ભાગે પડતી નિદ્રા જ લઈ શકાય.

૭. ગાડીમાં બેઠા પછી તમારે વિચારવું જોઈએ કે, તમે બીડી પીનારા હો તો, બીજાને અગવડ ન પડે તેમ, તેઓની રજા લઈને જ તમે પી શકો છો.

૮. તમારે થૂંકવું હોય ત્યારે તમે જો ગાડીની અંદર જ પગ મેલવાની જગ્યા ઉપર થૂંકશો, તો એથી ઘણી ગંદકી થશે, તેથી દરદો થવાનો પણ સંભવ છે, અને કેટલાક ચોખ્ખાઈના નિયમો જાળવનાર ઉતારુઓને એ કુટેવ અસહ્ય વેદના આપનારી થઈ પડશે.

૯. રેલવેનાં પાયખાનાં સંભાળથી વાપરશો તો બધાની સુખાકારીમાં વધારો થશે; જેમ તેમ વાપરીને ચાલ્યા જવામાં તમારી પાછળ જનારા ઉતારુઓનો તમે જરા પણ વિચાર નથી કરતા.

૧૦. મુસાફરી કરતી વખતે, તમે બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર છો અને બીજા તેથી અલગ વર્ણના છે, અથવા તમે હિંદુ છો અને બીજા મુસલમાન છે, અથવા તમે મુંબઈ ઇલાકાના છો અને બીજા મદ્રાસના છે, એવો ભેદભાવ લાવી દ્વેષ ઉત્પન્ન કરવાને બદલે, તમે બધાં હિન્દુસ્તાનનાં સંતાન છો અને અત્યારે પ્રસંગને લઈને એક છાપરી નીચે ભેળાં થયાં છો એમ જાણો અને ભ્રાતૃભાવ રાખો, તો આ ઘડીએ સુખી થાઓ અને હિંદુસ્તાનને શોભાવો.

૨

(મુસાફરોની ગંદી આદતો એ લેખમાંથી.)

બીજાની સગવડની દરકાર આપણામાં બહુ જ થોડી જોવામાં આવે છે. તેથી જ રેલમાં, સ્ટીમરમાં, જ્યાં જાઓ ત્યાં પારાવાર ગંદકી જોવામાં આવે છે. બાળશિક્ષણથી ચોખ્ખાઈ અને સુઘડતા શીખવવામાં આવે અને તે પાલન કરવાને સારુ છે એમ આપણે સમજીએ ત્યારે જ આવો સુધારો થાય. વાંચનારને ખબર નહિ હોય કે રેલના ડબામાં ઉપર પ્રમાણે ગંદકી કરવી એ રેલના કાયદા પ્રમાણે ગુનો છે. પણ કોઈની સામે ફોજદારી નથી ચલાવવામાં આવતી, કેમ કે ગુના કરનાર ઘણા છે ને બેગુનાહ બહુ થોડા છે. એથી જ કહેવત પડી છે કે, જે કાયદાને ઘણા માણસો માન આપતા હોય તેનો જ અમલ થોડાઓની સામે થઈ શકે છે. એટલે કે, તેવા કાયદાને સારુ અનુકૂળ વાતાવરણ જોઈએ. તેનો વિશેષ અર્થ એ થયો કે ઘણા કાયદાઓ નિરર્થક હોય છે. વાતાવરણ તૈયાર થયા પછી થોડા માણસો પોતાની મેળે રિવાજવશ વર્તન કરે છે.

તા. ૨૫–૫–'૨૪

## ૩

ત્રીજા વર્ગના ઘણા ઉતારુઓની ગંદી ટેવો વિષેની 'નવજીવન'ની નોંધ વાંચી એક ભાઈ લખે છે:

"ત્રીજા વર્ગના ભાઈઓ ઘણી વેળા ડબામાં જગ્યા હોવા છતાં ઉતારુઓની નક્કી કરેલી સંખ્યા જેટલાં ભાઈ બહેનોને પણ આવવા દેતા નથી. મેં જાતઅનુભવ પરથી જોયું છે કે કોલાબા અને અમદાવાદ સ્ટેશન ઉપર પ્લેટફૉર્મ-ટિકિટો લઈ મુસાફરી નહિ કરનારાઓ ડબામાં બેસી જાય છે, અને મુસાફરી કરનારને 'જગ્યા નથી' એમ જૂઠું કહી, દરવાજાને ચાવી મારી, દરવાજાની બહાર માથું કાઢી, લોકોને ધમકાવી, ધક્કા મારી ગાડીમાં ચડતા અટકાવે છે અને જેવી ગાડી ચાલુ થાય છે કે પ્લેટફૉર્મ-ટિકિટોવાળા ઊતરી પડે છે અને ૧૦ માણસની જગ્યામાં માત્ર ૫-૭ જણા નિરાંતે બેસી રહે છે. પરિણામે મુસાફરી કરનારાઓ બિચારા ગાડા ચૂકી જાય છે. . . ."

. . . વિવેક તો એ સૂચવે છે કે સાંકડ છતાંયે કોઈ ઉતારુ ચડી આવે તો તેને જગ્યા આપીએ. ખરી વાત તો એ છે કે, આપણે હજુ કૌટુંબિક ભાવનાથી બહુ આગળ ગયા નથી. સગાને સારુ સાંકડ ભોગવવાનો ધર્મ આપણે શીખ્યા છીએ. ઓળખીતાને સારુ પણ કંઈ કરીએ ખરા. આ બન્નેમાં કંઈ ગુણ નથી. એક ત્રીજો વર્ગ છે તેને સારુ પણ આપણે અગવડ ભોગવીએ છીએ. તે વર્ગ બળિયાનો. આમાં દોષ છે. પણ જે મુસાફર બિચારા ગરીબ હોય તેમની તો હોય એ પણ જગ્યા છીનવી લેવા આપણે તૈયાર થઈ જઈએ છીએ. જો પ્રજાભાવના કેળવવા ઇચ્છીએ તો આપણો ધર્મ છે કે આપણે ગરીબને તો પહેલી સગવડ કરી આપીએ. આપણો પાડોશી [ઓળખીતો ન હોય ત્યારે વિશેષે] ભૂખ્યો હોય તો તેને જમાડીને જમીએ, તરસ્યો હોય તો તેને પાઈને પીએ, આપણી સગવડ જતી કરી તેને સગવડ કરી આપીએ. એવો રિવાજ માત્ર પ્રજાના માણસો તરફ જ રાખીએ તો તે પ્રજાભાવના થઈ અને મનુષ્યમાત્ર તરફ

એમ વર્તીએ તો તે ધર્મભાવના થઈ. ધર્મભાવના ન કેળવવી હોય તોયે પ્રજાભાવના તો કેળવીએ.

તા. ૮-૬-'૨૪

## ૮. નિર્દયતા

### ૧

આ નોંધ હું કોચીન (ત્રાવણકોર)માં લખી રહ્યો છું. ઘણાં સુંદર દશ્યોમાં એક અસહ્ય દેખાવ વાર્કિમની આગબોટમાં ચડવા જતાં રસ્તે જોયો, તે મનમાંથી ખસી શકતો નથી. કોચીનમાં માણસો ઘોડાગાડીનો ને મોટરોનો ઉપયોગ ઘણો થોડો કરે, પણ તેને બદલે મનુષ્યનો ઉપયોગ કરે છે: જાપાનની રિક્ષાગાડી ઠેકઠેકાણે જોવામાં આવે છે. રિક્ષા જ જોઈને તો મને બહુ આઘાત ન પહોંચ્યો, કેમ કે તે તો ડરબનમાં બહુ જોયેલી. પણ એક રિક્ષામાં જ્યારે ત્રણ ચારને ખડકાયેલા જોયા, ત્યારે મને મારી ગાડીમાંથી ઊતરી જઈ પેલા રિક્ષા ખેંચનારની મદદે જવાની ઇચ્છા થઈ ગઈ. હું તો મારે પંથે જતો હતો. મારાથી એમ ઊતર્યું જાય તેમ ન હતું. પણ મનની ઉપર ચોટ રહી ગઈ. આ રિક્ષાની બાંધણી એવી છે કે તેમાં એક જ માણસ બેસી શકે. જો ખેંચનાર મનકાર કરે તો એટલા માણસ તેમાં ન ખડકાઈ શકે એ પણ સમજાય છે. પણ બેસનારની નિર્દયતા એથી ઓછી થતી નથી. ગરજનો માર્યો મનુષ્ય હજારો ન કરવાનાં કામ કરે છે: પેટે પણ ચાલે છે, અનેક ચાળા કરે છે. પણ તેના સાક્ષી થનારનું શું? તેમ કરવાને પ્રેરનારનું શું? સંભવ છે કે, કોચીનમાં કાયદો પણ હશે કે રિક્ષામાં એકથી વધુ ઉતારુ ન બેસી શકે. એમ હોય તો આમ વધારે બેસનારનો બેવડો ગુનો થયો. કોચીનમાં ગુજરાતીઓની વસ્તી મોટી છે, તેઓ

વગવાળા છે. જેઓને મેં રિક્ષામાં ખડકાયેલા જોયા તે મલબારી હતા. ગુજરાતીઓ આટલી હદ સુધી પહોંચે છે કે નહિ તે હું જાણતો નથી. પણ મારી ઉમેદ તો એ છે કે કોઈ ગુજરાતી આવી નિર્દયતા નહિ વાપરતા હોય. હું તો તેમને કોચીનની સેવા સૂચવવા ઇચ્છું છું. તેઓ કોચીનનો જાહેર મત એટલે સુધી કેળવે કે રિક્ષાનો દુરુપયોગ કોઈ ન જ કરે. તેમને તો હું રિક્ષાના ત્યાગની સલાહ પણ આપું છું. રિક્ષાના ત્યાગથી તેઓની તબિયત સારી થશે, કેમ કે થોડી કસરત મળશે. માંદગી કે અશક્તિ સિવાય મનુષ્યે મનુષ્ય પાસે ઊંચકાવું પાપરૂપ લાગે છે. મનુષ્યનો ઉપયોગ પશુની જેમ કેમ કરાય? જે આપણે કરવા તૈયાર ન હોઈએ તે બીજાની પાસે કેમ કરાવીએ?

૨

[ 'વેપારીઓની નોકરો પ્રત્યે ફરજ' એ લેખમાંથી ]

મુંબઈના વેપારીઓના ઘણા નોકરોની દુ:ખદાયક રાવ અમે ઘણી વાર સાંભળી છે. તેઓની પાસેથી વહેલી સવારથી તે રાત્રિના દસ દસ વાગ્યા સુધી કામ લેવામાં આવે છે. પરિણામે તેઓ નથી ધર્મધ્યાન કરી શકતા, નથી પોતાનું શરીર સાચવી શકતા, અને નથી અભ્યાસને સારુ વખત બચાવી શકતા. પ્રજાના નોકરવર્ગની આવી દયામણી સ્થિતિ જ્યાં હોય ત્યાં પ્રજાજીવન ખામીવાળું ગણાય. વેપારી અને નોકર વચ્ચેનો સંબંધ પિતાપુત્રના સંબંધ જેવો, અરસપરસ લાગણી અને વફાદારીવાળો હોવો જોઈએ. નોકરની લાગણી અને વફાદારીનું પરિણામ એવું જોઈએ કે, જરૂર પડ્યે નોકર પોતાના શેઠ સારુ પોતાનો જાન બક્ષે, હમેશાં શેઠ પ્રત્યે પ્રમાણિક રહે. શેઠની વફાદારી કામ લેતાં નોકર ઉપર દયા રાખવામાં, તેના આરોગ્યનું રક્ષણ કરવામાં, અને તેની આર્થિક સ્થિતિ સુધારવામાં રહેલી છે. આવી અરસપરસ ફરજ જ્યાં સમજવામાં આવે ત્યાં પરિણામ ઘણાં સુંદર જોવામાં આવે.

અહીં આપણે અંગ્રેજોની નકલ સારી રીતે કરી શકીએ છીએ. સામાન્ય રીતે નોકરોને કામ કરવાના અમુક કલાક જ હોય છે; અને તે એટલા ઓછા પ્રમાણમાં હોય છે કે, જેથી નોકરોને પોતાના ઘરકાર્ય સારુ, વ્યાયામ સારુ અને, જો તે ધાર્મિક વૃત્તિનો હોય તો ધર્મધ્યાનાદિ સારુ તેને વખત રહે છે. જેટલું કામ અંગ્રેજ શેઠ પોતાના નોકર પાસેથી આઠ કલાકમાં લે છે તેટલું ઘણી વેળા આપણા શેઠો પોતાના નોકર પાસેથી સોળ કલાકમાંયે નથી લઈ શકતા.

શેઠોની આગળ તેમના સ્વાર્થનો પ્રશ્ન હું મૂકવા ઇચ્છું છું. નોકરોની પાસેથી દસ કલાક, બાર કલાક કે ચૌદ કલાક કામ લેવામાં તેમને પણ અટવાઈ રહેવું પડે છે. આપણે કાંઈ આખો દહાડો આપણા વેપારનો જ વિચાર કરવાને જન્મ્યા નથી. વેપાર એ એક સાધન છે. તે સાધ્ય બની આપણી ઉપર સવારી કરે છે ત્યારે આપણે ગુલામ બનીએ છીએ. એ દશામાંથી વેળાસર છૂટવું એ વેપારીની ફરજ છે.

જ્યાં પ્રજાજીવનમાં નિર્દોષ આનંદ મેળવવાનો વખત નથી કે મેળવવાનાં સાધનો નથી ત્યાં પ્રજા ઘસાય છે. જેમ મનુષ્યને નિદ્રાની જરૂર છે, તેમ જ વ્યાપારાદિ ચિંતાઓમાંથી મુક્ત રહી, ઘડીભર બાળકની જેમ વિનોદ કરવાની અને નિશ્ચિંત થવાની પણ જરૂર છે. તેમ થાય તો પ્રજા નિત્ય નવજીવન પામે; અને જેમ હમેશાંનો અરુણોદય આપણને તાજો જ લાગે છે તેમ પ્રજાજીવન પણ, જ્યાં નિર્દોષ આનંદો મળવાનાં સાધન અને સમય રહ્યાં છે ત્યાં, નિસ્તેજ અને કરમાયેલ દેખાવાને બદલે, તેજસ્વી ને પ્રફુલ્લિત લાગશે. આ વિચારની હું શેઠિયાઓને ભેટ કરું છું, તેમને વિચાર કરવા વીનવું છું, અને 'સર્વોદય'ની સૂચનાનો કોઈ પણ પ્રકારે અમલ કરવા ભલામણ કરું છું.

તા. ૨૧-૯-'૧૯

# ૯. અન્યાયની અસહિષ્ણુતા

એક ભાઈ મુંબઈથી લખે છે કે, કેટલાક ગોરા સિપાઈઓએ તા. ૧૭મી સપ્ટેમ્બરે એક ભાડૂતી ઘોડાગાડીનો બળાત્કારે કબજો લીધો; તે ગાડીને રોકનાર ભાટિયા ગૃહસ્થોનો સામાન કઢાવી નાંખ્યો; અને ગાડીવાળાને તેણે રોકાયેલી છે એમ કહ્યું તેથી એ ત્રણ સોટીનો માર માર્યો. વળી તે લખે છે કે, "આસપાસના લોકોમાં એટલી હિંમત ન હતી કે તે બિચારા ગાડીવાનને કે ભાટિયા ગૃહસ્થને ન્યાય આપી શકે." એ ન્યાય કઈ રીતે આપી અપાવી શકે એ ભારે પ્રશ્ન છે. બીજા દેશમાં આવી ઉદ્ધત વર્તણૂકથી, તમાશગીરો વચમાં પડી, એવા માણસને ઉદ્ધતાઈ કરતો જરૂર રોકે. આપણને જેની ઉપર અન્યાય થતો હોય તેનો મર્યાદાપૂર્વક બચાવ કરતાં આવડતું નથી. આપણામાં વ્યક્તિગત હિંમત એટલી બધી ઓછી થઈ ગઈ છે કે, એક જ માણસ જોખમ સહન કરીને નિરાધારનો બચાવ કરવા તૈયાર થતો નથી. આવી સ્થિતિમાં આપણી પાસે ત્રણ રસ્તા સહેલા થઈ રહેલા છે: ગાડીવાળો જો ન્યાયી અને એંટવાળો હોય તો એ ગોરાઓને સીધા પોલીસ સ્ટેશને હાંકી જાય અને એ જ વખતે ફરિયાદ નોંધાવે; અને હિંમત ધરાવે તો એ ગોરાઓનું ઠેકાણું યાદ રાખીને તેઓને ઉતાર્યા પછી ફરિયાદ નોંધાવે. જે ભાટિયા ગૃહસ્થને અન્યાય વેઠવો પડ્યો એ પણ ફરિયાદ દીવાની અથવા ફોજદારી અથવા તો બન્ને કરી શકે. અને ત્રીજું, તમાશગીરો પણ એ ગાડીવાળાને તથા ભાટિયા ગૃહસ્થને ફરિયાદ કરવામાં મદદ કરી શકે. રા. . . . પોતે તમાશગીર તરીકેની પોતાની ફરજ ન બજાવી હોય અને ગાડીવાળા કે ભાટિયા ગૃહસ્થને મદદ કરવાનું ન કહ્યું હોય, તો અન્યાયનો બીજો પ્રસંગ આવ્યે આટલું તો કરશે જ એમ અમે માની લઈશું. આટલી વસ્તુ અમે સામાન્ય દૃષ્ટિએ

વિચાર કરતાં સૂચવી છે. જો આપણા બધાયમાં અન્યાયની અસહિષ્ણુતા આવી જાય, અને તેને અંગે ગૌણ પણ યોગ્ય અને શુદ્ધ કાર્ય કરતા આપણે થઈ જઈએ, તોપણ આવા અન્યાયો થતા જરૂર અટકે.

તા. ૨૮–૯–'૧૯

# ૧૦. સ્વરક્ષાની શક્તિ

૧

[ 'કાબુલીનો ત્રાસ' એ નામનો લેખ. ]

છાપાંઓમાં હંમેશાં કંઈ ને કંઈ લખાણ કાબુલીના ત્રાસ બાબત જોવામાં આવે છે. એ ત્રાસનો ઉપાય પ્રજાની પાસે એક જ હોય એમ આપણા મનમાં ઠસી ગયું જણાય છે: જો સરકાર રક્ષા ન કરે તો આપણે લાચાર બની જઈએ છીએ.

અસહકારીએ તો એ રસ્તો પોતાને હાથે જ બંધ કર્યો છે. સરકારની મદદ માગવા જાય તો તેનો અસહકારધર્મ લોપાય. પોતે મદદ માગતાં શરમાય. પણ સરકારની મદદ દર વખત માગવા જવું જ જોઈએ એવો સહકારીનોયે ધર્મ નથી. બધા સહકારી બધી વખતે સરકારની મદદ ઉપર જ તાકી રહે, તો સરકાર જ ન હોય અથવા સરકાર કેવળ જુલમગાર રાજ્ય થઈ પડે. દુનિયાના બીજા કોઈ પણ ભાગમાં પ્રજા છેક સરકાર ઉપર આધાર રાખીને બેસતી નથી; પણ પોતે જ કેમ જાણે સરકાર હોય નહિ તેમ, સ્વમાન જાળવે છે ને સ્વરક્ષા પણ કરે છે.

ત્યારે સરકારની મદદ માગ્યા વિના કાબુલીના ત્રાસમાંથી બચવાના કયા રસ્તા સહકારી અસહકારી બન્નેને સારુ ખુલ્લા છે?

એક તો સાર્વજનિક રસ્તો લોકોએ કાબુલીની સામે લડી લેવાનો.

બીજો સત્યાગ્રહીનો.

પહેલો રસ્તો લેવાનો પ્રજાને હક છે, પ્રજાનો ધર્મ છે. જો પ્રજા પોતાનું રક્ષણ ન કરી શકે તો નામર્દ ગણાય. સ્વરાજની સરકાર પણ પ્રતિક્ષણ પ્રજાની રક્ષા જ નહિ કર્યા કરે. સરકાર મોટા ત્રાસને સારુ તૈયાર હોઈ શકે, પણ છૂટાછવાયા વસતા માણસોની રક્ષા કરવા કઈ સરકાર સમર્થ છે? આ સરકારની તો પદ્ધતિ જ એવી છે કે, કાબુલીના ત્રાસ જેવા ભયથી પ્રજાનું રક્ષણ એકાએક ન જ કરી શકે. એની રક્ષણપદ્ધતિ, મુખ્યત્વે, આપણે એકબીજાની સાથે લડી મરી તેના ગુમાસ્તા થતા ન મટી જઈએ, એટલે સુધી તેને લઈ જાય છે. હિંદુસ્તાનની આન્તર અને બાહ્ય રક્ષા અંગ્રેજી વેપારની રક્ષાને સારુ તે જરૂરની માને છે ને તેટલા પૂરતી જ કરવાને તે પૂરી તૈયાર રહે છે. બીજી રક્ષા તેને કરવી નથી એમ હું કહેવા કે મનાવવા નથી ઇચ્છતો. પણ એવી રક્ષા તેનું મુખ્ય કર્તવ્ય નથી, તેથી તેને સારુ તે પૂરી તૈયાર નથી હોતી. જો તે તૈયારી કરવા માગે તો તો વળી છે એના કરતાં વધારે ખર્ચ રક્ષાને નામે કરે ને કરવું પડે. આજે પણ ઘરખર્ચ કરતાં દરવાનનું ખર્ચ આપણને વધારે પડે છે. તેમાં વળી કાબુલીના ત્રાસ જેવા ભયને નાબૂદ કરવાની પૂરી તૈયારી કરે, તો દરવાન તો સુખે રહે ખરો, પણ ગૃહસ્થ તો માંહે જ સોસવાઈ જાય. તેથી આવા ભયોમાંથી આપણી રક્ષા આપણી મેળે જ આપણે કરી લેવી જોઈએ. તેને સારુ હથિયાર નથી એ ખામી છે ખરી; પણ હથિયાર કરતાંયે વધારે જરૂર તો છાતીની છે. બીકણના હાથમાં બંદૂક શા કામની? તેની બંદૂક તેની જ ઉપર વપરાશે. બીકણ બંદૂકવાનને બિનહથિયારી હિંમતવાન માત કરશે ને તેની બંદૂક ફૂટી શકે તેના પહેલાં છીનવી લેશે. દરેક ગામના હિંમતવાન માણસો મરણિયા થઈ પ્રજાનું રક્ષણ કરવા તૈયાર થઈ જાય તો કાબુલીનો ત્રાસ તુરત ઓછો થઈ જાય.

શાંત અસહકારીની પ્રતિજ્ઞામાં આવી સ્વરક્ષાની મનાઈ નથી, એ પણ આ સ્થળે લખી જવું આવશ્યક છે.

પણ આવા કાર્યમાં હું ભાગ લઉં કે, એમ કોઈ પૂછે તો મારે નકારમાં જવાબ આપવો જોઈએ. મને ભાસે છે કે મને છાતી તો છે. ન હોય તે સત્યાગ્રહી ન જ હોઈ શકે. ડરપોકનો ધર્મ સત્યાગ્રહ ન જ હોઈ શકે. ડરપોક પણ સત્યાગ્રહી સૈન્યમાં બીકનો માર્યો જોડાઈ શકે ખરો. પણ એ તો જુદી વાત.

પણ મારાથી એ ઘોડે ચડાય નહિ. મારે તો સત્યાગ્રહ કરતાં કરતાં સત્યમૂર્તિ બનવું છે, સત્યમય થવું છે. તેથી મેં મારીને જીવવાના ધર્મનો ઇરાદાપૂર્વક ત્યાગ કર્યો છે. મારે તો મરીને જીવવાનો મંત્ર શીખવો છે ને આચરવો છે. જગતના પ્રેમથી જ જીવવા ઇચ્છું. હરકોઈ જેને વેરભાવ હોય તે મારા શરીરને આ ક્ષણે હણી શકે છે. એ વખતે પણ મારા હૃદયમાં પ્રેમ જ જોવામાં આવે એવી મારી નિરંતરની પ્રાર્થના છે. એ પ્રયોગ કરતાં હું મારીને રક્ષણ કરવાના પ્રયોગમાં ભાગ ન લઈ શકું; લેવા ઇચ્છતો નથી.

તેથી, મારે સારુ ને મારા જેવા સારુ બીજો જ માર્ગ રહ્યો. એ માર્ગને સારુ ઘણાની જરૂર નથી. આમાં સામુદાયિક સત્યાગ્રહ અશક્ય છે. આપણામાંના કોઈ સંયમી હોય તે કાબુલીઓના હૃદયને પણ ભેદી શકે છે, એવી શાસ્ત્રની પ્રતિજ્ઞા છે. ખરો મુસલમાન ફકીર આવું કામ સહેજે કરી શકે. પણ હિંદુ સંન્યાસી-જતિ આવું કામ ન કરી શકે એવું કંઈ નથી. સત્યાગ્રહશાસ્ત્રમાં જાતિભેદ કે ધર્મભેદ નથી. તેની અવધૂત દશામાં ભાષાની પણ જરૂર નથી રહેતી: હૃદય હૃદયનું કામ કર્યા જ કરે છે.

જે કાર્ય એક સહજાનંદે ગુજરાતમાં કર્યું તે રાજ્યદંડ ન કરી શક્યો. જે કામ ચૈતન્યે બંગાળમાં કર્યું તે આજ લગી સરકાર કરી નથી શકી, ને નહિ જ કરી શકે. ચૈતન્યના તેજથી

જ ડાકુ, ચોર વગેરે સીધા થઈ જતા. હિંદુસ્તાનમાં એવા દાખલા મુસલમાન ફકીરના અને હિંદુ સંન્યાસીઓના પુષ્કળ મળી આવે છે. અબ્દુલ કાદર જિલ્લાનીના સત્યબળથી, લૂંટેલો માલ ડાકુઓએ પાછો આપેલો ને પોતાનો ડાકુનો ધંધો તેઓએ છોડેલો. ગુજરાતના જતિઓ, બાવાઓ વગેરેમાં કોઈ પણ નિર્ભય સંયમી હોય, તો આ કાબુલીના ત્રાસમાંથી લોકોને સહેજે મુક્ત કરી શકે છે. સહજાનંદનો જમાનો સમાપ્ત નથી થઈ ગયો. તેના જેટલી ભક્તિ, તેના જેટલા સંયમની જ જરૂર છે. આ જમાનામાં ઓછી ભક્તિ ને ઓછો સંયમ પણ ફળી નીકળે છે, કેમ કે દરદીને અનુભવ ન હોય તેવી માત્રા મળે છે ત્યારે તે થોડી હોય તો પણ અસર કરે છે.

વળી સવાલ થવાનો જ: 'બીજાને જતિ કરનારો તું જ થઈ ને દેખાડ, એટલે બધા થયા બરોબર છે.' એ વાત પણ ખરી છે. મારો બચાવ છે તે ન સમજાયો હોય તો હું લખીને નહિ સમજાવી શકું. વળી એમ શંકા કરી શકે તેને અર્થે આ લખાણ નથી લખાયું. એવો સંભવ કાં ન હોય કે જે મને બુદ્ધિથી તદ્દન શક્ય લાગે છે તે કરવાનું હૃદયસામર્થ્ય મારામાં ન હોય? મેં કંઈ સામર્થ્યનો ઇજારો નથી કઢાવ્યો. મારા કરતાં વધારે હૃદયબળવાળા ગુજરાતમાં ઘણાયે હોવાનો સંભવ છે. તેઓ પ્રત્યે મારી પ્રાર્થના છે.

તા. ૨૦-૪-૧૯૨૪

## ૨

[ 'ધાડ પડે ત્યારે' એ લેખ ]

ઘાટકોપરમાં જ્યારે ધાડ પડવા લાગી ત્યારે ત્યાંના રહેવાસીઓ ગભરાયા. એવી સ્થિતિમાં સહુ ગભરાય. હવે મ્યુનિસિપાલિટીએ ઘટતા ઉપાય લીધા છે તેથી, ને વરસાદ શરૂ થવાથી ધાડપાડુઓને ભાગી જવાની સગવડ ઓછી થવાથી, ધાડનો ભય ઘણો ઓછો

થયો છે. એટલે તાત્કાળિક ઇલાજ ઘાટકોપરવાસીઓએ શો લેવો એનો વિચાર કરવાપણું રહેતું નથી.

પણ વધારે પોલીસ ગોઠવાઈ એ ઇલાજ ખરો ઇલાજ નથી. એવા ઇલાજો સદાય લેવાયા છે, છતાં ધાડો બંધ નથી થઈ. અમેરિકા જેવા બહુ સુધરેલ ગણાતા દેશમાં ચાલતી ગાડીઓ ઉપર ધાડો પડે છે; જાહેર રસ્તા ઉપર ધોળે દિવસે સાહસિક લૂંટારા કોઈ વેળા લૂંટી શકે છે. ચોરીઓ તો થયાં જ કરે છે. સુધારાના વેગ જોડે ગુના પણ વધ્યા છે, એમ ઘણા અવલોકન-શાસ્ત્રીઓની માન્યતા છે. બહુ તો ગુનાની જાત ફરી છે. માણસોની સફાઈ સાથે ગુનાની સફાઈ પણ વધી છે. ગુના શોધવાની શક્તિ સાથે જ ગુના છુપાવવાની શક્તિનો વધારો થયો છે. એટલે સરવાળે આપણે હતા ત્યાંના ત્યાં જ છીએ.

ધાડપાડુઓ ક્યાં ને કેમ ઉત્પન્ન થાય છે એ જરા જોઈએ. જંગલમાં વસનારા અપરિગ્રહી સાધુને કોઈ લૂંટતું નથી. તેને લૂંટનારને મળે પણ શું? લૂંટનાર પૈસાને લોભે જ લૂંટે છે. જો માણસો પૈસાના લોભની હદ બાંધે તો લૂંટનું પ્રમાણ ઘટે. જો બધાંની પાસે એકંદરે સરખી દોલત હોય તોયે ધાડુપાડુનો ધંધો બંધ થાય. પણ આવી સ્થિતિ આ યુગમાં તો નથી જ આવવાની એમ આપણે સમજવું જોઈએ.

તેમ છતાં, ઉપરનો સિદ્ધાંત ધ્યાનમાં રાખવાની જરૂર છે. આપણે ધનલોભની હદ ભલે ન આંકીએ, પણ આપણે ધાડુપાડુ-ઓની સ્થિતિ સમજવાનો પ્રયાસ તો કરીએ જ. તેઓ ભૂખે મરતા હોય તો તેમને ઉદ્યમ બતાવીએ; તેઓએ ધાડને જ આજીવિકાનું સાધન બનાવ્યું હોય તો તેઓને ધાડની અનીતિ સમજાવીએ. આ કામ સુધારકનું છે. તેથી સાધુઓ તેમ કરવા સૌથી વધારે લાયક હોવા જોઈએ, આ સાધુ ભગવું પહેરી ભીખ

માગે છે તે નહિ, પણ જેનાં હૃદય ભગવાં થયાં છે ને જે સેવાધર્મપરાયણ છે તે.

સુધારાનું કામ ધાડપાડુ ધાડ પાડતા હોય ત્યારે શરૂ નથી થઈ શકતું. એવું કામ તો આજથી ઊપડવું જોઈએ. તેમાં બહુ અથવા મુદ્દલ દ્રવ્યની જરૂર નથી હોતી. તેમાં ઘણા માણસોની જરૂર નથી પડતી. એ રિવાજ શરૂ થાય એટલે તે કામ આગળ ચાલી શકે છે. આધુનિક કાળના સુધારકોએ તેવા સુધારા કર્યા છે. સહજાનંદ, ચૈતન્ય, રામકૃષ્ણ આદિએ તેવા સુધારા મોટા પ્રમાણમાં કર્યા હતા. તે કાયમ ન રહ્યા અથવા તેથી ધાડની પ્રથા નાબૂદ ન થઈ એમ માની કે કહીને, કોઈ સુધારાની અવગણના ન કરે. આવા સુધારા વ્યાપક નથી હોતા, કેમ કે ઘણે ભાગે તે એકદેશી હોય છે.

આપણે એવું માનીએ છીએ કે, ધનિક વર્ગમાં એવા સુધારા કરવાપણું રહેતું જ નથી. ખરી વાત તો એ છે કે, ધાડપાડુનો ધંધો ધનિક વર્ગની ધાડનું પ્રતિબિંબ છે. ધનિક વર્ગની સૂક્ષ્મ ધાડ ધાડપાડુઓમાં સ્થૂળ સ્વરૂપ ગ્રહણ કરે છે. તેથી સુધારકે ધનિક ને ગરીબ, સૂક્ષ્મ અને સ્થૂળ ધાડપાડુ બન્નેને હાથમાં લેવા પડશે; તો જ ઘટતું કામ થઈ શકે. આચાર્યો, ફકીરો, સંન્યાસીઓ વગેરેનું આ કામ છે. તેઓ સમાજની નીતિના ખરા રક્ષક ને ચોકીદાર થઈ શકે છે; ને તેથી જ ધાડનો દોષ દૂર કરવાનું કાર્ય પણ તેઓનું જ છે.

આવા સુધારા ચાલતા હશે ત્યારે ધાડો તો પડતી જ હશે. આવા સુધારામાં 'ઘા ભેળા કોડા' નથી પડી શકતા : તે ધીમે ધીમે થાય છે. દરમિયાન ધનિક વર્ગે પોતાની મિલકતનું કઈ રીતે રક્ષણ કરવું?

સિપાઈની મદદથી રક્ષણ થોડેઘણે અંશે થયાં કરે છે. બધી ખામીઓ, બધા દોષોને સારુ સરકાર જવાબદાર છે એમ

કહેવાનો રિવાજ પડી ગયો છે. તે સુંદર છે, તે ઘણે અંશે સાચો છે. આજે તો પરરાજ્ય છે એટલે દોષ દેવાનું સુગમ છે. આવતી કાલે સ્વરાજ્ય હશે ત્યારે પણ આપણે અપૂર્ણ હોઈશું, ને આપણે સ્વરાજ્યની સરકારને ગાળો દઈશું. પણ સ્વરાજ્યની સરકાર તે આપણે પોતે જ હોઈશું. તેથી હાલની સરકારને માથે દોષ ન ઢોળવાની ટેવ પાડીએ એ પણ સ્વરાજ્યની તાલીમ ગણાય. ધાડો પડે છે તેને સારુ બધો દોષ સરકાર ઉપર ઢોળવો એ આપણી દુર્બળતાની કબૂલાત છે. જંગલોમાં વસતી પ્રજાને સારુ કેટલા સિપાઈ સરકાર રાખી શકે? જે પ્રજામાં સ્વરક્ષાની શક્તિ જ ન હોય તે પ્રજા સ્વરાજ કેમ ભોગવી શકે? અપંગ પ્રજાને નસીબે તો હમેશાં ગુલામી હોવી જ જોઈએ. તેથી દરેક જગ્યાએ લોકોએ સ્વરક્ષાની તૈયારી કરી લેવી જોઈએ. આ દૃષ્ટિએ વિચાર કરતાં ઘાટકોપર જેવાં પરાંનાં માણસો ને બધી જગ્યાના હિન્દીઓએ પોતાનો બચાવ કરવાનું જાણી લેવું જોઈએ. દરેક ઘરમાંથી જુવાનિયાઓએ સ્વરક્ષાની તાલીમ લઈ લેવાની જરૂર છે. ભાડૂતી માણસોથી આ કામ થઈ શકે છે; પણ એ અત્યંત જોખમકારક છે. જો મધ્યમ વર્ગના માણસો, પોતાની રક્ષા પોતે કરવાને બદલે, બીજાની મારફતે કરાવી લે, તો તેઓ પૈસા આપીને પોતાના સરદાર તૈયાર કરશે. જેને પરિગ્રહ કરવો છે તેણે પોતાનો બચાવ કરવાને સારુ તૈયાર રહ્યે જ છૂટકો છે.

આટલે સુધી તો મારી ટીકા હિંદુમુસલમાન બધાને લાગુ પડે છે. હિંદુને વર્ણાશ્રમની મુશ્કેલી નડે છે, પણ એ ભ્રમ છે. મનુષ્યમાત્રમાં ચારે ગુણ હોવા જોઈએ : જ્ઞાન, શૌર્ય, વાણિજ્ય ને સેવાભાવ. તે તે વર્ણોમાં પોતાનો વિશેષ ગુણ પ્રધાનપદ ભોગવે, એટલો જ વર્ણાશ્રમનો અર્થ હોઈ શકે. વળી તે તે વર્ણનો ધંધો — આજીવિકાનું સાધન — તેનો વિશેષ ગુણ હોય. એટલે કે, બ્રાહ્મણને જ્ઞાન આપી મૂઠી બાજરો લેવાનો અધિકાર છે; ક્ષત્રીને

રક્ષા કરીને, વૈશ્યને વેપારાદિ કરીને, અને શૂદ્રને સેવા કરીને. પણ જે મનુષ્ય અવસર આવ્યે પોતાની રક્ષા કરવા સમર્થ નથી તે અધૂરો છે, સમાજની ઉપર બોજારૂપ છે. પોતાની રક્ષા આત્મબળથી અથવા શરીરબળથી કરાય. જેણે આત્મબળ કેળવ્યું નથી તે પોતાની ને પોતીકાંની રક્ષા શરીરબળથી કરવા બંધાયેલો છે. બન્નેને મરવાની તાલીમ લેવાની છે. આત્મબળવાળો શરીરને તુચ્છ ગણી, ધાડપાડુને દંડ દીધા વિના મરશે; ત્યારે બીજો મારતો મારતો મરશે. બધા આત્મબળ કેળવવા તૈયાર ન હોય. વળી દ્રવ્યાર્થી અને આત્માર્થી એ બે વિરોધી અર્થવાળા શબ્દો છે. દ્રવ્યાર્થી દ્રવ્યની લોલુપતા ન છોડે ત્યાં સુધી પૂરો આત્માર્થી ન જ બની શકે. પણ બેમાંથી એકે ભય જોઈને ભાગે તો નામર્દ બને. તેથી બન્નેએ પોતાની શક્તિ અનુસાર સ્વરક્ષાનું સાધન કેળવવાનું રહ્યું છે. ઘાટકોપર જેવાં પરાંમાં વસનારનો સ્પષ્ટ ધર્મ એ છે કે, તેઓએ પોતે જ, એટલે દરેક કુટુંબના કેટલાક માણસોએ, ધાડપાડુ ઇત્યાદિની સામે થવાની તાલીમ લેવી.

તા. ૨૯-૬-૧૯૨૪

૩

[ ‘રક્ષણ કોણ કરે’ એ નોંધ ]

આસામથી એક ખબરપત્રીએ મને એક પત્ર મોકલ્યો છે, જેમાં વિવાહિત, અવિવાહિત અને વિધવા બાળાઓના બળાત્કાર-હરણનો ભયંકર અહેવાલ છે. આવેશમાં આવીને એ પૂછે છે કે, આપણે આપણી સ્ત્રીઓના સતીત્વના રક્ષણ માટે શું કરી રહ્યા છીએ ? પોતાના અહેવાલના પુરાવામાં આ મિત્રે છાપાની એક કાપલી પણ મને મોકલી છે. સંભવ છે કે, જેમ મને વારંવાર કહેવામાં આવ્યું છે તેમ, આ કિસ્સાઓ અતિશયોક્તિથી ભરેલા હોય. પણ આમ હોય કે ન હોય, એમાં તો શંકા નથી કે,

એક સુવ્યવસ્થિત સમાજમાં કન્યાહરણના આવા બનાવો લગભગ અસંભવિત જ હોવા જોઈએ. પણ હું જાણું છું કે, માત્ર છાપાં દ્વારા જાહેરાતથી હરણ થતી બાળાઓનું રક્ષણ થઈ શકવાનું નથી. બાળાઓનું હરણ થાય છે તે તેમનાં સંબંધીઓ, મિત્રો અને પડોશીઓની નામર્દી સૂચવે છે. જે સમાજ પોતાની સ્ત્રીઓ ઉપર થતા આવા હુમલાઓથી તેમનું રક્ષણ ન કરી શકે, તેમાં કોઈને પરણવાનો કે પ્રજોત્પત્તિનો અધિકાર જ નથી. વિષયી અને વ્યભિચારી લોકો પોતાની વિષયતૃપ્તિ જ્યાં ફાવી શકે ત્યાં ગમે તેમ કરી જ લેવાના. કન્યાઓની રક્ષાનો પ્રશ્ન તેમનાં માબાપ, પતિ અને પડોશીઓની જાગૃતિ તથા વીરતા ઉપર જ નિર્ભર છે.

તા. ૩-૧૧-'૨૯

## ૧૧. કેટલાક પ્રશ્નો

૧. આપણી સાથેના સહચારી ઇરાદાપૂર્વક આપણી સાથે અયોગ્ય વર્તણૂકથી વર્તે, કારણ વગર નારાજ રહે અને ઈર્ષ્યાથી ધૂંધવાય, તો તેને માટે શું કરવું?

આ અને આવા પ્રશ્નોના મારી ઉપર કાગળો આવ્યા રહ્યા છે તેમાંથી ઉતારું છું. અયોગ્યની સામે યોગ્ય રહેવું, નારાજની ઉપર રાજી રહેવું, ને ઈર્ષા કરે તેની ઉપર પ્રેમ કરવો, એ વિના આ સંસારમાં શાંતિથી રહેવાનો બીજો રસ્તો હું જાણતો નથી. એમ વર્તવાનો ઇરાદો કર્યા પછી એવું વર્તન સહેલું અને સ્વાભાવિક થઈ રહે છે. જ્યારે આપણાથી એવું સરળ વર્તન ન રહી શકે ત્યારે આપણે દૂર થવું.

૨. સાધારણ બાબતમાં મતભેદ પડે અને દરેક પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા માગે તો આપણે શું કરીએ?

આવું બને તે સામાજિક જીવનના અનુભવની ખામી સૂચવે છે. બધા નોખે માર્ગે ચાલ્યાં જ કરે તો જેનો માર્ગ વધારેમાં વધારે સારો લાગે તેને સાથ દેવો. એટલે છેવટે એ સાથી તો થયા જ. તેઓ સાચા, દૃઢ ને નમ્ર હશે તો બીજા પોતાની મેળે મળી જશે. જે વાર્યો ન વળે તે હાર્યો વળશે.

૩ એક કામદાર સંસ્થાને ખરેખર નુકસાન કરે છે એમ બીજાને ચોક્કસ લાગે તો તેણે શું કરવું?

તેણે નમ્રપણે નુકસાન કરનારને તેની ભૂલ બતાવવી. તે કબૂલ ન કરે તો આપણે ખસી તે નુકસાનના ભાગીદાર થતાં બચી જવું. આમ સરળભાવે વર્તવાથી સંસ્થાને, નુકસાન કરનારને અને આપણને, એમ ત્રણેને લાભ થાય છે.

૪ કોઈ જગ્યાએ મુખ્ય કામદાર વ્યભિચારી જોવામાં આવે ત્યારે શું કરવું?

આ નાજુક અને ભયંકર પ્રશ્ન છે. આગેવાનની ઉપર હમેશાં બધાની આંખ ફરે છે. તેમાં કોઈની ઝેરી નજર પણ હોય છે. નવરાને બીજાની એબ જોયા સિવાય બીજું સૂઝતું જ નથી. એટલે આવી ભયંકર અફવાઓ ઉપર વિશ્વાસ ન જ રાખવો. બધા આગેવાનો વિષે જે બધું કહેવાય તે માનીએ તો જગતમાં એક પણ મનુષ્ય સંગ કરવા લાયક ન રહે. બધા મનુષ્યોમાં દોષ તો હોય જ. તુલસીદાસ કહે છે કે, જડ ચેતન બધા દોષમય તો છે જ; સંતરૂપી હંસ દોષરૂપી વારિ–વિકારને તજી ગુણરૂપી દૂધ જ ગ્રહણ કરે છે.

પણ આંખે જોયેલાને આપણે ન જોયું નથી કરી શકતા. આપણે ન જોયું હોય, પણ આપણા ઇચ્છયા વિના આપણી પાસે જોયા જેવો જ પુરાવો આવી પડે ત્યારે પણ આપણે કેમ કરીએ? આપણામાં નિર્ભયતા અને નમ્રતા હોય તો અવશ્ય

આગેવાનને તે વાત કહીએ ને આગેવાની છોડવા વીનવીએ. તેમ ન કરે તો આપણે તેજ કારણ બતાવી તેનો ત્યાગ કરીએ.

આમાં એક મહત્ત્વનો સવાલ ઊઠે છે: જાહેર જીવનમાં ને તેને અંગે જ્યાં સુધી આગેવાન ભૂલ ન કરે, ત્યાં લગી આપણે તેના ખાનગી જીવનનો ખ્યાલ પણ કેમ કરી શકીએ? એમ કરવા બેસીએ તો દરેક આગેવાનની નીતિના આપણે ચોકીદાર બનીએ છીએ. એવી સ્થિતિમાં આગેવાનને પોતાનું જીવન કડવું ઝેર થઈ પડે. એટલે, આપણે આગેવાનના ખાનગી જીવનને જાહેર જીવનથી તદ્દન નોખું ગણી, તેના ખાનગી જીવન વિષે છેક ઉદાસીન રહીએ તો ન ચાલે? સામાન્ય રીતે આવી દલીલ કદાચ બરોબર ગણાય; પણ આપણી લડતને વિષે એ મુદ્દલ લાગુ નથી પડતી. આપણી લડતને આપણે આત્મશુદ્ધિની લડત માની છે. આત્મશુદ્ધિથી આપણે દુષ્ટ રાજનીતિ નાબૂદ કરવા ઇચ્છીએ છીએ. એટલે આપણાં સાધન ને સાધક બન્ને પવિત્ર હોવાં જોઈએ. આપણી લડતમાં આપણે ખાનગી જીવન ને જાહેર જીવન વચ્ચે જાતિભેદ નથી રાખી શકતા. પરંતુ આપણે જાણીએ છીએ કે, ખાનગી જીવનની અસર આપણા જાહેર કામ ઉપર પૂરેપૂરી પડે છે. આપણે સુધારક છીએ અને સુધારકનું ખાનગી જીવન પવિત્ર હોવું જોઈએ, એવી પુરાતન કાળની માન્યતા છે; ને તે યથાર્થ છે. એક દૃષ્ટાંત લઈએ. આપણા કામદારો ભોળા ગામડિયાઓની વચ્ચે કામ કરે છે. કેટલીક ગામડિયા કોમો નીતિ અનીતિનો ભેદ જાણતી નથી. તે તો આપણને વિશ્વાસથી વધાવી લે. તેમની બૈરી, દીકરી, બહેન કામદારો પાસે છૂટથી આવે. એમની ઉપર આપણો એક પણ કામદાર કુદૃષ્ટિ કરે તો? સ્પષ્ટ દેખાઈ આવે છે કે, સુધારાના વેપારની આપણી મુખ્ય મૂડી પ્રત્યેક કામદારના ખાનગી જીવનની પવિત્રતા છે. જો આપણા

કામદારોના જીવનમાં અપવિત્રતા પેસે, તો આપણું કામ કાગળના વહાણની સમાન પોતે બૂડશે, આપણને બુડાડશે ને પ્રજાને ભયભીત કરી મૂકશે. આવો સડો આપણા કોઈ કામદારોમાં દાખલ થયા વિષે મારા ઉપર કાગળો આવ્યા છે. તેમાં શું ખરું છે કે શું ખોટું છે તે હું નથી જાણતો. કચ્છમાં એક કામદારે સજ્જડ ભૂલ ખાધી હતી. તે ખાદીપ્રચારનું કામ કરતો હતો. તેની અપવિત્રતાની સૌને ખબર પડી. કામને અત્યંત નુકસાન પહોંચ્યું. કામદારને તે સ્થળ છોડવું પડ્યું. હવે તે પ્રાયશ્ચિત્ત કરવા એકાંત સેવે છે એમ સાંભળ્યું છે. શુદ્ધ પશ્ચાત્તાપ થયો હશે તો તે હજુ કોઈ દહાડો સેવા કરી શકશે. પણ તેની અપવિત્રતાથી જે ધક્કો લાગવાનો હતો તે લાગી ગયો.

તેથી, દરેક કામદારને મારી આટલી દીન વિનંતિ છે: "તમે સંભાળીને રહેજો. તમારું મન તમારે તાબે ન હોય, તમારી દૃષ્ટિમાં મેલ હોય, શ્રવણેન્દ્રિયમાં મેલ હોય, તમારા હાથમાં મેલ હોય, તમારા પગ તમને ન જવાની જગ્યાએ લઈ જતા હોય, તો તમે નાસજો, પ્રાયશ્ચિત્ત કરજો, સેવાનું કામ છોડજો. તમારા પવિત્ર થવામાં તમે સાચી સેવા કરશો એમ ખચીત માનજો. જાહેર કામમાં રહી એક દોષમાં બીજાનો ઉમેરો ન કરતા. નિરંતર યાદ કરો કે તમે અગ્નિની મધ્યમાં બેઠા છો. સંયમના બખ્તરમાં જરા પણ છિદ્ર થવા દેશો તો તે વાટે અગ્નિ પ્રવેશ કરી તમને કોરી ખાશે. જેને પોતાનું મન પોતાને હાથ નથી તે બીજાને પોતાને હાથ રાખવાનો વિચાર જ શા સારુ કરે?

૫. કામદારોમાં શોખ વધ્યો છે, તેઓને હાલતાં ચાલતાં વાહન જોઈએ, ને ઘોડાગાડી મળે તો બળદગાડી ન ચાલે, અને જો મોટર મળે તો પેલી બન્ને ગાડી નકામી ગણે.

હું પોતે અપંગ રહ્યો એટલે વાહન વિશે ટીકા કરવાનું મારી કલમમાં જે પ્રથમ જોર હતું તે નથી રહ્યું. તે છતાં,

ખેડાની લડતના પુરાણા પવિત્ર દિવસોનું સ્મરણ કરી કરાવી લખું છું કે, નિયમ તો ઊલટો રાખવો જોઈએ : જ્યાં સુધી આપણા પગ ચાલે ત્યાં લગી વાહનનો વિચાર જ ન કરીએ. એ પગ જેવા ઘોડા મનુષ્યની પાસે બીજા છે જ નહિ. ગાડું હોય તો ઘોડાગાડીનો વિચાર ન કરીએ ને ઘોડાગાડી હોય તો મોટરનો ત્યાગ કરીએ. મોટરમાં જવા જેવી ઉતાવળ હોય ત્યારે આપણા ઉપર જે મુખી હોય તે કહી દેશે. ત્યારે મોટરમાં જરૂર બેસીએ. પણ સ્વેચ્છાએ તો પગગાડીને જ માન આપીએ. આપણને હજારો કામદાર જોઈએ. હજારો કામદારોને ગાડીઘોડા જોઈએ તો આપણો સંઘ દ્વારકા ન જ પહોંચે.

૬. કામદારોને જ્યાં જ્યાં જાય ત્યાં મિજબાની જોઈએ તો?

તો કામદાર પોતાનો હોદ્દો છોડી દે. મેં સાંભળ્યું છે કે, કેટલાંક ગામડાં તો સ્વયંસેવક — કામદારના નામથી જ ધ્રૂજતાં થઈ ગયાં હતાં. કામદારને સારું મિષ્ટાન્ન, ઠંડાં પાણી, તળાઈ ઇ૦ અનેક પ્રકારની સગવડો જોઈએ. એટલે ગામડિયા બિચારા કામદારની પાસેથી સેવા લેવાને બદલે સેવા દેતા થઈ ગયા હતા.

કામદારની સ્થિતિ તો એ હોય કે તે ગામને ભારે પડે જ નહિ. પોતાની સાથે ટીમણ બાંધી જાય. માત્ર સ્વચ્છ પાણીની આશા રાખે. લોટો તો સાથે હોય જ. એટલે તળાવ, નદી કે કૂવો જુએ તો ત્યાં જઈ પોતે જ પાણી ભરી લે. સ્વચ્છ જમીન મળે ત્યાં પડ્યો રહે. તેને સેજતળાઈ શોભે નહિ. તે બરદાસ માગે નહિ; કેમ કે તે પોતે બરદાસ કરવા જાય છે. એટલે, તે બરદાસ — મિજબાની — ને અભાવે નિરાશ ન થાય. તે હુકમ કરવા નથી જતો, પણ હુકમ ઉઠાવવા. તેથી અતિ નમ્રપણે બધાની સાથે બોલે. તેને સેવા કરવી ગમે છે, સેવા તેના આત્માનો આહાર થઈ પડ્યો છે. એટલે તેના બદલામાં ગાળો મળે તોયે તે સેવા

કરે. 'અવગુણ ઉપર જે ગુણ કરે તે નર જ્ઞાની જાણવો,' એવું વાક્ય અનુભવી ને વ્યવહારુ કવિએ રચ્યું છે. સેવકમાત્ર એવો જ્ઞાની હોવો જોઈએ. આપણે ગુજરાતમાં અને બીજા ભાગમાં ફરી જય નથી મેળવ્યો, તેનું મોટું કારણ એ છે કે આપણે પોતાને સેવક માન્યા છતાં સરદાર મનાવ્યા છે: કામદાર તરીકે આપણું નામ નોંધાવ્યા છતાં આપણે કામ લેનાર બન્યા છીએ.

આપણે ગામડાંઓ ઉપર બોજારૂપ ન થઈએ એમ હું લખી રહ્યો છું. તેનો અર્થ કોઈ એમ ન કરે કે આપણે ગંદકી સહન કરવાની છે. હું કેટલાક આળસુ કામદારોને ઓળખું છું, કે જેઓ પોતે બહુ મેલા રહે છે ને સાફ જગ્યાએ જાય તેને મેલી કરતા જાય છે. સેવકે જેમ અંતરની પવિત્રતા મરણાંતે પણ જાળવવી રહી છે, તેમ તેણે બાહ્ય સ્વચ્છતા પણ જાળવવાની છે. પોતાનાં કપડાં ભલે પચાસ થીગડાંવાળાં હોય, પણ તે સાફ તો હોય જ. લોટો અરીસા જેવો સ્વચ્છ હોય. જ્યાં ઊતરે ત્યાં મેલું હોય તો પોતે તે જગ્યા સાફ કરીને લોકોને સ્વચ્છતાનો પદાર્થપાઠ શીખવે. પાયખાનું મેલું હોય તો પોતે જ સાફ કરે. જંગલમાં જાય તો સાથે નાની કોદાળી લઈ જાય ને તેનો ઉપયોગ શૌચ પહેલાં ને પછી કરે. મેલું માત્ર જો આપણે સાફ માટીથી ઢાંકીએ તો માખી ઇત્યાદિ જીવોનો ઉપદ્રવ હળવો પડે ને શરીરસુખાકારી વધે. કામદારે આરોગ્યના નિયમો તો જાણી જ લેવા જોઈએ.

# ૧૨. કન્યાવધ

આજ પણ આ અભાગી દેશમાં કન્યાવધ જેવી નિર્દય, અમાનુષી પ્રથા ચાલી રહી છે એ માનવું મુશ્કેલ પડે છે. છતાં જે કાગળ મારી સામે પડ્યો છે તે વાંચ્યા પછી એ માન્યા વિના છૂટકો નથી. બિહારમાં ભાગલપુર જિલ્લાના અમરપુર ગામમાં રાજપૂત કન્યાવધ-વિરોધિની સભા સ્થપાઈ છે. એ સભાના મંત્રીએ એક દુઃખજનક કાગળ લખ્યો છે, તેમાંથી થોડો ભાગ નીચે આપું છું :

"ભગવાન બુદ્ધ બકરાંની રક્ષાને માટે પોતાના પ્રાણ આપવા તૈયાર થયા હતા; આજે એમનાં જ સંતાન પોતાની તરતની જન્મેલી છોકરીઓને મારે છે. માણસાઈને કલંક લગાડનારી આ કુપ્રથા અમારા રાજપૂતોમાં જ છે. એવાં પણ ઘર છે જેમાં એક દારોગો, એક મામલતદાર અને ભણેલા જુવાનો છે. આજે પચાસ વરસ થયાં એમના ઘરમાં એક પણ છોકરીને જીવતી રાખવામાં આવી નથી. જરા એ દૃશ્યની કલ્પના તો કરો, કે બાળકી પેદા થતાં જ મા એને આંખથી અળગી કરે છે. છોકરીને દૂધ આપવામાં આવતું નથી અને તે ગૂંગળાઈને મરી જાય છે. એમ ન મરે તો મીઠું ચટાડીને કે તમાકુ ખવડાવીને મારવામાં આવે છે. સૌથી સહેલી રીત એ છે કે, એનાં નાક મોં પર માંસનો લોચો મૂકવામાં આવે છે. આ કેવી ઘૃણાપાત્ર રીત છે! બકરાંને તો હથિયારથી મારે છે, પણ અસહાય, મોઢેથી પણ અવાજ ન કાઢી શકે એવી બાળકીને ગૂંગળાવીને મારવી, એમાં કેટલો બધો અનર્થ છે.

પંજાબના જાટ રજપૂતો અને જાટ શીખોમાં આ કુપ્રથા હતી. પંજાબની ધારાસભામાં તે રોકવા માટે ખાસ કાનૂન બનાવવામાં આવ્યો. પણ અમારે ત્યાં લોકો એવું પગલું લેતાં અચકાય છે."

ધર્મ તો શીખવે છે કે, જીવમાત્ર અંતે એક જ છે, અને અનેકતા ક્ષણિક હોવાથી આભાસમાત્ર છે. રાષ્ટ્રભાવના પણ આપણને એ જ પાઠ શીખવે છે. આપણે પોતાને રાજપૂત

વગેરે નથી માનતા; બિહારી, પંજાબી વગેરે પણ નથી માનતા. આપણે પોતાને હિંદુસ્તાની માનીએ છીએ અને સૌ મળીને એક જ રાષ્ટ્ર છે એમ માનીએ અને મનાવીએ છીએ. તેથી, ધર્મદૃષ્ટિએ કે રાષ્ટ્રદૃષ્ટિએ, આપણે સૌ એક છીએ અને એકના દોષની જવાબદારી આપણા સૌ પર આવે છે. આ ન્યાયે આ રાજપૂત કન્યાવધને માટે આપણે સૌ, રાજપૂત હોઈએ કે ગમે તે હોઈએ, જવાબદાર છીએ. એકબીજાના દોષ અને એકબીજાની આપત્તિને વિષે આપણે ઉદાસીન ન રહ્યા હોત, તો કન્યાવધ આજ લગી ટકી ન શક્યો હોત. આમાં નથી ધર્મનું બહાનું, નથી ગરજનું. કોઈ એવો યુગ હશે જ્યારે, રાજપૂત જીવન અનિશ્ચિત હોવાને લીધે, કન્યાનો જન્મ આફતરૂપ મનાતો હશે; આજે તો એ બહાનું રહ્યું જ નથી. બીજાઓના કરતાં રાજપૂતોનું જીવન વધારે અનિશ્ચિત છે એવું ન કહી શકાય. રાજપૂતોને માથે આજે યુદ્ધનો બોજો રહ્યો નથી. આજે રાજપૂતોને તલવાર સાથે રાખીને સૂવું પડતું નથી. રાજપૂત કોમ ભલે હોય, રાજપૂતધર્મ જેવી કોઇ વસ્તુ રહી નથી. તો પછી કન્યાવધ શા માટે? કન્યાનો બોજો શો? બોજો તો એ લોકો પર જરૂર પડે છે, જેમને દીકરીને માટે વર ખરીદવા પડે છે અને દમ નીકળી જાય એટલા પૈસા આપવા પડે છે. ઈશ્વરની કૃપા છે કે, એ લોકો પોતાની દીકરીઓને મારી નાખવાની હદ સુધી પહોંચ્યા નથી. આજે રાજપૂત કન્યાવધને માટે કંઈ બહાનું બતાવવામાં આવે છે કે કેમ એ હું જાણતો નથી. એવું કંઈ બહાનું હોય તો તેના પર પ્રકાશ પાડવાનું આ નવી સભાનું કર્તવ્ય છે.

પણ બહાનું હોય તોયે, તેને દૂર કરવું એ જ ધર્મ છે. આ રાક્ષસી પ્રથા ટકાવી રાખવાને કોઈ પણ બહાનું સ્વીકારી ન શકાય. લોકમતને સંગઠિત કરીને આ પ્રથાનો જલદી નાશ કરવો જોઈએ. સંગઠન કરવાની જવાબદારી રાજપૂત કન્યાવધનિરોધિની

સભાની જ છે. લાંબાં ભાષણોથી પ્રયત્ન સફળ નહિ થાય, ઠરાવોથી પણ નહિ થાય. આ બન્નેની થોડી જરૂર પડશે ખરી. પણ અતિ આવશ્યક વસ્તુ એ છે કે, આ બાબતની વિગતવાર હકીકત મેળવવી જોઈએ. એવો નકશો બનાવવો જોઈએ જે જોઈને ક્ષણમાં ખબર પડે કે કન્યાવધ ક્યાં ક્યાં થાય છે, અને ગઈ સાલ કેટલી બાળકીનો વધ થયો હતો. વધનો આંકડો મેળવવો મુશ્કેલ પડશે, અસંભવિત પણ હોઈ શકે. વાત એ છે કે, જેટલી માહિતી મળી શકે તે બધી ભેગી કરવી જોઈએ અને જ્યાં કન્યાવધનો સંભવ હોય એવે એકેએક ઘેર સભાનો સંદેશો પહોંચવો જોઈએ. કેવળ છાપાંમાં ઠરાવો વગેરે મોકલવાથી કન્યાવધ કરનાર માબાપો પર કશી અસર નહિ પડે. સભાના કાર્યકર્તાઓએ એ પણ યાદ રાખવું જોઈએ કે તેઓ કોઈ પણ જાતની અતિશયોક્તિ ન કરે. અવિશ્રાંત, સાચા અને શાંત પ્રયત્નથી આ કાર્યમાં જલદી સફળતા મળે, એવો મારો અભિપ્રાય અને વિશ્વાસ છે.

હ૦ બં૦, ૧૨–૭–'૩૬

## ૧૩. અશ્લીલ જાહેરખબરો

એક માસિક પત્રમાં પ્રગટ થયેલી એક અતિશય બીભત્સ પુસ્તકની જાહેરખબરની કાપલી મને મોકલતાં એક બહેન લખે છે :

"—નાં પાનાં પર નજર નાંખતાં આ સાથે મોકલેલી જાહેરખબર મારા જોવામાં આવી. આપને આ માસિક મળે છે કે નહિ એ હું જાણતી નથી. એ તમને મોકલાતું હોય તોયે આપને એના તરફ નજર નાંખવાનો વખત કદી મળતો હોય એમ હું માનતી નથી. પહેલાં એક વાર મેં આપને 'અશ્લીલ જાહેરખબરો' વિષે વાત કરેલી. આપ કોઈ વાર એને વિષે લખો એવી મારી ઘણી જ ઇચ્છા છે. જેની આ જાહેરખબર છે એ જાતનાં પુસ્તકોનો રોગ આજે બજારમાં ચાલી રહ્યો છે એ સાવ સાચી વાત છે; પણ — જેવા જવાબદાર છાપાએ એના વેચાણને ઉત્તેજન આપવું ઘટે છે ખરું? આ વસ્તુઓથી મારું સ્ત્રીહૃદય એટલું બધું દુભાય છે કે મારાથી આપ સિવાય બીજા કોઈને લખી શકાય એમ નથી. ઈશ્વરે સ્ત્રીને એક વિશિષ્ટ ઉદ્દેશને સારુ જે ચીજ આપી છે, તેની લંપટપણાને ઉત્તેજન આપવાને માટે જાહેરાત થાય, એ વસ્તુ એટલી હીન છે કે એના પ્રત્યેની ઘૃણા શબ્દથી વ્યક્ત નહિ કરી શકાય......આ બાબતમાં હિંદુસ્તાનનાં આગળ પડતાં છાપાં ને માસિકોની શી જવાબદારી છે એ વિષે આપ લખો એમ હું ઇચ્છું છું. આપને ટીકા માટે મોકલી શકું એવી આ કંઈ પહેલી જ કાપલી નથી."

આ જાહેરખબરમાંથી કંઈ પણ ભાગ હું અહીં ઉતારવા નથી ઇચ્છતો. માત્ર વાચકને એટલું જ કહું કે, જે પુસ્તકની આ જાહેરખબર છે તેમાંના વ્યંગ્યથી ભરેલા લખાણનું વર્ણન કરવામાં જેટલી બીભત્સ ભાષા વાપરી શકાય એટલી વાપરેલી છે. એ પુસ્તકનું નામ છે 'સ્ત્રીના શરીરની સુંદરતા,' અને જાહેરખબર આપનાર વેપારી પેઢી વાચકને કહે છે કે આ પુસ્તક ખરીદનારને 'નવવધૂને માટે નવું જ્ઞાન' અને 'સંભોગ અથવા જોડીદારને કેમ રીઝવાય' એ નામવાળાં બીજાં બે પુસ્તકો મફત આપવામાં આવશે.

આવાં પુસ્તકોની જાહેરાત કરનારાઓને હું કોઈ રીતે રોકી શકું, કે છાપાંના તંત્રીઓ અને પ્રકાશકો પાસે તેમનાં છાપાંમાંથી નફો કરવાનો ઇરાદો છોડાવી શકું, એવી આશા આ બહેન રાખે છે તે વ્યર્થ છે. આવી અશ્લીલ ચોપડીઓ કે જાહેર ખબરોના પ્રકાશકોને હું ગમે તેટલી વિનંતી કરું તોયે તેથી કશો અર્થ સરવાનો નથી. પણ હું આ કાગળ લખનારી બહેનને તેમ જ એમના જેવી બીજી વિદુષી બહેનોને એટલું કહેવા ઇચ્છું છું કે, તે ખુલ્લામાં આવે અને જે કામ ખાસ કરીને એમનું છે, ને જેને માટેની ખાસ પાત્રતા એમનામાં છે, તે કામ તેઓ કરવા માંડે. ઘણી વાર કોઈ માણસને ખરાબ નામ આપવામાં આવે છે, ને કાળે કરીને તે સ્ત્રી કે પુરુષ પોતે ખરાબ છે એમ માનવા લાગે છે. સ્ત્રીને 'અબળા' કહેવી એ એની બદનક્ષી છે. સ્ત્રી અબળા કઈ રીતે છે એ હું જાણતો નથી. એમ કહેવાનો આશય એ હોય કે, સ્ત્રીમાં પુરુષના જેવી પશુવૃત્તિ નથી અથવા તો પુરુષના જેટલા પ્રમાણમાં નથી, તો એ આરોપ કબૂલ કરી શકાય. પણ એ વસ્તુ તો સ્ત્રીને પુરુષના કરતાં પુનિત બનાવે છે; ને સ્ત્રી પુરુષના કરતાં પુનિત છે એમાં તો શંકા નથી જ. એ જો ઘા કરવામાં નિર્બળ છે તો કષ્ટ સહન કરવામાં બળવાન છે. મેં સ્ત્રીને ત્યાગ અને અહિંસાની મૂર્તિ કહી છે. તેણે પોતાના શીલની કે પાવિત્ર્યની રક્ષા માટે પુરુષ પર આધાર ન રાખવાનું શીખવું રહેલું છે. પુરુષે સ્ત્રીના શીલની રક્ષા કરી હોય એવો એક પણ દાખલો હું જાણતો નથી. એ કરવા ધારે તોયે કરી ન શકે. રામે સીતાના કે પાંચ પાંડવોએ દ્રૌપદીના શીલની રક્ષા નહોતી જ કરી. એ બંને સતીઓએ કેવળ એમના પાવિત્ર્યના બળે જ એમના શીલની રક્ષા કરેલી. કોઈ પણ માણસ પોતાની સંમતિ વિના માન કે આબરૂ ગુમાવતો નથી. કોઈ નરપશુ કોઈ સ્ત્રીને બેભાન કરીને તેની લાજ લૂંટે એથી એ સ્ત્રીના શીલ કે પાવિત્ર્યનો લોપ

થતો નથી; તેજ પ્રમાણે કોઈ દુષ્ટ સ્ત્રી કોઈ પુરુષને જડ બનાવનારી દવા ખવડાવે ને તેની પાસે પોતાનું ધાર્યું કરાવે એથી એ પુરુષના ચારિત્રનો નાશ થતો નથી.

આશ્ચર્યકારક એ છે કે, પુરુષના સૌંદર્યની સ્તુતિને અર્થે પુસ્તકો બિલકુલ લખાયાં નથી. ત્યારે પુરુષની વિષયવાસના ઉત્તેજવાને સારુ જ હમેશાં સાહિત્ય શા સારુ તૈયાર થતું હોવું જોઈએ? એમ હશે કે પુરુષે સ્ત્રીને જે વિશેષણોથી નવાજી છે તે વિશેષણો સાર્થક કરવાનું સ્ત્રીને ગમે છે? પોતાના દેહના સૌંદર્યનો માણસ એની ભોગલાલસાને સારુ દુરુપયોગ કરે એ સ્ત્રીને ગમતું હશે? પુરુષની આગળ પોતાના દેહને રૂપાળો દેખાડવો એને ગમતો હશે? ગમતો હોય તો શા માટે? આ પ્રશ્ન સુશિક્ષિત બહેનો પોતાના મનને પૂછે એમ હું ઇચ્છું છું. આવી જાહેરાતો ને આવા સાહિત્યથી એમનાં મન દુભાતાં હોય તો તેમણે એની સામે અવિરત સંગ્રામ ચલાવવો જોઈએ, તો એ વસ્તુઓ તેઓ એક ક્ષણમાં બંધ કરાવી દેશે. સ્ત્રીમાં જેમ બૂરું કરવાની લોકક્ષયકારી શક્તિ છે, તેમ ભલું કરવાની, લોકહિતકારી શક્તિ પણ સૂતેલી પડી છે, એ ભાન સ્ત્રીને થાય તો કેવું સારું? તે પોતે અબળા છે ને કેવળ પુરુષને રમવાની ઢીંગલી થવાને જ લાયક છે એવો વિચાર છોડી દે, તો પોતાનો તેમ જ પુરુષનો — પછી તે પિતા, પુત્ર કે પતિ હોય — ભવ સુધારી શકે, ને બંનેને સારુ આ જગતને વધારે સુખમય બનાવી શકે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનાં ઘેલછાભર્યાં યુદ્ધો ને એથી વધારે ઘેલછાભર્યાં સમાજની નીતિના પાયા સામેનાં યુદ્ધોથી સમાજને પોતાનો સંહાર ન થઈ જવા દેવો હોય, તો સ્ત્રીએ,— કેટલીક સ્ત્રીઓ કરે છે એમ પુરુષની પેઠે નહિ, પણ સ્ત્રીની પેઠે, — પોતાનો ભાગ ભજવવો પડશે. મોટે ભાગે કશા હેતુ વિના માનવીઓનો સંહાર કરવાની જે શક્તિ પુરુષમાં છે, તે શક્તિમાં એની હરીફાઈ કરવાથી સ્ત્રી માનવજાતિને

સુધારી શકવાની નથી. પુરુષની જે ભૂલથી પુરુષની સાથે સ્ત્રીનો પણ વિનાશ થવાનો છે તે ભૂલમાંથી પુરુષને ઉગારવો એ પોતાનું પરમ અને પવિત્ર કર્તવ્ય છે, એમ સ્ત્રીએ સમજવું જોઈએ. આ ભૂંડી જાહેરખબર એ તો કેવળ પવન કઈ દિશાએ વાઈ રહ્યો છે એ જ બતાવે છે. એમાં સ્ત્રીનો નિર્લજ્જપણે ગેરલાભ લેવાયો છે. 'જગતની જંગલી પ્રજાઓની સ્ત્રીઓના શરીરસૌંદર્ય'ને પણ એણે છોડ્યું નથી.

હ૦ બં૦, ૧૫-૧૧-'૩૬

# ખંડ ૭મો : સેવાધર્મ

## ૧. સેવાધર્મ*

બધા વાઇસરૉય અથવા તો જનરલ ન થઈ શકે, પણ સહુ સેવક કે સિપાઈ થઈ શકે છે. સમાજની સેવા એ મોટો ધર્મ છે. અને રાજકોટના સહાયક મંડળે જ્યારે કાળજ્વર ફેલાયો હતો ત્યારે અને દુષ્કાળને સમયે જે આબાદ કામ કર્યું છે, તેને સારુ તેઓને મુબારકબાદી ઘટે છે. જેમ ફાયર બ્રિગેડ આવશ્યક છે તેમ રોગો વગેરે ફાટી નીકળે ત્યારે સેવા કરનારાઓની જરૂર માલૂમ પડે છે. પણ આ બન્ને પ્રવૃત્તિ હમેશાંની હોતી નથી; અને હમેશાં હોય એમ આપણે ઇચ્છી શકતા નથી. એવા દાક્તરો અને વકીલો મેં જોયા છે, કે જેઓ રોગ અથવા ટંટા ઓછા હોય તો નિરાશાના ઉદ્‌ગારો કાઢે છે અને કાંઈ ધંધો નથી એવી ફરિયાદ કરે છે. પણ ખરો વૈદ્ય એ છે, કે જે રોગ ન થાય એમ લોકોને શીખવે; ખરો વકીલ એ છે કે જે લોકોમાં કજિયા થતા અટકાવે. તેમ ખરી અને નિરંતર કરવાની સમાજસેવા તો એ છે, કે જે વડે આપણે લોકોમાં રોગો થતા અટકાવીએ, દુષ્કાળો ન થાય એવાં સાધનો યોજીએ. આ દૃષ્ટિએ ખરી સમાજસેવા કેમ થઈ શકે એની શોધ કરવી હોય તો તો આપણે શહેરો કરતાં ગામડાઓમાં સારી રીતે કરી શકીએ. તેથી સહાયક

---

* રાજકોટમાં આપેલા ભાષણમાંથી ( તા. ૨૩–૯–'૧૯ )

મંડળના આત્મા રા. નાનાલાલ કવિને હું વિનંતિ કરું છું કે, તેમણે એક મુસાફરની જેમ નહિ પણ શોધક તરીકે ગામડાંઓમાં જઈ વસવું, અને ગામડાંના ખેડૂતોની જિંદગી ગાળીને તેઓનાં દુઃખસુખનો અનુભવ લેવો. એમ થશે તો, હું વચન આપું છું કે, શુદ્ધ સમાજસેવાની ખરી કૂંચીઓ તેમને મળી આવશે.

હું બાળક હતો ત્યારે એમ માનતો કે સમાજસેવાને ફરજ તરીકે કેવળ યુરોપે જ ઓળખી છે, યોજનાશક્તિનો દાવો કેવળ યુરોપ જ કરી શકે છે. અનુભવથી હું મારી ભૂલ જોઈ શક્યો છું. યોજનાશક્તિમાં અને સમાજસેવામાં હિંદુસ્તાન કોઈ પણ દેશથી પછાત નથી, એમ મેં કુંભ સમયે હરિદ્વારમાં જોયું. એવું કહેવાય છે કે, એ સમયે હરિદ્વારમાં સત્તર લાખ યાત્રાળુઓ એકઠા થયેલા. તેઓને સારુ ખાવાપીવાનો ને રહેવાનો પ્રબંધ કોણે કર્યો, કેમ થયો એની ખબર કોઈને નથી. એમ છતાં એ પ્રબંધ હરિદ્વારમાં થઈ ગયો હતો તે મેં જોયું; અને તેમાં અમલદારવર્ગની કશી જરૂર નહોતી પડી. આપણી યોજનાશક્તિ અને સમાજસેવાના સાક્ષીરૂપે હિમાલય બિરાજે છે. જમનોત્રી સુધી યાત્રાળુઓ પહોંચી શકે છે, અને પોતાની હાજતો પૂરી પાડી શકે છે. આ યોજના વ્યાપારદૃષ્ટિએ નથી ઘડાઈ, પણ સેવાની દૃષ્ટિએ ઘડાઈ છે. જ્ઞાતિની યોજના પણ એ જ વસ્તુ સૂચવે છે. જ્ઞાતિઓની મારફતે આપણે દર્દીઓની, મૂએલાની અને ગરીબની સગવડ કરી શક્યા છીએ. સર વિલિયમ વિલ્સન હન્ટર મોટા ઇતિહાસવેત્તા થઈ ગયા છે. તેમણે હિંદુસ્તાનમાં નિરાશ્રિતોને સારુ કંઈ પણ કાયદાઓ ન જોયા તેમ છતાં તેઓને સારુ સુવ્યવસ્થા જોઈ, તેથી તે આશ્ચર્યચકિત થયા. બેશક, આપણી યોજનામાં ત્રુટીઓ માલૂમ પડશે. જ્ઞાતિબંધનની અતિશયતા પુષ્કળ છે. એ બધું આપણે સુધારવું પડશે. સમાજસેવાને રૂપાંતર આપવું પડશે. મારો કહેવાનો આશય તો એટલો જ છે કે,

આપણી પાસે શક્તિ અને સાધનો પ્રાચીન સમયથી રહેલાં છે તેની નવી દૃષ્ટિએ ગોઠવણી કરવી, અને શિક્ષિતવર્ગે સેવાને પ્રાચીન ધર્મ તરીકે વધાવી લેવી, એટલું જ કરવું રહ્યું છે. અને જો આપણે એવું કરવાને શક્તિમાન થઈએ તો દેશને મોટો લાભ થાય એમાં તો શંકા જ નથી. રાજકોટનું મંડળ શુદ્ધ સેવાધર્મમાં અગ્રેસર થાય એવી મારી પ્રાર્થના છે.

૧૯-૧૦-'૧૯

## ૨. યજ્ઞનો અર્થ

### ૧

[ 'મૈસૂરની વિદાય' નામના શ્રી. મહાદેવભાઈના લેખમાંથી.

— પ્રકાશક ]

ત્રીજા અધ્યાયમાં જે વાત બતાવી છે તે બધા સેવકોને અનુકરણને લાયક છે એ અધ્યાય એ બતાવે છે કે ભગવાને જ્યારે મનુષ્યને પેદા કર્યો ત્યારે સાથે સાથે જ યજ્ઞ ઉત્પન્ન કર્યો. યજ્ઞનો મૂળ ધાત્વર્થ પૂજા છે. અંગ્રેજી શબ્દ એને માટે 'સેક્રિફાઇસ' આપણે બાળપણથી શીખતા આવ્યા છીએ. બંનેનો વાસ્તવિક વિચાર કરવાથી પત્તો લાગે છે કે બંને એક જ વસ્તુ છે. પૂજા અને 'સૅક્રિફાઇસ' બંનેનો અર્થ પાવક, પાવન કરનાર છે. સુગંધ બાળીને આપણે સુગંધ ફેલાવીએ છીએ, તેમ પૂજા કરીને આપણે સુગંધમય બનીએ છીએ, એ ભાવ 'પૂજા'માં રહેલો છે. આપણને પેદા કરતી વેળા ભગવાને એ પણ કહ્યું કે, આ યજ્ઞ તમારે માટે છે, એથી જ તમારી વૃદ્ધિ થશે. આ બધાનો વિચાર કરી યજ્ઞનો એક જ અર્થ સેવા હોઈ શકે. આ અધ્યાયનું નામ કર્મયોગ છે, અને એમાં કહ્યું છે કે, જે માણસ કેવળ પેટ ભરવા માટે મજૂરી

કરે છે તે ચોર છે, પણ જે સેવાને અર્થે યજ્ઞ કરે છે તે પુણ્ય કરે છે. એ સેવાનું ફળ આપણે નથી નિપજાવતા, પણ ઈશ્વર જ આપે છે; કારણ આ જ અધ્યાયમાં કહ્યું છે કે, તમે દેવોને માટે યજ્ઞ કરો, અને યજ્ઞથી પ્રસન્ન થનારા દેવો તમને ફળ આપશે. આવી સેવા માટે જ આપણે જગતમાં જીવી શકીએ.

'સૅક્રિફાઈસ'નો બીજો એક અર્થ છે તે વિચારીને આપણે પૂરું કરીશું. 'સૅક્રિફાઇસ'નો સાચો અર્થ એ છે કે, આપણે મરીએ કે જેથી બીજા જીવે, આપણે કષ્ટ ભોગવીએ કે જેથી બીજાને આરામ મળે; અને બીજા માટે મરવું એ પ્રેમની પરાકાષ્ઠા છે, અને એનું શાસ્ત્રીય નામ 'અહિંસા' છે. એટલે અહિંસા એ જ સેવા છે એમ કહીએ. જગતમાં દેખાએ છીએ કે જીવનમૃત્યુનું યુદ્ધ ચાલ્યાં જ કરે છે, પણ બંનેનો સરવાળો મૃત્યુ નથી પણ જીવન છે. આથી એ પણ સ્પષ્ટ થાય છે કે અહિંસા જ સર્વવ્યાપક ધર્મ છે. આપણે મૃત્યુના મુખમાં પડ્યા છીએ એમ કહી શકીએ. જગતમાં નાશ નાશ જ થઈ રહ્યો છે, છતાં પ્રાણી જીવતાં રહે છે; અને જ્યાં સુધી ઈશ્વરનું અસ્તિત્વ છે ત્યાં સુધી તેની માયા — લીલાનું અસ્તિત્વ છે. જગતમાં નિર્લેપ થઈને રહેવાનો એક જ મહાનિયમ છે, તે ત્રીજા અધ્યાયમાં બતાવ્યો છે, અને એ જ પ્રત્યેક સ્વયંસેવકને માટે મંત્ર છે.

તા. ૧૧-૯-'૨૭

## ૨

એક વાંચનાર લખે છે:

"આપ તારીખ ૨૧મી જુલાઈના 'નવજીવન'ના અંક ૪૭માં 'किं धर्म ?'ના લેખમાં લખો છો: 'અગ્નિ પ્રગટાવવામાંયે હિંસા રહેલી છે. પછી તે અગ્નિમાં લીલીસૂકી વસ્તુને હોમવી એ વિશેષ હિંસા છે.'

આપના અભિપ્રાય મુજબ, અસલ ઋષિમુનિઓ હોમયજ્ઞ કરતા હતા. તે શું હિંસા કરતા હતા?

વળી ગીતાજીમાં કર્મયોગમાં શ્લોક ૧૧માં લખેલું છે: યજ્ઞ વડે દેવોને સંતુષ્ટ કરો, અને તે દેવો તમને સંતોષ આપો. શ્લોક ૧૨માં છે: યજ્ઞથી સંતુષ્ટ થયેલા દેવો તમને મનવાંછિત ભોગો આપશે. શ્લોક ૧૩માં છે: યજ્ઞનું વધેલું જમનારા શ્રેષ્ઠ પુરુષો સર્વ પાપોથી મુક્ત થાય છે. શ્લોક ૧૪માં છે: વરસાદ યજ્ઞથી થાય છે.

વળી હાલમાં હોમો થાય છે, જેવા કે વિષ્ણુયાગ, મહારુદ્ર, લઘુરુદ્ર, નવચંડી, સહસ્રચંડી, વગેરે. તો આપના અભિપ્રાય મુજબ તેમાં હિંસા થતી હોય એમ લાગે છે. આપના આવા લેખોથી ઘણા લોકો હોમ વગેરે ધાર્મિક ક્રિયા કરતા બંધ થઈ જશે. માટે આ બાબત આપ 'નવજીવન'માં ખુલાસો કરશો તો જનતા ઉપર ઘણો ઉપકાર થશે."

અગ્નિ પ્રગટાવવામાં હિંસા છે એ અનુભવસિદ્ધ વાત છે. શાસ્ત્રોએ એમ નથી કહ્યું કે પૂર્વે જે યજ્ઞ હતા તેમાં હિંસા નહોતી. પણ યજ્ઞાર્થે કરેલી હિંસામાં શાસ્ત્રોએ નિર્દોષતાનું આરોપણ કર્યું; જેમ આપણે, નિરામિષાહારી વનસ્પતિ ખાવામાંયે હિંસા છે એમ જાણતાં છતાં, તેમાં નિર્દોષતાનું આરોપણ કરીને મનને સંતોષીએ છીએ અથવા ફોસલાવીએ છીએ.

મારો દૃઢ વિશ્વાસ છે કે, ઋષિમુનિઓએ પૂર્વે પશુબલિ વગેરે જો કર્યાં હોય તો તે વખતે તેની આવશ્યકતા ભલે સિદ્ધ કરી શકાઓ; પણ અત્યારે તે અનાવશ્યક છે, અનાર્ય છે અને નિર્દય છે. પશુબલિ ઇત્યાદિને આ યુગને વિષે તો હું ધાર્મિક ક્રિયા માનતો નથી, એટલું જ નહિ પણ અધાર્મિક માનું છું, અને તેથી નિરંતર તેનો લોપ ઇચ્છું છું. ગીતાજીમાં જે યજ્ઞનું નિરૂપણ છે તેનો તો વિશ્વવ્યાપક અને પારમાર્થિક અર્થ છે; એવું તે શ્લોકની આસપાસના શ્લોકોમાંથી અને ગીતાજીની રચનામાંથી જ ઘટાવી શકાય એમ છે. એટલે ગીતાજીને ભાવે એવા યજ્ઞનો અર્થ તો આ છે: કેવળ સેવાભાવથી અથવા તો કેવળ પારમાર્થિક

દૃષ્ટિએ કરેલું કર્મમાત્ર. અને અહીં સેવાનો સંકુચિત અર્થ સર્વથા ત્યાજ્ય છે. જેમાં કોઈ પણ જીવનનું અકલ્યાણ ન ઇચ્છેલું હોય અને ન કરાયું હોય તે જ સેવા ગણાય.

તા. ૮-૯-'૨૯

૩

['વિદ્યાર્થીઓ શું કરે?' એ લેખમાંથી. — **પ્રકાશક**]

યજ્ઞ કરનાર કંઈ બીજાની દયાનો ભૂખ્યો નથી રહેતો, તેની સ્થિતિ દયાજનક નથી; તે તો સ્તુત્ય છે. જે યજ્ઞ અનિચ્છાએ કે દુઃખી થઈ કરવામાં આવે તે યજ્ઞ નથી. બલિદાનની સાથે તો ઉલ્લાસ, હર્ષ, ઉત્તેજના હોય છે. બલિદાન દેનાર તો વધારે ત્યાગની શક્તિ ઇચ્છે, ત્યાગથી અકળાય નહિ; કેમ કે ત્યાગમાં સુખ છે. તેને વિશ્વાસ છે કે, અત્યારે જે કષ્ટદાયી જણાય છે તે છેવટે તો સુખદાયી જ નીવડશે. જેણે અસહકાર કર્યો છે તેણે કાંઈ ખોયું નથી, તેણે તો મેળવ્યું છે. મેલ કાઢે છે તે શુદ્ધ થાય છે. ત્યાજ્યનો ત્યાગ તે તો બોજો ઉતાર્યા બરોબર છે. જે અરધો કલાક રેંટિયો ચલાવે છે, તે બલિદાન કરે છે; એટલે કે, આળસનો ને સ્વાર્થનો ત્યાગ કરે છે; કેમ કે બન્ને વસ્તુ ત્યાજ્ય છે. જેણે સરકારી શાળા છોડી છે તેણે બલિદાન કર્યું છે, કેમ કે ત્યાજ્ય વસ્તુનો તેણે ત્યાગ કર્યો છે. તે ત્યાગ સમયે વીલું મોઢું નહિ કરે, પણ તેના મુખ ઉપર તો આનંદ છવાઈ રહ્યો હશે. મીરાંબાઈ રાજભોગનો ત્યાગ કરીને નાચી હતી, રાજભોગથી રોતી હતી. આપણી દૃષ્ટિએ તે ભારે બલિદાન હતું. મીરાંબાઈને સારુ ત્યાગ તે ભોગ હતો. સુધન્વા ઊકળતા તેલના પેણામાં નાચતો નાચતો નારાયણનું નામ જપતો હતો. તેથી જ પ્રીતમે ગાયું કે, તીરે ઊભેલા તે કાંપે ને 'માંહી પડ્યા તે મહાસુખ માણે.' તેથી જ નિષ્કુળાનંદે કહ્યું છે કે, ત્યાગ વૈરાગ્ય વિના ટકે નહિ.

જ્યાં સુધી અમુક વસ્તુને વિષે આપણને રાગ છે, ત્યાં સુધી તેનો ખરો ત્યાગ સંભવતો નથી. ભૂખથી મરતાં કંગાળો નિરાહારી કંઈ ત્યાગી નથી. તે તો બળાત્કારે ભૂખ્યાં રહે છે; તેમના રસ તેવા ને તેવા જ છે.

તા. ૨૩-૧૧-'૨૪

# ૩. સેવા કે મુક્તિ?

એક બહેન પૂછે છે:

કેવળ રામનામ લઈને, રાષ્ટ્રીય સેવા કર્યા વિના, સ્ત્રીપુરુષ મોક્ષ મેળવી શકે ખરાં કે? આ પ્રશ્ન હું એટલા જ માટે પૂછું છું કે, મારી કેટલીક બહેનો કહે છે કે, ઘર સંભાળવું અને કોક કોક વાર ગરીબની ઉપર દયાભાવ બતાવવો એ ઉપરાંત કશું કરવાની જરૂર નથી.

આ પ્રશ્ને સ્ત્રીઓને જ નહિ પણ ઘણા પુરુષોને પણ મૂંઝવ્યા છે; અને મને પણ એ પ્રશ્ન ઉકેલતાં બહુ મહેનત પડી છે. હું જાણું છું કે એક વિચારસંપ્રદાય એવો પડ્યો છે, કે જે સંપૂર્ણ નિવૃત્તિનો અને પ્રવૃત્તિમાત્રની નિરર્થકતાનો ઉપદેશ કરે છે. એ ઉપદેશની કિંમત મને સમજાઈ નથી, જોકે એનો સ્થૂલ સ્વીકાર કરવો હોય તો એનો મારો પોતાનો અર્થ કરી હું સ્વીકારી શકું છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે, વિકાસને માટે પ્રવૃત્તિની જરૂર છે, અને તે પણ ફલાભિસન્ધિરહિત પ્રવૃત્તિની. 'રામનામ' અથવા એવો જ કોઈ મંત્ર બોલવાની ખાતર બોલવાની જરૂર નથી, પણ આત્મશુદ્ધિની ખાતર બોલવાની જરૂર છે; — પ્રવૃત્તિને મદદ મળે તે માટે, ઈશ્વર સન્માર્ગે પ્રેરે તે માટે જરૂર છે. જો પ્રવૃત્તિમાત્ર મિથ્યા હોય તો કુટુંબનો ભાર ઉપાડવાની અને કોક કોક વાર ગરીબને મદદ આપવાની પ્રવૃત્તિ પણ શા સારુ? આ પ્રવૃત્તિમાં જ રાષ્ટ્રીય સેવાનું બીજ રહેલું છે. અને બધી રાષ્ટ્રીય

સેવામાં સમાજસેવા રહેલી છે, જેમ કુટુંબની નિઃસ્વાર્થ સેવાનો પણ એ જ અર્થ છે. રામનામથી માણસમાં નિર્મોહિતા અને સમતા આવે છે અને અણીને વખતે તે પાટા ઉપરથી ઊતરી પડતો નથી. મોક્ષ તો હું ગરીબમાં ગરીબની સેવા વિના અને તેમની સાથે તાદાત્મ્ય વિના અશક્ય સમજું છું.

તા. ૨૪-૧૦-’૨૬

## ૨

[ શ્રી. ભણુસાળી જોડે ગાંધીજીએ કરેલા સંવાદના મહાદેવભાઈના હેવાલમાંથી. — **પ્રકાશક** ]

તમારી વૃત્તિ તો હું જાણું છું, પણ મને કેમ તમારી જેમ મરવાનો ઉલ્લાસ નથી થતો? તમારી જેમ ભ્રમણ કરવું તો મને ગમે, અને શરીર કબૂલ કરે તો આટો ને લીમડા ઉપર પણ રહું. છતાં એમ લાગ્યાં જ કરે છે કે, તમારા જીવનમાં ક્યાંક મોટો વિચારદોષ રહેલો છે. તમારો રસ્તો સાચો જ હોય તો સત્યના શોધક તરીકે તેને અનુસરવાનો મારો ધર્મ થઈ પડે. એથી ઊલટું, જો મને તમારા વર્તનમાં દોષ લાગે, તો મારે તે અભિપ્રાય તમારે કાને નાંખવો જોઈએ. મને જે દોષ લાગે છે તે ભ્રમણમાં કે લોટલીમડો ખાવામાં નહિ, પણ તમે યજ્ઞ સાથે લઈને જન્મ્યા છો છતાં એ દેહની સાથે જડાયલી વસ્તુની અવગણના કરો છો. ‘સહયજ્ઞાઃ પ્રજાઃ સૃષ્ટ્વા પુરોવાચ પ્રજાપતિઃ’ ભગવાને પ્રજાને યજ્ઞ સહિત ઉત્પન્ન કરી અને કહ્યું કે આથી તમે વૃદ્ધિને પામજો. . . .

ભગવાને એમ કહ્યું છે કે, જે યજ્ઞ કર્યા વિના ખાય છે તે ચોરીનું અનાજ ખાય છે. ભિક્ષા તો માગો એ સારી વસ્તુ છે, પણ યજ્ઞકર્મ કર્યા પછી. . . . પણ આખું જગત જે ધર્મને ઓળખે છે તે એમ જ વર્તે છે, જેમ જૈન સાધુ અને સંન્યાસીઓ. આ બંને ભિક્ષાન્ન તો જમે જ છે; પણ પોતાને

એમ મનાવે છે કે લોકોને ધર્મનો બોધ આપે છે એટલો યજ્ઞ બસ છે. હું માનું છું કે એમાં તેઓ થોડી ભૂલ કરે છે. ધર્મનો બોધ અવશ્ય આપવો જોઈએ, પણ તેની જ સાથે તેઓએ શારીરિક પરિશ્રમરૂપ યજ્ઞમાં પણ ભાગ લેવો જ જોઈએ. તેમ કરતા છતાં એ યજ્ઞનો બદલો માગવાને બદલે લોકોની દયા ઉપર જીવવાનું પસંદ કરી તેઓ શુદ્ધ બ્રાહ્મણધર્મ પાળે. એટલે મારે તમને આટલું ફરી ફરીને સમજાવવાનું છે કે, જગતમાં કોઈએ હજુ સુધી નથી કર્યું તેવી નવી વસ્તુ, જેમાં કાંઈ ત્યાગ નથી પણ સૂક્ષ્મ ભોગ છે, કેમ કે માનસિક આળસ છે, તેમાંથી તમે બચી જાઓ. . . . હું લખી રહ્યો છું તેની પાછળ આખા જગતનો અનુભવ છે ને મારો જીવતોજાગતો અનુભવ પણ તેની સાખ પૂરે છે. ભગવાનના પ્રેર્યા પ્રેમને વશ થઈને તમે આવ્યા છો. એ પ્રેમનો બદલો હું શું આપું? સારું ભોજન ખવરાવવાનું છે નહિ, ઇચ્છા પણ નથી. પણ પ્રેમ જે કહેવડાવે છે તે કહ્યાં કરું છું.

હ૦ બં૦, ૨૧-૪-'૩૫

# ૪. નવયુવક ન્યાયાધીશ

એક નવયુવક ન્યાયાધીશનો નીચે પ્રમાણે પ્રશ્ન છે:

"'માણસ કરે તેવું પામે' આ સનાતન નિયમ છે. તો તેનાં કૃત્યો પ્રમાણે તે દુઃખ ભોગવી રહ્યો હોય ત્યારે, તેને થતી શિક્ષામાં આડે આવવું, તે કુદરતી નિયમની વિરુદ્ધ થયું કહેવાય ખરું ને? ગુજરાતે તેના પાપના ભારી પુંજને લઈને અનહદ નુકસાન વેઠ્યું. તો તેને ખરું જોતાં પશ્ચાત્તાપ કરવો રહ્યો; તેમાં વળી કુદરત વિરુદ્ધ તેને મદદ માટે આ બધી ધમાલ શી ચાલી રહી છે? મને તો તે ધમાલ પાપનો પુંજ વધારનારી છે એમ લાગે છે. પાપની શિક્ષા ન થવા દેવી હોય, તો જ

આપણે ગુજરાતને મદદ કરવી રહી. આપ આ માટે શો ખુલાસો આપો છો? મારું કથન એક બાજુનું નથી ને?"

આ પ્રશ્ન, જ્યારે ગુજરાતમાં રેલ ફરી વળી હતી અને ઘણા નવયુવકો અને બીજા સ્વયંસેવકો સરદાર વલ્લભભાઈની નીચે મજૂરી કરી રહ્યા હતા તે વખતનો છે. માણસ કરે તેવું પામે એ તો અચલિત અને શુદ્ધ સિદ્ધાંત છે. એનો કેમ અનર્થ કરી શકાય તેનો મજકૂર ઉતારો એક નમૂનો છે. આવું ઘણા માણસો વિચારે છે, અને આ પ્રશ્નકારે કેવળ વાદવિવાદને જ ખાતર પોતાની દલીલ નથી મૂકી, એમ હું જાણું છું. તેથી એ પ્રશ્ન ચર્ચવા જેવો છે.

'માણસ કરે તેવું પામે' એ સનાતન વાકય છે. સંસ્કૃત ધર્મગ્રંથોમાં પણ આ જ પ્રમાણે છે. બાઇબલમાં પણ આ જ પ્રમાણે છે. તેનો ક્યાંયે એવો અર્થ નથી કે, માણસ કરે તેવું તેને आपणे पमाडीए. પણ મજકૂર પ્રશ્નકારે મૂળ વાકયમાંથી તેવું વાકય ઘટાવી લીધું છે, અને તેથી ભયંકર અર્થ નીકળવા પામ્યો છે. માણસ કરે તેવું પામે એટલે તેવું ફળ તેને ઈશ્વર તરફથી મળી રહેશે; નહિ કે આપણે બધા ઈશ્વર થઈને બેસી જઈએ, અને કોઈ માણસે આપણી દૃષ્ટિએ જે કંઈ કર્યું હોય તે પ્રમાણે તેને પમાડીએ. જો આપણા હાથમાં આમ મનુષ્યના કાર્યની પરીક્ષા કરવાનો અને તે પ્રમાણે તેને ઇનામ અથવા સજા આપવાનો અખત્યાર હોય, તો કોઈએ કોઈને સારુ કંઈ કરવાપણું ન રહે. એમ થયું તો સેવાભાવનો છેદ જ ઊડી ગયો. સેવાભાવ જાય તો જગતનો અંત જ આવે. પણ જગતનો અંત આવ્યો નથી. અસંખ્ય માણસો એકબીજાની સેવા કરે છે, એકબીજાની ભૂલ સુધારે છે, એકબીજાના દોષો પણ દરગુજર કરે છે. એ ઉપરથી આપણે જોઈએ છીએ કે, મજકૂર મહાવાક્યનો અર્થ પ્રશ્નકારે કર્યો એવો નથી, પણ મેં સૂચવ્યો છે એવો છે.

આપણને માણસના કાર્યની પરીક્ષા કરતાં પૂરું આવડતું નથી. આપણે આપણા અલ્પ અનુભવથી અમુક કાર્યને વિષે અનુમાન જ બાંધીએ છીએ. પ્રત્યેકનાં અનુમાન ઘણી વાર નોખાં હોય છે. સાત આંધળામાંના સાતેયે હાથીનાં જુદાં જુદાં અંગનો સ્પર્શ કરીને એ સ્પર્શ પ્રમાણે અનુમાન કાઢયાં. એટલે બધા આંધળા પોતાના સ્પર્શ પૂરતા સાચા છતાં અજ્ઞાની રહ્યા, ને હાથીને કોઈ ન ઓળખી શકયા. એમ આપણો ન્યાય પણ હમેશાં આંધળાનો હોય છે, અને તેથી અપૂર્ણ હોય છે. તેથી આપણે તો સદાય સેવાના ભૂખ્યા બીજાની જ સેવા કરી છૂટીએ એ આપણો ધર્મ છે. શિક્ષા અથવા ઇનામ દેવું એ ત્રિકાળદર્શી પ્રભુનો અધિકાર છે. પછી એને પ્રભુને નામે ઓળખીએ, ઈશ્વરને નામે ઓળખીએ, સિદ્ધાન્તને નામે ઓળખીએ, ગમે તે ઉપમા આપીએ કે ન આપીએ; પણ એવું કંઈક ચેતનમય તત્ત્વ આ જગતમાં છે જેના નાચ્યા આપણે નાચીએ છીએ, અને જે એક શક્તિ આપણે કરીએ તેમ આપણને પમાડે છે. પણ તે શક્તિ આપણે નથી. તેથી, 'માણસ કરે તેવું પમાડીએ' ને બદલે આપણે કહીએ છીએ 'માણસ કરે તેવું પામે.' મનુષ્યની આ અપૂર્ણતાનાં દર્શનમાંથી સેવા, ઉદારતા, પ્રેમ, ક્ષમા, અહિંસા ઇત્યાદિ કુટુંબીઓની ઉત્પત્તિ થઈ. એટલે, ગુજરાતને જે સંકટ વેઠવું પડયું તે પાપને લીધે કે પુણ્યને લઈને હતું, આ ભવનાં કે તે ભવનાં, એની આપણને ખબર નથી. પણ એના નિવારણમાં જેમણે જેટલો ભાગ લીધો તેટલે અંશે તેઓ કૃતજ્ઞ થયા. જો કર્મના કાયદાનો અવળો અર્થ કરીને હાથ ઝાલીને ઘરમાં બેસી રહ્યા હોત તો તેઓ કૃતઘ્ન થાત.

મારી ઉમેદ છે કે, હવે પ્રશ્નકાર સમજશે કે તેમનું કથન એક બાજુનું હતું એટલું જ નહિ, પણ છેક ભૂલભરેલું હતું; અને આ ભૂલ ઉપરથી હવે પછી ભૂલ ન થાય એમ તે સાવધાન રહેશે.

તા. ૫–૧–'૩૦

# ૫. આજીવિકા અને સેવા

## ૧

કેટલાક વખત ઉપર આગ્રા યુવકસંઘ તરફથી મારા ઉપર એક કાગળ આવ્યો હતો તેમાં નીચે પ્રમાણે મને પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો :

"ભવિષ્યમાં શું કરવું એ બાબત અમને કંઈ સૂઝતું નથી. અમે અમારી આજુબાજુની ખેડૂતપ્રજા સાથે અનુસંધાન કરવા ઇચ્છીએ છીએ, પણ તેને સારુ કોઈ રસ્તો અમને જડતો નથી. આપ અમારી આ સમસ્યાનો કોઈ ઉકેલ સૂચવી શકો છો? અમને લાગે છે કે, અમારી જેમ બીજી પણ ઘણી સંસ્થાઓ આ જ મુશ્કેલીમાં છે. એટલે જો આપ 'યંગ ઇંડિયા' કે 'નવજીવન'માં આ પ્રશ્નનો ઉત્તર આપો તો ઘણું જ સારું."

ગોરખપુરના યુવકસંઘ તરફથી મને આપેલા માનપત્રમાં પણ આવા જ ઉદ્ગારો હતા. આજે આપણા નવયુવકોની સામે આજીવિકાનો જે કઠણ સવાલ ઊભો થયો છે તેની બાબતમાં પણ તેમાં મને પ્રશ્ન પૂછવામાં આવ્યા હતા.

મારા મત પ્રમાણે આ બે પ્રશ્નો — ગ્રામસેવા અને આજીવિકા — પરસ્પર નિકટ સંબંધ ધરાવે છે. જો નવયુવકો શહેરી જીવનની જગાએ ગ્રામજીવનને માટે તૈયાર હોય તો આ બન્ને પ્રશ્નોનું નિરાકરણ એકસાથે જ થઈ શકે એમ છે. આપણે એક પ્રાચીન ગ્રામસભ્યતાના વારસ છીએ. આપણા દેશનાં વિસ્તાર, જનસંખ્યા, ભૌગોલિક સ્થિતિ અને આબોહવા ઉપરથી તે ખાસ ગ્રામસભ્યતાને માટે જ વિધાતાએ નિર્મેલો લાગે છે. આ સભ્યતાને અંગે દોષો પેદા નથી થયા એમ કહેવા હું નથી માગતો. પણ આ દોષો સહેજે મટાડી શકાય તેવા છે. આપણી પ્રાચીન ગ્રામસભ્યતાને મૂળથી ઉખેડી તેની જગાએ શહેરી સભ્યતા સ્થાપવી, એ મને

તદ્દન અશક્ય લાગે છે. વિનાશક ઉપાયોથી હિંદુસ્તાનની ૩૦ કરોડની જનસંખ્યા ઘટાડી ત્રીસ કે ત્રણ લાખ જેટલી કરી નાંખવા માટે આપણે તૈયાર હોઈએ તો તે એક જુદી વાત છે. એટલે, હું મારી બધી સૂચનાઓ કરતી વખતે એ માની જ લઉં છું કે, આપણે આપણી પ્રાચીન સભ્યતાનો આશ્રય કોઈ દિવસ છોડવાના નથી, અને તેમાંના દોષો દૂર કરવાના પૂરેપૂરા પ્રયત્ન કરવાના છીએ.

એટલે, શુદ્ધ સેવા કરવા ઇચ્છનાર નવયુવકોએ શહેરોનો મોહ છોડયે જ છૂટકો છે. ગ્રામજીવન ગાળવાને માટે તૈયાર થવા સારુ તેમણે પોતાના જીવનનું પરિવર્તન કરવું જોઈએ, અને રજાના દિવસો તેમની નિશાળો અને વિદ્યાલયોની આજુબાજુનાં ગામડાંમાં વ્યતીત કરવા જોઈએ. તેમ જ જે વિદ્યાર્થીઓએ પોતાનો અભ્યાસ પૂરો કર્યો છે, અથવા જેમને પોતાનો અભ્યાસ હવે આગળ વધારવો નથી, તેમણે ગામડાંમાં જઈને દટાઈ જવું જોઈએ. અખિલભારત ચરખાસંઘ અને તેની છાયા નીચે આખા દેશમાં સ્થપાયેલી અનેક ખાદીસંસ્થાઓ પાસેથી આ કામની તૈયારી માટે તેમને પૂરેપૂરી મદદ મળી શકે છે. અને જો ગામડાંના સાદા જીવનથી તેમને સંતોષ વળી શકતો હોય, તો તેમને માટે આજીવિકાનાં સાધનો પણ આ સંસ્થાઓ દ્વારા પૂરાં પાડી શકાય એમ છે. આજે આ સંસ્થા મારફત ૧,૫૦૦ જુવાનિયાઓ ૧૫ થી ૧૫૦ સુધી માસિક મેળવે છે, અને હજુયે ગમે તેટલી સંખ્યામાં ઉદ્યમી, પ્રામાણિક અને શારીરિક શ્રમનો જેમને સંકોચ ન હોય એવા નવયુવકોને તેઓ આજીવિકા આપી શકે છે. તે ઉપરાંત આપણી રાષ્ટ્રીય શાળાઓ આપણા નવયુવકોની મર્યાદિત સંખ્યા રોકી શકે છે. જો રાષ્ટ્રીય શિક્ષણ આપણા દેશમાં વધારે વ્યાપક હોત, તો અસંખ્ય નવયુવકોને તે કામ આપી શકત. એટલે બધા નવયુવકોને, જે હાલની પરિસ્થિતિ અને જીવનશૈલીથી

અસંતુષ્ટ છે એમને, દેશની મૂંગી સેવા અને પુનર્ઘટના માટે નિર્માયેલી આ બે સંસ્થાઓના ઊંડા અભ્યાસ કરવા મારી નમ્ર વિનંતિ છે.

તા. ૧૦-૧૧-'૨૯

૨

[ 'આપભોગ' નામનો લેખ. — **પ્રકાશક** ]

લોકસેવામાં રોકાયલા અનેક યુવકો પાસેથી મને પત્રો આવે છે તેમાં તેઓ ફરિયાદ કરે છે કે, તેમનો કૌટુંબિક ભાર એટલો મોટો છે કે દેશ તરફથી મળતો તેમનો ટૂંકો પગાર તેમની જરૂરિયાતોને પહોંચી વળવાને માટે બિલકુલ પૂરતો નથી થતો. એટલે કોઈ કહે છે; "મારે લોકસેવાનું કામ છોડીને પૈસા કરજે કાઢી અથવા દાન મેળવીને યુરોપ જઈ મારી કમાવાની શક્તિ વધારી આવવું પડશે." બીજો કાંઈક ઠીક ઠીક પગાર મળે એવી જગ્યાની શોધમાં છે. ત્રીજો કહે છે, "પૈસા મળે એવો ધંધો મારી પાસે છે, પણ તે શરૂ કરવાને માટે મારે નાણાં જોઈએ." આ દરેક યુવક સંગીન, પ્રામાણિક અને આપભોગ આપનાર કાર્યકર્તા છે. પણ હમણાં ઊલટો પ્રવાહ શરૂ થયો છે. કુટુંબની જરૂરિયાતો વધી છે. ખાદી અથવા રાષ્ટ્રીય કેળવણીના કાર્યમાંથી તેમને પૂરતું મળી નથી રહેતું, અને પગાર વધારવાની માગણી કરી લોકસેવાની ઉપર તેઓ ભારરૂપ થવા ઇચ્છતા નથી.

આ મનોદશા જો વ્યાપક થઈ જવા પામે, તો તેનું પરિણામ એ જ આવે કે, કાં તો લોકસેવાસંઘ બંધ થાય,— કારણ તેનો આધાર આવાં સ્ત્રી પુરુષો ઉપર જ રહેલો છે,— અથવા તો સૌના પગાર એવી અમર્યાદિત રીતે વધારવા પડે કે તેનું પણ ઉપર કહેલું અનિષ્ટ પરિણામ જ આવે. આપણા દેશની સ્થિતિના પ્રમાણમાં આપણી જરૂરિયાતો અતિશય વધી જશે એવી આગાહી

કરવામાં આવી તેથી, અથવા તો પહેલાંના કરતાં આ જરૂરિયાતો અતિશય વધવા લાગી હતી તેથી, અસહકારની કલ્પના થઈ. અને આવી રીતે એની કલ્પના થયેલી હોવાથી એ અસહકાર વ્યક્તિઓને ઉદ્દેશીને ન હતો, પણ જે પ્રથાના નાગપાશમાં સપડાઈ આપણા ચૂરેચૂરા થઈ રહ્યા છે તે પ્રથાને ટકાવી રાખનાર મનોદશાને ઉદ્દેશીને હતો. એ પ્રથાએ એને વશ થયેલા જીવોની — એટલે આપણી — રહેણીનું ધોરણ, દેશની સ્થિતિને તદ્દન અયોગ્ય એવી રીતે, વધારી દીધું હતું. અને હિંદ બીજી પ્રજાની જીત ઉપર જીવનારો દેશ ન હોવાથી, મધ્યમ વર્ગની રહેણી અને ખર્ચ વધ્યાં એટલે નીચલા વર્ગનો મરો થયો; કારણ એ મધ્યમ વર્ગની મારફતે નીચલા વર્ગનો કારભાર ચાલે છે. એટલે નાનામાં નાનાં ગામડાં તો આ જીવનકલહમાં ન ટકી શકવાને લીધે મરવા લાગ્યાં હતાં. આ વસ્તુનું સને ૧૯૨૦માં આપણામાંના ઘણાને સાફ સાફ દર્શન થયેલું. એનો અટકાવ કરવાના ઉદ્દેશથી ઉત્પન્ન થયેલી અસહકારની પ્રવૃત્તિ હજી તો રીખે છે, પગભર નથી થઈ, ત્યાં તેને ઉતાવળાં પગલાં લઈને રખે આપણે પાછી બેસાડી દઈએ.

આપણી જરૂરિયાતોમાં આજે કૃત્રિમ વધારો થયો; તે સામાન્ય રીતે લાગવો જોઈએ તેના કરતાં આપણને ઘણો દુ:સહ થઈ પડ્યો; કારણ જે પાશ્ચાત્ય પ્રથાને લીધે આ જરૂરિયાતો વધી છે, તે પ્રથા હજી આપણે ત્યાં ટકી રહેલી સંયુક્ત કુટુંબની પ્રથાની સાથે જરાય બંધબેસતી નથી. સંયુક્ત કુટુંબની પ્રથા નિષ્પ્રાણ થઈ ગઈ, એટલે તેના દોષો વધારે તરી આવ્યા, અને તેનું માધુર્ય ઊડી ગયું. એટલે એક દુ:ખમાં બીજું ઉમેરાયું.

એટલે આપણો ભોગ દેશમાં ઉત્પન્ન થયેલી આ વિષમ સ્થિતિને લક્ષમાં લઈને તેને પહોંચી વળે એવડો હોવો જોઈએ. જે સુધારાની જરૂર છે તે બાહ્ય કરતાં અંતરનાની વધારે છે.

અંતર સડેલું હશે તો તેની ઉપર રચવામાં આવેલું સંપૂર્ણ રાજ્યબંધારણનું ચણતર પણ ધોળેલી કબરના જેવું લાગશે.

એટલે, આત્મશુદ્ધિની ક્રિયા પૂરેપૂરી કરવી પડશે. આપભોગની વૃત્તિ વધારવી પડશે. અત્યાર સુધી ઘણો આપભોગ અપાયો છે; પણ દેશની સ્થિતિની આવશ્યકતાના પ્રમાણમાં તે કાંઈ હિસાબમાં નથી. કુટુંબનાં સશક્ત સ્ત્રી પુરુષો કામ કરવાની ના પાડે તો તેનું ભરણપોષણ કરવું આપણને પાલવે એમ નથી. મરણ પાછળ નાત જમાડવાના અથવા મોટાં મોટાં કુટુંબો સાથે ખર્ચાળ લગ્નસંબંધમાં જોડાવાના અર્થહીન અને વહેમી રિવાજોને પોષવાને માટે એક પૈસો પણ આપણે ન જ આપી શકીએ. કુટુંબમાં આજે તો એક લગ્ન થાય કે એક મરણ થાય તો કુટુંબના કર્તાના માથા ઉપર એક અનાવશ્યક મહાબલા આવી પડે છે. આવી રીતે આપવામાં આવતા ફરજિયાત ભોગોને આપણે આપભોગ ગણતા અટકવું જોઈએ. હિંમતથી અને દૃઢતાથી એવા રિવાજોને અનિષ્ટ ગણીને તેની સામે થવું જોઈએ.

વળી, આપણને અસાધારણ ખર્ચાળ થઈ પડી છે એવી શિક્ષણપદ્ધતિને આપણે વશ છીએ. જ્યારે કરોડોને પેટ પૂરતું ખાવા નથી મળતું, જ્યારે કરોડો ભૂખે મરે છે, ત્યારે આપણાં સગાંવહાલાંને. ખર્ચાળ કેળવણી આપવાનો વિચાર કરવો એ ત્રાસદાયક છે. મનનો વિકાસ તો કઠણ અનુભવને પરિણામે જ થશે, શાળા અને વિદ્યાલયમાં ભણીને જ થશે એમ નથી. જ્યારે આપણામાંના કેટલાક પોતે અને પોતાનાં બાળબચ્ચાં માટે કહેવાતી ઊંચી કેળવણી મેળવવાનું બંધ કરીશું ત્યારે આપણને સાચી ઊંચી કેળવણી લેવાનું અને આપવાનું શુદ્ધ સાધન લાધશે. દરેક વિદ્યાર્થી પોતપોતાની કેળવણીનો ખર્ચ આપી શકે એવો કોઈ રસ્તો કાઢી શકાય એમ નથી? એવો રસ્તો ભલે ન હોય; પણ એવો રસ્તો છે કે નહિ તે પ્રશ્ન જ અપ્રસ્તુત છે. પણ એ

વિષે શંકા નથી કે, જ્યારે ખર્ચાળ કેળવણી લેવાના રસ્તાનો આપણે ત્યાગ કરીશું, ત્યારે ઊંચી કેળવણી મેળવાની અભિલાષા રાખવી એ તો સ્તુત્ય છે એમ સમજીને, આપણે તે અભિલાષાને પાર પાડવાને માટે, આપણા સંજોગોને અનુકૂળ, એવો કોઈ રસ્તો ખોળી કાઢશું. આવે દરેક પ્રસંગે લાગુ પાડવાનું મહાસૂત્ર એ છે કે, જે વસ્તુ કરોડોને નથી મળી શકતી તે વસ્તુનો આપણે ત્યાગ કરવો. આ પ્રમાણે ત્યાગ કરવાની શક્તિ આપણામાં એકાએક નથી ઊતરી આવવાની. પહેલી તો આપણે એવી મનોવૃત્તિ કેળવવી પડશે કે, જે કરોડોને ન મળી શકે એવી વસ્તુઓ અને સગવડો લેવાની ના પાડે; અને ત્યાર પછી તુરત બીજી આવશ્યકતા એ છે કે, એ વૃત્તિને અનુરૂપ આપણા જીવનક્રમમાં જેટલો બને તેટલો જલદી ફેરફાર કરી નાંખવો.

આવો આપભોગ આપનારા ઘણા, અરે ઢગલાબંધ, નિશ્ચયી કાર્યકર્તાઓની ફોજ વિના આમવર્ગની ઉન્નતિ થવી અશક્ય છે, એમ હું માનું છું. અને તેમની ઉન્નતિ વિના સ્વરાજ જેવી કશી વસ્તુ નથી. એટલે ગરીબના હિતને માટે સર્વસ્વ હોમવાની હામ ભીડવાવાળા કાર્યકર્તાઓની ફોજ જેટલા પ્રમાણમાં વધતી જશે તેટલા જ પ્રમાણમાં આપણે સ્વરાજની દિશામાં પ્રગતિ કરીશું.

નવ૦ ૨૭-૬-'૨૬

૩

એક સેવક પોતાની આર્થિક દુઃસ્થિતિ દીનભાવે વર્ણવે છે ને ગાંધીજીની સલાહ માગે છે કે હવે શું કરવું? એને જવાબ:

પહેલી વાત તો એ કે, તમારે પ્રતિષ્ઠાનો, ઊંચાપણાનો ખ્યાલ છોડી દેવો જોઈએ, નમ્રતા કેળવવી જોઈએ, અને મજૂરની હારમાં બેસી મજૂર બનવું જોઈએ. છોકરાંને પણ મજૂર બાળકો તરીકે ઉછેરવાં જોઈએ. પણ મજૂરોને પણ કેળવણી તો અપાવી

જ જોઈએ ને? એટલી કેળવણી તમે તમારાં બાળકોને આપો. તમારી પત્ની પણ મજૂરી કરે. તમે જો આ જાતનું જીવન સ્વીકારશો ને એવી રહેણી કરી નાંખશો, તો તમારા મન પરનો મોટો બોજો ઊતરી જશે; તમારા ચિત્તને શાંતિ મળશે; અને જો તમે આ નવું જીવન હર્ષભેર સ્વીકારશો, તો એને પ્રતાપે તમારામાં નવું ચેતન આવશે ને તમારી મંદાગ્નિની ફરિયાદ તો ક્યાંયે ચાલી જશે. આપણે, જેઓ ઠીક ઠીક ભણતર પામ્યા છીએ તેઓ, જો જીવનપલટો નહિ કરીએ, તો આપણે છીએ તેવા ને તેવા પરોપજીવી જ રહીશું, ને કંગાલ ભૂખે મરતા ખેડૂતો ને મજૂરોના પરસેવા પર તાગડધિન્ના કર્યા કરીશું.

તમે આ નવા વિચારમાં ને નવી હિલચાલમાં પહેલ કરો ને અગ્રેસર થાઓ એ મને બહુ ગમે. અને છતાં આ વિચાર ખરું જોતાં નવો નથી. કેમ કે, હું ૧૯૧૫માં હિંદુસ્તાનમાં આવ્યો ત્યારથી એનો પ્રચાર કરતો આવ્યો છું, અને એ પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરતો આવ્યો છું; પછી ભલે એ પ્રયત્ન અધૂરો રહ્યો હોય. એટલે, તમારે એને સંપૂર્ણતાએ પહોંચાડવો રહ્યો.

એવો જ કાગળ એક બીજા સેવકનો આવ્યો છે. તેને જવાબ:

ધર્મ પાળનાર લાચારી નથી ભોગવતો. દવાદારૂમાં કરજ કરીને પૈસા ન ખરચાય. કરોડોની સાથે તમારી સરખામણી કરશો તો તમારી આર્થિક સ્થિતિ હજારગણી સારી લાગશે. પડેલું આર્થિક દુઃખ ભોગવવાની શક્તિ કેળવો તો બધું દુઃખ ને સુખરૂપ થઈ પડશે. આઠ જણમાંથી જે મજૂરી કરવા લાયક હોય તેણે મજૂરી કરવી જોઈએ.

હ૦ બં૦, ૫–૧૧–'૩૩

# ૬. સ્વયંસેવકના ગુણ

## ૧

**એક સ્વયંસેવક નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢે છે:**

"આપે ઘણી વેળા કહ્યું છે કે દેશસેવાના ક્ષેત્રમાં કામ કરનાર માણસો પોતાની જરૂરિયાત મુજબ પગાર લઈ શકે; પણ આ જરૂરિયાતનું માપ હંમેશાં અનિશ્ચિત રહ્યું છે. તેથી બંગાળ જેવામાં સ્નાતકો માસિક ૧૦ કે ૨૦ રૂપિયા લઈને કામ કરે છે, જ્યારે ગુજરાતમાં ૫૦થી નીચે કામ કરનારા સ્નાતકો ભાગ્યે જ જણાય છે. મેં સાંભળેલું કે, આપે દેશસેવામાં કાર્ય કરનારાઓ માટે એક પ્રકારનું માપ નક્કી કરેલું કે, બ્રહ્મચારી માટે ૧૨ રૂપિયા અને કુટુંબી માણસ માટે ૩૦ રૂપિયા.

"દરેક કાર્ય સંપૂર્ણપણે પાર પાડવા માણસે અમુક ગુણો કેળવવા જોઈએ. તો પછી દેશસેવાનું પવિત્ર કાર્ય જેને ઉપાડવું છે તેણે ગરીબાઈનો ગુણ તો જ્ઞાનપૂર્વક ધારણ કરવો જોઈએ, એમ આપ માનો છો કે નહિ? અને ગરીબાઈનું ધોરણ પણ આપ નક્કી કરી દો એટલે સમાજને બરાબર જાણવાનું મળી રહે. અત્યારે પોતાના ધંધામાં પડેલા વેપારીઓને વેપારની મંદતાને લીધે પરાણે ગરીબાઈ સ્વીકારવી પડે છે. તેવે વખતે તો દેશસેવકોએ જ્ઞાનપૂર્વક ગરીબાઈ ધારણ કરવી ઘટે, એમ આપને નથી લાગતું? ગુજરાતમાં કુટુંબી માટે એક જણ દીઠ દસ રૂપિયા એ આંક બસ નથી? અને કેળવાયેલો દેશસેવક પોતાની કેળવણીનો બજારભાવ ઉપજાવવા તો નથી જ નીકળ્યો.

"એટલે, વિનીત હોય કે સ્નાતક હોય કે બેવડો સ્નાતક હોય, પણ નાણાં તો એને જણદીઠ રૂ. ૧૦ મળે એટલે ઊકલ્યું. પછી મહાવિદ્યાલયમાં કે બીજા કોઈ રાષ્ટ્રીય ખાતામાં મોટા પગાર આપવાપણું નહિ રહે, ને જ્ઞાનપૂર્વક ગરીબાઈ ધારણ કરવાથી દેશસેવકોમાં જે તેજ આવશે તે કાંઈ અદ્ભુત જ હશે. આપ હમણાં હમણાં સાચા કામ કરનારાઓ ઇચ્છો છો; તો પછી સાચા કામ કરનારા ગરીબ હોવા જોઈએ, ગરીબની ઢબે જીવનારા હોવા જોઈએ, એમ ખરું કે નહિ?

"આપ, દેશસેવક ભલે ચા પીએ અથવા બીજા વર્ગમાં ફરે, એમ લખો છો; અને એમાં એનું શરીર સારું ન હોય એટલે એને એમ કરવું પડે છે, એમ કહો છો. પણ એના કરતાં આપ એમને એમ ન કહી શકો કે, ત્રીજા વર્ગમાં મુસાફરી કરી શકો એવું શરીર ઘડી લો. પછી દેશસેવા કરવા જાઓ, અથવા ચા ઇત્યાદિને તિલાંજલિ આપો? પૂ૦ તિલક મહારાજે શરીર બાંધવા વાસ્તે એક વર્ષ ગાળ્યું હતું અને શરીર તૈયાર કરીને જ જાહેર સેવામાં ઝુકાવ્યું હતું. કરોડોના જીવન જેવું જીવન દેશસેવકો ગાળે, તો જ કરોડો માનશે કે આ આપણા ભાઈઓ છે; અને એવી ભાવના ત્યારે જ થાય, જ્યારે આપ કાંઈક કડક નિયમો કરતા જાઓ. બાકી દેશસેવકો (નામાંકિતની હું ટીકા નથી કરતો, એમના વિષે તો આપ કહી શકો) કે સ્વયંસેવકો પરગામ જાય ત્યારે જે ગામમાં જેમને ત્યાં ઊતરે, તેમને કોઈ જાતની મુશ્કેલીમાં ન ઉતારે એટલું તો થવું જોઈએ. જાહેરકામ કરનારી સેવામાં ઊતરનાર માણસના કુટુંબને, બીજા બે ચાર માણસોને અને એના વાહનને બધો અથવા લાંબો વખત રોકાઈ રહેવું પડે એ વાજબી ગણાય?

"હું તો એટલે સુધી કહેવા ઇચ્છું છું કે, સ્વયંસેવક જ્યાં જાય ત્યાં પીંજવાનું, લોઢવાનું કે કાંતવાનું કાર્ય કરી પોતાનું ખર્ચ પેદા કરે; જેથી જમવાનો ખર્ચ પણ કોઈને ન વહોરવો પડે. અત્યારે અત્યંત શિથિલતા થઈ ગઈ છે તેનું નિવારણ આ રીતે જ થઈ શકે. 'ગાંધીના માણસો આવે છે તે તો જાતે મહેનત કરી લઈ પોતાના રોટલા પણ તેમાંથી કાઢે છે અને વળી બધાંને કાંતવા વગેરેનું કામ શીખવે છે, આપણા લાભની વાત સમજાવે છે, આપણી પાસે કાંઈ માગતા નથી, ઊલટું આપણું કાંઈક કામ કરવા તૈયાર રહે છે—' આવી ભાવના જનસમાજમાં થાય તો જાહેર જીવન અત્યંત પવિત્ર થઈ જાય એમ હું માનું છું"

એ ખરું છે કે, એક વેળા સ્વયંસેવકોને સારુ અમુક દર ઠરાવવાનો વિચાર મેં કરેલો. ભાઈ વલ્લભભાઈ વગેરેની સાથે મસલત પણ કરેલી. તેનું છેવટ અમે ન લાવી શકયા. ગુજરાતને સારુ બંગાળનો ને મહારાષ્ટ્રનો આદર્શ બહુ ઊંચો છે એમ ત્યારે લાગ્યું ને આજે પણ લાગે છે. હાલ કામ કરતા સ્વયંસેવકોની

પાસે દસ રૂપિયાથી કામ કરાવવું લગભગ અશક્ય લાગ્યું. ઘણા સ્વયંસેવકોની સેવા જ દેશને ન મળી શકે એવી સ્થિતિ જોવામાં આવી.

આદર્શો જ્યારે સામાન્ય થઈ પડે, ત્યારે જ તેને સારુ નિયમ ઘડી શકાય. જ્યાં લગી તે અસાધારણ રહે છે, ત્યાં લગી તેને સારુ નિયમ નથી ઘડી શકાતા. ગુજરાતે ગરીબાઈનો આદર્શ થોડાં જ વર્ષો થયાં સ્વીકાર્યો છે. મહારાષ્ટ્ર અને બંગાળે ત્રીસ વર્ષ પૂર્વે અથવા તેથી પણ વહેલો, ગરીબાઈનો આદર્શ સ્વીકાર્યો અને તેને અંગે ઘણા નવયુવકો તૈયાર થયા. તેથી અત્યંત ગરીબાઈને ધોરણે થોડી સંસ્થાઓ ચલાવી શકાય છે. ગુજરાતને સારુ અત્યારે આપણે વ્યક્તિઓ ઉપર જ આધાર રાખવો પડશે. બીજાઓ નહિ કરે કે નહિ કરી શકે તેથી ખરો ત્યાગી અથવા ખરો સંયમી પોતાનો ત્યાગ કે સંયમ નહિ છોડે. જ્યારે કેટલાક ગુજરાતીઓ પોતાનું જીવન ખૂબ ગરીબાઈમાં ગાળતા થઈ જશે ને તે જ રીતે સમાપ્ત કરશે, ત્યારે બીજા ઘણા ગુજરાતીઓ પણ ગરીબાઈ ધારણ કરશે.

અત્યારે તો ગરીબાઈને આદર્શ ગણી જેટલે અંશે તેને પહોંચી વળાય તેટલે અંશે આપણે તેને પહોંચવું રહ્યું છે.

આપણા માર્ગમાં મોટું વિઘ્ન તો એ આવી પડ્યું છે કે, હું માંદગીને વશ થયો ને મારો ગરીબાઈનો પ્રયોગ મારી જાત ઉપર સંપૂર્ણતાએ ન કરી શક્યો. અત્યારે ચાલી રહેલા મારા પ્રયોગને હું ગરીબાઈનો પ્રયોગ ગણતો જ નથી. મનુષ્ય પોતાની દુર્બળતાનું આરોપણ બીજાને વિષે કરે છે. ટાઢે થરથરતો ને ઘણાં કપડાં પહેરનારો આખા જગતને એટલાં કપડાંની જરૂર હશે એમ માને છે. ગરમ પાણીથી નાહનાર ઠંડા પાણીથી નાહનારની દયા ખાય છે. વાહન વિના ન ફરી શકનાર બીજાને પણ વાહનમાં ફરતા જોવા ઇચ્છે છે. એવી દયામણી સ્થિતિ મારી જાણવી.

હું જે ખાઉં છું તે બીજાઓને મળે તો સારું એમ લાગ્યાં કરે. હું બીજા વર્ગમાં ફરું છું, તેથી મારી અસલી દૃઢતાપૂર્વક બીજાઓને ત્રીજા વર્ગમાં ફરવાનું કહેતાં સંકોચાઉં છું. મને કેટલીક બીજી સગવડોની જરૂર જણાય છે, તે બીજાઓને ન હોય તે સહન કરું છું, પણ મન સંકોચાય છે. હું જાણું છું કે આ મોહ છે. છતાં વસ્તુસ્થિતિ એ જ છે. માણસ પોતે નથી કરતો કે નથી કરી શકતો તેને વિષે ગમે તેટલા જોરથી તે બોલે, છતાં તેની અસર લોકો ઉપર પડતી જ નથી.

આનો અર્થ એવો નથી જ કે, ગુજરાતના જીવનની ગરીબાઈની પ્રગતિ મારા ઉપર નિર્ભર છે. ઉપરના ઉદ્‌ગારો મારા સાથીઓ પ્રત્યે છે. અને હું પોતે ગુજરાતને આ માર્ગે વધારે આગળ લઈ જવામાં અસમર્થ છું એ વાતની કબૂલાત છે.

* * *

ત્યારે જેઓ તૈયાર નથી, તેમને તૈયાર કર્યા પછી જ સેવામાં રોકાવાનું કાં ન કહું? જાહેર સેવાને વિષે આમ નથી થઈ શકતું. જ્યાં ઉદ્દેશ સેવકોને જ તૈયાર કરવાનો હોય, ત્યાં એ નિયમ લાગુ પડે. પણ ઉદ્દેશ અમુક કાર્ય કરવાનો હોય ત્યાં, નીતિનો ભંગ કર્યા વિના જે સેવકો મળી શકે ને સાંપડી શકે, તેવાની જ મારફતે કાર્ય લેવું ઘટે. આપણે અંત્યજ બાળકોને ભણાવવાં છે એ એક ઉદ્દેશ. કેવળ ત્યાગી શિક્ષકો મળે તો ઉત્તમ. તેવા ન મળે ને આપણી પાસે દ્રવ્ય હોય તો સારો પગાર આપીને પણ ચારિત્રવાન શિક્ષકો રાખીએ. તેમ જ રેંટિયો ને ખાદીપ્રચાર કરવો એ ઉદ્દેશ છે. તેને પાર પાડવા સારુ આપણી પાસે સગવડ હોય તેના પ્રમાણમાં ગરીબાઈ ન સાંખી શકે તેવા છતાં ચારિત્રવાન સેવકોને અવશ્ય રાખીએ. બધી વસ્તુઓ સામટી સાધવા જતાં બધું ખોઈ બેસવાનો સમય આવે.

આમ આપણા ઉદ્દેશોને પહોંચતાં જો ગરીબાઈને પણ આપણે ઉદ્દેશ ગણતા હોઈએ, તો તેને છેવટે પહોંચીએ એવો મારો અભિપ્રાય ને અનુભવ છે.

આ દલીલ ચા ઇત્યાદિને પણ લાગુ પડે છે. આપણે અત્યારે ખાવાપીવાની ટેવોનો સુધારો કરવા નથી બેઠા. તેથી ચા પીનાર સેવકની સેવાનો અવશ્ય સ્વીકાર કરીએ.

આવી વસ્તુઓને વિષે આપણે વિવેક જાળવવાની જરૂર છે. જગત વિચિત્ર છે. અનેક પ્રકારની જંજાળોમાંથી અલિપ્ત રહી આપણામાંના કેટલાક પસાર થવા મથીએ છીએ. કેટલાકને મન સ્વરાજ એટલે ધર્મરાજ્ય — રામરાજ્ય — છે. તેઓ અનીતિને સહન કરી શકતા નથી. તેઓને સારુ સ્વરાજનો માર્ગ મોક્ષનો માર્ગ છે. સ્વરાજ તે માર્ગ ઉપર એક મોટી ટૂક છે. તેને છોડીને મોક્ષ મળવો અશક્ય છે એમ તેઓ માને છે. પણ સ્વરાજનો તે અર્થ બધા કબૂલ નથી રાખતા. છતાં, જે સ્વરાજ તેઓ ઇચ્છે છે તેનો સમાવેશ ઉપલી કલ્પનામાં છે તેથી, તેનો સાથ પેલા મુમુક્ષુ છોડી નથી શકતા. બીજા કેટલાક પડ્યા છે જે સ્વરાજ-બરાજ નથી જાણતા પણ રેંટિયો તેમને સર્વસ્વ છે. તેઓ કરોડપતિ રહેવા છતાં રેંટિયાધર્મનો સ્વીકાર કરે છે. તેઓ હિંદુસ્તાનનું દારિદ્ર્ય ફિટાડવા ઇચ્છે છે. તેઓને પણ પેલો મુમુક્ષુ સાથે રાખવા માગે જ. કેમ કે તેના સ્વરાજમાં રેંટિયો આવશ્યક અંગ છે. એથી જેની પાસેથી જેટલો ત્યાગ મળી શકે તેટલો લઈ મુમુક્ષુ પોતાનો માર્ગ કાપે છે ને આરંભની મજલોનો બોજો હળવો કરે છે.

મારા આ જવાબનો કોઈ અનર્થ ન કરે એમ હું ઇચ્છું છું. આજે ગરીબ સેવકોનું દળ મળે તો મને બહુ ગમે. હું જાણું છું કે એવું દળ મળે તો સ્વરાજ બહુ વધારે નજીક આવે.

વ્યક્તિઓએ એ વાતને સંપૂર્ણપણે ધ્યાનમાં રાખવાની છે જ. પણ તેની સાથે આપણે આપણી નબળાઈઓ, ત્રુટીઓ પણ સ્મરણમાં રાખવી જ જોઈએ. આ જ પ્રેમપંથ છે. આપણે પોતાને વિષે પૂરા કડક બનીએ, બીજાને વિષે તેટલા જ ઉદાર રહીએ. આ અહિંસાનો માર્ગ છે. આપણો ત્યાગ આપણને કદી અભિમાની ન બનાવે. બીજાના ઓછા ત્યાગની આપણે કદી અવગણના ન કરીએ. એવું બને છે કે, પાંચ મણ બોજો ઊંચકી શકનાર પોતાની શક્તિ ચોરે છે ને એક મણ બોજો ઊંચકનાર પોતાની સર્વશકિત હોમે છે. આમાં ખરો સેવક એક મણ બોજો ઊંચકનાર છે. આથી આપણે બીજાના કાજી બનવાને બદલે આપણા પોતાના બની, પોતાની પાસે ત્યાગ કરાવવામાં સંપૂર્ણ શકિતનો ઉપયોગ કરીએ, ને દ્વેષરહિત રહી બીજા જેટલો કરે તેનો પ્રેમપૂર્વક સ્વીકાર કરીએ.

ઉપરના પત્રમાં એક પ્રશ્ન છે તેનો નિર્ણય તો થઈ ગયેલો છે. સ્વયંસેવક ધનિક હોય કે ગરીબ, ગામડામાં જતાં આપણે ગામલોક પર મુદ્દલ બોજારૂપ ન થઈ પડીએ એ આપણો ધર્મ છે. તેમને ઓછામાં ઓછી અગવડ આપી આપણે આપણો નિર્વાહ કરવો જોઈએ. અને જે કાંઈ અલ્પ તકલીફ તેઓને આપીએ તેનો અવેજ તો આપણી સેવાથી આપણે ભરી જ દઈએ. તેઓને કાંતવાપીંજવા વગેરેની ક્રિયા બતાવીએ ને પંડે તે કરીને સૂતરમાં કે પૂણીમાં વધારો કરી આપીએ. આમાં પણ દરેક સ્થળને સારુ, દરેક સમયને સારુ ને દરેક વ્યકિતને સારુ એક જ નિયમ લાગુ નથી પડી શકતો. ગામલોકો ઉપર એવી છાપ ન પડવી જોઈએ કે, એક પણ સ્વયંસેવક તેઓની વચ્ચે મોજ કરવા કે ઉજાણી મહાલવા આવ્યો છે. આવી વસ્તુઓને વિષે એકાંતિક ન્યાય જેવું કંઈ નથી. આપણા સ્વાગતની બાબતમાં કોઈ પણ ગામને અમુક સામાન્ય ધોરણથી આગળ

જવા ન દઈએ. એ ધોરણ અનુભવ નિશ્ચિત કરી રહેલ છે એમ જોઉં છું.

તા. ૧૬-૪-'૨૫

## ૨

[ 'સાદાઈ વિ૦ અવ્યવસ્થા' એ નોંધ ]

જાહેર કામમાં પડતી મુશ્કેલીઓનું અવલોકન કરતાં એક નવજુવાન લખે છે :

"આ દેશ મૂળે જડવાદમાં માનનારો નથી જ, છતાં અત્યારે આપણો મધ્યમ વર્ગ તેમાં રચ્યોપચ્યો છે. તેમાંથી નીકળતાં ઘણીયે વાર લાગશે. આપનો મંત્ર પ્રજામાં પ્રસર્યો છે, પણ જે દૃષ્ટિએ લેવાવો જોઈએ તે દૃષ્ટિએ નહિ. એક જ દૃષ્ટાંત મારી સામે ખડું થાય છે. આપે ખોરાકમાં ને રહેણીકરણીમાં સાદાઈ ઉપદેશી છે. પણ એ ઉપદેશનો અર્થ ઘણાઓએ અવ્યવસ્થા ને અનિયમિતતાના રૂપમાં લીધો છે. આપણે ભલે સાદું ખાઈએ પણ તેમાં પણ જે કળા, જે સ્વચ્છતા રખાય તે શું કામ ન રાખવાં? આમ થવાને માટે આપણી રહેણીકરણીમાં ફેર થવો ઘટે છે. એટલે કે, આપણે ત્યાં કારીગરો યા ગુમાસ્તાઓને રજા જેવું જૂજ જ છે તેના પ્રમાણમાં વધારો થવો જોઈએ. આવા અવકાશનો સદુપયોગ તેમ જ દુરુપયોગ થશે એ ખરું, પણ તેથી ડર્યે કેમ ચાલે? આવા બીજા ફેરફારો જો થાય તો હાલનો શિક્ષિત વર્ગ હિલચાલમાં જે ભાગ લે છે એના કરતાં વધુ લે તેવો સંભવ આપને નથી લાગતો? આજે આપણે દરેક રીતે ગુલામ છીએ. પણ તે ગુલામી એક સપાટે નાબૂદ ન જ થાય. ચારિત્ર્યવાન લોકો જેટલી ઝડપથી પેદા થશે તેટલી ઝડપે આપણી મુક્તિ થાય.

"આ વિચારો મારી જાત ઉપરથી જ કરું છું. સમાજની દૃષ્ટિએ જોઉં તો મારાથી ચા ન પિવાય, બીજા વર્ગની મુસાફરી કરતાં મન અચકાય. આ બધી વસ્તુ કરવામાં હું પાપ નથી જ માનતો. પણ આપણી હિલચાલથી તેવી જ માન્યતા બધે જ પ્રસરે છે. આવી નાની ચીજો ઘણી છે. તેનો ત્યાગ ઇચ્છા છતાં નથી થઈ શકતો. એટલે જ હાલના યુવકો જોઈતો સહકાર નથી આપી શકતા."

આમાં બતાવેલી મુશ્કેલીઓ કેળવાયેલા વર્ગને કેટલે અંશે રોકે છે એ કહેવું કઠણ છે. મારી માન્યતા તો એવી છે કે, એ મુશ્કેલીઓ કોઈ ખરા સેવકને નથી રોકતી. ચા પીનાર ચા પીએ છે ને સેવાધર્મનું પાલન કરે છે. ઘણા સેવકો બીજા વર્ગની મુસાફરી કરતા છતાં સેવા કરી રહ્યા છે. ચા પીવાના કે બીજા વર્ગની મુસાફરીના મૂળમાં કંઈ પાપ નથી રહેલું. જે ચા વિના ચલાવી શકે તે ચલાવે. જે બીજા વર્ગ વિના ચલાવી શકે તે ચલાવે. પણ જેનું શરીર ત્રીજા વર્ગની મુસાફરી ન ખમી શકે તે ભલે બીજા વર્ગમાં બેસીને સેવા કરે. આ વસ્તુઓ સ્પષ્ટપણે સમજાય એવી છે. જેઓ સાદાઈને બહાને અવ્યવસ્થા અને અનિયમિતતાને સેવે છે તેઓ તો પાપ જ કરે છે. સાદાઈ અવ્યવસ્થાની વિરોધી છે, કેમ કે સાદાઈ એ ગુણ છે, અવ્યવસ્થા અવગુણ છે. આડંબરમાંયે અવ્યવસ્થા જોવામાં આવે છે. અવ્યવસ્થિત માણસ સાદો ગણાય નહિ. સાદાઈ કેળવવાથી પ્રાપ્ત થાય છે. જેને રાચરચીલું મળી ન શકે ને તેના વિના રહે છે તે સાદો નથી. તેને તો ઘણું જોઈએ છે ને થોડે ચલાવવું પડે છે, તેથી દુ:ખી થાય છે. સાદો માણસ ઘણું મળતાં છતાં થોડાથી સંતુષ્ટ રહે છે ને ઘણામાં દુ:ખ માને છે.

જેમ અવ્યવસ્થા ને અનિયમિતતા તેમ જ અસ્વચ્છતા. સાદો માણસ મેલો હોય જ નહિ. છતાં આપણે જાણીએ છીએ કે ઘણા સાદા લાગતા માણસો બહુ મેલા રહી સાદાઈને નિંદે છે. જેઓ ખાદી પહેરનારા છે તેઓનો તો ધર્મ છે કે ખાદીને હમેશાં ઊજળી દૂધ જેવી રાખે, તેને નિત્ય ધૂએ, ફાટે તો થીગડાં મારે. થીગડામાં શરમ નથી; પણ ફાટેલાં કપડાં એ આળસની નિશાની હોઈ શરમ ઉપજાવનારી વસ્તુ છે. સાદાઈમાં ચોખ્ખાઈ તો હોવી જ જોઈએ. પરિગ્રહમાં ચોખ્ખાઈ જાળવવા જતાં વધારે પરિગ્રહ કરવો પડે છે, તેથી તો મનુષ્ય સાદાઈ ગ્રહણ કરે

છે. એટલે સાદાઈ સેવનારે સમજવું જોઈએ કે તેણે અવ્યવસ્થાનો, અસ્વચ્છતાનો ત્યાગ કરવો ઘટે છે.

આવા ગુણો ખીલવવાને સારુ થોડાઘણા અવકાશની તો જરૂર છે જ. ગુમાસ્તા વર્ગને સવારથી માંડી રાત લગી દુકાનોમાં બેસવું જ પડે તો તેઓ અસ્વચ્છતા વગેરે દોષો કાઢવાનો વિચાર સરખો પણ ન કરી શકે. રૂઢિને લઈને જેટલી ચોખ્ખાઈ રાખવી ઘટે તેટલી રાખી તેઓ ચલાવી લે છે. તેઓ સાદાઈને ખાતર સાદાઈનું સેવન કરતા નથી. તે અસમર્થ હોઈ સાધુ જેવા લાગે. દ્રવ્યનો અવકાશ હોય તો બનતાં સુધી ખૂબ પરિગ્રહ કરે. છતાં આવાઓને સારુ કામ કરવાના વખતમાં ઘટાડો કરવાની આવશ્યક્તા છે જ. બચતા સમયનો તેઓમાંના કેટલાક દુરુપયોગ કરે એ તદ્દન સંભવે છે, પણ એ જોખમ ઉઠાવવું જોઈએ એમાં શંકા નથી. આવો ઇલાજ ઘણે ભાગે મહેતા-વર્ગના હાથમાં જ છે. તેમને પોતાનામાં સુધારો કરવાની હોંશ થાય તો તેઓ પોતાનો માર્ગ શોધી લઈ શકે છે. શેઠોના હૃદયમાં દયા વસે અથવા તેઓ પોતાનો શુદ્ધ સ્વાર્થ સમજે, તો તેઓ પણ પોતાની મેળે જોઈતો સુધારો કરે.

તા. ૧૭-૫-'૨૫

૩

[ આ ભાગ, શ્રી. મહાદેવભાઈના પત્રમાંથી, એક વ્યાખ્યાનનો છે.
— પ્રકાશક ]

પગાર લેવાને ખાતર પગાર ઇચ્છનાર સ્વયંસેવક નથી. પણ સ્વયંસેવકની સેવા લેનાર પ્રજા તેના નિર્વાહની વ્યવસ્થા કરવા બંધાયલી છે. ૪૦ સેવક આપણા કામને માટે બસ નથી. હિંદુસ્તાનમાં તો ૪૦ લાખ સેવક પણ જોઈએ. આપણે જે કામ આજે હાથમાં લીધેલું છે તેને માટે પાંચ સાત હજાર સેવકો તો જોઈએ જ; અને આ ગરીબડા દેશમાં એટલા સ્વયંસેવકો નિર્વાહ માટે કાંઈ પણ લીધા વિના કામ કરી શકે એ અશક્ય છે. યુરોપ

જેવા દેશોમાં પણ એવા મેળવવા અશક્ય છે. . . . તિલક મહારાજ ને ગોખલેજીનો જ દાખલો લો. ફર્ગ્યુસન કૉલેજ ખૂલી ત્યારે બંનેએ તેમાં ૪૦ રૂપિયાના જૂજ પગારથી સંતોષ માનીને કેળવણીને માટે સેવા કરવાની દીક્ષા લીધી હતી. તિલક મહારાજ પાછળથી અમુક કારણોએ નીકળ્યા હતા; પણ જ્યાં સુધી રહ્યા ત્યાં સુધી તે લેવામાં તેઓ માન સમજતા. ગોખલેજીએ તો ૨૦ વર્ષ પૂરાં કર્યાં. ધારાસભાના સભ્ય હતા, અનેક કમિટીઓ ઉપર કામ કરતા, તેમાંથી કાંઈક પૈસા મળતા; પણ તેમણે ફર્ગ્યુસન કૉલેજમાંથી જે દરમાયો મળતો હતો તે બંધ ન જ કરેલો. જ્યારે પોતે 'મહાન' બની ગયા અને જ્યારે ૧૦,૦૦૦ નો પગાર મળી શકે એવી સ્થિતિ હતી, ત્યારે પણ તેમણે પેલા ૭૫ના દરમાયાને જેટલું માન આપ્યું તેટલું મોટી રકમોને નહિ આપેલું. પોતાના પેન્શનની નાનકડી રકમ પણ તેમણે બહુ માનપૂર્વક લીધેલી.

સ્વયંસેવકોએ જગતની નિંદાનો વિચાર ન કરવો ઘટે. નવરા બેઠા નખ્ખોદ વાળે; એટલે નવરાઓ સ્વયંસેવકોની નિંદા કરે તેથી તેમણે ગભરાવાનું કારણ નથી. સ્વયંસેવકો નિંદાને પોતાનો ખોરાક માને. જગતની નિંદા ન સહન કરી શકે તે સ્વયંસેવક ન થઈ શકે. તેમને તો ભેંસની ચામડી હોવી જોઈએ. નીચું માથું રાખી કામ કર્યે જાય, આગળ પાછળ ન જુએ; કેવળ પોતાનામાં અને પોતાના કામમાં જ ધ્યાન હોય, એવો તે યોગી હોવો જોઈએ. જે સ્વયંસેવક માને છે કે તે પ્રજાને વેચાઈ ચૂકેલો છે, તેને પોતાના કાર્યનાં જ સ્વપ્નાં આવવાં જોઈએ, તેણે આજીવિકા જેટલું લેતાં સંકોચ ન પામવું જોઈએ — ખીરપૂરી નહિ, પણ જારબાજરી લેતાં. આવા કસાયલા સ્વયંસેવકોએ ભરતીમાં દાખલ થઈ જવું જોઈએ. . . .

તા. ૨૫-૧-'૨૫

# ૭. વિરોધને કેમ જીતવો?

કોઈ જાહેર કામમાં જવાબદારીવાળું સ્થાન ભોગવતા હોય ને તેમને વિષે દ્વેષભાવથી કે એવાં કોઈ કારણોથી ખોટી ટીકા થતી હોય, તે જાહેરના પૈસા ખાઈ જાય છે એમ કહેવાતું હોય, ત્યારે તેમણે શું કરવું? જૂઠા આરોપ મૂકનારની ઉપર કોરટમાં ફરિયાદ કરે? ફરિયાદ કરવાનો તેમની જવાબદારીની રૂએ ધર્મ નથી? જો તે ફરિયાદ ન કરે તો કોઈકની ઉપર તો જૂઠા આળની અસર થશે જ! જો એમ કહો કે ફરિયાદ ન જ કરવી, તો તેવી સલાહનો દુરુપયોગ કરી જેણે ખરેખર પૈસા ખાધા હોય તેવા પણ દાંડ થઈ મૂગા રહે ને પૈસા ખાધા કરે, એ ભય નથી? કોરટમાં ન જવું એમ જ કહો તો કંઈક ઇલાજ તો આવાં આળથી બચવાને સારુ હોવો જોઈએ ને?

આનો સામાન્ય જવાબ સહેલો છે. આ જગતમાં મહાન પુરુષોની નિંદા કરનારા પણ હમેશાં જોવામાં આવ્યા છે. વિરોધનો જવાબ અવિરોધ છે એ કાયદો અહીં લાગુ પડે છે. ફરિયાદ કરવાથી ને તેમાં સફળ થવાથી, ખરું જોતાં, નિર્દોષતા સિદ્ધ નથી થતી. એવા લુચ્ચા માણસો ઘણાયે પડ્યા છે, કે જે કોરટની પાસેથી ચોખ્ખાઈનું પ્રમાણપત્ર મેળવી પોતાની લુચ્ચાઈને ઢાંકે છે ને સેવે છે. વળી પાપીનું મોં તેને દંડ મળવાથી બંધ નથી થતું. જે વસ્તુ તે જાહેરમાં કહી શકતો તે કોરટની સજા થયા પછી છૂપી રીતે કહે છે. એટલે, સામાન્ય રીતે તો મારી એ જ સલાહ છે કે, ખોટાં આળને મુદ્દલ ન ગણકારવાં, ને જે એવાં આળ લાવે તેની ઉપર દયા રાખવી અને તે કોઈક દિવસે પણ સુધરે એવી ઈશ્વર પાસે પ્રાર્થના કરવી.

કોમની પાસે જૂઠા સેવકોથી બચવાનાં પુષ્કળ સાધનો છે. પોતાના સેવકો ઉપર જે આળ મુકાય તેથી કોમ અજાણ તો

નથી જ હોતી. કોમને હિસાબ તપાસવાનો પૂરો અધિકાર છે; સેવકનો હિસાબ તપાસરાવવાનો ધર્મ છે. કોમને શંકા આવે ત્યારે સેવકને તે રજા આપી શકે છે, સેવક ઉપર કામ પણ ચલાવી શકે છે, પંચની મારફતે તપાસ કરાવી શકે છે. મતલબમાં, આવા નિંદકની ઉપર ફરિયાદ કરવા કરતાં કોમને સેવકે જાગૃત રાખવી ને કોમે જાગૃત રહેવું એ ઉત્તમ માર્ગ છે, ને એ જ ખરો માર્ગ છે.

આટલું પણ બસ ન થતું હોય ને કોરટમાં જવા જેવું લાગે જ તો કોરટમાં જવાને બદલે નિંદકને પંચ આગળ જવાનું કહી શકાય, ને પોતે પંચ આગળ જવાની તૈયારી બતાવવી જોઈએ. આ ઉપાય તો છેક દાંડ માણસના પ્રત્યે તો નકામો છે, કેમ કે તે પંચ આગળ નહિ જાય. પણ જેની આંખમાં કંઈ શરમ છે એવો માણસ અથવા જેને ખરેખરો શક આવ્યો છે એવો માણસ આરોપ લાવે, ત્યારે તેને તો અવશ્ય પંચ આગળ જવાની સૂચના કરી શકાય.

પછી રહ્યો પ્રશ્ન જે ખરેખરા ચોર છે એવાનો. આવી સલાહની છાયા તળે તેઓ પોતાના પાપને સેવે તેનું શું? જવાબ એ છે કે જો પ્રજા જાગૃત હોય તો પાપી પાપને નથી સેવી શકતો. જો પ્રજા ઊંઘતી હોય તો, મેં ઉપર બતાવ્યું છે તેમ, આરોપને વિષે કોરટે ચડતો છતો પાપી પોતાના પાપને ઢાંકી શકશે. આવા દાખલા ક્યાં આપણી નજરે રોજ બનતા આપણે નથી જોતા? સફેદ ઠગ તો કેટલાયે મોટરોમાં સવારી કરે છે ને મહેલોમાં બિરાજે છે. તેમને કોણ પહોંચે? કાર્લાઇલ જેવા ડાહ્યા પુરુષો કહી ગયા છે, જ્યાં ભોળા વસે છે ત્યાં જ ઠગનો વાસ હોય છે.

માટે જેમનાં દિલ સાફ છે, જેમનું કામ સ્વચ્છ છે, તેમને વાસ્તે નીચેનું ભજન શાંતિદાયક ને માર્ગદર્શક છે:

निंदक बाबा बीर हमारा ।
　　बिन ही कौडी बहै बिचारा ॥
कोटि कर्म के कल्मष काटै ।
　　काज सँवारे बिन ही साटै ॥
आपन डूबै और को तारै ।
　　ऐसा प्रीतम पार उतारै ॥
जुग जुग जीवौ निंदक मोरा ।
　　रामदेव ! तुम करौ निहोरा ॥
निंदक मेरा पर उपकारी ।
　　दादू निंदा करै हमारी ॥

આપણે નિંદાપાત્ર ન બનવું, એ આપણે સારુ સુવર્ણમાર્ગ છે. પછી ભલે આખું જગત નિંદે.

તા. ૨-૧૨-'૨૮

## ૮. ગ્રામપ્રવેશ

જ્યાં જોઉં છું ત્યાં સુખ કરતાં દુઃખ વધારે જોઉં છું. જ્યાં જોઉં છું ત્યાં એ દુઃખનું કારણ પણ આપણે જ છીએ એમ જોઉં છું.

બંગાળનાં ઘણાં માનપત્રોમાં મલેરિયા, કાલાઆઝાર વગેરે દરદોની કહાણી તો હોય જ છે. બંગાળના કાર્યકર્તાઓએ મારી વિનંતિઓનો સ્વીકાર સરસ રીતે કર્યો છે. મેં માનપત્રોમાં મારી સ્તુતિને બદલે તેઓની સ્થિતિની ખબરોની માગણી કરેલી. તે ઘણાંખરાં બધાં માનપત્રોમાં નિખાલસપણે સ્વીકારાયેલી જોઉં છું. તેથી મને ઘણી માહિતી મળી આવી છે. કોઈ જગ્યાએ તો વસ્તીનું પ્રમાણ ઘટતું જાય છે, કેમ કે અનેક પ્રકારના વ્યાધિ-

એથી લોકો મરતા જાય છે. હવે વળી શારીરિક વ્યાધિમાં અનાજના પાકને નુકસાન કરનાર પાણીના છોડનો ઉપદ્રવ થયો છે. તે છોડને પાણીનું 'હાયેસિંથ' કહે છે. દેશી નામ તો જાણ્યું નથી. એ છોડ કોઈ માણસ અજાણપણે પશ્ચિમમાંથી લાવેલ કહેવાય છે. ગમે ત્યાંથી આવેલ હોય પણ તે પદ્મા નદીનાં પાણીમાં માઈલો સુધી જોવામાં આવે છે. તે છોડ અનાજપાકનો નાશ કરી નાંખે છે. જે જે ભાગમાં એ ઝેરી છોડ જોવામાં આવે છે, તે તે ભાગમાં નદીકિનારે રહેલાં ખેતરોના ચોખાનો પાક લગભગ નાશ પામ્યો છે. સરકારે તે ઝેરી છોડનો નાશ કરવાના ઉપાયો તો યોજ્યા છે, પણ હજુ એકેનો ઉપયોગ સફળ થયો જણાતો નથી.

આવા તાપોથી પીડાતા મુલકને કોણ સહાય કરે? કઈ રીતે કરે? ગામડાંની પીડા જાણ્યા વિના આના ઉપાય થઈ જ ન શકે. આજના ગ્રામજીવનમાં જે અજ્ઞાન છે તેમાં જ્ઞાનનો પ્રવેશ થાય, ત્યારે જ તે સ્થિતિ સુધરે. લોકોને આરોગ્યના નિયમનું ભાન નથી. એક જ તળાવમાં નહાય છે; મળ સાફ કરે છે; વાસણ ધૂએ છે; ઢોર પાણી પીએ છે; ને તે જ તળાવનું પાણી માણસો પણ પીએ છે! બીજું ગમે ત્યાં હોય તેને નીક કરીને પાણી કાઢી નાખવાનો ઉપાય કોઈને સૂઝે નહિ, ને સૂઝે તોયે એ કોઈનું કામ નહિ. તેથી કોણ કરે?

લોકો એટલા કંગાલ છે કે, તેમને ખાવાનો સારો ને પૌષ્ટિક ખોરાક જોઈએ તે ન મળે. દવાનું ખર્ચ તો ક્યાંથી જ કાઢે? હવાફેર ગામડિયાઓને સારુ હોય જ નહિ.

કેટલાક રીતરિવાજો એવા દુષ્ટ છે કે તેથીયે શરીર અને આત્મા બન્નેનું હનન થાય જ. અતિ કોમળ વયની બાળિકાના વિવાહ થાય! તેર વર્ષની બાળા બાળકની મા થાય!!! સાત વર્ષની બાળા વિધવા થાય!! કેટલીક તો પોતાના ધણીને ઓળખે

નહિ. ધણી એટલે શું તેની પણ સાત વર્ષની બાળાને શી ખબર હોય?

આનો ઇલાજ સરકારની પાસેથી માગવો? આ રિવાજોની દવા સ્વરાજ મળે થવાની કે, તેની દવા થયા વિના સ્વરાજ જ નહિ મળે?

એક ઉપાય તો સહેલો છે જ. શિક્ષિત વર્ગે સેવાભાવે નમ્રપણે ગામડાંઓમાં પ્રવેશ કરી લોકોની સ્થિતિ ઓળખવી. તેમ કરતાં ઘણાઓ માંદા પડશે; ઘણાઓ મરશે. તે બધું સહન કરતાં શીખીશું, ત્યારે તો ઉપાય મળશે. ત્યારે જ લોકો મળેલા ઉપાયને ઓળખશે અને વધાવશે. લોકોની બુદ્ધિને સમજાવવાનું કાર્ય અસંભવિત નહિ તો મુશ્કેલ તો માનું છું જ. લોકો પોતાના હૃદય દ્વારા સમજશે. હૃદય દ્વારા તો એ જ બોલી શકશે, કે જેણે સેવાથી, પ્રેમથી, ત્યાગથી, લોકોનાં મન હરણ કર્યાં હશે. જગતના અને મુખ્યત્વે કરીને હિંદુસ્તાનના ઇતિહાસને પાને પાને સામાન્ય રીતે લખેલું છે કે, લોકો લાગણીને વશ વર્તે છે; તેની આગળ બુદ્ધિ કામ નથી કરતી. શું એ જ ન્યાય હશે કે, હૃદય પહેલું ને પછી બુદ્ધિ? હૃદયની ગંગાથી અસંસ્કૃત રહેલી બુદ્ધિ નકામી તો નહિ હોય? રાવણની બુદ્ધિ હૃદયભીની નહિ હોવાથી બહુ માયાવી હોવા છતાં નકામી થઈ અને રામની હૃદયના સંસ્કારોથી પવિત્ર થયેલી હોવાથી સહેજે અજિત રહી.

દેશબંધુ કહે છે કે, ગામડાંઓને સુસંગઠિત કર્યા વિના સ્વરાજ નથી. બીજાઓ પણ એ જ કહે છે. બંગાળનો અનુભવ મને તો એ જ શીખવે છે કે, આપણે જ્યાં લગી ગામડાંઓમાં પ્રવેશ નથી કર્યો ત્યાં લગી હિંદુસ્તાનને જાણ્યું જ નથી.

તા. ૩૧-૫-'૨૫

# ૯. અનાથ આશ્રમ*

હિંદુસ્તાનની મુસાફરીમાં મેં ઘણા અનાથ આશ્રમ જોયા છે, કેટલાકને ખૂબ તપાસીને અને કેટલાક સાધારણ રીતે. તે ઉપર મેં કેટલીક જગ્યાએ મારા વિચાર વ્યવસ્થાપકોને દર્શાવ્યા છે. સહુને પોતાના વિચાર ઉપર મોહ હોય છે. તેવી દશા મારી પણ છે ને મને લાગે છે કે, એ વિચારો પ્રજાની સમક્ષ મુકાય તો ખોટું નથી.

અનાથ આશ્રમની વ્યાખ્યા તો એ જ થઈ શકે કે, તે અનાથને આશ્રય આપી સનાથ કરવાનું સ્થાન છે. આવા આશ્રમો પરત્વે અનાથનો વિશેષ અર્થ મા બાપ કે વાલી વિનાના બાળકો એમ કરવામાં આવ્યો છે. વાલીની ખોટ પૂરી પાડવાનો તેઓ દાવો કરે છે અથવા તેઓએ કરવો જોઈએ. અનાથ આશ્રમ એ અંગ્રેજી શબ્દ 'ઑર્ફનેજ'નો તરજુમો છે. અનાથ શબ્દનો આવો અર્થ છે છતાં અનાથ આશ્રમોમાં બાળકો ઉપરાંત કમાણી કરી શકે એવા જુવાનોને લેવામાં આવે છે. વળી અપંગ, લૂલા, પાંગળા, આંધળાઓને પણ દાખલ કરવામાં આવે છે, ને હવે ગુપ્ત પેટીઓ પણ Foundling box આશ્રમમાં દાખલ કરવામાં આવી છે.

મને લાગે છે કે આમ કરવાથી એકે અર્થ પૂરો સરતો નથી. આમાં જોકે ઉપરટપકે જોતાં વિશેષ પરોપકાર વૃત્તિનો આભાસ આવે છે, પણ ઊંડા ઊતરતાં માલૂમ પડશે કે, આ સ્થિતિ કેવળ વ્યાપારવૃત્તિને આભારી છે. કૃપણ જેમ પોતાના પૈસામાંથી વધારેમાં વધારે વ્યાજ ઉપજાવવા ઇચ્છે છે ને છેવટે પતિત થાય છે, તેમ અનાથ આશ્રમોનું ભવિષ્ય છે એમાં મને

---

* 'ગાંધીજીની વિચારસૃષ્ટિ'માંથી આ લેખ લીધો છે.

શંકા નથી. સાવચેતીને ખાતર 'ભવિષ્ય' શબ્દનો પ્રયોગ કર્યો છે. હું તો પતિત દશા વર્તમાનમાં જોયા કરું છું.

આ વ્યવસ્થા આપણી ભયભીત સ્થિતિની નિશાની છે, આપણી અશ્રદ્ધાની સૂચક છે. આપણે માની લઈએ છીએ કે, દરેક સંસ્થાને સારુ ઘણી મહેનતે જ આપણને ધનાઢ્યોની મદદ મળે છે. "આપણે અપંગોનું રક્ષણ કર્યે છૂટકો છે, આપણે ગુપ્ત પ્રસવોનું રક્ષણ કરવું પડશે, એટલે જે મળ્યું છે તેમાંથી આ કાર્યને પણ સંકેલીએ." આ કંગાળ વૃત્તિ છે. મારી તો ખાતરી છે કે, સારાં કાર્યોને સારુ આ ગરીબ હિંદમાં પણ પૈસો મળી રહે છે; કાર્ય સારું છે એમ સાબિત કરવું એ કારભારીનું કામ છે. જે સંસ્થાઓ ક્ષીણ થઈ છે તેનું કારણ ધનની ખામી નથી, પણ દૃઢ, શ્રદ્ધાળુ ને ચારિત્રવાન કારભારીની ખામી છે. આ માન્યતા ખરી હોય અથવા ખોટી, ગમે તેમ હો, છતાં આટલું તો ચોક્કસ છે કે, અનાથ આશ્રમો ત્રણ ઘોડે ચડતાં એકેની પર પૂરો કાબૂ મેળવી શકતા નથી.

ઉપરની સ્થિતિમાં અનાથ બાળકો સનાથ ક્યાંથી જ થાય? તેઓને નિરંતર પોતાની નધણિયાતી સ્થિતિની યાદી મળી રહે છે. આપણે આપણાં બાળકોને આ આશ્રમોમાં મૂકવા નહિ ઇચ્છીએ. આ અનાથ આશ્રમોની કસોટી છે. આપણાં બાળકોને સારુ અપંગ, આંધળાં, પાંગળાંનો સહવાસ આપણે નથી ઇચ્છવાના. જો આ આશ્રમો અનાથના નાથ હોય તો વ્યવસ્થાપકોનાં બાળકો આ આશ્રમોમાં જોવામાં આવે. તેઓ બેધડક થઈને, બીજા કંઈ કારણસર નહિ તો પોતાની કસોટી કરવા ખાતર, પોતાનાં બાળકોને અનાથ બાળકો સાથે મૂકશે. આ માગણી વધુ પડતી નથી એમ બહોળા અનુભવે હું કહેવા ઇચ્છું છું. અનાથ બાળકોને માત્ર અપંગની સાથે મૂકવામાં આવે એટલું જ બસ નથી, પણ બીજી વ્યવસ્થા પણ ઘણે ભાગે એવી જ હોય છે કે જેથી બાળકોને

પોતાની દયામણી સ્થિતિની યાદી મળ્યા કરે. જો અનાથ આશ્રમો માત્ર નધણિયાતાં બાળકોને જ સારુ વાપરવામાં આવે તો તે આશ્રમો થોડા વખતમાં સ્વાશ્રયી બની શકે. આ બાબતમાં આપણને મુક્તિફોજ પાસેથી બહુ શીખવાનું મળી આવે છે. તેઓ જે અનાથ આશ્રમો ચલાવી રહ્યા છે તેને જીવ છે; આપણાં પ્રમાણમાં નિર્જીવ છે. તેઓએ હજારો બાળકોને આશ્રય આપ્યો છે ને તેઓને મરદ બનાવ્યા છે, તેઓને ધંધે ચઢાવ્યા છે. આપણાં આશ્રમનાં બાળકોને આવું નિર્ભય પદ નથી મળ્યું. કેટલાકને નજીવી નોકરીઓ મળી છે. એનો હિસાબ કરવાની જરૂર નથી. આપણાં આશ્રમોમાં બાળકો મોટાં થાય એટલે ઘણે ભાગે તેઓને રજા આપવાનો રિવાજ હોય છે. મુક્તિફોજમાં તેવું કાંઈ નથી. જેમ કુટુંબમાં છોકરો મોટો થાય ત્યારે કુટુંબને સારુ એક રક્ષક ને પોષક વધ્યો એમ મનાય છે, તે પ્રમાણે મુક્તિફોજમાં તેવા બાળકો ઉંમરે પહોંચે એટલે તેનાં કારખાનાંમાં કામ કરવા લાગી જાય છે. આપણાં આશ્રમમાં પણ તે કૌટુંબિક ન્યાય દાખલ થવાની જરૂર છે.

અનાથ બાળકોને માત્ર રહેવાનું, ખાવાનું ને પહેરવાનું આપીએ છીએ તેમ,તેઓને આશ્રમમાં જ શિક્ષા આપી શકીએ ને તેઓને આશ્રમના કારખાનામાં રોકી શકીએ. આશ્રમમાં આપણે મહાન રાષ્ટ્રીય પ્રયોગો કરી શકીએ, રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે કેળવણી આપી શકીએ, ઉદ્યોગો શીખવીએ, ખેતી શીખવીએ, જે ધંધા નષ્ટ થતા જાય છે તેને બચાવી લઈએ. આવી વ્યવસ્થાને પરિણામે આજના અનાથ બાળકો તે હાલના પોતાના આશ્રમના શિક્ષકો, કારીગરો, નેતા બની શકે છે. આવાં અનાથાશ્રમમાંથી આપણે આપણાં વાતાવરણને યોગ્ય એવું હિન્દરક્ષક લશ્કર ઉત્પન્ન કરી શકીએ છીએ.

મારી ગણના જો બરોબર હોય, તો બધા આશ્રમોના અથવા તો મુંબઈ ઇલાકાના જ આશ્રમોના નેતાઓને એકઠા

કરી, તેઓના મત લઈ, બધા આશ્રમોને સારુ એક ધોરણ કરી શકાય. બધાને સારુ જો એક મુખ્ય કારભારી મંડળી હોય, તો તે દેખરેખ કરી શકે ને અનુભવે યોગ્ય જણાય તેમ સુધારા-વધારા કરી શકે. આવી એકત્રિત યોજનાને સારુ જો આપણે તૈયાર ન થયા હોઈએ, તો જે આશ્રમમાં વિશેષ જીવન હોય ત્યાં તો ઉપર પ્રમાણે ધોરણ દાખલ થઈ શકે.

બાળકને આગ્રહપૂર્વક આશ્રમમાં રાખવાની પ્રથા મેં કેટલાક આશ્રમમાં જોઈ છે. મને લાગે છે કે, આ તો વગર વિચારેલું પગલું ગણાય. જે છોકરાઓ આશ્રમમાં રહેવા નથી ઇચ્છતા તે અનાથ નથી પણ સ્વતંત્ર છે. આશ્રમોની કિંમતનો આંક કંઈ અનાથોની સંખ્યા ઉપરથી નથી બાંધવાનો; આશ્રમો કેટલા શહેરી પેદા કરે છે તેના ઉપરથી બાંધવાનો છે.

અપંગોને સારુ જેટલે દરજ્જે આશ્રમની જરૂર હોય તેટલે દરજ્જે તેવા આશ્રમો છે. જ્યાં જરૂર હોય ત્યાં તેવા આશ્રમો નોખા જ હોવા જોઈએ એ સાબિત કરવાની જરૂર નથી જણાતી.

ગુપ્ત પ્રવેશનો સવાલ ગંભીર છે. તેવા પ્રવેશોની સગવડ કરવામાં નીતિ રહેલી છે એમ મને નિશ્ચયપૂર્વક નથી જણાયું. એવી સગવડો કરવાથી વિષયી પ્રવૃત્તિ વધે છે એમ કંઈક આભાસ આવ્યા કરે છે. દરેક પ્રકારે પેદા થયેલા જીવોને આપણે અસંખ્ય ઉપાયો કરીને જીવતા જ રાખવા એ જીવદયાનો વિષય છે એવું કોઈ પણ રીતે સિદ્ધ નથી થઈ શકતું. એવો પ્રયાસ કરવો એ પણ વ્યર્થ છે. એમાં ગૂઢ અહંતા રહેલી જોવામાં આવે છે. જીવદયાનો અર્થ સહેલાઈથી થઈ શકતો નથી એમ ક્ષણે ક્ષણે હું તો અનુભવી રહ્યો છું. એ વિષયને કંઈક મેં મારો પોતાનો કર્યો છે એટલે ભાર દઈને લખવાની હિંમત કરી છે. જીવદયાનો આધાર અમુક સંખ્યામાં જીવોને બચાવવા ઉપર મુદ્દલ નથી.

એ આત્માનો ખસૂસ ગુણ છે. તેને લઈને દયામય આત્માના પ્રસંગમાં આવેલો જીવ તેની દયાનો પ્રત્યક્ષ અનુભવ તરત કરી લે છે. જીવદયામાં અંકગણિતને ક્યાંયે સ્થાન મળી શકતું નથી. સડેલા આટામાં અસંખ્ય જીવોનો ઉપદ્રવ થયો હોય છે. તેને સંઘરવો એ જીવદયા નથી. તેને દાટવો અથવા બાળવો એમાં જીવદયા રહેલી છે,—જોકે, બંને પ્રયોગોમાં આટા માંહેલાં જંતુનો એક પ્રકારે નાશ થાય છે. શરીરને સ્વચ્છ રાખવા જતાં પણ અસંખ્ય જંતુઓનો નાશ થાય છે. વિશુદ્ધ દયા આટો ન સડે, શરીર અસ્વચ્છ ન થાય, એવા ઉપાયો શોધશે. તેમ જ તેવી દયા ગુપ્ત પ્રવેશનાં કારણો શોધી પવિત્રતા વધારવાના ઉપાયો લેશે; ગુપ્ત પ્રવેશોનો બોજો ઉઠાવી અપવિત્રતાને ઢાંકી નિર્ભય બનાવી તેને ઉત્તેજન નહિ આપે.

મારે ભાગ્યે જ કહેવાની જરૂર હોય કે, મારી ટીકા કેવળ મદદ કરવા અર્થે છે; આક્ષેપ મૂકવાના ઇરાદાથી નથી થયેલી. બધા આશ્રમોને બધી ટીકા લાગુ પડે છે એવું પણ નથી. બધા આશ્રમો ઊંચામાં ઊંચી સ્થિતિ ભોગવતા થાય એ જ આ લેખનો હેતુ છે.

આપણી ઘણીખરી બધી સંસ્થાઓને વિષે આપણે વણિક-વૃત્તિ વિશેષે જોઈએ છીએ. આ વૃત્તિને ગૌણ રાખી ક્ષત્રિય (સાહસિક) વૃત્તિને, બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટિની) વૃત્તિને, અને મુખ્યત્વે કરીને શૂદ્ર (સેવા) વૃત્તિને પ્રધાન પદ આપવાની આવશ્યકતા છે.

# ૧૦. ભારતવર્ષનાં આંધળાં

મુંબઈમાં આંધળાંને આશ્રય આપનારું એક સ્થાન તારદેવમાં છે. તેમાં શ્રી. હરિપ્રસાદ છત્રપતિ આચાર્ય છે ને તેમાં હાડવૈદ ભાઈ બહેરામજી ખંભાતા તથા તેમનાં પત્ની રસ લે છે. ત્રણ પ્રકારનાં આંધળાંનો પરિચય થોડોઘણો આપણને બધાયને છે. એક તો જ્ઞાને આંધળાં છે. તેમની સંખ્યાની ગણતરી કોઈ કાઢી શક્યું નથી. અજ્ઞાનરૂપી અંધાપાનું દુઃખ ભલે આપણે ન ઓળખીએ, પણ શરીરના અંધાપા કરતાં એ ઘણું વધારે છે. બીજાં આંધળાં ભૂખના દુઃખથી પીડાતા લોકો છે. એમની સંખ્યા ગણાય એવી છે. ઓછામાં ઓછી દશ કરોડની તે ગણવામાં આવી છે. તેઓ દેખે છે છતાં આંધળાં છે. તેમની આંખમાં તેજ નથી. મીણનાં પૂતળાંમાં મૂકેલી આંખ યંત્રવત્ ચાલે છે, પણ તે જોતી નથી. તેમ લગભગ આ દશ કરોડની આંખની કીકી ચાલે છે ખરી, પણ તે દેખતી નથી. આ આંધળાંની સેવા કરવામાં હું નિરંતર ગૂંથાયેલો હોવાથી, પેલા શરીરે આંધળાને વિષે ઉદાસીન રહ્યો છું.

પણ ભાઈ ખંભાતાનો પ્રેમ મને તેમની યત્કિંચિત્ ક્ષણિક સેવા કરવા મુંબઈ ઘસડી ગયો. મજૂર આશ્રયધામની મદદ અર્થે વનિતા વિશ્રામમાં થયેલી સભામાં પ્રમુખપદ લેવું એ તા. ૭મીની ત્રીજી ક્રિયા હતી.

આ સંસ્થા તરફથી પ્રકટ થયેલ સાહિત્ય અને ભાઈ છત્રપતિના ભાષણનો સાર એ છે કે, દેશમાં પંદર લાખ આંધળાં છે. તેમાંના લગભગ સિત્તેર ટકાની જો વેળાસર તજવીજ થાય તો તેઓ દેખતાં થઈ શકે. આટલી સંખ્યા બંને આંખે આંધળાંની છે. તેના કરતાં અઢીગણી સંખ્યા અર્ધઆંધળાંની છે. મુંબઈમાં રહેતા એક આંધળાને મુંબઈના સખી પણ વિવેક ન જાળવનારા ગૃહસ્થો જણ દીઠ રોજ રૂ. ૫ સરેરાશે આપતા જણાય છે. પણ આ પૈસા

બધાં આંધળાં ભાઈબહેનો નથી પામતાં. તેમને દોરનારા તેમના ભાડૂતી નોકરો તેમાંનો મુખ્ય ભાગ ખાઈ જાય છે.

આ દુ:ખદ સ્થિતિને સુધારવી એ પ્રયાસ આ સંસ્થાના સંચાલકોનો છે. આંધળાં તો દુનિયામાં બધેય છે. પશ્ચિમના શોધક અને પરોપકારી લોકોએ આવી બાબતમાં ઘણું કામ કર્યું છે. અમેરિકામાં આ પ્રકારની દયાનો પ્રચાર વધારેમાં વધારે જોવામાં આવે છે. હિંદુસ્તાનમાં ચાલતા આધુનિક પ્રયત્નો તેનું યતકિંચિત્ અનુકરણ છે. ત્યાં આંધળાંને સારુ અનેક નિશાળો છે, કુશળ શિક્ષકો છે, ને હેલન કેલર જેવી પ્રખ્યાત ને સુશિક્ષિત સ્ત્રી તૈયાર થઈ શકી છે, જેનાં પુસ્તકો લોકો પ્રેમપૂર્વક વાંચે છે. મતલબમાં, ત્યાં આંધળાં કોઈની ઉપર બોજો થવાને બદલે છેવટે અનેક ધંધા કરી પોતાની આજીવિકા કમાય છે.

તારદેવમાં તૈયાર થયેલાં આંધળાંને સભામાં લાવવામાં આવ્યાં હતાં. તેમણે સંગીત ગાયું. એકે હારમોનિયમ વગાડ્યું, બીજાએ તબલાં વગાડ્યાં. કોઈએ આંધળાંને સારુ જે ઊપસેલી લિપિ શોધવામાં આવી છે તેમાં લખાયેલું પુસ્તક વાંચી સંભળાવ્યું, બીજાઓએ લખી બતાવ્યું. એકે સોય પરોવી. તેમણે કરેલું નેતરકામ પણ રજૂ કરવામાં આવ્યું હતું.

આ સંસ્થાની માગણી નીચે પ્રમાણે છે :

૧. તેને નિભાવવાને સારુ ધનિક લોક પૈસા આપે.

૨. આંધળાંને ભીખ કોઈ ન આપે, પણ તેમને મજકૂર સ્થાને મોકલી આપે, તો તેમની સારવાર કરવામાં આવશે ને તેમની આંખ દુરસ્ત થાય એવી હશે તો તેનો ઇલાજ પણ કરવામાં આવશે.

૩. આમ ભીખ ન આપતાં બચતો પૈસો અથવા તેમાંનો અંશ મજકૂર સંસ્થાને દાની લોક આપે.

૪. જેની પાસે ધન નથી પણ આવાં અપંગ પ્રત્યે દયા છે, તે તેમને જુએ ત્યારે ધીરજથી સમજાવે ને સંસ્થામાં મોકલે, જ્યાં તેમની તપાસ થશે.

આપણામાં સ્વરાજની ખરી ભાવના પેદા થઈ હોય, તો આંધળાંને પણ તેની હૂંફ મળતી થઈ જાય. તેમનાં દુઃખ ટળવામાં સ્વરાજને સારુ થોભવાની આવશ્યકતા નથી. સ્વરાજનો સૂરજ પૂરો ઊગ્યા પહેલાં જ તેની હૂંફ ને તેનો પ્રકાશ ચોમેર ફેલાવ્યા વિના ન જ રહે. મારી સૂચનાનો અમલ કરવામાં કંઈ વખતનો કે શકિતનો વ્યય નથી થતો. સ્વરાજભાવના એટલે ભારતવર્ષનાં બધાં આંધળાં, લૂલાં, મૂગાં, ભૂખે રવડતાં, નમાયાં— દુઃખીમાત્રની સ્વતંત્રતાને વિષે એટલી જ ધગશ જેટલી પોતાને વિષે. આવું હૃદયપરિવર્તન જેનું થયું છે તે દુઃખીની સેવાનો એક પણ અવસર ન ચૂકે.

તા. ૧૫–૯–'૨૯

## ૧૧. પુણ્યનો સોદો

ગોવામાં ઇસ્પિતાલો ચલાવવાને માટે લૉટરીઓ નીકળે છે તે વિષે એક પત્ર લખનાર મારું ધ્યાન ખેંચે છે. એ જણાવે છે કે, બ્રિટિશ હિંદુસ્તાનના લોકો વિના પરિશ્રમે એકાએક ધનવાન થઈ જવાની મિથ્યા આશામાં, અને ધનવાન ન થવાય તો પુણ્ય તો મળે જ એ વિશ્વાસમાં લાખો રૂપિયા ગુમાવે છે. એ કાગળ લખનારે એક જાહેરખબરની કાપલી મોકલી છે તેમાંનો થોડો ભાગ ઉતારું છું :

"બીમારની સામે જુઓ. જે ગરીબને દાન દે છે તે પ્રભુના ઉપર ઋણ ચઢાવે છે. ત્યારે આ લૉટરીમાં એક રૂપિયો નાખીને ગરીબને શા સારુ મદદ નથી કરતા ? દાન દેવાની એ સુંદર રીત છે."

વળી એ જાહેરખબરમાં એક ધોળા વાળવાળા વયોવૃદ્ધ પાદરીની છબી છે.

આવી લૉટરીમાંથી મળેલાં નાણાંમાંથી બાંધેલી ઇસ્પિતાલો કેવી ચાલે છે તે બહુ જાણવા જેવું થઈ પડે. દરમિયાન મનુષ્યની લોભવૃત્તિને ઉત્તેજી, અને હજારો રૂપિયાનાં લલચાવનારાં ઇનામો ન મળે તો પુણ્ય તો મળશે એવું વચન આપી, નાણાં એકઠાં કરી ધર્માદા સંસ્થાઓ બાંધવાની નીતિ તપાસી જોવાની જરૂર છે. (લાખો ટિકિટ ખરીદનારને ઇનામો નથી મળતાં એ તો જાહેર વાત છે.)

આજે જ્યાં ત્યાં સૌને વિના પરિશ્રમે અને વિના વિલંબે તાલેવાન થઈને બેસવાની લહે લાગી છે. ઘોડદોડની શરતમાં કે લૉટરીની ટિકિટમાં એક રૂપિયો નાંખનાર દરેક જણની આશાનો ડુંગર ઇનામ મેળવનારા જૂજ નસીબદાર (!) ના જેટલો જ હક ધરાવનારાં હજારો સ્ત્રી પુરુષોની નિરાશા ઉપર રચાયેલો હોય છે. પણ જ્યારે બહુ આબરૂદાર ગણાતાઓમાં સટોરિયાપણાનો રોગ વ્યાપી રહ્યો છે, ત્યારે કેવળ લૉટરીની પ્રથાને જ શા સારુ નિંદવી? શેર બજારમાં પણ સટોરિયાપણાનો રોગ એટલો જ છે. અરે, એ રોગથી મુક્ત કોણ છે? શેર બજારના ભાવોની રૂખ જોઈને એક જ દિવસમાં તાલેવન થઈ બેસનાર દરેક જણ જાણે છે કે, તેના એકાએક ધનવાન થવામાં અનેક ગરીબ વિધવાઓનું સત્યાનાશ રહેલું છે. હા; પેલી વિધવાઓના સગાઓએ તો આપણે કલ્પેલા પેલા હોશિયાર સટોરિયાના જેવી આશા રાખીને જ પેલા શેર ખરીદ્યા હશે.

આશ્ચર્ય થશે કે રૂ, ચોખા અને શણના વેપારમાં પણ સટ્ટા થાય છે! લૉટરીની પ્રથા એ આ સટોરિયાપણાની માત્ર કાચી નકલ છે. લૉટરીમાં પૈસા નાખવા એ ગેરઆબરૂ ભરેલું ગણવું એ તો બરોબર છે જ. પણ લૉટરી અને શેર બજારમાં

ચાલતા સટ્ટાના મૂળમાં લોભવૃત્તિ રહેલી છે એ જાણી, તે લોભ-વૃત્તિમાં એટલે રોગના મૂળમાં છેદ મૂકવો એ જ બહેતર છે. લૉટરી વગેરે તો રોગનાં ચિહ્નો છે. એટલે ભૂંડામાં ભૂંડું ચિહ્ન જોઈ શકયા છીએ, તો તેનું મૂળ પકડી તેનો નાશ કરી શકીએ તો કેવું સારું!

પણ એ આશા તો ફળે ત્યારે ખરી. આ રોગ બધે જ વ્યાપેલો છે એમ હું કહું છું તેથી રખે આ લૉટરી ચલાવનારા કોઈ લૉટરીનો બચાવ કરતા!

અને ખાસ કરીને આ લૉટરી ધર્માદા સંસ્થાને માટે કાઢવામાં આવેલી કહેવાય છે એટલે આ ચેતવણીની સવિશેષ જરૂર છે. લાયકાત વિના તાલેવાન થવાની ઇચ્છા રાખવી એ ભૂંડું છે, પણ સટ્ટાની સાથે ધર્મદાનને જોડવું એ તો પાપ છે. અયોગ્ય લૉટરીમાં પૈસા નાંખનારા અયોગ્ય મનોરથ સંતોષવાની આશા ભલે રાખે, પણ મફતનું પુણ્ય મેળવવાનો તો વિચાર ન જ કરે. એકી વખતે પૈસો અને પરમેશ્વર બન્નેની સેવા ન થાય. અને ગોવાની ઇસ્પિતાલોના ખ્રિસ્તી ચાલકો માનવસ્વભાવની અધમ વૃત્તિઓનો લાભ ઉઠાવી શા સારુ ધર્મને ધૂળમાં રોળતા હશે? શું તેઓ ધારે છે કે, લાખો લોકોના આત્માને રોગી બનાવીને ઇસ્પિતાલ ચલાવવાનો પ્રયત્ન કરી તેઓ ઈશ્વરને ખુશ કરે છે? આ તો એકને દાન દેવાને બીજાને લૂંટવા જેવું થયું. ઇસ્પિતાલ કાઢી થોડાનાં શરીર સાજાં કરવામાં તેમને શો લાભ, જો એ જ ઇસ્પિતાલ કાઢતાં બીજા હજાર ગણા લોકોના આત્મા હણાતા હોય?

તા. ૨૭–૫–'૨૮

## ૧૨. સાચો સેવક

દહાડે દહાડે જે અનુભવ મળતો જાય છે તે બતાવે છે કે, હરિજનોની સેવા કદાચ કઠણમાં કઠણ સેવા હશે. હું એવી ઘણી બાળાઓ અને સ્ત્રીઓને જાણું છું, જેઓ દરરોજ જાતમહેનતથી હરિજનોની સેવા કરી રહેલી છે. એમાંની એકે ભંગીવાસમાં મળેલા અનુભવનો આબેહૂબ ચિતાર આપ્યો છે. એ બહેન જ્યારે પહેલવહેલી ભંગીવાસમાં ગઈ, ત્યારે મહા મુસીબતે તે ઊલટી આવતી રોકી શકી. સ્ત્રીઓ આ હિલચાલમાં પૂરતો ભાગ આપી રહી છે એથી હું રાજી થાઉં છું.

આવા ઉકરડામાં રહેનાર હરિજનોની સેવા કઈ રીતે કરાય? એમને એવી સેવાની કશી પડી નથી. એમના વાસમાં જનારને તેઓ ગાળોથી વધાવી લે છે. કેટલાક તો વાસમાં આવેલા સેવકોને પથરા મારીને પણ કાઢે છે. આમ છતાં આપણે જો પોતાની સેવા કરવી હોય, તો તેમની સેવા કરવી જ જોઈએ: આપણે જો પોતાનો ઉદ્ધાર કરવા માગતા હોઈએ, તો એમનો આ દશામાંથી ઉદ્ધાર કરવો જ જોઈએ. આપણે એમને કચડ્યા છે; અને એમ કરતાં આપણો પોતાનો અધઃપાત થયો છે. આ ઊંચી સેવા બધાથી ન થઈ શકે. હરિજનસેવકમાં જે ગુણો હોવા જ જોઈએ એમ મને લાગ્યું છે તે અહીં ટૂંકામાં ગણાવી જાઉં.

તેને હરિજનો પ્રત્યે પોતાનાં કુટુંબીજન જેટલો જ સાચો પ્રેમ હોવો જોઈએ.

તેનામાં પથરા અને અપમાન સહન કરવા જેટલી ધીરજ હોવી જોઈએ.

તેના ચારિત્રને વિષે શંકા કે અપવાદને સ્થાન જ ન હોવું જોઈએ.

તે કેવળ પેટપૂરતી આજીવિકાથી ચલાવવા તૈયાર હોવો જોઈએ.

મારા પર આજકાલ સનાતનીઓ તરફથી આવતા કાગળો વાંચવા અને તે ઉપરાંત હરિજનો, સનાતનીઓ અને કાર્યકર્તાઓને મુલાકાતો આપવી એ પાવકની જ્વાળામાંથી પસાર થવા જેવું છે. જે હરિજનોને વાચા ફૂટી છે, તેઓ વહેમાયેલા છે અને ઘણી વાર આકરા થાય છે. તેઓ અધીરા થયા છે. સનાતનીઓ માને છે કે, તેમનો પોતાનો માનેલો હિંદુધર્મ ભયમાં આવી પડ્યો છે. તેમની પાસે પૈસા પડ્યા છે તે તેઓ છૂટે હાથે વેરી રહ્યા છે. તેમનાં નવાં નવાં છાપાં નીકળતાં જ જાય છે. તેઓ સુધારકો પર દુષ્ટ હેતુનું આરોપણ કરે છે, તેમના પર ભૂડામાં ભૂંડાં આળ મૂકે છે, અને આખી હિલચાલનો બિહામણો ચિતાર આપે છે. કાર્યકર્તાઓ પણ બધા આદર્શને પહોંચેલા નથી. કોઈ કાર્યકર્તા જો સંપૂર્ણપણે વિશ્વાસપાત્ર ન હોય અને મનથી ને શરીરથી શુદ્ધ ન હોય, તો તે એકલો જ આસપાસના વાતાવરણમાં કેટલું ઝેર ફેલાવી શકે છે એ મેં જોયું છે. જો હરિજનસેવકને હરિજનો તેમ જ સનાતનીઓ બંનેને સંતોષવા હશે, તો એવો સંતોષ ઊંચામાં ઊંચું ચારિત્ર, ઊંડી નમ્રતા અને ભારે ઉદારતા બતાવીને જ આપી શકાશે. આ ધર્મને શુદ્ધ કરવાની હિલચાલ છે. કોઈ પણ ધર્મ ધમકી, દમદાટીથી કે શિથિલ ચારિત્રવાળા માણસોને હાથે કદી શુદ્ધ થયો નથી.

હરિજનસેવકોએ અહર્નિશ જાગૃત રહેવું પડશે. સનાતનીઓ ગુંડાશાહીનો આશ્રય લે છે અને સભાઓને વિખેરી નાંખવા માટે બળજબરીનો ઉપયોગ કરતાં પણ અચકાતા નથી એવા ખબરો મળે છે. આમાં આશ્ચર્ય કશું નથી. અસ્પૃશ્યતાના પાપની ઓથે જે સ્વાર્થ જામી ને પોષાઈ રહેલો છે, તે સ્વાર્થ ડૂબવાનો છે એમાં તો શંકા જ નથી. એ સ્વાર્થ પોતાની હસ્તી

ટકાવવા માટે ઉધમાત મચાવ્યા વિના રહેવાનો નથી. એટલે જ્યાં અશાંતિનો જરા પણ ભય હોય ત્યાં, હરિજનસેવકોએ જાહેર સભાઓ વગેરે જતાં કરવાં પડે તો જતાં કરીને પણ, એ ભય ટાળવો જોઈએ. એવી જગાએ તેમણે મુક્તિનો સંદેશો ઘેર ઘેર પહોંચાડવો જોઈએ. તેમણે મિથ્યા વાદવિવાદમાં કે શાસ્ત્રાર્થમાં ઊતરવું ન જોઈએ. તેમણે સત્યની આત્મરક્ષા કરવાની અમોઘ શક્તિ પર આધાર રાખવો જોઈએ. સત્ય ચેતનરૂપ છે, અને જે ક્ષણે તે કોઈ મનુષ્યદેહમાં વાસ કરે છે તે ક્ષણે જ તે પોતાનો પ્રચાર કરવા માંડે છે. ઘણી વાર મૂક આચરણ એ જ સૌથી અસરકારક ભાષણ હોય છે. તેથી હરિજનસેવકોને પોતાના પર તેમ જ પોતાના કાર્ય પર અવિચળ શ્રદ્ધા હોવી જોઈએ. પણ તેઓ જાણે છે કે તેઓ પોતે તો શૂન્ય છે. તેથી આત્મશ્રદ્ધાનો અર્થ ઈશ્વર પરની શ્રદ્ધા છે. જેઓ સર્વાંશે ગર્વ- અને અહંકાર-રહિત બની જાય છે, તેઓ ઈશ્વરની ભારેમાં ભારે સહાયતા પામે છે. આવા હજારો સાચા સેવકોના સ્વેચ્છાએ આપેલા બલિદાન વડે જ હિંદુધર્મ અસ્પૃશ્યતાના પાપમાંથી મુક્ત થઈ શકવાનો છે.

હ૦ બં૦, ૧૨-૩-'૩૩

## ૧૩. આટલું તો જોઈએ જ

હરિજનોની શું કે દીન, દલિત, અસહાય સર્વ માણસોની શું, કંઈ પણ અસરકારક સેવાને માટે એકમાત્ર આવશ્યક વસ્તુ એ છે કે, સેવકનું ચારિત્ર શુદ્ધ હોવું જોઈએ. એના વિના ઊંચામાં ઊંચી બૌદ્ધિક શક્તિ અને તંત્ર ચલાવવાની કુશળતા પણ કશી વિસાતમાં નથી. એ કુશળતા કદાચ વિઘ્નરૂપ* પણ નીવડે; જ્યારે શુદ્ધ ચારિત્ર સાથે સેવાની ધગશ હશે, તો તે જ આવશ્યક બુદ્ધિની તેમ જ તંત્ર ચલાવવાની કુશળતા ખીલવશે કે નવી

પેદા કરશે. બે જાણીતા હરિજનસેવકોના ગંભીર નૈતિક પતનના બે અતિશય દુઃખદ કિસ્સા હમણાં જાણમાં આવ્યા છે એને લીધે મને ઉપલો વિચાર આવ્યો છે. આ બંને સેવકોને જેઓ ઓળખતા હતા તેઓ તેમને શુદ્ધ કુંદન જેવા ને અણીશુદ્ધ ચારિત્રવાળા માનતા. તેઓ જે અધિકારભોગવતા હતા તેને ન છાજે એવું આચરણ કરવાને આડે રસ્તે તેઓ દોરવાઈ ગયા છે. એમનાં હૃદયના અંધારા ખૂણામાં ભયાનક સાપની પેઠે સંતાઈ રહેલા વિષયવિકારના ભોગ તેઓ થઈ પડ્યા એમાં શંકા નથી. પણ આપણે અલ્પ માનવીઓ રહ્યા, એટલે આપણે બીજાનાં હૃદય વાંચી શકતા નથી. આપણે તો બીજા માણસોનાં નરી આંખે જોઈ શકાય એવાં કર્મોથી જ એમનો ન્યાય કરી શકીએ, ને કરવો જોઈએ. આ બે સેવકોનાં કામ એવાં છે કે, એમને માટે હરિજન સેવક સંઘમાં સેવકો તરીકે રહેવું અશક્ય છે. આ સજા નથી. એમનું સંઘમાંથી નીકળી જવું એ સંઘની ને સંઘના કાર્યની, તેમ એમની પોતાની પણ, રક્ષાને માટે આવશ્યક છે. હું એટલું નિર્ભયપણે કહી શકું છું કે, સંઘને એમની સામે કંઈ પગલું લેવાની જરૂર નહિ પડે. આ સેવકો એમની મેળે જ સંઘમાંથી તેમ જ, હું આશા રાખું છું કે, તમામ જાહેર પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થશે. સેવાના કર્તવ્યનું પાલન કરવાની કોઈને કોઈ મના કરતું નથી. જે માણસનું દુઃખદ નૈતિક પતન થયું છે છતાં જેને ભાન આવ્યું છે, તેવો માણસ તો ગમે ત્યાં પડ્યો હશે તોયે કંઈક સેવા કર્યાં કરશે. એની આત્મસુધારણા એ જ સમાજની એક સેવા હશે. પણ એવી અનાયાસે પ્રાપ્ત થયેલી ને લગભગ ગુપ્તપણે કરેલી સેવા, એ કોઈ સંસ્થામાં રહી તેના બધા અધિકાર ભોગવતાં કરેલી સેવાથી છેક જ જુદી છે. એવો માણસ જાહેર જીવનમાં પુનઃપ્રવેશ ત્યારે જ કરી શકે, જ્યારે પ્રજાનો પૂરેપૂરો વિશ્વાસ એના પર ફરી બેઠો હોય.

કોઈ લોકસેવક જ્યાં લગી કોઈ તંત્રના એક અંગ તરીકે કુશળતાથી કામ કરતો હોય, ત્યાં લગી તેના ચારિત્ર વિષે પૂરેપૂરું દુર્લક્ષ કરવાની વૃત્તિ આધુનિક જાહેર જીવનમાં છે. એમ કહેવામાં આવે છે કે, દરેક માણસનું ચારિત્ર કેવું છે એ એને પોતાને જોવા સંભાળવાનું છે. આવો વિચાર કરતા લોકોને મેં ઘણી વાર જોયા છે. પણ મને એ કદી ગમ્યો નથી, તો હું સ્વીકારી તો ક્યાંથી જ શકું? જે સંસ્થાઓએ માણસના ચારિત્ર વિષે ઉપેક્ષા રાખી છે તેના પર મહાન આફતો આવી પડેલી મેં જાણી છે. છતાં વાચકે એટલું જોયું હશે કે, મારા તાત્કાળિક હેતુની સિદ્ધિને અર્થે, મારા ઉપર જણાવેલા વિચારનો અમલ મેં માત્ર મૂગાં કરોડોના હિતના રક્ષક બનનારી હરિજન સેવક સંઘ જેવી સંસ્થાઓ પૂરતો જ કર્યો છે. મને લવલેશ શંકા નથી કે, નિષ્કલંક ચારિત્ર એવી સેવાને માટે અતિ આવશ્યક છે ને એના વિના એ સેવા થઈ જ ન શકે. જે સ્ત્રીપુરુષો છેક જ ભોળાં, નિર્દોષ, અજ્ઞાન છે ને બુદ્ધિની બાબતમાં જેમની બાળકો જોડે જ સરખામણી થઈ શકે, તેમના ગાઢમાં ગાઢ સંસર્ગમાં હરિજન-સેવકો, ખાદીસેવકો કે ગ્રામોદ્યોગનું કામ કરનારાઓએ આવવાનું રહ્યું. એ સેવકોમાં જો ચારિત્ર ન હોય, તો તેઓ અંતે નિષ્ફળ જ જવાના, ને જે ક્ષેત્રમાં તેઓ જાણીતા હોય તે ક્ષેત્રમાં તેમની પ્રવૃત્તિને હમેશને માટે બટ્ટો લગાડવાના. એવા કિસ્સાઓના અનુભવ પરથી હું આ લખું છું. સદ્ભાગ્યે એવી સેવાઓમાં રોકાયેલા માણસોની સંખ્યાના પ્રમાણમાં એવા કિસ્સા વિરલ છે. છતાં એ એટલા પ્રમાણમાં અવારનવાર બને છે કે, એવી સેવાઓમાં રોકાયેલાં સંસ્થાઓ ને સેવકોને જાહેર ચેતવણી ને આગાહી આપવી જરૂરની છે. આ સેવકો પોતાના ચારિત્ર રાખવામાં જેટલા જાગૃત ને કડક રહે એટલું ઓછું છે.

હ૦ બં૦, ૮–૧૧–'૩૬

# ખંડ ૮મો : સ્વદેશીધર્મ

## ૧. સ્વદેશીભાવના

[ઈ. સ. ૧૯૧૬માં મદ્રાસ મિશનરી કૉન્ફરન્સમાં આપેલું ભાષણ. — **પ્રકાશક** ]

પ્રથમ તો, તમારી સમક્ષ બોલવાનું કબૂલ કરતાં મને બહુ સંકોચ થયો હતો અને વળી વિષયની પસંદગી કરવામાં મને બહુ મૂંઝવણ પડી હતી. મેં એક અતિ નાજુક અને કઠણ વિષય લીધો છે. તે નાજુક છે કારણ કે હું સ્વદેશી વિષે વિલક્ષણ વિચારો ધરાવું છું, અને તે કઠણ છે કારણ કે મારા વિચારો રીતસર રજૂ કરવા વાસ્તે જેવો જોઈએ તેવો મારો ભાષા ઉપર કાબૂ નથી. મારા ભાષણમાં તમને ખચીત ઘણી ન્યૂનતાઓ જણાશે, પરંતુ મને ભરોસો છે કે તમે દરગુજર કરશો; અને આ બાબત જાણીને તો અવશ્ય કરશો જ કે, હું હમણાં જે કંઈ કહેવાનો છું તેમાં એવું કશું નથી કે જેને હું ક્યારનો આચારમાં મૂકતો ન હોઉં, અથવા જે યથાશક્તિ આચરવાની હું તૈયારી કરતો ન હોઉં. તમે ગયે મહિને ભાષણને બદલે પ્રાર્થના કરવા માટે જ એક અઠવાડિયું રાખ્યું હતું. એ જાણી મને હિંમત આવે છે. હું હમણાં જે કંઈ કહેવાનો છું તે સફળ થાય એવી પ્રાર્થના કરતો રહ્યો છું, અને મને આશા છે કે તમે પણ તેવી જ પ્રાર્થનાથી મારા શબ્દોને વધાવી લેશો.

મેં બહુ વિચાર કર્યા પછી સ્વદેશીનું લક્ષણ બાંધ્યું છે, અને મને લાગે છે કે, તેનાથી મારો કહેવાનો ભાવાર્થ બહુ સારી રીતે સમજી શકાશે. સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો ત્યાગ કરવા પ્રેરે છે. દાખલા તરીકે, મારામાં સ્વદેશીભાવના હોય તો ધર્મના વિષયમાં, મારે મારા બાપદાદાના ધર્મને જ વળગી રહેવું જોઈએ. તેમ કરવાથી હું મારી નિકટની ધાર્મિક પરિસ્થિતિનો ઉપયોગ કરું છું. જો મને તેમાં ખામી જણાય, તો તે દૂર કરીને મારે તેની સેવા કરવી જોઈએ. રાજકીય વિષયમાં મારે દેશી સંસ્થાઓનો જ ઉપયોગ લેવો જોઈએ, અને તેની પુરવાર થયેલી ખામીઓ કાઢી નાખીને મારે તેની સેવા કરવી જોઈએ. આર્થિક વિષયમાં મારે મારી પાસે વસનારાઓએ ઉત્પન્ન કરેલી વસ્તુઓનો જ ઉપયોગ કરવો જોઈએ, અને જે ઉદ્યોગમાં ન્યૂનતા જણાય તે દૂર કરી તેને પગભર કરી મારે તેની સેવા કરવી જોઈએ. એમ કહેવામાં આવ્યું છે કે, જો સ્વદેશીભાવના અનુસાર આચરણ કરવામાં આવે, તો સત્યયુગ જલદી આવે. પણ સત્યયુગને આપણા પોતાના વખતમાં જોવાની આશા ન રાખવા છતાં, આપણે તે માટેનો પ્રયત્ન છોડી દેતા નથી. તેવી જ રીતે, અનેક પેઢીઓ સુધી સ્વદેશીની પૂર્ણ સિદ્ધિ ન થાય તોય, આપણે તે માટેના પ્રયત્નનો ત્યાગ કરવો ન જોઈએ.

સ્વદેશીનાં ઉપર વર્ણવેલાં ત્રણ ક્ષેત્રોનો આપણે ટૂંકમાં વિચાર કરીશું. હિંદુધર્મ પરંપરાને જાળવી રાખે છે, તેથી કરી તે જબરદસ્ત સત્તાવાળો થયો છે. આમ થવાનું કારણ એ છે કે તેનાં મૂળમાં સ્વદેશી ભાવના રહેલી છે. તે અત્યંત સહિષ્ણુ છે, કારણ કે તે કોઈ પાસે ધર્મની ફેરબદલી કરાવતો નથી, અને જેમ તેનો વિકાસ ભૂતકાળમાં થતો જણાયો છે તેમ આજે પણ

થઈ શકે છે. કેટલાક ખોટી રીતે માને છે તેમ, હિંદુધર્મે બૌદ્ધધર્મને હાંકી કાઢ્યો નથી, પરંતુ તેણે તે ધર્મને પોતામાં જ મેળવી દીધો છે. સ્વદેશીભાવનાને લઈને હિંદુ પોતાનો ધર્મ બદલવા ના પાડે છે. તેમ કરવામાં તેની એવી કંઈ ખાસ માન્યતા હોતી નથી કે હિંદુધર્મ સર્વોત્તમ ધર્મ છે: પરંતુ, તે જાણે છે કે તે પોતે તેમાં સુધારા દાખલ કરીને તેને ન્યૂનતારહિત બનાવી શકે છે. આ જે મેં હિંદુધર્મ વિષે કહ્યું છે તે, હું માનું છું કે, જગતના બીજા મોટા ધર્મોને પણ લાગુ પડે છે. છતાં, એટલું તો ખરું કે હિંદુધર્મની બાબતમાં આમ ખાસ કરીને છે. જે કહેવાને હું મથી રહ્યો છું તે હવે હું જણાવી શકીશ. હિંદમાંની મોટી ધર્મપ્રચારક સંસ્થાઓએ હિંદ માટે જે કંઈ કર્યું છે અને કરે છે તે વાસ્તે હિંદ તેનો બહુ ઋણી છે. પરંતુ, જે મેં કહ્યું છે તેમાં કંઈ સાર હોય તો, આ સંસ્થાઓ ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિ છોડી દઈ માત્ર પરોપકારી કાર્યો ચાલુ રાખે, તો શું તેઓ વધારે ભલું ન કરી શકે અને ખ્રિસ્તી ધર્મનાં મૂળ તત્ત્વની સેવા વધારે સારી રીતે ન કરી શકે? હું આશા રાખું છું કે આમ કહેવા માટે તમે મને ઉદ્ધત નહિ લેખો. હું અંતઃકરણપૂર્વક અને વિનયપૂર્વક આ સૂચના કરું છું. વળી તમારી પાસે આ વિચાર રજૂ કરવા માટે મેં કંઈક અધિકાર મેળવ્યો છે. મેં બાઇબલનો અભ્યાસ કરવા પ્રયત્ન કર્યો છે. હું મારા ધર્મગ્રંથોમાં તેની ગણતરી કરું છું. મારા હૃદય ઉપર 'સર્મન ઑન ધી માઉંટ'ના રહસ્યે લગભગ ભગવદ્‌ગીતા જેટલી જ અસર કરી છે. 'લીડ કાઇન્ડલી લાઇટ' અને તેના જેવાં બીજાં દૈવી પદો ભક્તિપૂર્વક ગાવામાં હું કોઈ ખ્રિસ્તીથી ઊતરું એમ નથી. હું ખ્રિસ્તી ધર્મના જુદા જુદા સંપ્રદાયના ધર્મપ્રચારકના સમાગમમાં આવ્યો છું, અને તેઓમાંથી કેટલાક સાથે તો હું આજદિન સુધી મિત્રતા ભોગવવા ભાગ્યશાળી થયો છું. એટલે તમે કદાચ

માન્ય કરશો કે, મેં ઉપલી સૂચના એક ધર્માંધ હિંદુ પેઠે નથી કરી, પરંતુ ખ્રિસ્તી ધર્મ માટે માન ધરાવનાર એક નમ્ર અને નિષ્પક્ષપાત ધર્મના વિદ્યાર્થી તરીકે કરી છે. એમ તો નહિ હોય કે, 'ગો યી અંટુ ઑલ ધી વર્લ્ડ' એ સંદેશ કંઈક સંકુચિત રીતે સમજવામાં આવ્યો હોય અને તેનો ભાવ ભુલાઈ જવાયો હોય? આની તો ના નહિ જ પાડવામાં આવે, અને આ હું અનુભવથી કહું છું, કે ઘણાખરાએ ધર્માન્તર કેવળ નામનું જ કર્યું હોય છે. કેટલાકો ઉપદેશની ઉત્તમતાને લીધે તેમ કરતા નથી, પરંતુ ભૂખમરાને લઈને તેમ કરવા દોરાય છે. અને દરેકની બાબતમાં ધર્માન્તરથી એક એવો દોષ રહી જાય છે કે જે અપરિહાર્ય છે. આ પણ હું અનુભવથી જ કહું છું કે દરેકેદરેક મોટા ધર્મમાં નવજીવનની પ્રાપ્તિ અને અંતરનો વિકાસ પૂર્ણ રીતે થઈ શકે છે. હવે આ વચન કહેવા ટાણે મારી સ્થિતિ ખાંડાની ધાર ઉપર ચાલનાર પુરુષના જેવી છે. છતાં, મારા વિષયનો આ ભાગ બંધ કરતાં હું એમ કહેવા ઇચ્છું છું, અને તેમ કરવા માટે હું ક્ષમા નથી યાચતો, કે યુરોપમાં અત્યારે વર્તી રહેલા ભયંકર અત્યાચારથી એમ જણાય છે કે શાંતતાની મૂર્તિ નેઝરથવાસી જિસસનો સંદેશ યુરોપમાં ભાગ્યે જ સમજવામાં આવ્યો છે, અને વખતે તેનું સ્પષ્ટીકરણ કરવા માટે પૂર્વની મદદ પણ લેવી પડે.

ધર્મના વિષયમાં મેં તમારી સહાયતા માગી છે, અને મારી બતાવેલી રીતે આપવી તમારા હાથમાં છે. પરંતુ રાજકીય વિષયમાં પણ તે મેળવવાની હું આશા રાખું છું. હું નથી માની શકતો કે, ધર્મનો રાજકીય પ્રવૃત્તિ સાથે સંબંધ નથી. ધર્મથી છૂટી પડેલી રાજકીય પ્રવૃત્તિને શબની પેઠે અગ્નિસંસ્કાર કરવો જોઈએ. ખરી રીતે જોતાં રાજકીય પ્રવૃત્તિ ઉપર તમારી અસર મૂંગે મોઢે પણ કંઈ જેવી તેવી નથી. મને લાગે છે કે, ધર્મને

રાજકીય પ્રવૃત્તિથી છૂટો પાડવામાં આવ્યો ન હતે, જેમ થવું હજી પણ ચાલુ છે, તો બંનેની ઘણી વાર થતી જણાય છે એવી અધોગતિ થઈ ન હોત. કોઈ એમ નથી માનતું કે દેશનું રાજકીય જીવન સારી સ્થિતિમાં છે. સ્વદેશીભાવનાનું પાલન કરતો હોવાથી હું દેશી સંસ્થાઓ ઉપર મારું લક્ષ્ય આપું છું; એટલે હું ગ્રામપંચાયતોને જ વળગી રહું છું. હિંદ ખરેખર એક પ્રજાસત્તાક દેશ છે, અને તેને લઈને જ તે અત્યાર સુધી તેના ઉપર કરવામાં આવેલ દરેક પ્રહાર સામે ટકી શક્યું છે. રાજા અને અમીરો, પછી તેઓ હિંદી હો કે પરદેશી હો, તેઓ માત્ર કર ઉઘરાવવાના પ્રસંગ ઉપર વિશાળ જનસમૂહના સંબંધમાં આવતા; અન્યથા તેવું ભાગ્યે જ બનતું. પ્રજા પણ રાજાને રાજાનો ભાગ આપી છૂટતી, અને પછી પોતાની રુચિમાં આવે તેવું ઘણુંયે કરતી. જ્ઞાતિનું વિસ્તૃત બંધારણ પ્રજાની ધાર્મિક જરૂરિયાતો પૂરી પાડતું એટલું જ નહિ, પરંતુ તેની રાજકીય આવશ્યકતાને પણ પહોંચી વળતું. ગ્રામજનો ગ્રામવ્યવહાર જ્ઞાતિબંધારણ દ્વારા ચલાવતા; અને તેનાથી જ તેઓ રાજ્યસત્તાના જુલમની સામે થતા. જે પ્રજા જ્ઞાતિવ્યવસ્થા ઉત્પન્ન કરવા સમર્થ થઈ છે તેમાં વ્યવસ્થા કરવાની અદ્‌ભુત શક્તિ નથી એમ કહેવું અઘટિત છે. ગયે વર્ષે હરદ્વારમાં ભરાયલા મોટા કુંભમેળામાં કોઈ ગયું હતે તો તેને જણાતે કે જે વ્યવસ્થાને લીધે દશ લાખ કરતાં પણ વધારે યાત્રાળુઓને, કોઈ પણ દેખીતા પ્રયત્ન વિના, ખોરાક પૂરો પાડવાનું કામ બની શક્યું હતું, તેવી વ્યવસ્થા રચવામાં કેટલી બધી ચતુરાઈ વાપરવામાં આવી હશે. છતાં અમારામાં વ્યવસ્થા કરવાની શક્તિ નથી એમ કહેવાની પ્રથા પડી છે. જેઓને નવા પ્રકારની કેળવણી મળી છે, તેઓ માટે આમ કહેવું, મને લાગે છે કે, અમુક અંશે વાજબી છે. સ્વદેશીભાવનાના ત્યાગથી અમને બહુ હાનિ પહોંચી છે; તેને લઈને અમારે ભારે મુશ્કેલી વચ્ચે કામ

કરવું પડ્યું છે. અમે કેળવાયેલા વર્ગે અમારું શિક્ષણ વિદેશી ભાષા મારફત લીધું છે. પરિણામે અમારા જનસમૂહ ઉપર અસર કરી શક્યા નથી. અમે જનસમૂહના પ્રતિનિધિ થવા ઇચ્છીએ છીએ, પરંતુ તેમાં અમે નિષ્ફળ નીવડીએ છીએ. લોકો અંગ્રેજી અમલદારોની જેટલી કદર કરે છે તેના કરતાં અમારી કદર વધારે કરતા નથી. આ બેમાંથી એકે વર્ગ તેઓનાં અંતરપટ ઉપર સંસ્કાર પાડી શકતો નથી. તેઓની અભિલાષાઓ અમારી અભિલાષા નથી. એટલે અમારી વચ્ચે અંતરાય પડ્યો છે. ખરી રીતે જોતાં તમને જણાશે કે, અમારામાં વ્યવસ્થા કરવાની શક્તિ નથી એમ નથી. પરંતુ પ્રતિનિધિઓ અને જેઓના અમે પ્રતિનિધિ થવા ઇચ્છીએ છીએ તેઓ બંને વચ્ચે સંબંધ નથી. છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન અમને અમારી માતૃભાષામાં શિક્ષણ આપવામાં આવ્યું હોત, તો અમારા વડીલોને, અમારા નોકરચાકરોને અમારા પાડોશીઓને અમારાં જ્ઞાનનો લાભ મળ્યો હોત. બોઝ અને રાય જેવાની શોધો રામાયણ અને મહાભારતની પેઠે ઘર ઘરનો ખજાનો થઈ પડી હોત. અત્યારે તો, તે શોધો પરદેશીઓએ કરેલી શોધો જેટલી જ લોકોને અજાણી છે. વિષયમાત્રનું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવ્યું હોત, તો હું એમ કહેવા હિંમત કરું છું કે, તેનો વિકાસ આશ્ચર્યકારક રીતે થયો હોત : ગ્રામસુખાકારી અને એવા બીજા પ્રશ્નનો નિવેડો ક્યારનો આવી ગયો હોત; ગ્રામપંચાયતો અત્યારે વિશેષ રીતે જીવન્ત સંસ્થાઓ બની હોત; અને હિંદ અત્યારે પોતાની પરિસ્થિતિને અનુકૂળ એવું સ્વરાજ્ય ભોગવી રહ્યું હોત, અથવા તો ભોગવવાની તૈયારીમાં હોત; અને તેની પવિત્ર ભૂમિ ઉપર યોજનાપૂર્વક થતી ખુનામરકી જોવાનો શરમાવનાર પ્રસંગ આવ્યો ન હોત. ભૂલ સુધારવા માટે હજી પણ મોડું થયું નથી; તમે ઇચ્છો તો તમે તે કામમાં મદદ કરી શકો, અને જેવી મદદ

તમારાથી થશે તેવી બીજી કોઈ એક કે અનેક સંસ્થાઓથી પણ નહિ થાય.

હવે હું સ્વદેશીનો છેલ્લો ભાગ હાથ ધરું છું. આર્થિક અને ઔદ્યોગિક જીવનમાં સ્વદેશીનો ત્યાગ કરવાથી દેશને હાનિ પહોંચી છે. લોકોની અત્યંત ગરીબાઈ તેને આભારી છે. હિંદની બહારની એક પણ જણસ વ્યાપાર અર્થે અહીં લાવવામાં આવી ન હોત, તો હિંદ આજે દહીં દૂધથી છલકાતી ભૂમિ થઈ રહી હોત. પરંતુ તેવું ભાગ્ય જ ન હતું; આપણે લોભી બન્યા હતા. ઇંગ્લંડનું પણ તેમ જ હતું. ઇંગ્લંડે હિંદ સાથે સંબંધ દેખીતી રીતે કુદૃષ્ટિથી બાંધ્યો હતો; પરંતુ હવે સંબંધ ચાલુ રાખવામાં તેની દૃષ્ટિ તેવી નથી રહી. તેણે પોતાની નીતિ જાહેર કરી છે કે, હિંદીઓના હિત માટે જ તે હિન્દને સંભાળે છે. જો આ ખરું હોય, તો લૅંકેશાયરે વચ્ચે આવવું નહિ જોઈએ. અને જો સ્વદેશી-સિદ્ધાંત સંગીન હોય, તો લૅંકેશાયરને વચ્ચેથી ખસી જવામાં કંઈ નુકસાન નહિ થાય, જોકે ક્ષણભર તો તેને ધક્કો પહોંચવા જેવું લાગશે. વેર લેવાના ભાવથી ઉપાડવામાં આવેલી બૉયકૉટની ચળવળ જેવી સ્વદેશીની ચળવળ હું લેખતો નથી. હું તો તેને સૌ કોઈને પાળવાના ધાર્મિક નિયમ તરીકે માનું છું. હું અર્થશાસ્ત્રી નથી; પણ મેં એવા કેટલાક ગ્રન્થો વાંચ્યા છે, કે જેના ઉપરથી મને જણાય છે કે, ઇંગ્લંડ પોતાને જોઈતી બધી વસ્તુઓ ઉપજાવીને પોતાનું પોષણ કરી શકે એમ છે. આ વાત સાવ હસી કાઢવા જેવી લાગશે. અને તેમાં સત્ય ન હોઈ શકે એનો સૌથી સરસ પુરાવો આ આપવામાં આવશે કે, દુનિયાના સૌથી મોટા આયાત કરનારા દેશો માંહેલો તે એક છે. પરંતુ હિંદ પોતાનો નિભાવ ન કરી શકે ત્યાં સુધી તેને માટે લૅંકેશાયર કે પછી બીજા કોઈ દેશની ઉપાધિ કરવી શક્ય નથી. અને પોતાની હદમાં જ પોતાની જરૂરિયાતોને પહોંચી વળવા માટે

જોઇતી દરેક વસ્તુ તે પેદા કરે, અને તેમ કરવામાં આવે તેને મદદ કરવામાં આવે, તો જ હિંદ પોતાનો નિભાવ કરી શકે. ગાંડી અને નાશકારક હરીફાઈ, જે અંદર અંદર લડાવી મારે છે, જે ખાર અને બીજા અનેક દોષોને પોષે છે, તેના વમળમાં હિન્દને પડવાની જરૂર નથી, હિંદે પડવું નહિ જોઈએ. પરંતુ, તેના મોટા કરોડાધિપતિઓને દુનિયાની સાથે હરીફાઈમાં ઊતરતાં કોણ રોકી શકશે? ખચીત કાયદાથી તેમ થઈ શકશે નહિ. છતાં પ્રજામતનું દબાણ અને યોગ્ય શિક્ષણ મતમાનતું ઘણુંયે કરી શકે એમ છે. સાળનો ઉદ્યોગ મરવા પડ્યો છે. ગયે વર્ષે મારી મુસાફરી દરમ્યાન જેટલા બને તેટલા વણકરોને મળવા મેં ખાસ પ્રયત્ન કર્યો હતો. તેઓની સંખ્યામાં ઘટાડો થતો જોઈ તથા એક પછી એક કુટુંબને એક વખત આબાદી ભોગવતા આબરૂદાર ધંધામાંથી ફારગ થતા જોઈ, મારું હૈયું પીડાયું હતું. આપણે સ્વદેશી સિદ્ધાંતનું પાલન કરતાં હોઈએ, તો તમારી અને મારી આ ફરજ છે કે, આપણી જરૂરિયાતો પૂરી પાડી શકે એવા પાડોશીઓ શોધી કાઢવા જોઈએ, તથા જેઓને તે કામ કરતાં નથી આવડતું તેઓને તે શિખવાડવું જોઈએ. આમ કહેવા ટાણે, હું એમ માની લઉં છું કે, આપણા કેટલાક એવા પાડોશીઓ છે કે જેઓ ઉપયોગી ધંધાની શોધમાં છે. આમ થશે ત્યારે જ હિન્દનું દરેક ગામડું પોષણ અને રક્ષણ માટે પોતા ઉપર જ આધાર રાખતું બનશે, અને જે વસ્તુની સ્થાનિક પેદાશ નહિ જ હોય તેવી જ જણસોની આયાત તથા નિકાસ કરશે. આ બધામાં તમને ઘેલછા જણાશે. ગમે તેમ હો, પણ હિન્દ તો ઘેલો દેશ છે. કોઈ માયાળુ મુસલમાન પીવા માટે ચોખ્ખું પાણી આપવા તૈયાર હોય, તોયે તે ન લેતાં તરસ વેઠી પોતાનું ગળું સૂકવી નાખવું, એ ગાંડાઈ છે. છતાં હજારો હિંદુઓ મુસલમાનના ઘરનું પાણી પીવા કરતાં તરસથી મરી જવું પસંદ કરે છે. આ જ

ઘેલા માણસોને જો એક વખત એવી ખાતરી થઈ જાય કે, તેઓનો ધર્મ માત્ર હિન્દમાં જ બનેલાં કપડાં પહેરવાનો અને હિન્દમાં જ ઉત્પન્ન થયેલો ખોરાક લેવાનો છે, તો પછી તેઓ બીજાં કોઈ કપડાં પહેરવાને અથવા બીજો કોઈ ખોરાક લેવાને લલચાશે નહિ. લૉર્ડ કર્ઝને ચા પીવાનો રિવાજ દાખલ કર્યો. પ્રજા આ નુકસાનકારક વસ્તુનો ભોગ થઈ પડતી જણાય છે. તેણે સેંકડો અને હજારો સ્ત્રીપુરુષોની હોજરીને નુકસાન પહોંચાડયું છે, અને તેઓની ટૂંકી આવક ઉપર એક વધારે પડતા બોજારૂપ થઈ પડી છે. લૉર્ડ હાર્ડિંજ સ્વદેશીની પ્રથા દાખલ કરે, તો લગભગ આખું હિંદ પરદેશી માલનો ત્યાગ જ કરે. ભગવદ્‌ગીતામાં એક એવો શ્લોક છે, કે જેનું તાત્પર્ય આ છે, કે લોકો શિષ્ટોને પગલે ચાલે છે. પ્રજાનો વિચારશીલ વર્ગ સ્વદેશીવ્રત અંગીકાર કરે,—જોકે તેમ કરવા જતાં તેને થોડોક વખત ઘણી અગવડ વેઠવી પડે એમ છે,—તો આ દોષ દૂર કરવો સહેલો છે. જીવનની કોઈ પણ પ્રવૃત્તિમાં કાયદો વચ્ચે પડે એ મને ઇષ્ટ નથી. કાયદો ગમે તેવો હોય, તોપણ તે એક પ્રકારનું અનિષ્ટ જ છે. તેમ છતાં, પરદેશી માલ ઉપર કડક આયાતવેરો નાખવામાં આવે, તો હું તેને ચલાવી લઈશ, બલકે વધાવી લઈશ, તેનો બચાવ કરીશ. નાતાલના બ્રિટિશ સંસ્થાને, મોરિશિયસ નામના બીજા બ્રિટિશ સંસ્થાનમાંથી આવતી ખાંડ ઉપર જકાત નાખી પોતાના ખાંડના ઉદ્યોગનું રક્ષણ કર્યું હતું. હિન્દનો વ્યાપાર હિન્દની મરજી ઉપરાંત અરક્ષિત રાખી ઇંગ્લંડે હિન્દના સંબંધમાં પાપ કર્યું છે. તેમ કરવામાં વખતે તેને અમૃત મળ્યું હશે, પરંતુ આ દેશને તો તે ઝેરરૂપ થઈ પડયું છે.

ઘણી વાર એમ કહેવામાં આવ્યું છે કે, આર્થિક જીવનમાં તો હિન્દ સ્વદેશીનો સ્વીકાર કરી શકે એમ નથી. જેઓ તરફથી આ વાંધો રજૂ કરવામાં આવે છે, તેઓ સ્વદેશીને જીવનના એક

નિયમ તરીકે નથી ગણતા. તેઓની નજરે આ કેવળ દેશાભિમાનથી પ્રેરાયેલો પ્રયત્ન છે, અને તેમાં કોઈ પણ જાતનો આત્મત્યાગ કરવો પડે, તો તે છોડી દેવા જેવો છે. આગળ આપવામાં આવેલાં લક્ષણ પ્રમાણે, સ્વદેશી એક ધાર્મિક નિયમ છે, અને કદી કોઈ વ્યક્તિને શારીરિક અગવડ વેઠવી પડે, તોપણ તેનો વિચાર કર્યા વિના તેનું પાલન કરવાનું છે. અને તેમ કરવા જતાં, એક સોય કે ટાંકણી વાપરવી છોડી દેવી પડે,— કારણ કે આ વસ્તુઓ હિંદમાં નથી બનતી,— તો તેથી આપણને મૂંઝવણ થવી ન જોઈએ. સ્વદેશી વ્રત પાળનાર સેંકડો જણસો, જે આજે તેને જરૂરની જણાય છે, તે વિના ચલાવી લેતાં શીખે છે. વળી, સ્વદેશી ધર્મ પાળવો શક્ય નથી એવી દલીલ કરી જેઓ સ્વદેશી છોડી દે છે તેઓ ભૂલી જાય છે કે, સ્વદેશી તો એક લક્ષ્ય છે જેની પ્રાપ્તિ માટે એકસરખો પ્રયત્ન કરવાનો છે. આપણા દેશમાં મળી શકતી ન હોય એવી વસ્તુઓ માટે હાલ તુરત તો છૂટ મૂકી, અમુક નક્કી કરેલી વસ્તુઓના સંબંધમાં આપણે સ્વદેશીનું પાલન કરીશું, તોપણ આપણે આપણા લક્ષ્ય ભણી જતા થઈશું.

સ્વદેશી સામે રજૂ કરવામાં આવતા વાંધાઓમાં હવે એક જ વાંધાનો વિચાર કરવો બાકી છે. વિરોધીઓ તેને એક અતિ સ્વાર્થી નિયમ તરીકે ગણે છે, અને કહે છે કે, તેને માટે ચડિયાતા નીતિશાસ્ત્રમાં પ્રમાણ નથી. તેઓનાં મને તો, સ્વદેશીનું પાલન કરવું એ જંગલી દશા પાછી સ્વીકારવા સમાન છે. હું આ દલીલનું વિસ્તારથી પૃથક્કરણ કરવા નથી ઇચ્છતો. છતાં હું એટલું જણાવીશ કે, સ્વદેશી એ એક જ એવો સિદ્ધાંત છે કે, જે નમ્રતા અને પ્રેમને અનુકૂળ છે. હું મારા કુટુંબની ભાગ્યે જ સેવા કરી શકતો હોઉં, તેવે વખતે આખા હિંદની સેવા કરવા બહાર પડવા વિચાર કરવો એ મદ જ કહેવાય. હું મારા કુટુંબને જ મારા પ્રયત્નનું લક્ષ્ય બનાવું, અને તેમ કરીને હું એમ માનું

કે હું આખા રાષ્ટ્રની સેવા કરું છું, બલકે આખી માણસજાતની સેવા કરું છું, તો તે વધારે સારું કહેવાય. આમાં જ નમ્રતા છે, આમાં જ પ્રેમ છે. કર્મના સારાસારનો નિર્ણય વૃત્તિ ઉપરથી કરાય છે. બીજાઓને હું પીડા કરતો હોઉં છતાં, તે ઉપર ધ્યાન આપ્યા વિના, મારા કુટુંબની સેવા કરવી મારે માટે શક્ય છે. જેમ કે, હું એક એવું કામ લઉં કે જેને લઈ હું લોકો પાસેથી પૈસા કઢાવી શકું, અને તેમ કરી હું પૈસાદાર બનું અને પછી કુટુંબની ઘણીયે અઘટતી ઇચ્છાઓ પૂરી પાડું. આમ કરવાથી હું નથી સેવા કરતો કુટુંબની કે નથી કરતો રાજ્યની. અથવા, હું એમ માનું કે મારા તથા જેઓ મારા ઉપર આધાર રાખે છે તેઓના ભરણપોષણ માટે કામ કરવા વાસ્તે જ ઇશ્વરે મને હાથપગ આપ્યા છે, તો પછી હું મારું તથા જેઓ ઉપર હું સીધી અસર કરી શકું તેઓનું જીવન એકદમ સાદું કરી નાખું. આમ કરવાથી બીજા કોઈને હાનિ કર્યા વિના હું મારા કુટુંબની સેવા કરું છું. દરેક જણ આવા પ્રકારનું જીવન અંગીકાર કરે, તો આપણું રાજ્ય તરત જ આદર્શરૂપ બને. બધાં આ સ્થિતિએ એક વખતે જ નહિ પહોંચી શકે. પરંતુ આપણામાંથી જેઓને આમાં સત્ય જણાય છે અને જેઓ તેને અમલમાં મૂકે છે, તેઓ તે પુણ્યશાળી દિવસ ક્યારે આવશે તેનો ખ્યાલ અચૂક રીતે કરી શકશે તથા તે જલદીથી આવે એમ કરશે. જીવનરેખા આ પ્રમાણે દોરવાથી, બીજા બધા દેશોને બાતલ કરી હિંદની સેવા કરતો જણાવા છતાં, હું બીજા કોઈ દેશને નુકસાન પહોંચાડતો નથી. મારું દેશાભિમાન વ્યાવર્તક તેમ અભિવ્યાપક છે. મારી જન્મભૂમિની સેવામાં હું મારું ચિત્ત પૂર્ણ નમ્રતાથી પરોવું છું: એટલે તે વ્યાવર્તક છે. પરંતુ મારી સેવા સ્પર્ધા— કે વિરોધ— રૂપે નથી; એટલે તે અભિવ્યાપક છે. 'તમારી પ્રવૃત્તિ એવી રીતે ગોઠવો કે જેથી તમારા પડોશીને ખલેલ ન પહોંચે': આ સૂત્ર કેવળ

કાયદાનું જ નથી, પરંતુ એ તો જીવનનો એક મહાન નિયમ છે. અહિંસા અથવા પ્રેમના યોગ્ય પાલનની એ કૂંચી છે. તમે એક મહાન ધર્મના રક્ષકો હોઈ નવી પ્રથા પાડી શકો છો. આચારથી તમારા ઉપદેશને પાવન કરી તમે લોકોને સમજાવી શકો છો કે દ્વેષભાવથી પોષાતું દેશાભિમાન મારે છે, પરંતુ પ્રેમભાવથી પોષાતું દેશાભિમાન તારે છે.

ઈ. સ. ૧૯૧૫–૧૬

## ૨. સ્વદેશીવ્રત

સ્વદેશીવ્રત આ યુગનું મહાવ્રત છે. જે વસ્તુ આત્માનો ધર્મ છે, પણ અજ્ઞાનને કે બીજે કારણે આત્માને જેનું ભાન નથી રહ્યું, તેના પાલનને સારુ વ્રત લેવાની જરૂર પડે છે. જે સ્વભાવે નિરામિષાહારી છે તેને આમિષાહાર ન કરવાનું વ્રત-લેવાપણું ન હોય. આમિષ તેને સારુ પ્રલોભન નથી એટલું જ નહિ, પણ આમિષ જોતાં તેને ઓકારી આવશે.

સ્વદેશી આત્માનો ધર્મ છે, પણ તે ભુલાઈ ગયો છે; તેથી તેને વિષે વ્રત લેવાની જરૂર રહે છે. આત્માને સારુ સ્વદેશીનો અંતિમ અર્થ સ્થૂળ સંબંધો માત્રથી આત્યંતિક મુક્તિ છે. દેહ પણ તેને સારુ પરદેશી છે. કેમ કે, દેહ બીજા આત્માઓની સાથે ઐક્ય સાધતાં તેને રોકે છે, તેના માર્ગમાં વિઘ્નરૂપ છે. જીવમાત્રની સાથે ઐક્ય સાધતાં, સ્વદેશીધર્મને જાણનાર ને પાળનાર દેહનો પણ ત્યાગ કરે.

આ અર્થ ખરો હોય, તો આપણે સહેજે સમજી જઈએ કે, આપણી પાસે રહેલાની સેવામાં ઓતપ્રોત થઈ રહેવું એ સ્વદેશીધર્મ છે. એ સેવા કરતાં દૂરના રહી જાય છે અથવા તેને

હાનિ થાય છે, એવો આભાસ આવવાનો સંભવ છે. પણ તે આભાસ માત્ર હશે. સ્વદેશીની શુદ્ધ સેવા કરતાં પરદેશીની પણ શુદ્ધ સેવા થાય જ છે. જેવું પિંડે તેવું બ્રહ્માંડે.

એથી ઊલટું, દૂરની સેવા કરવાનો મોહ રાખતાં તે થતી નથી ને પડોશીની સેવા રહી જાય છે. એમ બાવાનાં બેઉ બગડે છે. મારી ઉપર આધાર રાખનાર કુટુંબીજન અથવા ગ્રામવાસીને મેં મૂક્યાં, એટલે મારી ઉપરનો તેમનો જે આધાર હોય તે ગયો. દૂરનાની સેવા કરવા જતાં તેની સેવા કરવાનો જેનો ધર્મ છે તે તેને ભૂલે છે. દૂરનાની આળપંપાળ તે કરતો હોય તેમ બને; એટલે ત્યાંનું વાતાવરણ તેણે બગાડયું ને પોતાનું ચૂંથીને તો તે ચાલ્યો જ હતો. આમ દરેક રીતે તેણે નુકસાન જ કર્યું. આવા હિસાબો અસંખ્ય કલ્પી સ્વદેશીધર્મ સિદ્ધ કરી શકાય. તેથી જ 'સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ' વાક્ય નીકળ્યું છે. એનો અર્થ આમ જરૂર કરી શકાય: 'સ્વદેશી પાળતાં મૃત્યુ થાય તોયે સારું છે, પરદેશી તો ભયાનક જ છે.' સ્વધર્મ એટલે સ્વદેશી.

સ્વદેશી ન સમજવાથી જ ગોટો વળે છે. કુટુંબની ઉપર મોહ રાખી હું તેને પંપાળું, તેને ખાતર ધન ચોરું, બીજાં કાવતરાં રચું, એ સ્વદેશી નથી. મારે તો તેના પ્રત્યેનો ધર્મ પાળવાનો રહ્યો છે. તે ધર્મ શોધતાં ને પાળતાં મને સર્વવ્યાપી ધર્મ મળી રહે. સ્વધર્મના પાલનથી પરધર્મીને કે પરધર્મને હાનિ પહોંચે જ નહિ, પહોંચવી જોઈએ નહિ. પહોંચે તો માનેલો ધર્મ સ્વધર્મ નથી પણ તે સ્વાભિમાન છે, તેથી તે ત્યાજ્ય છે.

સ્વદેશીનું પાલન કરતાં કુટુંબનો ભોગ પણ આપવો પડે. પણ તેવું કરવું પડે, તો તેમાંયે કુટુંબની સેવા હોવી જોઈએ. જેમ પોતાને જતા કરીને પોતાને રક્ષી શકાએ છીએ, તેમ કુટુંબને જતું કરીને કુટુંબને રક્ષતા હોઈએ એમ બને. મારા

ગામમાં મરકી થઈ છે. એ રોગના વ્યાધિમાં સપડાયેલાની સેવામાં હું મને, પત્નીને, પુત્રોને, પુત્રીઓને રોકું ને બધાં એ વ્યાધિમાં સપડાઈ મોતને શરણ થાય, તો મેં કુટુંબનો સંહાર નથી કર્યો, મેં તેની સેવા કરી છે. સ્વદેશીમાં સ્વાર્થ નથી અથવા છે તો તે શુદ્ધ સ્વાર્થ છે. શુદ્ધ સ્વાર્થ એટલે પરમાર્થ; શુદ્ધ સ્વદેશી એટલે પરમાર્થની પરાકાષ્ઠા.

આ વિચારશ્રેણીનો આશ્રય લેતાં મેં ખાદીમાં સામાજિક શુદ્ધ સ્વદેશીધર્મ જોયો. બધા સમજી શકે એવો, બધાને જે પાળવાની આ યુગમાં, આ દેશમાં બહુ આવશ્યકતા છે એવો કયો સ્વદેશી ધર્મ હોઈ શકે? જેના સહજ પાલનથી પણ હિંદુસ્તાનના કરોડોની રક્ષા થઈ શકે એવો કયો સ્વદેશી ધર્મ હોય? જવાબમાં રેંટિયો અથવા ખાદી મળ્યાં.

આ ધર્મના પાલનથી પરદેશી મિલવાળાઓને નુકસાન થાય છે એમ કોઈ ન માને. ચોરને ચોરેલી મિલકત પાછી આપવી પડે અથવા ચોરી કરતાં અટકાવાય, તો તેમાં તેને નુકસાન નથી, લાભ છે. પડોશી શરાબ પીતાં કે અફીણ ખાતાં બંધ થાય તેથી કલાલને કે અફીણના દુકાનદારને નુકસાન નથી, લાભ છે. અયોગ્ય રીતે જેઓ અર્થ સાધતા હોય તેમના એ અનર્થનો નાશ થાય તેમાં તેમને અને જગતને લાભ જ છે.

પણ જેઓ રેંટિયા વડે જેમતેમ સૂતર કાંતી, ખાદી પહેરી પહેરાવી સ્વદેશીધર્મનું પૂર્ણ પાલન થયું માની બેસે છે તેઓ મહામોહમાં ડૂબેલા છે. ખાદી એ સામાજિક સ્વદેશીનું પ્રથમ પગથિયું છે, એ સ્વદેશીધર્મની પરિસીમા નથી. એવા ખાદીધારી જોયા છે જેઓ બીજું બધું પરદેશી વસાવી રહ્યા છે. તેઓ સ્વદેશીનું પાલન નથી કરતા. તેઓ તો ચાલતા પ્રવાહમાં તણાઈ રહ્યા છે. સ્વદેશીવ્રતનું પાલન કરનાર નિત્ય પોતાની આસપાસ નિરીક્ષણ કરશે ને જ્યાં જ્યાં પડોશીની સેવા કરી શકાય, એટલે

જ્યાં જ્યાં તેમને હાથે તૈયાર થયેલો આવશ્યક માલ હશે, ત્યાં ત્યાં બીજો તજીને તે લેશે. પછી ભલે સ્વદેશી વસ્તુ પ્રથમ મોંઘી ને ઊતરતી હોય. તેને સુધારવા કે સુધરાવવાનો પ્રયત્ન વ્રતધારી કરશે; કાયર થઈને, સ્વદેશી ખરાબ છે તેથી, પરદેશી વાપરવા નહિ મંડી જાય.

પણ સ્વદેશી ધર્મ જાણનાર પોતાના કૂવામાં ડૂબી નહિ જાય. જે વસ્તુ સ્વદેશમાં ન બને અથવા મહાકષ્ટથી જ બની શકે તે પરદેશના દ્વેષને લીધે પોતાના દેશમાં બનાવવા બેસી જાય તેમાં સ્વદેશીધર્મ નથી. સ્વદેશીધર્મ પાળનાર પરદેશીનો કદી દ્વેષ કરશે જ નહિ. એટલે પૂર્ણ સ્વદેશીમાં કોઈનો દ્વેષ નથી. એ સાંકડો ધર્મ નથી. એ પ્રેમમાંથી, અહિંસામાંથી ઉત્પન્ન થયેલો સુંદર ધર્મ છે.

## ૩. ઈશ્વરની સેવા

[ શ્રી. મહાદેવભાઈના સાપ્તાહિક પત્રમાંથી ]

એક સાધુ જે હરિજનોના આગેવાન છે તે એક દિવસ એક વિચિત્ર કોયડો લઈને આવ્યા: "આપણે ઈશ્વરને જાણતા નથી તો એની સેવા શી રીતે કરી શકીએ?"

ગાંધીજીએ કહ્યું, "આપણે ઈશ્વરને ન જાણતા હોઈએ, પણ એની સૃષ્ટિને તો જાણીએ છીએ. એની સૃષ્ટિની સેવા એ ઈશ્વરની સેવા છે."

"પણ ઈશ્વરની આખી સૃષ્ટિની સેવા આપણે શી રીતે કરી શકીએ?"

"ઈશ્વરની સૃષ્ટિનો જે ભાગ આપણી નજીકમાં નજીક હોય ને જેને આપણે સૌથી વધારે જાણતા હોઈએ તેની જ સેવા આપણે કરી શકીએ. આપણે આપણા સાખપડોશીથી શરૂઆત કરીએ. આપણે આપણું આંગણું સાફ કરીને જ સંતોષ

ન માનવો જોઈએ, પણ આપણા પડોશીનું આંગણું સાફ થાય એની પણ ભાળ રાખવી જોઈએ. આપણે આપણા કુટુંબની સેવા કરીએ. પણ કુટુંબને ખાતર ગામને નુકસાન ન પહોંચવા દઈએ. આપણા ગામનું માન સચવાય તેમાં જ આપણું માન રહેલું છે. પણ આપણે દરેક જણે આપણી મર્યાદા સમજવી જોઈએ. જે જગતમાં આપણે રહીએ છીએ તેને વિષેના આપણા જ્ઞાનથી આપણી સેવાશક્તિની મર્યાદા આપોઆપ બંધાઈ જાય છે. પણ આ વાત હું સાદામાં સાદી ભાષામાં મૂકું. આપણે આપણા સાખપડોશીના કરતાં આપણો પોતાનો વિચાર ઓછો કરીએ. આપણા આંગણાનો કચરો પડોશીના આંગણામાં હાલવવો એ માનવજાતિની સેવા નથી પણ અસેવા છે. આપણા પડોશીઓની સેવાથી આપણે આરંભ કરવો જોઈએ."

હ૦ બં૦, ૨૩-૮-'૩૬

૨

"ગામડામાં આવીને બેસવામાં આપનું ધ્યેય કેવળ માનવસેવાનું જ છે, કેવળ અને એટલી ગામડાના લોકોની સેવા કરવી એટલું જ છે?"

ગાંધીજીએ કહ્યું, "હું અહીં બીજા કોઈની સેવા કરવા નથી આવ્યો, પોતાની જ સેવા કરવા આવ્યો છું. આ ગામડાના લોકોની સેવા દ્વારા મારે આત્મસાક્ષાત્કાર કરવો છે. માણસનું અંતિમ ધ્યેય ઈશ્વરનો સાક્ષાત્કાર છે, અને એની સામાજિક, રાજકીય, ધાર્મિક બધી પ્રવૃત્તિઓ ઈશ્વરદર્શનના અંતિમ ધ્યેયને અનુલક્ષીને થવી જોઈએ. મનુષ્યમાત્રની સેવા એ સાધનામાં એક આવશ્યક અંગ બની જાય છે, કેમ કે ઈશ્વરને પ્રાપ્ત કરવાનો એક રસ્તો એ છે કે, એની સૃષ્ટિમાં એને જોવો અને એ સૃષ્ટિની સાથે તાદાત્મ્ય સાધવું. એ તો સૌની સેવા દ્વારા જ બની શકે. ને એ સેવા દેશસેવા વિના બની ન શકે. હું સમસ્ત

વિશ્વનો એક અંશ છું, ને માનવજાતિથી ભિન્ન એવી રીતે હું ઈશ્વરને જોઈ ન શકું. મારા દેશબંધુઓ મારા નજીકમાં નજીકના પાડોશી છે. એ એવા અસહાય, એવા નિર્ધન, એવા નિષ્ક્રિય બની ગયા છે કે મારે મારી બધી શક્તિ એમની સેવામાં વાપરવી જોઈએ. હિમાલયની ગુફામાં મને ઈશ્વર જડે એવું મારા મનમાં વસી જાય તો હું તરત ત્યાં ચાલ્યો જાઉં. પણ હું જાણું છું કે માનવજાતિથી ભિન્ન એવી રીતે હું ઈશ્વરને જોઈ નહિ શકું."

"તોપણ માણસની આધ્યાત્મિક ઉન્નતિને માટે પણ કંઈક સુખસગવડો તો જોઈએ ને! ગ્રામવાસીઓના જેવાં દુઃખ ને આળસ વહોરી લઈને તો માણસથી આત્મોન્નતિ ન થઈ શકે ને?"

"શારીરિક સમત્વ અને સગવડો અમુક અંશે જરૂરનાં છે. પણ અમુક હદથી આગળ વધે તો એ મદદને બદલે વિઘ્નરૂપ થઈ પડે છે. તેથી અમર્યાદ હાજતો પેદા કરવી ને તે સંતોષવી એ ભ્રમ છે ને જાળરૂપ છે. માણસની શારીરિક હાજતો, સંકુચિત બૌદ્ધિક જરૂરિયાતો પણ, અમુક હદે થોભવી જોઈએ; તે પછી એ શારીરિક ને બૌદ્ધિક વિલાસ બની જાય છે. માણસે પોતાની શરીરસુખ ને સંસ્કારની સગવડો એવી રીતે ગોઠવવી જોઈએ કે એનાથી માનવસેવામાં વિઘ્ન ન આવે. એની બધી શક્તિ એ સેવાકાર્યમાં જ વપરાવી જોઈએ."

"આપ ગામડાની જ સેવામાં ઓતપ્રોત થઈ ગયા છો એનો મર્મ શો?"

"હું કહેતો આવ્યો છું કે અસ્પૃશ્યતા રહે તો હિંદુધર્મનો નાશ થશે; તે જ પ્રમાણે હું કહું કે ગામડાનો નાશ થશે તો હિંદુસ્તાનનો પણ નાશ થશે. પછી એ હિંદુસ્તાન નહિ રહે: જગતમાં એનું જે વિશિષ્ટ કાર્ય છે તે લુપ્ત થઈ જશે. ગામડું

સજીવન ત્યારે જ થાય જ્યારે તેનું શોષણ થતું અટકે. વિશાળ ઉદ્યોગની સાથે હરીફાઈ અને ખપતના પ્રશ્નો આવશે, એટલે ગ્રામવાસીઓનું સીધું કે આડકતરું શોષણ થયા વિના નહિ જ રહેવાનું. તેથી અમારે ગામડાને સ્વાવલંબી, સ્વયંપૂર્ણ બનાવવામાં બધી શક્તિ વાપરવાની છે, ને મોટે ભાગે જે ચીજો વાપરવાની હોય તે જ બનાવવાની છે. ગ્રામઉદ્યોગનું આ રૂપ જળવાઈ રહે તો ગ્રામવાસીઓ પોતે બનાવીને વાપરી શકે એવાં આધુનિક યંત્રો અને ઓજારો વાપરે એમાં કશો વાંધો નથી. માત્ર એ બીજાને ચૂસવાનાં સાધન તરીકે ન વાપરવાં જોઈએ."

હ૦ બં૦, ૩૦–૮–'૩૬

## ૪. સો ટકા સ્વદેશી

### ૧

ગયે વર્ષે મારા ઉપવાસ પછી 'સ્વદેશી'નો પ્રચાર કરનારાઓ તરફથી મને આગ્રહ કરવામાં આવ્યો હતો કે મારે 'સ્વદેશી'ની એક એવી વ્યાખ્યા ઘડી આપવી કે, જેથી, તેમને વારંવાર નડતી અનેક મુશ્કેલીઓ દૂર થાય. મિલના કાપડની વાત કરતાં 'સ્વદેશી'ની ઓછીવત્તી અનેક વ્યાપ્તિ થાય છે. અનેક વ્યાખ્યાઓ સૂચવવામાં આવી હતી તે મેં ભેળી કરી. શ્રી. શિવરાવ અને જાલભાઈ નવરોજી તેમ જ બીજા સજ્જનોની સાથે મેં પત્રવ્યવહાર ચલાવ્યો. બધા જ પ્રસંગોમાં કામ આવે એવી વ્યાખ્યા હું ન બનાવી શક્યો અને વ્યાપક વ્યાખ્યા બનાવવી અશક્ય થઈ પડી. પછી મારા દેશવ્યાપી પ્રવાસમાં મને અનેક અનુભવો થયા અને સ્વદેશી સંસ્થાઓનું કામ કેવી રીતે ચાલે છે તે જોવાના અનેક

પ્રસંગો મને મળ્યા. મને પ્રતીત થયું કે, સ્વદેશી જે રીતે ચાલે છે તે એક પ્રકારનું ધતિંગ છે (જોકે કોઈ જાણીબૂજીને એ ધતિંગ ચલાવે છે એમ નથી.) અને ઘણા શકિતસંપન્ન કાર્યકર્તાઓની શક્તિ એ વ્યર્થ પ્રયત્ન પાછળ એળે જાય છે. તથા તેઓ આત્મપ્રતારણામાં પડેલા છે. આવી કડક ભાષા વાપરું છું તેથી એમ નથી સમજવાનું કે, સ્વદેશી-પ્રચારનું કામ કરનારા કોઈ અપ્રામાણિક છે. એમાં તો માત્ર સ્વદેશી વિષેના મારા પોતાના વિચારો યથાર્થ પ્રગટ થાય છે. એ બાપડા તો કામ કર્યે જતા હતા; એમને થોડી જ ખબર હતી કે, એમાં કશી આત્મપ્રતારણા છે કે ધતિંગ છે!

હું મારા કહેવાનું તાત્પર્ય વધારે સ્પષ્ટ કરીશ. જે વસ્તુના પ્રચારને ખાસ મદદ કરવાની જરૂર નથી, કે જેને જાહેરખબરની જરૂર નથી, તેવી વસ્તુનાં આપણે પ્રદર્શન ભરીએ છીએ એનું પરિણામ એ આવે કે, તેની કિંમત વધી જાય અથવા એકબીજાની સાથે હરીફાઈ કરનારી ધીકતી પેઢીઓ વચ્ચે ન ઇચ્છવા જોગ રસાકસી વધે.

કાપડની, ખાંડની અને ચોખાની મિલોને આપણી મદદની જરૂર ન હોય. પણ જો તેમને અણમાગી મદદ આપણે આપવા જઈએ તો, રેંટિયો, હાથસાળ અને ખાદીને, ગામડાંમાં ચાલતા ગામઠી કોલુને, જીવક અને પોષક તત્ત્વોથી ભરેલા ગોળને, તથા એવાં જ તત્ત્વોથી ભરેલા હાથે ખાંડેલા ચોખાને મારી નાંખીએ. એટલે આપણી ચોખ્ખી ફરજ છે કે, રેંટિયો, સાળ, ગામઠી કોલુ, અને ગામઠી ખાંડણિયાને સજીવન કેવી રીતે રાખી શકાય તેની આપણે બરોબર તપાસ કરવી જોઈએ; અને એમાંથી ઉત્પન્ન થતી વસ્તુઓનો પ્રચાર કરીને, તેના ગુણો પ્રગટ કરીને, તેમાં રોકાયલા કામ કરનારાઓની સ્થિતિ તપાસીને, અને મિલોમાંથી

બેકાર થઈ પડેલા કારીગરોની સંખ્યાની ગણતરી કરીને અને એ ગામઠી સાધનોને ગામઠી રાખીને તેમાં સુધારો કરવાની રીત શોધીને, મિલોની હરીફાઈ સામે ટક્કર ઝીલવાને તેમને મદદ કરવી જોઈએ. એ ગ્રામઉદ્યોગો વિષે આપણે કેવી ભયંકર અને અક્ષમ્ય બેદરકારી બતાવી છે! આમ એ ઉદ્યોગોને સજીવન કરવાના પ્રયાસમાં કાપડ કે ખાંડ ચોખાની મિલની સામે વિરોધ નથી રહેલો. પરદેશી કાપડ, પરદેશી ખાંડ, કે પરદેશી ચોખાના કરતાં તો મિલનાં છતાં આપણા દેશમાં બનતાં કાપડ, ખાંડ અને ચોખા જ વાપરવા જોઈએ; જો પરદેશીના હુમલા સામે ઊભા રહેવાની તેની શક્તિ ન હોય તો તેને પૂરેપૂરી મદદ મળવી જોઈએ. પણ એવી મદદની જરૂર એ માલને આજે નથી. પરદેશી માલની સામે દેશી માલ બરોબર ટક્કર ઝીલી રહ્યો છે. જરૂર તો આજે ગ્રામ-ઉદ્યોગોને રક્ષણ આપવાની છે, ગ્રામ-ઉદ્યોગોમાં પડેલા રહ્યાસહ્યા કામ કરનારાઓને રક્ષણ આપવાની છે, અને પરદેશી કે સ્વદેશી મિલના હુમલાથી તેમને બચાવવાની છે. સંભવે છે કે, ખાદી, ગોળ અને હાથે ખાંડેલા ચોખા મિલના એ જ માલ કરતાં ઊતરતા હોય અને તેથી તે તેની સામે ટકી નથી શકતા. પણ ખરી વાત એ છે કે, ખાદીના ઉદ્યોગ વિષે જેટલી શોધખોળ થઈ છે તેટલી ગોળ અને હાથે ખાંડેલા ચોખાના ઉદ્યોગ પાછળ રહેલા હજારો કામ કરનારાઓની સ્થિતિ વિષે નથી થઈ. આ કામમાં દેશભક્તોની એક મોટી સેના ખપમાં આવી જાય છે. વાચક કહેશે, 'પણ આ તો કઠણ કામ છે.' પણ એ બહુ મહત્ત્વનું કામ છે અને એટલું જ રસમય છે. એ ઉપરાંત મારો તો દાવો છે કે એ જ સાચું, સફળ અને સો ટકા સ્વદેશી છે.

પણ આ તો મેં માત્ર પ્રસ્તાવના કરી. મેં તો માત્ર ત્રણ મોટા ઉદ્યોગોના દાખલા લઈને બતાવી દીધું કે, એ જ માલ

ઉત્પન્ન કરનારા ગ્રામ-ઉદ્યોગોની ઉપર સ્વદેશી કાર્યકર્તાઓએ પોતાનું સઘળું ધ્યાન એકાગ્ર કરી, જ્ઞાનપૂર્વક અને વ્યવસ્થિત મદદ આપીને, તેમને નાશ પામતા બચાવવા. પણ એ ઉપરાંત બીજા અનેક ગ્રામ અને નાગરિક ઉદ્યોગો એવા છે, કે જેને જીવંત રાખવાને માટે, અને તે ઉદ્યોગો ચલાવનારા હજારો ગરીબ કારીગરોને મળતો રોટલો ચાલુ રાખવાને માટે સાર્વજનિક સાહાય્યની જરૂર છે. આ બાબતમાં જેટલું કામ ન કરીએ તેટલું ઓછું છે. એ કામમાં જેટલો સમય દઈએ તેટલો યોગ્ય કારીગરોને સજીવન રાખવાને માટે ખર્ચાય છે એમ સમજવું.

મારી ચોકસ ખાતરી છે કે, જો આ દિશામાં વ્યવસ્થિત રીતે કામ કરવામાં આવે, તો આખું ખાતું ચલાવવાના પૈસા તો તે કામમાંથી જ નીકળશે, નવી શક્તિને ખીલવાનું પ્રોત્સાહન મળશે, શિક્ષિત અશિક્ષિત સૌ બેકાર માણસોને કોઈના પેટ ઉપર પગ મૂક્યા વિના અનાયાસે રૂડું કામ મળશે, અને દરરોજ વધારે ને વધારે દરિદ્ર થતા જતા આપણા દેશના ધનમાં કરોડોની વૃદ્ધિ થશે.

આમ સ્પષ્ટ થાય છે કે, આજે આપણે ત્યાં જેટલા સ્વદેશીસંઘો કામ કરી રહ્યા છે એ બધાને પહોંચે એટલું અને એથીયે વધારે કામ આપણી પાસે પડ્યું છે. એમાં લાભ દેખાતો છે જ, અને રસ પણ ભર્યો છે. મહાસભાના કાર્યવાહક મંડળના સ્વદેશી વિષેના ઠરાવમાં, ઉપર લખ્યું એ બધું તથા એ ઉપરાંત બીજું ઘણું આવી જાય છે. આપણા દેશમાં કેટલીયે નવું ઉત્પન્ન કરનારી શક્તિ કેટલા મોટા પ્રમાણમાં પડી છે, તે શક્તિનો પણ આ દિશામાં પૂરેપૂરો ઉપયોગ થઈ શકશે.

હ૦ બં૦, ૧૨–૮–'૩૪

## ૨

[ 'સાચું સ્વદેશી' એ લેખ ]

૧૨મી તારીખના 'હરિજનબંધુ' ('સો ટકા સ્વદેશી' લેખ)માં મેં સ્વદેશી વિષે જે લખ્યું છે તેના અનુસંધાનમાં અહીં લખવા ઇચ્છું છું. હરિજનોના ખાસ ધંધાઓનો વિચાર કરીએ. હરિજનોમાં એ હજારથી વધારે નાતો છે એમાં અર્થ રહેલો છે. ઘણીખરી નાતો તેમના જુદા જુદા ધંધા — ટોપલા બનાવવા, સાવરણી બનાવવી, દોરડાં વણવાં, જાજમ વણવી, વગેરે — ની સૂચક હોય છે. એની જો પૂરી યાદી બનાવવામાં આવે તો એ યાદી જબરદસ્ત થાય. એ ધંધા એવા છે કે જેને કાં તો ઉત્તેજન આપવું જોઈએ, અથવા જો તે નકામા હોય કે એમાં ખોટ જ જતી હોય તો તેનો ઇરાદાપૂર્વક નાશ કરવો જોઈએ. પણ એ ધંધામાં નફો થાય છે કે ખોટ આવે છે, એ નકામા છે કે ઉપયોગી છે, એ નક્કી કોણ કરે? જો કોઈ સાચો સ્વદેશીસંઘ હોય તો આ અગણિત ઉદ્યોગો વિષે ખરી હકીકત શોધી કાઢવાનું અને આ કારીગરોના હિતમાં રસ લેવાનું એ સંઘનું કામ રહે. હું જે 'નીલ-કાલ' શાહીથી લખું છું તે તેનાલી (આંધ્ર)થી આવે છે. એ કામમાંથી બારેક માણસનો નિભાવ થાય છે. મુશ્કેલીઓનો પાર નથી છતાં એ કામ આગળ વધતું જાય છે. બીજા કામ કરનારાઓએ મને શાહીના બીજા ત્રણ નમૂના મોકલેલા એ બધા તેનાલીના મંડળની પેઠે માંડ માંડ નભી રહ્યા છે. મને એ વસ્તુમાં રસ પડ્યો. મેં એ લોકો જોડે પત્રવહેવાર શરૂ કર્યો. પણ એમને એથી વધારે મદદ મારાથી ન થઈ શકી. સ્વદેશીસંઘ તો આ શાહીના નમૂનાઓની શાસ્ત્રીય રીતે પરીક્ષા કરે, એમાં રસ્તો બતાવે, અને સાથી સારી જાત હોય તેને ઉત્તેજન આપે. આ સારો અને વિકાસ પામતો

ઉદ્યોગ છે; એટલે એની પાછળ રસાયણશાસ્ત્રના જ્ઞાનનો ઉપયોગ થવાની જરૂર છે.

કાનપુરમાં એક માણસે એના મિત્રે પાસેના ગામડામાં તૈયાર કરેલા કાગળના નમૂના મોકલ્યા હતા. એ કામ કેમ ચાલે છે એની મેં પૂછપરછ કરી. એમાં નવ માણસનો નિભાવ થાય છે. કાગળ મજબૂત ને ચકચકાટવાળા હતા. છતાં એના પર સારી રીતે લખી શકાય એમ નહોતું. એની બનાવટ પાછળ રોકાયેલા માણસોને માંડ પેટિયું મળી રહે છે. જે માણસની કારીગરીથી એ કામ ચાલે છે તે જિંદગીને કાંઠે આવીને ઊભેલો છે. આ કામને જો યોગ્ય રસ્તે ચડાવવામાં નહિ આવે તો એ આખું કામ પેલા માણસની જોડે મરી જશે. મને કહેવામાં આવ્યું છે છે કે, જો માલની પૂરતી માગ હોય તો એ કાગળ મિલમાં બનેલા કાગળના જેટલી જ કિંમતે આપી શકાય. કાગળની નિત્ય વધતી જતી માગને હાથે બનાવેલા કાગળ કદી પહોંચી ન શકે એ હું જાણું છું. પણ સાત લાખ ગામડાં ને તેના ઉદ્યોગો પ્રત્યે પ્રેમ રાખનારાંઓને હાથે બનાવેલા કાગળ જો સહેજે મળી શકતા હોય તો તે વાપરવા તેમને હમેશાં ગમે. હાથની બનાવટના કાગળ વાપરનારા જાણે છે કે, એમાં જે ખૂબી છે તે સંચાની બનાવટના કાગળમાં નથી હોતી.

પ્રખ્યાત અમદાવાદી કાગળથી કોણ અજાણ્યું હોય? ટકાઉપણા કે સુંવાળાપણામાં કયા મિલની બનાવટના કાગળ અમદાવાદી કાગળથી ચડી જાય? જૂની ઢબના ચોપડા હજુ એ જ કાગળના બનાવવામાં આવે છે. પણ એવા બીજા ઘણા ઉદ્યોગોની જેમ આ ધંધો પણ ઘણું કરીને મૃતપ્રાય દશામાં હશે. જો એને જરાક ઉત્તેજન મળે તો એ કદી નાશ ન પામે. એના ઉપર જો દેખરેખ રખાય તો એ બનાવવાની ક્રિયાઓમાં સુધારો થાય, અને આ. હાથબનાવટના કેટલાક કાગળમાં જે

ખામીઓ દેખાય છે તે સહેલાઈથી દૂર થઈ શકે. આવા નાના નાના ઉદ્યોગો, જેને વિષે આપણને કશી ભાળ નથી, તેમાં રોકાયેલા અગણિત માણસોની આર્થિક સ્થિતિની તપાસ થવી જોઈએ. જે રસ્તો બતાવાય તે રસ્તે ચાલવા અને આપેલી સલાહ માનવા તેઓ અવશ્ય તૈયાર થશે એટલું જ નહિ, પણ જેઓ તેમના કામમાં રસ લેશે તેમનો અહેસાન માનશે.

હું માનું છું કે સાચા સ્વદેશીનું આ ક્ષેત્ર કેવું ઉત્તમ અને અણખેડેલું છે એ બતાવવાને મેં પૂરતાં દષ્ટાંતો આપ્યાં છે. એના અમર્યાદ વિકાસને માટે અવકાશ છે. એમાં કંઈ પણ મૂડી રોકયા વિના દેશમાં સંપત્તિ પેદા થઈ શકશે, અને જે લોકો આજે ધંધા વિના ભૂખે મરે છે તેમને પ્રમાણિકપણે ને આબરૂભેર કામ કરી ગુજારો મેળવવાનું સાધન મળી રહેશે.

હ૦ બં૦, ૨૬-૮-'૩૪

૩

[ 'સ્વદેશી જૂનું અને નવું' એ લેખ ]

સ૦ — જૂના સ્વદેશી કરતાં આ નવું કઈ રીતે જુદું પડે છે?

જ૦ — જૂનામાં માલ આ દેશમાં જ બનેલો હોય એટલી વસ્તુ પર ભાર દેવાતો. એ કઈ રીતે બનેલો છે, કોણે બનાવ્યો છે, અથવા એ માલ ખપવાનો સંભવ કેટલો છે, એનો વિચાર નહોતો થતો. મેં મોટા પાયા પર ચાલતા સંગઠિત ઉદ્યોગોને બાતલ કર્યા છે એનું કારણ એ નથી કે એ સ્વદેશી નથી; પણ એમને ખાસ મદદની જરૂર નથી. એ પોતાના પગ પર ઊભા રહી શકે એમ છે, અને અત્યારની જાગૃતિની દશામાં તો એના માલનો ઉઠાવ સહેલાઈથી થાય એવો છે. સ્વદેશીનું હવે આપવા ધારેલું રૂપ જો નવું હોય તો એ નવા સ્વરૂપમાં હું આપણા

સ્વદેશીસંઘ પાસે એટલું જરૂર કરાવું કે, તે તમામ ગ્રામઉદ્યોગોની ભાળ કાઢે ને તેમની શી દશા છે તેની તપાસ કરે. આપણે એવા કુશળ કારીગરો ને રસાયણશાસ્ત્રીઓ મેળવીશું, જેઓ પોતાના જ્ઞાનનો લાભ ગામડાંની પ્રજાને આપવાને તત્પર હોય. આપણે એ કુશળ શાસ્ત્રજ્ઞોની મારફતે ગામડાંના કારીગરોએ તૈયાર કરેલી વસ્તુઓની પરીક્ષા કરાવીશું, તેમને તેમના માલમાં સુધારા સૂચવીશું, અને તેઓ જો આપણી શરતો કબૂલ કરવા તૈયાર હશે તો એ માલ વેચી આપીશું.

સ૦—આપ એકેએક ગ્રામઉદ્યોગને હાથમાં લેશો?

જ૦—એવું કંઈ નથી. હું તો એ એકેએકને તપાસું, ગ્રામ-જીવનમાં એને શું સ્થાન છે તે શોધી કાઢું; અને જો મને એમ જણાય કે, એનામાં એવી યોગ્યતા છે કે એને ઉત્તેજન આપવું જ જોઈએ, તો એને હું ઉત્તેજન આપું. દાખલા તરીકે, ગામડાની સાવરણી મૂકીને એની જગાએ આધુનિક સાવરણી કે બ્રશ દાખલ થવા દેવાનું મને ન ગમે. હું કસ્તુરબાઈને અને ઘરની બીજી બહેનોને પૂછું કે બંને જાતની સાવરણીના ગુણ શા શા છે. બધી દૃષ્ટિએ હું લાભ તપાસું. એ રીતે જોતાં, હું ધારું છું કે, ગામડાની સાવરણીને પસંદગી આપવી જોઈએ, કેમ કે એના ઉપયોગમાં સૂક્ષ્મ જીવજંતુ વિષે કોમળતા ને દયાભાવ રહેલાં છે; જ્યારે બ્રશ તો એ જીવજંતુનો ઘાણ કાઢી નાંખે છે. આમ હું સાવરણીની પાછળ આખા જીવનની ફિલસૂફી જોઉં; કેમ કે, હું નથી માનતો કે, સરજનહાર સૂક્ષ્મ કીટપતંગાદિ અને એની નજરે તો સૂક્ષ્માતિસૂક્ષ્મ જ એવાં મનુષ્યો વચ્ચે કશો ભેદભાવ રાખતો હોય. આ રીતે હું ગામડાંના બધી જાતના ઉદ્યોગધંધા, જે મરી જવાની અણી પર હોય અને જે યોગ્ય અને બીજી રીતે ઉપયોગી હોઈ ઉત્તેજનને પાત્ર હોય, તેને વીણી કાઢું, અને એ રીતે શોધી

કરતો જાઉં. દાખલા તરીકે, આપણું નજીવું દાતણ જ લો. મારી પાકી ખાતરી છે કે મુંબઈની પ્રજાના મોટા ભાગ પાસે તમે દાતણનો ઉપયોગ બંધ કરાવો તો તેમના દાંતને નુકસાન થયા વિના ન રહે. દાતણને બદલે નવા જમાનાનું ટૂથબ્રશ વપરાતું થઈ જાય એ કલ્પના જ મને અસહ્ય થઈ પડે છે. આ બ્રશ અસ્વચ્છ હોય છે. એક વાર વાપર્યા પછી તેને ફેંકી દેવાં જોઈએ. એને સ્વચ્છ કરવાને તમે ગમે એટલી જંતુનાશક દવાઓ વાપરો તોયે તાજાં બ્રશના જેવાં સાફ તો એ ન જ રહી શકે. પણ બાવળ કે લીમડાનું દાતણ તો એક વાર વાપર્યું કે ફેંકી દીધું. એ દાતણમાં દાંતનાં પેઢાંને મજબૂત કરવાનો ભારે ગુણ હોય છે. વળી એ જ દાતણની ચીર જીભ પરથી ઊલ ઉતારવાને પણ કામ લાગે. હિંદુસ્તાનના દાતણ જેવી સ્વચ્છ વસ્તુ તો પશ્ચિમે હજુ શોધવાની રહી છે. તમને ખબર નહિ હોય કે, દક્ષિણ આફ્રિકાનો એક દાક્તર એવો દાવો કરતો હતો કે, બાંટુ જાતના ખાણવાળાઓ પાસે દાતણનો આગ્રહપૂર્વક ઉપયોગ કરાવીને તેણે તેમનામાં ક્ષય ફેલાતો અટકાવ્યો હતો. આજકાલનાં ટૂથબ્રશ હિંદુસ્તાનમાં બનેલાં હોય તોયે હું તેની જાહેરાત ન થવા દઉં. હું દાતણ પ્રત્યેનો મારો પક્ષપાત જાહેર કરું. આ સો ટકા સ્વદેશી છે. હું એની સંભાળ રાખું તો બાકીની ચીજો તો પોતાનું સંભાળી લેશે. મારી પાસે કાટખૂણાની વ્યાખ્યા માગો તો તે હું સહેલાઈથી આપી શકું. પણ ૧ અને ૧૮૦ અંશ વચ્ચેના જેટલા ખૂણા તમે બનાવી શકો તે બધાની વ્યાખ્યા તમે મારી પાસે નહિ માગતા. મને જો કાટખૂણાની વ્યાખ્યા આવડતી હોય તો હું મારે જોઈએ તેવો ખૂણો બનાવી શકું. 'સ્વદેશી' એ શબ્દમાં જ એની બુલંદ વ્યાખ્યા આવી જાય છે. છતાં મારા સ્વદેશીને મેં 'સો ટકા સ્વદેશી' કહ્યું છે, કેમ કે આજે સ્વદેશીમાં બીજી ભેળસેળ થઈ રહી છે એવો મને ભય છે. સેવાની ગમે એટલી અખૂટ ઇચ્છા રાખનારને પણ સો ટકા

સ્વદેશીમાં એ ઇચ્છા તૃપ્ત કરવાનો અવકાશ રહેલો છે, અને એમાં દરેક પ્રકારની બુદ્ધિનો ઉપયોગ થઈ શકે એમ છે.

સ૦—આ સ્વદેશીને અંતે આપ સ્વરાજ જુઓ છો ?

જ૦—કેમ નહિ? એક વાર મેં કહેલું કે રેંટિયામાં સ્વરાજ છે. પછી કહ્યું કે દારૂનિષેધમાં સ્વરાજ છે. એ જ રીતે હું કહું કે સો ટકા સ્વદેશીમાં સ્વરાજ રહેલું છે. પેલા આંધળાઓએ હાથી જોયો એના જેવી તો આ વાત છે જ. એ બધા આંધળાનું કહેવું સાચું હતું, છતાં પૂરેપૂરું સાચું નહોતું. આપણે જો આપણી બધી સાધનસામગ્રીને ખપમાં લઈએ તો, મારી પાકી ખાતરી છે કે, હિંદુસ્તાન જેમ એક કાળે હતો તેમ ફરી પાછો જગતનો સમૃદ્ધમાં સમૃદ્ધ દેશ બને. આપણે જો આળસને તિલાંજલિ આપીએ અને કરોડોના નવરાશના વખતનો સદુપયોગ કરાવીએ તો એ જૂની જાહોજલાલી પાછી જરૂર લાવી શકીએ. આપણે કરવાનું તે તો એટલું જ કે, આપણે યંત્રના જેવા ઉદ્યમી નહિ પણ મધમાખના જેવા ઉદ્યમી બનવું. તમને ખબર છે, હું આજકાલ 'નિર્દોષ મધ'ની જાહેરાત કરી રહ્યો છું ?

સ૦—એ વળી શું છે ?

જ૦—શાસ્ત્રીય રીતે મધમાખ ઉછેરનારાઓએ શાસ્ત્રીય રીતે કાઢેલું મધ. એ લોકો મધમાખોને પાળે છે ને પછી એમને મારી નાંખ્યા વિના મધ ભેગું કરે છે. તેથી હું એને નિર્દોષ અથવા અહિંસક મધ કહું છું. એ ધંધો ઘણો વધી શકે એવો છે.

સ૦—પણ આપ એને પૂર્ણપણે અહિંસક કહી શકો ખરા ? જેમ વાછડાનું દૂધ પડાવી લઈએ છીએ તેમ આમાં મધમાખીનું મધ પડાવી લેવામાં આવે છે.

જ૦—સાચું. પણ દુનિયાનું કામ એમ અણીશુદ્ધ તર્કથી જ નથી ચાલતું. આપણે જીવીએ છીએ એમાં જ કેટલીક હિંસા

રહેલી છે. આપણે તો જેમાં ઓછામાં ઓછી હિંસા થતી હોય એવો રસ્તો લેવો રહ્યો. અનાજ ખાઈએ એમાં પણ હિંસા છે; ખરું કે નહિ? એ જ પ્રમાણે, જો મારે મધ જોઈતું જ હોય તો મારે મધમાખ જોડે મિત્રભાવ રાખવો જોઈએ અને તે જેટલું મધ આપી શકે તેટલું તેની પાસેથી લેવું જોઈએ. વળી શાસ્ત્રીય રીતે મધમાખને ઉછેરવામાં આવે છે તેમાં એનું મધ પૂરેપૂરું તો પડાવી લેવામાં નથી જ આવતું.

હ૦ બં૦, ૩૦–૯–’૩૪

# ખંડ ૯મો : રાજાપ્રજાધર્મ

## ૧. રાજાપ્રજાધર્મ

[ 'કચ્છયાત્રા' એ લેખમાંથી ]

જો શાસ્ત્રમાં અને ઇતિહાસમાં રાજ્ય કેવળ રાવણના જ હાથમાં હોઈ શકે એમ બતાવેલું હોત તો હું રાજશાહીની કટ્ટી દુશ્મનાવટ કરત. પણ રાવણની વાત કરનાર ઇતિહાસ રામની પણ વાત કરે છે; અને દુનિયા પોકારીને કહે છે કે, રાવણનું રાજ્ય અચલિત નથી રહ્યું, રામનો જ વિજય થયો છે. રાજાઓના શાસનમાં ધર્મ દાખલ થાય તો જ તેનું રાજ્ય ચાલી શકે. જેના રાજ્યની અંદર એકે માણસ ભૂખે ન મરે, જેના રાજ્યમાં કોઈ પણ બાલિકા નિર્ભય થઈને ચારે ખૂણે વિચરી શકે અને તેના ઉપર એક પણ દુરાચારી કટાક્ષ ન કરી શકે, જે રાજા પ્રજાને પોતાનાં સંતાન માને અને પારકી સ્ત્રીને મા બહેન સમાન લેખે, જે રાજા શરાબ ન પીએ, વ્યસન ન કરે, રૈયતને સુવડાવીને સૂએ અને ખવડાવીને ખાય, એવા રાજાવાળા તંત્રનો હું પૂજારી છું, એની ઝંખના કરું છું. એવા રાજાઓ થાય એ માટે રાજા પ્રજા વચ્ચે પ્રેમ ઇચ્છું છું. એવા રાજા હશે ત્યારે દેશમાં દુકાળ, ભૂખમરો, વ્યભિચાર, શરાબ નહિ હશે. પણ આજે તો આ બધી વસ્તુઓ રાજ્યમાં ભરેલી છે એ શું સૂચવે છે? રાજા પોતાના ધર્મ ભૂલી ગયા — પોતાની પ્રજાના જાનમાલ અને ધર્મનું રક્ષણ

કરવાનો ધર્મ ભૂલી ગયા છે. પોતે પવિત્રતા જાળવી નથી શક્યા. અને શાસ્ત્ર તો પોકારીને કહે છે કે, જે કુળમાં કૃષ્ણ જન્મેલા તેમાં પણ વ્યભિચાર, શરાબ, જુગટું એ વસ્તુઓનો ત્રિદોષ દાખલ થયો એટલે તે કુળનો કૃષ્ણના જીવતાં નાશ થયો; કૃષ્ણને તે યાદવીના અને સત્યાનાશના સાક્ષી થવું પડ્યું. તેથી હું કહું છું કે, રાજા એવા થાઓ કે કચ્છની પ્રજાને કશું કહેવાનું જ ન રહે.

રાજા પવિત્ર અને સારો હોય ત્યાં સુધી તો પ્રજા તેને મદદ કરે, ન્યાય ચલાવવામાં મદદ આપે, વિઘોટી ભરે. પણ તે અત્યાચારી થાય તો? તો શાસ્ત્ર કહે છે કે, બધી વાત રાજાને સંભળાવવાનો પ્રજાનો ધર્મ થઈ પડે છે. કારણ, એ વાત ધ્યાનમાં રાખવાની છે કે, યથા રાજા તથા પ્રજા જેટલું સાચું છે તેટલું જ યથા પ્રજા તથા રાજા સાચું છે. અને એ જ વસ્તુ બીજા શબ્દોમાં એક અંગ્રેજી કહેવતમાં પણ આવી જાય છે કે, જે રાજ્યને તમે લાયક હશો એવું રાજ્ય તમને મળવાનું. એટલે એકબીજાની એકબીજા ઉપર અસર થયાં જ કરે છે. પ્રજાનાં સત્ય, વીર્ય, દૃઢતાની રાજા ઉપર અસર પડ્યા વિના રહેતી નથી; અને રાજાના અત્યાચારની અને અસત્યની પણ અસર થયા વિના રહેતી નથી. ત્યારે કચ્છની સાહસિક દરિયા ખેડનારી, અને પૃથ્વીને પ્રદક્ષિણા મારી પૈસો એકઠો કરનારી પ્રજાનું કર્તવ્ય શું છે? જો તમે મને જે જે દુઃખોની વાત આડકતરી રીતે સંભળાવી છે તે સાચી હોય, તો વિનયપૂર્વક, પ્રેમપૂર્વક બધાં દુઃખ, બધી ફરિયાદ રાજાને સંભળાવતાં સંકોચ શેનો? એ બધાં દુઃખોની ઉપર મહારાવને મળ્યા વિના મારાથી ટીકા શી રીતે થાય? પણ એ બધાં દુઃખ સાચાં હોય તો તમને કહું છું કે એનો ઇલાજ તમારી પાસે છે. અને તે અવિનય કે અમર્યાદાનો નહિ, પણ સત્યનો અને પ્રેમનો. સત્ય, શૌર્ય અને પ્રેમ એ ત્રિવેણીનો જ્યાં સંગમ થાય ત્યાં એકે વસ્તુ અશક્ય નથી. મારા ત્રીસ વર્ષના જાગૃત અનુભવથી,

રાજકાજના અનુભવથી હું તમને કહું છું કે, દઢતાથી, સત્યથી, અને વિનયથી, જે ફરિયાદો હોય તે એક વાર તમે મહારાવને કહી સંભળાવજો. મેં જે કહ્યું છે તે હૃદયની અંદર ઉતારજો અને તેનો અમલ કરજો. અને તમે જોશો કે મેં તમને જડીબુટ્ટી આપી દીધી છે.

તા. ૧-૧૧-'૨૫

## ૨. રામરાજ્ય

દેશી રાજ્યની કલ્પના રામરાજ્યની છે. રામે એક ધોબીની ટીકાથી પ્રજાને સંતોષવા પ્રાણસમ પ્રિય જગત્વંદ્ય સતિશિરોમણિ સાક્ષાત્ કરુણાની મૂર્તિરૂપ સીતાજીનો ત્યાગ કર્યો. રામે કૂતરાને પણ ન્યાય આપ્યો. રામે સત્યના પાલનને અર્થે રાજ્યનો ત્યાગ કરી, વનવાસ ભોગવી, પૃથ્વીના રાજામાત્રને ઉચ્ચ કોટિના સદાચારનો પદાર્થપાઠ આપ્યો. રામે અખંડ એક પત્નીવ્રત પાળી, રાજાપ્રજા સૌને ગૃહસ્થાશ્રમમાં સંયમધર્મ કેમ પળાય એનું દર્શન કરાવ્યું. રામે રાજ્યાસનને શોભાવી રાજ્યપદ્ધતિને લોકપ્રિય કરી અને રામરાજ્ય એ સ્વરાજની પરિસીમા છે એમ સિદ્ધ કરી આપ્યું. રામને આજકાલનાં લોકમત જાણવાનાં અતિ અધૂરાં સાધનોની જરૂર ન હતી, કારણ કે તે પ્રજાના હૃદયનો સ્વામી થયો હતો. રામ પ્રજામતને સાનમાં સમજતો. પ્રજા રામરાજ્યમાં આનંદ-સાગરમાં ડૂબતી હતી.

એવું રામરાજ્ય આજ પણ સંભવે છે. રામના વંશનો લોપ નથી થયો. આધુનિક યુગમાં પ્રથમના ખલીફાઓએ પણ રામરાજ્ય સ્થાપ્યાં હતાં એમ કહી શકાય. હજરત અબુબકર અને હજરત ઉમર કરોડોનું મહેસૂલ ઉઘરાવતા છતાં પોતે ફકીર હતા. જાહેર

ખજાનામાંથી એક કોડી સરખી ન લેતા. પ્રજાને ન્યાય મળે છે કે નહિ એ જોવા નિરંતર જાગૃત રહેતા. દુશ્મનને પણ દગો ન દેવાય, એને પણ શુદ્ધ ન્યાય આપવો જોઈએ, એ તેઓનો સિદ્ધાંત હતો.

રાજવંશીઓને વિષે બે શબ્દ લખી મારું ઋણ મેં અદા કર્યું છે એમ મારો નમ્ર મત છે. હવે પ્રજા પ્રત્યેનું ઋણ અદા કરવાનો પ્રયત્ન કરું. 'જેવા રાજા તેવી પ્રજા' એ લોકવાક્યમાં અર્ધ સત્ય છે. એટલે કે, એ કથન જેટલે અંશે ખરું છે તેટલે જ અંશે 'જેવી પ્રજા તેવા રાજા' એ કથન પણ ખરું છે. જ્યાં પ્રજા જાગૃત છે, ત્યાં રાજાની હસ્તી કેવળ પ્રજા ઉપર આધાર રાખે છે. જ્યાં પ્રજા ઊંઘતી છે, ત્યાં રાજા રક્ષક મટી ભક્ષક થઈ જવાનો પૂરો સંભવ રહે છે. ઊંઘતી પ્રજાને રાજાનો દોષ કાઢવાનો અધિકાર નથી. રાજા પ્રજા બંને સંજોગોને વશ હોય છે; સાહસિક રાજાપ્રજા સંજોગોને વશ કરે છે. સંજોગોને વશ કરી રહેવું તેનું નામ પુરુષાર્થ છે. પુરુષાર્થહીનનો નાશ છે અને તે યથાર્થ છે. આ સિદ્ધાંત સમજે તે ધીરજ ન છોડે, તે દૈવને દોષ ન દે, તે પારકાને દોષ ન દે: તે પોતાનો જ દોષ કાઢે ને જુએ. આ સિદ્ધાંતને આધારે હું હિંસા અથવા બળાત્કારનો વિરોધ કરું છું. દોષનું કારણ જ્યારે પોતામાં છે, ત્યારે પારકાનામાં દોષારોપણ કરી તેનો નાશ ઇચ્છવો કે કરવો તેથી કારણ દૂર નથી થતું એટલું જ નહિ, પણ કારણ જડ ઘાલે છે ને રોગ વધતો જાય છે.

રાજવંશીઓની જે જે ખામીઓ ઉપર હું નજર ફેરવી ગયો છું, તે તે ખામીઓનું કારણ જેટલે અંશે રાજાઓ પોતે છે તેટલે જ અંશે, અને વધુ વિચાર કરીએ તો વધારે અંશે, પ્રજા પોતે છે એમ આપણે જોઈશું. પ્રજામત અમુક કાર્યની વિરુદ્ધ હોય તે કાર્ય રાજા નહિ કરી શકે. પ્રજામતનું વિરુદ્ધ હોવું એટલે મનનો બડબડાટ નહિ. પ્રજામતનો વિરોધ ત્યારે જ દર્શાવાય

કે જ્યારે વિરોધની પાછળ બળ હોય. પુત્ર બાપના કાર્યની વિરુદ્ધ હોય ત્યારે તે શું કરે છે? વિરોધપાત્ર કાર્ય છોડી દેવાને સારુ પિતાને વીનવે છે; એટલે કે, વિવેકપૂર્વક અરજી કરે છે. અનેક વાર પ્રણિપાત કર્યા છતાં જ્યારે પિતા નથી માનતો, ત્યારે તે પિતાની સાથેનો સહકાર છોડે છે; એટલે સુધી કે, પિતાનું ઘર પણ છોડે છે. આ શુદ્ધ ન્યાય છે. જ્યાં પિતાપુત્ર જંગલી હોય છે, ત્યાં બંને વચ્ચે લડાઈ થાય છે, એકબીજા ગાળાગાળી કરે છે, ને છેવટે મારામારી પર ઊતરે છે. સભ્ય ને આજ્ઞાંકિત પુત્ર મરણાન્ત લગી વિનયનો, શાંતિનો, અહિંસાનો, પ્રેમનો, ત્યાગ કરતો જ નથી. તેનો પ્રેમ જ તેને અસહકાર સૂચવે છે. આવા પ્રેમમય અસહકારને પિતા પોતે ઓળખી શકે છે. પુત્રનો ત્યાગ કે વિયોગ તે સહન નથી કરી શકતો: તેનો અંતરાત્મા દુભાય છે, ને તે પશ્ચાત્તાપ કરે છે. હમેશાં એમ જ બને છે એમ આપણે જોતા નથી. પણ પુત્રે તો અસહકાર કરી પોતાના ધર્મનું પાલન કર્યું.

આવા પ્રકારનો અસહકાર રાજાપ્રજા વચ્ચે હોઈ શકે. અમુક સંજોગો વચ્ચે તે પ્રજાનું કર્તવ્ય હોય. એવા સંજોગો ક્યારે આવ્યા કહેવાય? ત્યારે જ કે જ્યારે પ્રજા સ્વભાવે સ્વતંત્ર અને નિર્ભય હોય. રાજ્યના કાનૂનોને તે સ્વેચ્છાએ, દંડના ભય વિના, સમજપૂર્વક માન આપે. રાજ્યના કાયદાનું સાદર વિવેકપૂર્વક પાલન એ અસહકારનો પ્રથમ પાઠ છે.

બીજો પાઠ તિતિક્ષા છે. રાજ્યના ઘણા કાયદા આપણને અગવડ પડતા લાગે, છતાં તેને આપણે સહી લઈએ. પુત્રને પિતાની ઘણી આજ્ઞાઓ ખૂંચતી હોય, છતાં તે તેને માન આપી પોતાનું પુત્રત્વ સિદ્ધ કરી આપે છે. જ્યારે તે અસહ્ય લાગે, તે અનીતિમય લાગે ત્યારે જ તેનો વિનયપૂર્વક નિરાદર કરશે. એવો નિરાદર પિતા તુરત સમજી શકશે. તેમ જ, રાજના અનેક કાયદાને માન આપીને પ્રજા પોતાની ઇરાદાપૂર્વક થયેલી વફાદારી

સિદ્ધ કરી આપે, તે જ પ્રજાને સાદર નિરાદરનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ત્રીજો પાઠ સહિષ્ણુતાનો છે. જેનામાં દુઃખ સહન કરવાની શક્તિ નથી, તે અસહકાર ન કરી શકે. માલમિલકતના અને કુટુંબનાયે ત્યાગની શક્તિ જેણે કેળવી નથી, તે કદી અસહકાર નહિ કરી શકે. અસહકારથી રાજા કોપાયમાન થઈ અનેક પ્રકારના દંડ દે એ સંભવિત છે. એમાં પ્રેમની પરીક્ષા રહેલી છે. એમાં ધૈર્યની અને વીર્યની કસોટી છે. એ સહન કરવા જે તૈયાર નથી, તે અસહકાર ન કરી શકે. આ ત્રણે પાઠ એકબે વ્યક્તિ શીખી લે તેથી પ્રજા અસહકાર કરવા તૈયાર થઈ ન ગણાય. પ્રજાકીય અસહકાર થઈ શકવાને સારુ પ્રજાનો મોટો ભાગ તૈયાર હોવો જોઈએ. આ વસ્તુ ધ્યાનમાં ન રખાય, તો માઠાં પરિણામ આવવાનો પૂરો સંભવ રહે છે. આ વાત ધ્યાનમાં ન રહેવાથી કેટલાક સ્વદેશાભિમાની જુવાન અધીરા બને છે. જેમ બીજી કેળવણીને સારુ તેમ અસહકારની કેળવણીને સારુ પણ તૈયારીની આવશ્યકતા રહે છે. માત્ર ઇચ્છા કરવાથી કોઈ અસહકારી નથી બની શકતું. તેને સારુ તાલીમની જરૂર હોય છે. એ તાલીમ કાઠિયાવાડના કોઈ પણ વિભાગમાં હું જોતો નથી. એ તાલીમ અને એ તૈયારી હોય, તો અસહકારની આવશ્યકતા સિદ્ધ થયેલી છે એમ હું નથી જાણતો.

અત્યારે કાઠિયાવાડમાં શું કે હિંદુસ્તાનમાં શું, હું તો વ્યક્તિઓની તૈયારીની આવશ્યકતા જોઉં છું. વ્યક્તિઓમાં સેવાભાવ, ત્યાગવૃત્તિ, સત્ય, અહિંસા, સંયમ, ધૈર્ય, અસ્તેય ઇત્યાદિ ગુણો જોઈએ. આ ગુણોની કેળવણીને સારુ રચનાત્મક કાર્યની આવશ્યકતા છે. આપણે મૂંગે મોઢે પ્રજામાં ઘણું કામ કરીએ તો ઘણા સુધારા એની મેળે થઈ જાય.

તા. ૮–૧–'૨૫

# ૩. રાજાનો ધર્મ

[ મોરબીના રાજા તથા ત્યાંની મોઢ જ્ઞાતિએ કરેલા સ્વાગતના ઉત્તરરૂપે આપેલા ભાષણમાંથી. — **પ્રકાશક** ]

મારી પોતાની દૃષ્ટિએ સ્વરાજ અને રામરાજ એક જ છે, જોકે ભાઈઓની આગળ હું રામરાજ્ય શબ્દ બહુ વાર નથી વાપરતો. કારણ, આ બુદ્ધિના યુગમાં સ્ત્રીઓ આગળ રેંટિયાની વાતો કરનારની રામરાજ્યની વાતો બુદ્ધિવાદી જુવાનોને ટાયલા જેવી લાગે. તેમને તો રામરાજ્ય નહિ પણ સ્વરાજ જોઈએ, અને તેઓ સ્વરાજ્યની પણ ચમત્કારિક વ્યાખ્યાઓ આપે છે. મારી દૃષ્ટિએ એ ધૂળ જેવી છે. પણ આજે જ્યારે મહારાજા સાહેબ સમક્ષ અને તેની પ્રજા સમક્ષ હું ઊભો છું, એક કલાક સુધી મહારાજાએ પોતાના હૃદયના ઉદ્ગારો મારી આગળ ઠાલવ્યા છે, ત્યારે તેમની આગળ મારા હૃદયના ઉદ્ગારો ઠાલવવાનું મન થઈ જાય છે. સ્વરાજ્યની કલ્પના સામાન્ય નથી, પણ તે રામરાજ્ય છે. એ રામરાજ્ય તે કેમ આવે. ક્યારે આવે? જ્યારે રાજાપ્રજા બંને સીધાં હોય, જ્યારે રાજાપ્રજા બંનેનાં હૃદય પવિત્ર હોય, જ્યારે બંને ત્યાગ તરફ વળેલાં હોય, ભોગો ભોગવવામાં પણ સંકોચ અને સંયમ રાખતાં હોય, બંનેની વચ્ચે પિતાપુત્રના જેવી સુંદર સંધિ હોય, ત્યારે તે રાજ્યને આપણે રામરાજ્ય કહીએ. આ આપણે ભૂલ્યા એટલે 'ડેમોક્રસી' (પ્રજાતંત્ર) ની વાતો કરીએ છીએ. આજે 'ડેમોક્રસી'નો યુગ ચાલે છે. મને એના અર્થની ખબર નથી; પણ જ્યાં પ્રજાનો અવાજ સંભળાય છે, પ્રજાના પ્રેમને પ્રાધાન્ય છે, ત્યાં 'ડેમોક્રસી' છે એમ કહેવાય. પણ મારા રામરાજ્યમાં માથાં ગણીને અથવા હાથ ગણીને પ્રજાના મતનું માપ ન કાઢી શકાય. એવી રીતે મત લેવાય તેને હું પંચનો મત ન માનું. પંચ બોલે તે પરમેશ્વર. એ હાથ ઊંચા કરનારા

પંચ ન હોય. ઋષિમુનિઓએ તપશ્ચર્યા કરીને જોયું કે, માણસો તપશ્ચર્યા કરતા હોય, પ્રજાહિતની ભાવનાવાળા હોય અને તે મત આપે તે પ્રજામત કહેવાય. એનું નામ સાચી ડેમોક્રસી. મારા જેવું એકાદું ભાષણ આપીને તમારો મત ચોરી જાય, તે મતમાં પ્રગટ થતી વસ્તુ તે 'ડેમોક્રસી' નથી.

મારી 'ડેમોક્રસી' તો રામાયણમાં આલેખાયેલી છે;— અને રામાયણ પણ હું જેમ સીધું સાદું વાંચું છું અને તેમાંથી જે ભાવ નીકળે છે તે પ્રમાણે. રામચંદ્રે કેમ રાજ્ય કર્યું? આજના રાજા તો રાજ કરવું એ પોતાનો જન્મસિદ્ધ હક માને છે, અને પ્રજાનો કશું કહેવાનો હક સ્વીકારતા નથી. પણ રાજાઓ જે રામના વંશજો કહેવાઓ તે રામે શું કર્યું તે તમે જાણો છો? કૃષ્ણના પણ તમે વંશજ કહેવાઓ. કૃષ્ણે પણ શું કર્યું? કૃષ્ણ તો દાસાનુદાસ હતા; રાજસૂય યજ્ઞ વેળા શ્રીકૃષ્ણે તો સૌના પગ ધોયા, પ્રજાના પગ ધોયા. એ વાત સાચી હોય કે કાલ્પનિક હોય, એ પ્રથા તે વેળા હોય કે ન હોય, પણ તેનું રહસ્ય એ કે તેમણે પ્રજાને નિહાળીને પ્રજાને નમન કર્યું, પ્રજાના મતને નમન કર્યું. રામાયણમાં આ વસ્તુ જુદી રીતે આલેખાયેલી છે. ગુપ્તચર દ્વારા રામચંદ્રજી નગરચર્ચા કરાવીને જાણે છે કે, સીતાજીને વિષે એક ધોબીના ઘરમાં અપવાદ ચાલે છે. તેઓ તો જાણતા હતા કે અપવાદમાં કશું નહોતું. તેમને તો સીતા પ્રાણ કરતાં પ્યારાં હતાં. તેમની અને સીતાજીની વચ્ચે ભેદ પડાવે એવી કોઈ વસ્તુ નહોતી. છતાં આવો અપવાદ ચાલવા દેવો એ બરોબર નથી એમ સમજી તેમણે સીતાજીનો ત્યાગ કર્યો. એમ તો રામચંદ્રજી સીતામાં સમાતા હતા, અને સીતા રામચંદ્રજીમાં સમાતાં હતાં. જે સીતાને સારુ રામ લશ્કર લઈને ચડ્યા, જેની રાતદિવસ રામે ઝંખના કરી, તે સીતાના શરીરવિયોગની રામચંદ્રજીએ આવશ્યકતા માની. એવા પ્રજામતને માન આપનારા રાજા રામનું

રાજ તે રામરાજ. એ રાજમાં કૂતરા સરખાને પણ ન દૂભવી શકાય, કારણ રામચંદ્રજી તો જીવમાત્રનો અંશ પોતામાં જુએ. એવા રાજ્યમાં વ્યભિચાર, પાખંડ, અસત્ય ન હોય. એ સત્યયુગમાં પ્રજાતંત્ર ચાલ્યા કરે. એ ભાંગ્યું એટલે રાજા રાજધર્મ છોડે, બહારથી આક્રમણો થવા લાગે. મનુષ્યનું લોહી બગડે છે, ત્યારે બહારનાં જંતુઓ આક્રમણ કરે છે. તેમ જ સમાજશરીર અસ્વચ્છ થાય, ત્યારે સમાજનાં અંગોરૂપ મનુષ્યો ઉપર બહારથી આક્રમણ શરૂ થાય છે.

પણ રાજાપ્રજા વચ્ચે પ્રેમનો મેળ સંધાય, ત્યારે પ્રજાશરીર આક્રમણોની સામે ટક્કર ઝીલી શકે. રાજશાસન એ પ્રેમનું શાસન છે; રાજદંડ એટલે પશુબળ નહિ પણ પ્રેમની ગાંઠ. રાજા શબ્દ જ 'રાજ' એટલે 'શોભવું' ધાતુ ઉપરથી બનેલો છે. એટલે, રાજા એટલે જે શોભે છે તે. એ જેટલું જાણે છે તેટલું પ્રજા નથી જાણતી. એણે તો પ્રેમપાશથી પ્રજાને બાંધી લીધી છે. તેથી તે દાસાનુદાસ છે. શ્રીકૃષ્ણ પણ દાસાનુદાસ હતા, અને તેમણે સેવકની પાટુ ખાધી. તેમ રાજારજવાડાઓને કહું છું કે, જો તેઓ રામ અને કૃષ્ણના વંશજો કહેવડાવવા ઇચ્છતા હોય, તો તેમણે પ્રજાની પાટુ ખાવાને તૈયાર રહેવું જોઈએ. તમે પણ પ્રજાની ગાળો ખાઓ, પ્રજા ઘેલી થાય પણ રાજાથી ઘેલા ન થવાય. રાજા ઘેલા થાય તો પૃથ્વી રસાતળ જાય. . . .

* * *

તા. ૨૯-૧-'૨૮

# ૪. રાજકુમારોને

[ રાયપુરમાં રાજકુમારો આગળ આપેલા ભાષણમાંથી. — **પ્રકાશક** ]

આપણે જીવનનાં અનેક ક્ષેત્રોમાં અંગ્રેજોના સંપર્કમાં આવ્યા છીએ. અંગ્રેજ રાજકર્તાઓની રાજ્યનીતિની ટીકા કરવાનો ધર્મ મને ઘણી વાર પ્રાપ્ત થયો છે. મેં ટીકા કરતાં ખોટી શરમ નથી રાખી. મેં હૈયું ખોલીને સાફ સાફ વાતો કરેલી છે. પણ મેં તમને કહ્યું તેમ, મારે સેંકડો અંગ્રેજો સાથે અતિશય ગાઢ મિત્રાચારી છે. એમના કેટલાક અમૂલ્ય ગુણોને હું ભૂલી નથી શકતો. અત્યારે એમાંથી એક જ તમને બતાવવા ઇચ્છું છું.

ઇંગ્લંડમાં અમીરો અને તેમના ઘરના નોકરો વચ્ચે કૌટુંબિક સંબંધ છે. નોકરો કુટુંબના જ માણસો ગણાય છે. ત્યાંના અમીરોનાં ઘરમાં હું ગયો ત્યાં તેમની ને તેમના નોકરોની વચ્ચે સૂક્ષ્મ પ્રેમની ગાંઠ જોઈને મને આનંદ થયો. ત્યાં અસ્પૃશ્યતાનું નામ નહોતું. તમને મેં જે વાત કહી, તે ઇંગ્લંડના સેંકડો ઉમરાવો વિષે અક્ષરશઃ સાચી છે. જ્યાં જ્યાં હું ગયો, ત્યાં વિદાય લેતી વખતે ઘરના માલિક ઉમરાવ પોતાના ઘરના બધા નોકરોનો મારી સાથે તેઓ હલકી કોટીનાં માણસો હોય એવી રીતે નહિ, પણ કુટુંબીજન તરીકે, પરિચય કરાવતા. એ જોઈને મને અણધાર્યો આનંદ થતો. એ ઉમરાવોના આ સદ્‌ગુણનું અનુકરણ તમે કરો એમ હું ઇચ્છું છું.

દુર્ભાગ્યે આપણામાં એવી લાગણી છે કે, રાજા તે રાજા, ને એમનાથી સાધારણ લોકો જોડે સમાનભાવે ભળાય જ નહિ. અને તેથી આજે તમારે માટે જુદી નિશાળો ને જુદી કૉલેજો બાંધવી પડે છે. એ આજે ગમે તેટલી જરૂરની હોય, છતાં એ દુઃખની વાત છે. સાર્વજનિક શાળાકૉલેજોમાં તમે જાઓ નહિ, જવાની તમારી હિંમત ન ચાલે. તમને ખબર ન હોય કે રાજા

ઍડવર્ડ અને અત્યારના રાજા નાનપણમાં નૌકાસૈન્યમાં સાધારણ ખલાસીની પેઠે કામ કરતા અને પિતાપુત્ર બંનેએ ખલાસીજીવનનાં કષ્ટો સારી પેઠે વેઠેલાં. તમે એમ કરશો? તમારી આસપાસ તો જાણે કોટકિલ્લા રચેલા છે. તમારા મનમાં એવી ભાવના હાંસી હાંસીને ભરવામાં આવે છે કે, તમને ભગવાને દૈવી અંશ આપેલો છે. હું તમને કહું છું તે તમે માનજો કે, તમારી ને સાધારણ માણસોની વચ્ચે બીજો કશો ફરક નથી. ફરક છે તે એટલો જ છે કે, તમને આગળ વધવાની તક મળે છે ને એમને નથી મળતી. પણ તમને ઈશ્વરે જે તક આપી છે, તેનો તમે ઉપયોગ નહિ કરો તો ઈશ્વરના ચોપડામાં એ તમારે ખાતે ઉધાર લખાશે. કેળવણીનો સાર તમારી અંદર જે ઉત્તમ સત્ત્વ રહેલું છે તેને બહાર ખેંચી આણી પ્રગટ કરવામાં રહેલો છે. એ વસ્તુ તમે સમજો. તમને, મને ને સૌને ઈશ્વરે સારા કે નરસા બનવાની સરખી શક્તિ આપેલી છે. તેથી મને લાગે છે કે, જો તમે આ ભૂમિનાં રંકમાંનાં રંકની સાથે એકતા અનુભવવાની કળા નહિ શીખો તો તમારું બધું શિક્ષણ એળે જશે.

હ૦ બં૦, ૧૭–૧૨–'૩૩

# ૫. સ્વરાજનો મર્મ

['લંકા મહાસભાને સંદેશો' એ ગાંધીજીના વ્યાખ્યાનમાંથી પ્રસ્તુત ખંડ આપ્યો છે. — **પ્રકાશક**]

ચાલુ સરકાર સામે લડવું, — અને ખાસ કરીને જ્યારે એ સરકાર પરદેશી હોય, અને એ સરકાર તળે આપણને પ્રગતિનો અને સંપૂર્ણ આત્મવિકાસનો પૂરતો અને મનગમતો અવકાશ નથી એવું આપણને લાગતું હોય, ત્યારે સરકાર સાથે બાથ ભીડવી — એ મજાનો ખેલ છે એ હું જાણું છું. અને એ ખેલ

મેં પૂરતો કરી લીધો છે એ તમે જાણતા હશો. પણ હું એવા પણ નિર્ણય પર આવ્યો છું કે, આત્મવિકાસ અને સ્વરાજ એ એવી વસ્તુઓ નથી જે આપણી પાસેથી કોઈ લઈ શકે અથવા આપણને કોઈ આપી શકે. એ તદ્દન સાચી વાત છે કે, આપણાં ભાગ્ય જેના હાથમાં આવી પડ્યાં છે, અથવા જેઓ આપણા ભાગ્યવિધાતા દેખાય છે, તેઓ જો રહેમદિલવાળા હોય, સમભાવવાળા હોય, આપણી આકાંક્ષાઓને સમજતા હોય, તો આપણને પોતાનો વિકાસ કરવો સહેલો થઈ પડે છે. પણ અંતે સ્વરાજ માત્રનો આધાર સર્વાંશે આપણી પોતાની જ આંતરિક શક્તિ પર છે: ભારેમાં ભારે સંકટો સામે લડી પાર ઊતરવાની આપણી તાકાત પર છે. ખરું જોતાં, જે સ્વરાજને મેળવવામાં ને ટકાવવામાં એવા સતત પુરુષાર્થની જરૂર નથી, તેને સ્વરાજ ન કહી શકાય. તેથી મેં વાણીથી તેમ જ કર્મથી બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે, રાજકીય સ્વરાજ — એટલે કે, સ્ત્રીપુરુષોની મોટી સંખ્યાનું સ્વરાજ — એ વ્યક્તિગત સ્વરાજ કરતાં જરાયે જુદી વસ્તુ નથી: અને તેથી વ્યક્તિગત સ્વરાજને માટે જે સાધનોની જરૂર છે, તે જ સાધનોથી આ રાજકીય સ્વરાજ પણ મેળવવાનું છે. અને તેથી તમે જાણો છો તેમ, મેં હિંદુસ્તાનમાં વેળા કવેળાએ લોકો આગળ આ આદર્શ મૂકવાનો એટલો બધો પ્રયત્ન કર્યો છે કે, તેનાથી ઘણી વાર તો રાજકીય ક્ષેત્રમાં જ રમી રહેલા માણસો કંટાળી ગયા છે.

રાજકાજમાં જે વિચારપરંપરાના પ્રવર્તક ગોખલે હતા તે પરંપરાનો હું છું. મેં એમને મારા રાજકીય ગુરુ કહેલા છે. એમણે કહેલી કે કરેલી દરેક વસ્તુ હું કબૂલ રાખતો અથવા આજે કબૂલ રાખું છું એવું નથી. પણ એમના જીવનની પ્રવર્તક શક્તિ (એમના નિકટમાં નિકટ સંસર્ગમાં આવનાર મારી સમજ પ્રમાણે) તે 'રાજકાજને ધાર્મિક બનાવવાની' એમની ઉત્કટ

ઇચ્છા હતી. આ શબ્દ એમણે પોતે બનાવેલો અને ભારતસેવક-સમાજ, જેના તેઓ સંસ્થાપક અને પ્રથમ અધ્યક્ષ હતા, તેની યોજનાના ઉપોદ્‌ઘાતમાં વાપરેલો છે. એમણે ઇરાદાપૂર્વક કહેલું કે, આ સમાજ સ્થાપવામાં એમનો ઉદ્દેશ રાજકાજમાં ધાર્મિકતા દાખલ કરવાનો હતો. તેમણે પોતાના દેશમાં પોતાની આસપાસના રાજકારણનો અભ્યાસ કરેલો એટલું જ નહિ, પણ તેમણે ઇતિહાસનો ઊંડો અને કાળજીપૂર્વક અભ્યાસ કરેલો. જગતના તમામ દેશોના રાજકાજનો તેમણે અભ્યાસ કર્યો હતો. સર્વત્ર રાજકાજ અને ધાર્મિકતા વચ્ચે પૂરેપૂરા છૂટાછેડા જોઈને તેમને અતિશય નિરાશા થયા પછી તેમણે એ તત્ત્વને રાજકાજમાં દાખલ કરવાનો પોતાની શક્તિ પ્રમાણે ઉત્તમ પ્રયાસ કર્યો. અને એ પ્રયાસને કંઈક — હું કહેવા તો જતો હતો ઘણી — સફળતા મળ્યા વિના નથી રહી. . .

તમે જોશો કે, ગમે તે ભોગે સત્યના અને અહિંસાના પાલનનો આગ્રહ કરતાં હું થાકતો જ નથી. મારો નમ્ર અભિપ્રાય એવો છે કે, આ બે શરતો પળાય તો તમે દુનિયાની સૌથી જોરાવર સત્તાને પડકાર દઈ શકશો, અને છતાં પોતે અણીશુદ્ધ નીકળી શકશો એટલું જ નહિ, પણ તમારા કહેવાતા વિરોધીને પણ લવલેશ હાનિ કે ઈજા નહિ પહોંચે. થોડો વખત તમારા શાંતિમય ધાનો તે અવળો અર્થ કરશે, તમારે વિષે ગેરસમજ ફેલાવશે; પણ તમે આ બે મોટી શરતોનું પાલન કરતા હો, ત્યાં સુધી તમારે એની લાગણીનો કે અભિપ્રાયનો વિચાર કરવાની જરૂર નથી. પછી તમે સુરક્ષિત છો. બીજા માર્ગ કરતાં આ માર્ગે તમે વધુ ઝડપભેર કૂચ કરી શકશો. આ માર્ગ લાંબો લાગવાનો સંભવ છે; પણ જો તમે મારો ૩૦ વરસોનો સતત નિરપવાદ અનુભવ માનો, તો હું તમને ખાતરી આપું છું કે, સફળતાનો એ ટૂંકામાં ટૂંકો રસ્તો છે. એથી ટૂંકો રસ્તો મેં જાણ્યો નથી. એમાં ભારે શ્રદ્ધાની અને અખૂટ ધીરજની જરૂર

પડે છે એ હું જાણું છું. પણ જો આ એક વાત આપણા મનમાં ચોંટી જાય, તો પછી જે મુત્સદ્દી પોતાનો નહિ પણ આખા રાષ્ટ્રનો સ્વાર્થ સાધવા માગતો હોય તેને સારુ આ એક જ રસ્તો ખુલ્લો છે. એક વાર નિર્ધાર થયો કે પછી શ્રદ્ધા પ્રગટે છે, અને એ શ્રદ્ધાની સાથે ધીરજ પણ આવે છે; કારણ આથી સારો કે ટૂંકો રસ્તો છે જ નહિ એ ભાન જાગૃત હોય છે.

તા. ૪-૧૨-'૨૭

## ૯. સાચી પ્રજાકીય શક્તિ

['વિચારની અરાજકતા' નામના લેખમાંથી પ્રસ્તુત ભાગ આપ્યો છે. — **પ્રકાશક**]

નિરંકુશ વિચારના હળવા નમૂના તરીકે નીચેનો કાગળ છાપું છું :

* * *

"સાત કરોડ (શંકા છે) અંત્યજો વિના સ્વરાજ મળવાનું ન હોય, તો સાત કરોડની દેશી રાજ્યોની પ્રજા વિના તો કદી સ્વરાજ મળવાનું નથી જ. અત્યારે તો અંત્યજો કરતાં તેમની સ્થિતિ વધારે ખરાબ છે તેમાં કશી શંકા નથી. આજે કેટલા દેશી રાજાઓએ ખુલ્લી રીતે અને કેટલાએ છાની રીતે કેટલાં ખૂનો કર્યાં છે, તે આપ જાણો છો? આપ તો એમ જ સમજો છો કે, દેશી રાજ્યની પ્રજા જેલથી ડરે છે. પણ હું ખાતરીથી કહું છું કે, અમે જેલથી ડરતા નથી, મોતથી પણ ડરતા નથી. પણ અમારી આંખની સામે અમારાં નિર્દોષ પત્ની, બાળકો અને સગાનો કચ્ચરઘાણ નીકળતો અમે જોઈ શકતા નથી. તેમનાં શિયળ ખંડિત થતાં જોઈ અમારે શું બેસી રહેવું? હું જાતે જૈન છું; અહિંસાનો (મારે મન) ઉપાસક છું; દેશી રાજ્યની જેલમાં જઈ આવ્યો છું અને હજી જવાને તૈયાર છું. પણ હું આપને શું કહું? — એ કેટલા માણસોને દવામાં ઝેર આપીને મારી નાંખ્યા છે તે આપ જાણો છો? આજે — ના એક માણસની સ્ત્રીને સત્તરવર્ષ થયાં ઉડાવી

જવામાં આવી છે. અત્યારે તે — ના રાજમહેલમાં છે. અને બીજી એવી તો ઘણીયે છે. રેસિડન્ટને તે માણસે અરજી કરી; જવાબ મળ્યો : વીસ હજાર રૂપિયા લઈ તમે હાથ ઉઠાવી લો.

આવા પ્રસંગે પણ આપ અહિંસા રાખવાનું કહો તે કેવી રીતે રહી શકે ? હું જૈન છું, છતાં હિંમત કરીને કહું છું કે, એ માણસે અરજી કરવામાં જ ભૂલ કરી છે. તેણે તો — ના મહારાજાનું ખૂન જ કરવું જોઈતું હતું. અને એમ કરતાં આડે આવનાર એક લાખ માણસને પણ, શક્તિ હોય તો, મારી નાંખવામાં જરાયે પાપ નથી એમ હું માનું છું.”

આવા અને આથી ખરાબ કાગળો મારી ઉપર ઠીક પ્રમાણમાં આવે છે. એવો જ ભાવ દર્શાવનારાં છાપાંની કાપલીઓ પણ મિત્રોએ મોકલી છે. જ્યારે માણસને વિચાર પ્રગટ કરવાની છૂટ મળે છે, ત્યારે એવું બન્યાં જ કરે છે. એ સૂચવે છે કે, માણસ કેવા અવ્યવસ્થિત વિચારો કરી શકે છે. આ અવ્યવસ્થામાં વિચાર કરવાની મંદતા નજરે આવે છે. મંદતાને લીધે માણસની વિચાર-શ્રેણી સીધી ચાલવાને બદલે આડીટેડી ચાલે છે, ને સાંકળ બંધાઈ શકતી નથી. ઘણી વેળા આવું ક્રોધને લીધે પણ બને છે. ક્રોધનાં લક્ષણ દારૂ અને અફીણ બન્નેને મળે છે. પ્રથમ આવેશમાં શરાબીની જેમ ક્રોધી મનુષ્ય રાતોપીળો બને છે. પછી જો આવેશ ઊતરતાં ક્રોધ શમ્યો ન હોય, તો તે અફીણની જેમ કામ કરે છે, ને માણસની બુદ્ધિને મંદ કરી મૂકે છે. અફીણની જેમ તે મગજને કોતરી ખાય છે. ક્રોધનાં લક્ષણ સંમોહ, સ્મૃતિ-ભ્રંશ અને બુદ્ધિનાશ એમ ઉત્તરોત્તર ગણાયાં છે.

આ બધું, મારી મતિ પ્રમાણે, હું મજકૂર કાગળમાં જોઉં છું. લખનાર ભલા માણસ છે. પણ ક્રોધના આવેશમાં તે ‘નવજીવન’માં શું લખાયા કર્યું છે તે ભૂલી ગયેલ છે. સ્વરાજને જ ખાતર જીવનાર છાપામાં સમાજસુધારાના વિષયો આવી શકે કે નહિ એનો વિચાર કરવા તે એકાએક અસમર્થ બની ગયેલ છે.

સ્વરાજનો અર્થ જ પત્ર લખનાર બહુ સાંકડો કરી નાંખે છે. અંગ્રેજના હાથમાંથી અમુક હિંદીના હાથમાં સત્તા જવી એટલે સ્વરાજ, એમ આ ભાઈ માનતા જણાય છે. મારે મન સ્વરાજ એટલે ત્રીસે કરોડના હાથમાં રહેલી મર્યાદાપૂર્ણ સત્તા. આવી સત્તા જ્યાં હોય, ત્યાં એક બાળા પણ પોતાને સુરક્ષિત માને; કવિની કલ્પના સાચી હોય તો, કૂતરાં ઇત્યાદિ મનુષ્યેતર પ્રાણી, જે મનુષ્યના સંબંધમાં વસનારાં છે, તે પણ પોતાને સુરક્ષિત માને. આવા સ્વરાજને અંગે અનેક પ્રકારના તાત્ત્વિક નિર્ણયો આપણે કરવાના રહે. કેમ કે સ્વરાજમાં નિર્ણયો સત્તાધિકારીની ઇચ્છાને આધીન ન હોય, પણ ન્યાયને, સત્યને આધીન હોય. આવા સ્વરાજને મેં સંક્ષેપમાં રામરાજ્ય કહ્યું છે. એનો મુસલમાન ઇત્યાદિ અનર્થ કરે તેથી તેને હું ધર્મરાજ્ય પણ કહું છું. અહીં રાજાને સ્થાન છે. પણ રાજા એટલે રક્ષક, વાલી, ટ્રસ્ટી; રાજા એટલે સર્વશ્રેષ્ઠ સેવક, દાસાનુદાસ. સ્વરાજનો રાજા પ્રજાનુ અવશેષ ખાનાર છે, એટલે પ્રજાને સુવાડીને સૂએ, ખવડાવીને ખાય, જિવાડીને જીવે. આવા રાજા સદા જીવો. એવા રાજા આ યુગમાં ન પાકે, તો રાજા નામનો નાશ જ છે એ વિષે મને શંકા નથી.

* * *

રાજાઓ ઝેર પિવડાવીને લોકોને મારી નાંખે છે વગેરે આક્ષેપોમાં ઘણી અતિશયોક્તિ છે. લખનારે આ આક્ષેપો વગર પુરાવે કરેલા છે. નવરા માણસો ગમે તે ગપ્પાંને માની લે છે. આ ભાઈસાહેબે કંઈક એવું કરેલું છે. જો તેમની પાસે ઝેર દઈ મારી નાંખનાર રાજાનો સજ્જડ પુરાવો હોય, તો તે મારી પાસે મોકલે. સાંભળેલું પુરાવામાં નહિ ગણાય. મારા લખાણના આ ભાગનો વાંચનાર ઊંધો અર્થ ન કરે. કોઈ દેશી રાજા કોઈને અન્યાયપૂર્વક નથી મારી નાંખતા, એમ કહેવાનો આશય મારો

મુદ્દલ નથી. દેશી રાજાઓને હાથે ખૂનો થયેલાં હું જાણું છું. દેશી રાજ્યોમાં પેસી ગયેલા સડાને વિષે હું અણવાકેફગાર નથી. એ સડાઓને જાણતાં છતાં, હું માનનારો છું કે, તેઓ સુધરી શકે અને અંકુશમાં આવી શકે એવા છે. મારો આ વિશ્વાસ માણુસજાત ઉપરના મારા વિશ્વાસ ઉપર રચાયેલો છે. દેશી રાજાઓ હિંદુસ્તાનના વાતાવરણનું ફળ છે. તેમનું હાડ આપણા જેવું છે; તેમની હાજતો આપણા જેવી છે; તેમનામાં આપણા જ ગુણદોષો ભરેલા છે. આપણે આપણામાં વિશ્વાસ રાખીએ, તો તેમનામાં પણ રાખીએ. સત્યાગ્રહનું આખું શાસ્ત્ર પ્રાણીમાત્રના વિશ્વાસ ઉપર રચાયેલું છે. એ રચના ભલે છેવટે ખોટી નીવડે. પણ જેને સત્યાગ્રહમાં વિશ્વાસ છે, તે રાજાઓમાત્ર નકામા છે અથવા રાજ્યસંસ્થા સુધરી જ ન શકે, એવું કદી નહિ કહે. સત્યાગ્રહને અંગે રહેલી એક બીજી માન્યતા પણ નોંધવા યોગ્ય છે. સત્યાગ્રહી માને છે કે, પાપમાં સ્વતંત્રપણે નભવાની શક્તિ જ નથી. પાપને પુણ્યનો આધાર જોઈએ જ. એટલે કે, નઠારું સારાને આધારે જ નભે છે. આ બરોબર હોય, તો દેશી રાજ્યો નાશ થવા યોગ્ય હશે તો, તેમનો નાશ તેમની મેળે થશે — જો આપણે તેમને ખરાબ માનવા છતાં મદદ નહિ કરતા હોઈએ તો. આ વિચારશ્રેણીમાંથી અસહકારની ઉત્પત્તિ છે. જેઓ દેશી રાજ્યોને નઠારાં જાણવા માનવા છતાં તેમની નોકરી કરે છે, તે તેમને નિભાવે છે. જેઓ દેશી રાજ્યો નઠારાં સમજી નઠારી રીતે તેમનો નાશ કરવા મથે છે, તેઓ પણ તેમને મદદ કરે છે. દુષ્ટતાનો નાશ દુષ્ટતાથી કદી થયો નથી. પણ મારા જેવા જેઓ, ભલે ભૂલથી છતાં શુદ્ધ ભાવથી, તેમનામાં સારું જોઈ તેમની તેટલા પૂરતી સ્તુતિ કરે છે, તે કાં તો તે વડે તેમને સુધારે છે, અથવા તે વડે તે સત્યાગ્રહ કે અસહકાર કરવાનો અધિકાર સાધે છે.

* * *

હવે રહી લેખકની ખાતરીની વાત. તે લખે છે: 'આપ તો એમ જ સમજો છો કે દેશી રાજ્યની પ્રજા જેલથી ડરે છે. પણ હું ખાતરીથી કહું છું કે અમે જેલથી ડરતા નથી, મોતથી પણ ડરતા નથી.' દિલગીરીની સાથે મારે લખવું પડે છે કે, આ ખાતરીની મારી આગળ કિંમત બહુ ઓછી છે, અથવા નહિ જેવી છે. હું માનું છું કે, દેશીરાજ્યોની રૈયતમાંથી આંગળીના વેઢા ઉપર ભાગ્યે ગણી શકાય એટલા માણસો જેલ જવાને તૈયાર નીકળશે. મોતની તો વાત જ શી? જે જુલમ દેશી રાજ્યોમાં થાય છે તે, જો રૈયતવર્ગ બીકણ ન હોત અને જેલ ઇત્યાદિનાં દુઃખ વેઠવા તૈયાર હોત તો, અસંભવિત હોત. લખનાર યાદ રાખે કે, દેશી રાજ્યમાં કે અંગ્રેજી રાજ્યમાં જેલ જનારાને કોઈ રોકતું નથી. સ્વાર્થત્યાગ અને બલિદાન કરવાની શક્તિ જ્યારે દેશમાં વ્યાપક થશે ત્યારે સડામાત્ર નાશ પામશે.

તા. ૨૦–૧૦–'૨૯

## ૭. અહિંસા જ કેમ?

એક પત્રલેખક નીચે પ્રમાણે દલીલ કરે છે:

"આપ હિંસાની વિરુદ્ધ શા માટે છો? દરેક હિંસક કૃત્યમાં પાપ રહેલું છે એમ આપ માનો છો? આપણે ખૂન કે હત્યા જોઈએ, ત્યારે આપણને એક જાતનો ત્રાસ છૂટે, દયા આવે, ચીતરી ચડે; અને જગતમાં દિનપ્રતિદિન મનુષ્યોનું લોહી ધીમે ધીમે ચૂસી લેવામાં આવે છે એ મૂંગે મોઢે જોયાં કરીએ; એ વસ્તુ વિચિત્ર નથી? લોહિયાળી ક્રાંતિ કરવામાં સફળતા મેળવી શકાય, તો દુનિયાનું ઘણું દુઃખ ફીટી જાય, એમ જો કોઈ માણસ માનતો હોય, તો તેણે શસ્ત્રનો ઉપયોગ શા સારુ ન કરવો? આપ મનુષ્યસ્વભાવને વિષે ભારે આશાવાદી લાગો છો, જોકે એને વિષે આપને કડવા અનુભવ થયેલા મારા વાંચવામાં ઘણી વાર આવે છે. આપ એમ નથી જોઈ શકતા કે, જગતના રાજાઓ

એવા હૈયાહીણા થઈ ગયા છે કે આપને કે મનુષ્યધર્મને સમજવા માટે એમણે ફરી બાળક બનવું જોઈએ? તેઓ જન્મથી બૂરા છે એમ કહેવાનો મારો આશય નથી પણ એ બૂરાઈ હાડમાં ઊતરી ગયેલી છે, ને તેઓ પ્રયત્ન કરે તોય નીકળવાની નથી."

રાજાઓ જો બૂરા હોય, તો તેમની બૂરાઈનું કારણ એમનો અમુક કુટુંબમાં જન્મ થયો એ હોવું જ જોઈએ, અથવા સર્વાંશે એ જ કારણ છે, એવું નથી. એનું કારણ મોટે ભાગે તો પરિસ્થિતિ છે. અને તેથી તેઓ પોતાની રહેણીકરણી બદલશે એવી આશા હું રાખું છું. આ પત્રલેખક કહે છે તે સાવ સાચું છે કે, રાજાઓ પોતાની મેળે રહેણીકરણી બદલી નહિ શકે. જો તેઓ પરિસ્થિતિને અધીન હોય, તો તેઓ મારી નાંખવાને લાયક તો ન જ ગણી શકાય. પરિસ્થિતિમાં પરિવર્તન કરીને એમનામાં પરિવર્તન કરાવવું જોઈએ. પણ પરિસ્થિતિ એટલે આપણે પ્રજાજન. જેવા આપણે તેવા આપણા રાજા. યથા પ્રજા તથા રાજા. આપણે સમસ્ત પ્રજાજન જેવા હોઈએ તેની વધારેલી આવૃત્તિ તે રાજા. જો મારી આ દલીલ સાચી હોય, તો રાજા પ્રત્યે હિંસા કરવી એ આપણા પોતા પર હિંસા કરવા બરાબર છે: એ આપઘાત છે. અને મારે આપઘાત નથી કરવો, કે મારા પડોશીઓને તેમ કરવાને ઉત્તેજન નથી આપવું, તેથી હું જાતે અહિંસક બનું છું ને મારા પડોશીઓને તેવા બનવા નોતરું છું.

વળી હિંસાથી એક કે અનેક બૂરા રાજાઓનો નાશ થાય. પણ રાવણનાં માથાંની પેઠે બીજા રાજાઓ એમની જગાએ આવશે, કેમ કે એની જડ બીજે પડેલી છે. એની જડ આપણામાં છે. જો આપણે સુધરીશું તો રાજાઓ આપોઆપ સુધરશે.

આ પત્રલેખક એમ માનતા લાગે છે કે, અહિંસક માણસને લાગણી હોતી જ નથી, અને તે 'જગતમાં દિનપ્રતિદિન મનુષ્યોનું લોહી ધીમે ધીમે ચૂસી લેવામાં આવે છે એ મૂગે મોઢે જોયાં કરે છે.' અહિંસા એ આ પત્રલેખક મનાવવા માગે છે એવી

નિષ્ક્રિય વસ્તુ નથી; એ લાચારીની દશા પણ નથી. સત્યને અહિંસાથી નોખું ગણીને બોલીએ તો, સત્યને બાદ કરતાં અહિંસા એ જગતમાં જલદમાં જલદ શક્તિ છે. એ અમોઘ છે, કદી નિષ્ફળ જતી જ નથી. હિંસાનો વિજય થયેલો દેખાય છે એ માત્ર આભાસ હોય છે; અને હિંસાનો હમેશાં વિજય જ થાય છે એવો દાવો કોઈએ કદી કર્યો નથી. અહિંસા તાત્કાલિક અને નરી આંખે દેખાય એવાં પરિણામોની આશા કદી આપતી નથી. એ પળ બે પળમાં આંબો ઉગાડવાની કરામત નથી. તેની નિષ્ફળતા થતી દેખાય છે એ પણ બધો આભાસ જ છે. હિંસાનો પૂજારી ખૂનીને મારી નાંખશે ને વડાઈ માનશે. પણ એ ખૂનને તો કદી મારી શકતો જ નથી. એણે તો ખૂનીનું ખૂન કરીને ખૂનમાં વધારો કર્યો, ને બીજાને ખૂનનો રસ્તો બતાવ્યો. વેરથી વેર વધે જ છે; વેરથી વેર શમ્યું કદી જાણ્યું નથી.

અહિંસક મનુષ્ય ખૂનીને પ્રેમથી નવડાવશે. ખૂનીને સજા કરવાથી જે ખૂન થયું તે ન થયું કરી શકાવાનું નથી. પણ પોતાના સ્નેહભર્યા વર્તનથી તે ખૂની પાસે તેના કૃત્યનો પસ્તાવો કરાવવાની અને તેનું આખું જીવન પલટાવવાની આશા રાખે છે. અહિંસક મનુષ્ય હમેશાં અને આપોઆપ અંતરદૃષ્ટિ કરી અંતરને તપાસે છે, અને જુએ છે કે સદાચારનો સુવર્ણનિયમ તો એ છે કે, બીજા આપણી પ્રત્યે જેવી રીતે વર્તે એમ આપણે ઇચ્છતા હોઈએ, તેવી રીતે આપણે તેમની પ્રત્યે વર્તવું. એ પોતે જો ખૂની હોત, તો એના ગાંડપણ માટે એનો જીવ લેવામાં આવે એ એને ન ગમત, પણ તે સુધારવાની તક મળે એવી ઇચ્છા રાખત. એ એમ પણ જાણે છે કે, જેને સર્જન કરવાની શક્તિ પોતાનામાં નથી, તેનો તેણે નાશ ન કરવો જોઈએ. મનુષ્ય મનુષ્ય વચ્ચે ન્યાય કરનાર તો એકલો ઈશ્વર જ છે.

હિ૦ બં૦, ૨૩-૯-'૩૪

# ૮. રાજા અને રંકનું

વીલેપારલામાં કાર્યકર્તાઓની સભા થઈ હતી, તેમાં આ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો :

"તમે કહ્યા કરો છો કે, તમારી કલ્પનાનું સ્વરાજ્ય રાજા અને રંક બંનેને ન્યાય આપે, બંનેને રક્ષે, બંનેના હકો જાળવે. આમાં વિરોધ નથી આવતો ? જુઓ મજૂરો અને માલિક, ધનવાન અને તેનો દરવાન, બ્રાહ્મણ અને ભંગી, તવંગર ને ભિખારી. જ્યાં નજર નાખીએ ત્યાં દ્વંદ્વયુદ્ધ ચાલતું જોવામાં આવે છે. 'છે' અને 'નથી' નો ઝઘડો અનાદિ કાળનો લાગે છે. બીજાને દુઃખી કર્યા વિના માણસ સુખી જ થઈ શકતો નથી એમ લાગે છે. આવી સ્થિતિ કુદરતે જ રચેલી લાગે છે. તમે કુદરતની સામે થવા ઇચ્છતા લાગો છો. આ હવામાં બાથ ભીડવા જેવું નથી લાગતું ?"

ટૂંકામાં પુછાયેલા પ્રશ્નને મેં જરા લંબાવ્યો છે, ભાવ બદલ્યો નથી. પ્રશ્ન સરસ છે. તે ઘણાના મનમાં ઊઠતો હોવો જોઈએ. તે હવે વિચારીએ.

જો રામરાજ્ય જેવું આ જગતમાં કોઈ વેળા હતું, તો પાછું તે સ્થપાવું જોઈએ. મારી માન્યતા છે કે રામરાજ્ય હતું. રામ એટલે પંચ, પંચ એટલે પરમેશ્વર; પંચ એટલે લોકમત. જ્યારે લોકમત બનાવટી નથી હોતો, ત્યારે તે શુદ્ધ હોય છે. લોકમત ઉપર રચાયેલું રાજ્ય એટલે તે જગ્યાનું રામરાજ્ય. આવું તંત્ર આપણે કોઈ કોઈ ઠેકાણે આજ પણ જોઈએ છીએ. કેટલાક જમીનદારો આજે પોતાની રૈયતની સાથે સાદાઈની હરીફાઈ કરી રહ્યા છે ને તેમાં ઓતપ્રોત થવાનો પ્રયત્ન કરે છે. રાજાઓ માત્ર લૂંટનાર જ છે એમ નથી. મારા ભ્રમણમાં મેં સારા નરસાને ભાળ્યા છે. માલિકોમાત્ર હૃદયશૂન્ય નથી. ગરીબના રક્ષક કે મિત્ર તરીકે વર્તનાર ધનિકના ઘણા દાખલા મેં નથી જોયા એ ખરું છે. જે જોયા છે તેમાં પણ સુધારાને અવકાશ

છે એ પણ મેં જોયું છે. આ અનુભવ જેને હું રાક્ષસી તંત્ર માનું છું તેમાં મળ્યા છે. પણ લંકામાં વિભીષણ અપવાદરૂપે હોય તેમાં શી નવાઈ? જ્યાં એક છે ત્યાં અનેકની આશા જરૂર રખાય. અપવાદનો ગુણાકાર કરીએ એટલે અપવાદ એ સામાન્ય સ્થિતિનું રૂપ પકડે. આ તો મેં શું શક્ય છે એની વાત કરી. એટલેથી પ્રશ્નકારને સંતોષ ન થાય.

શક્યને હસ્તીમાં લાવવાનો પ્રયત્ન તે સત્યાગ્રહ. સત્ય એટલે ન્યાય. ન્યાયી તંત્ર એટલે સત્યયુગ અથવા સ્વરાજ્ય, ધર્મરાજ, રામરાજ, લોકરાજ. આવા તંત્રમાં રાજા પ્રજાનો રક્ષક હોય, મિત્ર હોય. તેના જીવન વચ્ચે ને પ્રજાના રંકમાં રંક અંગ વચ્ચે આજનું આકાશપાતાળ જેટલું અંતર ન હોય. રાજાના મહેલ અને પ્રજાના ઝૂંપડાની વચ્ચે યોગ્ય સામ્ય હોય. બંનેની હાજતોની વસ્તુ વચ્ચે, હોય તો, નજીવો ભેદ હોય. રાજા અને પ્રજા બંનેને ચોખ્ખાં હવાપાણી હોય. પ્રજાને જરૂરિયાત પૂરતો ખોરાક મળે. રાજા પોતાના ખોરાકમાંથી છપ્પનભોગનો ત્યાગ કરી છ ભોગથી સંતોષ માને. રંક લાકડાના કે માટીના વાસણથી નિર્વાહ કરે તો રાજા પિત્તળાદિ ધાતુનાં વાસણ ભલે વાપરે. સોનારૂપાનાં વાસણો વાપરવાનો લોભ રાખનારા રાજા પ્રજાને લૂંટતા હોવા જોઈએ. રંકને જરૂર પડતાં કપડાં મળવાં જોઈએ. રાજા વધારે કપડાં ભલે રાખતો; પણ તેનાં કપડાં વચ્ચે ને રંકનાં કપડાં વચ્ચેનું અંતર દ્વેષ ઉત્પન્ન કરનારું ન હોવું જોઈએ. રાજાનાં અને રંકનાં બાળકો એક જ પ્રાથમિક શાળામાં ભણતાં હોય. રાજા પ્રજાનો મુરબ્બી થઈ ન રહે. પ્રજાનું કંઈ ભલું કરે તો પોતે ઉપકાર કર્યો છે એમ ન માને. ધર્મમાં ઉપકારને સ્થાન નથી. પ્રજાની સેવા કરવાનો રાજાનો ધર્મ છે. જે રાજાને વિષે કહ્યું તે બધા ધનવાનને લાગુ પડે છે. રાજાનો ધર્મ જેમ પ્રજાના રક્ષક અને મિત્ર તરીકે રહેવાનો છે, તેમ રંકનો ધર્મ રાજાનો દ્વેષ

ન કરવાનો છે. રંકની રંકતા પોતાના દોષ, પોતાની ખામીને લીધે ઘણે ભાગે છે, એનું તેને ભાન હોવું જોઈએ. રંક પોતાની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરતો છતો રાજાનો દ્વેષ ન કરે, તેનો નાશ ન ઇચ્છે, તેનો સુધારો જ ઇચ્છે. રંક રાજા થવાની ધારણા ન કેળવે; પણ પોતાની હાજતો પૂરી પાડીને સંતુષ્ટ રહે. આમ બંને એકબીજાને મદદ કરતા રહે એ મારી કલ્પનાનું સ્વરાજ.

મારી દૃષ્ટિએ આ સ્વરાજ મેળવવા સારુ રાજા ને પ્રજા બંનેની કેળવણીમાં મહત્ત્વના ફેરફાર કરવાની જરૂર છે. લૂંટનાર ને લૂંટાનાર બંને અંધારામાં ભટકે છે. તે રસ્તો ભૂલ્યા છે. એમાંથી એકે સ્થિતિ સહન કરવા જેવી નથી. પણ રાજવર્ગ ને ધનિકવર્ગને આ વાત ઝટ ગળે ઊતરે નહિ. એકને ગળે ઊતરે તો બીજાને એની મેળે ઊતરે એ નીતિને અનુસરીને મેં રંકની સેવા પસંદ કરી છે. બધા રાજા ન થઈ શકે, પણ બધામાં તો સૌ સમાઈ શકે. અને જો રંકને પોતાના હકનું ને તેની જ સાથે પોતાની ફરજનું ભાન થાય તો આજે સ્વરાજ છે. એ ભાન સત્યાગ્રહ વડે જેટલા વેગથી થાય છે તેટલા વેગથી બીજે કોઈ રસ્તે ન જ થઈ શકે. આ આપણે છેલ્લા બાર માસમાં પ્રત્યક્ષ અનુભવ્યું. એ સત્યાગ્રહમાં જેટલો મેલ પેસી ગયો હતો તેટલે અંશે આપણને સ્વરાજપ્રાપ્તિમાં વિઘ્ન આવ્યું છે.

સત્યાગ્રહ એ લોકકેળવણીનું ને લોકજાગૃતિનું મોટામાં મોટું સાધન છે. સત્યાગ્રહનો બીજો અર્થ આત્મશુદ્ધિ છે. રાજવર્ગને આત્મશુદ્ધિની વાતમાત્ર થઈ શકે, તેની ઉપર અસર પહોંચતાં સમય જાય. રંકવર્ગ તો હૂંફ શોધ્યા જ કરે, તેને પોતાના દર્દનું ભાન તો છે જ, ઉપાયનું નથી. તેથી જે ઉપાય બતાવનાર મળી આવે તેના ઉપાય અજમાવે છે. આવી સ્થિતિમાં કોઈ સાચા સેવક તેને મળી જાય તો તેને તે છોડતા નથી ને યથાશક્તિ તેના ઉપાય સ્વીકારે છે. એટલે એક દૃષ્ટિએ રંકવર્ગ જિજ્ઞાસુ

ગણાય. સ્વરાજપ્રાપ્તિ પણ તેની મારફતે થાય એ પોતાની શક્તિ ઓળખે, ને ઓળખતાં છતાં તેનો મર્યાદિત ઉપયોગ જ કરે. આટલું થાય એટલે મારી કલ્પનાનું સ્વરાજ આવ્યું સમજવું. પ્રજા એવી શક્તિ પામ્યા પછી તેને રોકનાર પર તંત્ર ને સ્વ તંત્ર બંનેની સામે તે સફળ મુકાબલો કરી શકે.

એથી કાર્યકર્તાઓનો ધર્મ કેવળ લોકસેવા છે. લોકસેવા સત્ય અને અહિંસાને માર્ગે જ થાય. તેમાં જેટલો મેલ આવે તેટલે અંશે લોકપ્રગતિ રોકાય.

દરમ્યાન રાજવર્ગ ને ધનિકવર્ગ જો યુગને ઓળખે તો પોતાની પાસે રહેલ દ્રવ્ય અને દ્રવ્યોપાર્જનશક્તિના માલિક મટી રક્ષક બને; અને રક્ષકને પણ પોતાની આજીવિકા મેળવવાનો અધિકાર છે એટલે તે દ્રવ્યનો મર્યાદિત ને જરૂરિયાત જેટલો જ ઉપયોગ કરે. આમ ન કરે તો છેવટે રાજા રંક ને તવંગર ભિખારી વચ્ચેનું ઝેરી દ્વંદ્વ ચાલવાનું જ. સત્યાગ્રહનો વેગ એ ઝેરને રોકશે એવી આશાએ મારા જેવા તે અસ્ત્રને સર્વાર્પણ કરી ચૂક્યા છે.

તા. ૨૨-૩-'૩૧

## ૯. એક ભ્રમ

મારાં કાગળિયાંમાં નીચેનો પ્રશ્ન કેટલોક સમય થયાં પડી રહ્યો છે :

"તમને એમ નથી લાગતું કે, જ્યાં સુધી રાજદ્વારી સત્તા હાથ ન હોય ત્યાં સુધી મોટો ફેરફાર નહિ થઈ શકે? વળી અત્યારની આર્થિક રચના........નો સામનો કરવાનો છે. એની મર્યાદાઓ સમજી લેવાય તો વધારે સારું. સંગઠનમાં રાજદ્વારી હેતુ તો મુખ્ય જ રહેવો જોઈએ, સીધી કે આડકતરી રીતે. એટલે આ લીલોતરી, શાકભાજી, 'પૂર્ણ' 'અપૂર્ણ' ચોખા એ બધું શા કામનું છે?"

ઘણી વસ્તુઓને વિષે, તે ન કરવાના સમર્થનમાં, ઉપર મુજબની દલીલ મેં સાંભળી છે. કેટલાંક કામ તો અવશ્ય રાજદ્વારી સત્તા વિના નહિ જ થાય. પણ અસંખ્ય કામોમાં રાજદ્વારી સત્તાને કંઈ જ લેવાદેવાપણું હોતું નથી. તેથી જ થોરો જેવો વિચારક લખી ગયો છે કે, 'એ જ રાજસત્તા સારી ગણાય જેનો ઉપયોગ ઓછામાં ઓછો થાય છે.' એટલે કે, પ્રજાના હાથમાં રાજ્યનું તંત્ર પૂરેપૂરું આવે ત્યારે તેની દખલગીરી વધવાને બદલે ઘટવી જ જોઈએ. આ જ વસ્તુને બીજી રીતે આમ મૂકી શકાય : 'જે પ્રજાનાં ઘણાં માણસો બાહ્ય અંકુશ વિના પોતાનાં કામ સરસ રીતે, સુસંગઠિત કરીને ચલાવે છે, તે જ પ્રજા પ્રજાસત્તાક રાજ્ય કરી શકશે. જ્યાં આ સ્થિતિ નથી વર્તતી, ત્યાં તંત્ર પ્રજાસત્તાક કહેવાતા છતાં પ્રજાસત્તાક નથી એમ સિદ્ધ થઈ શકશે.

આપણા વિચાર ઉપર તો કોઈનો અંકુશ હોતો નથી. ઘણા સુધારકો આજકાલ આપણી વિચારસામગ્રીની સુધારણા ઉપર ભાર મૂકી રહ્યા છે. આપણે કેટલા જણ વિચારોમાં સુધારણા કરી રહ્યા છીએ? શુદ્ધ વિચારોમાં મહાન શક્તિ રહેલી છે, એવું આજના વૈજ્ઞાનિકો કબૂલ કરે છે, અને તેથી જ કહેવાય છે કે, 'મનુષ્ય જેવું વિચારે છે તેવો થાય છે.' ખૂનનું નિત્ય ચિંતવન કરનારો ખૂની થશે. વ્યભિચારનું ચિંતવન કરનારો વ્યભિચારી થશે. સત્યનું ચિંતવન કરનારો સત્યમય, અહિંસાનું ચિંતવન કરનારો અહિંસામય, ભગવાનનું ચિંતવન કરનારો ભગવાનરૂપ થશે. આમ જો આ અમર્યાદિત ક્ષેત્રમાં રાજસત્તાની આવશ્યકતા નથી, તો આપણે સહેજે સમજવું જોઈએ કે, અનેક પ્રવૃત્તિઓમાં રાજસત્તાને કશી લેવાદેવા નથી. મજકૂર પ્રશ્ન ઉઠાવનારને, અને જેને એવા પ્રશ્નો ઊઠે છે તેવાને મારી સૂચના છે કે, તેઓ પોતાનાં એક જ દિવસનાં બધાં કાર્યોની નોંધ લખી જાય. એમ કરતાં તે જોશે કે,

તેમનાં ઘણાં કાર્યોમાં રાજસત્તાનો કંઈ જ હિસ્સો નથી. મનુષ્ય પરાધીન પોતાને વાંકે થાય છે; સ્વાધીન પણ પોતાની ઇચ્છાએ જ થઈ શકે છે.

પ્રશ્નકારે મોટા ફેરફારની આડ ઊભી કરીને પોતાનો માર્ગ હાથે કરીને ભયાનક બનાવ્યો છે. જે નાના ફેરફારો નહિ કરી શકે, તે મોટા ફેરફારો કરવાની કળા કદી હાથ નહિ ધરી શકે. પોતાની શક્તિમાં રહેલી બધી વસ્તુઓ કરનાર પોતાની શક્તિ નિત્ય વધારતો જશે, અને છેવટે જે ફેરફારો તેને મોટા લાગતા તે નાના જેવા લાગતા જશે. જે મનુષ્ય આવી રીતે પોતાનું જીવન રચે છે, તેનું જીવન નૈસર્ગિક અથવા સ્વાભાવિક થશે, બીજું કૃત્રિમ હશે. રાજદ્વારી હેતુને સિદ્ધ કરવા સારુ તે હેતુ ભૂલી જવાની આવશ્યકતા છે. બધામાં એ હેતુને લગાવવો એ ઉંબાડિયું કર્યા જેવું છે. જે વસ્તુ આપણી પૂઠે વળગેલી જ છે તેનો વિચાર શો કરવો? વગર મોતે શાને મરીએ? એટલે મને તો લીલોતરી, શાકભાજી, પૂર્ણ—અપૂર્ણ ચોખા વગેરેમાં બહુ રસ છૂટે છે. પ્રજાનાં પાયખાનાં કેમ સાફ રાખવાં, પ્રજા ધરતીમાતાને સવારના પહોરમાં ગંદી કરવાનો આરંભ કરે છે એ મહાપાપમાંથી તેને કેમ બચાવવી—એ વિષે વિચાર કરવા, એ પાપનું નિવારણ શોધવું મને તો બહુ પ્રિય થઈ પડ્યું છે. એમાં શું કામ રાજદ્વારી હેતુ નથી અને સરકારની આર્થિક નીતિનો વિચાર કરવામાં શું કામ રાજદ્વારી હેતુ છે જ, એ મારે મન તો જરાય સ્પષ્ટ નથી. હું જે કામ કરી રહ્યો છું એ ઇચ્છે તો કરોડો કરી શકે એમ છે, અને સરકારી નીતિનો વિચાર કરવાનું કામ કરોડોને આવડવાનું જ નથી. એ કામ કોઈકે કરવું જોઈએ એ મને માન્ય છે. તેની યોગ્યતા જેનામાં હોય તે ભલે કરે. પણ એવા નેતાઓ મહાન ફેરફારો કરાવી શકે ત્યાં લગી મારા જેવા કરોડો પોતામાં હોય તેટલી યોગ્યતાનો ઉપયોગ પ્રજાને અર્થે કેમ ન કરે? તેઓ શું

કામ પોતાનાં નબળાં શરીર સબળાં ન કરે? શું કામ પોતાનાં આંગણાંમાં રહેલી ગંદકી ન કાઢે? શું કામ તેઓ વ્યાધિગ્રસ્ત રહ્યાં કરે ને કંઈ પણ સેવા કરવા નાલાયક રહે? મને ભય છે કે પ્રશ્નકારના પ્રશ્ન પાછળ આળસ છે, નિરાશા છે ને ચાલુ મંદતાના પ્રવાહમાં તે તણાઈ રહેલ છે. મારો દાવો છે કે, દેશની સ્વતંત્રતા મેળવવાની ધગશ મારામાં કોઈના કરતાં ઓછી નથી. મને કામ કરતાં થાક નથી ચડ્યો. પણ ઘણાં વર્ષોના અનુભવે મેં જોયું છે કે, જે પ્રવૃત્તિઓમાં હું રચ્યોપચ્યો રહું છું તેમાં પ્રજાની સ્વતંત્રતાના ઉપાયો રહ્યા છે. તેમાંથી જ શુદ્ધ સ્વતંત્રતાની મૂર્તિ ખડી થવાની છે. તેથી જ એ મહાયજ્ઞમાં બધાંને — સ્ત્રી, પુરુષ, બાળબચ્ચાં, બધા વર્ણ બધી જાતિઓને — નોતરી રહ્યો છું.

હ૦ બં૦, ૩-૧૧-'૩૫

## ૧૦. 'ડેમોક્રસી'ની વ્યાખ્યા ને વ્યાપ્તિ

[ ૧૨મી ગુજરાતી સાહિત્ય પરિષદમાં તેના બંધારણના ફેરફાર અંગેની પ્રમુખપદેથી કરેલી ચર્ચામાંથી પ્રસ્તુત ભાગ લીધો છે.

— પ્રકાશક ]

હું પોતાને 'ડેમોક્રેટ'— લોકશાસનમાં માનનારો — માનું છું. અને એ અર્થમાં જે ખરો 'ડેમોક્રેટ' હોય, તે તો સાનમાં સમજી જાય કે પ્રજાનો કબજો એટલે શું, ક્યાં 'ડેમોક્રસી' ચાલે અને ક્યાં ન ચાલે. જ્યારે મહાસભાનું બંધારણ પહેલી વાર તૈયાર થયું, ત્યારે કેટલાકે કહ્યું હતું કે, અમારે મહાસભામાં ચાર આના શું કામ આપવા? જેણે ચાર આના ન આપવાનું વ્રત લીધું છે તેને મેં કહ્યું, તમારે મહાસભામાં આવવાનું કારણ શું છે? ધારો કે દેશની સેવા ખાતર ખરેખરી 'પીપલ્સ બૅન્ક' સ્થાપી હોય. (મોટા મોટા શેઠિયાઓ સ્થાપે છે એવી નહિ પણ સારી

લોકહિતકારી બેંક ) તેમાં લોકોના હિતની ખાતર પણ જે પ્રામાણિક માણસો, કાબેલ માણસો હોય, નિઃસ્વાર્થ હોય, લોકહિત ચાહનારા હોય, એવાને જ રાખવા જોઈએ ને? એમાં લોકશાસનના સિદ્ધાન્ત પ્રમાણે માણસ ચૂંટયે ન ચાલે. બીજો દાખલો લઈએ. ધારો કે આપણે હાઈકોર્ટ બનાવી. શું એ હાઈકોર્ટનું બંધારણ 'ડેમોક્રેટિક' કરવું? રામરાજ્યમાં પણ હાઈકોર્ટ તો હશે. પણ શુદ્ધતમ 'ડેમોક્રસી'ની અંદર પણ એવી સંસ્થાઓ હશે, કે જેમાં 'ડેમોક્રસી'ના હિતમાં જ, 'ડેમોક્રસી'ના નિયમોથી નહિ પણ બીજા નિયમોએ કામ ચલાવવું પડશે. મને તો ખબર જ છે કે, ક્યાં ડેમોક્રસી ચાલે અને ક્યાં ન ચાલે. એથી જ કહું છું કે, સાહિત્ય પરિષદમાં 'ડેમોક્રસી'ના બધા નિયમો નહિ હોય.

હું 'ડેમોક્રેટ' છું છતાં કહું છું કે આવી પરિષદો ડેમોક્રસીને ધોરણે ન જ ચાલી શકે. તેમાં 'ડેમોક્રસી'નું તત્ત્વ હશે, પણ નિયમો નહિ હોય. સાવ નિરક્ષરમાં નિરક્ષર ગણાતાં બાળકો, સ્ત્રીઓ અને બુઢ્ઢાઓ 'ડેમોક્રસી' સમજતાં થઈ ગયાં હશે, તે વખતે હું તો મરી ગયો હઈશ; પણ જીવતા હોય તે યાદ રાખે કે, આવી સંસ્થામાં 'ડેમોક્રસી'નું ધોરણ ન ચાલે. ચલાવવામાં આવે તો એ 'ડેમોક્રસી' નહિ, પણ 'મોબોક્રસી' થાય. . . .

બીજી વાત : આજ લગી કોઈ એવો જન્મ્યો નથી, જે એવું બંધારણ બનાવી શકે, જેમાંથી મોટર, ચાર ઘોડાની ગાડી કે મારા જેવાની બેલગાડી ન ચાલી જઈ શકે. ગમે તેવા બંધારણમાં ન્યૂનતા તો રહેવાની જ. પૂર્ણતા, સર્વજ્ઞતા અને સર્વશક્તિમાનપણું એ તો ઈશ્વરનો ઇજારો છે. અને ઈશ્વર પણ જબરદસ્ત 'ડેમોક્રેટ' જ છે ને? એ કેટલું સહન કરે છે! આપણે તેની પ્રજા કેટકેટલાં ધતિંગ કરીએ છીએ! એને પૂછીએ છીએ કે ઈશ્વર બતાવો. એ સર્વત્ર, આપણી આંખમાં, અરે આપણા દરેક મવાળામાં પણ

પડ્યો છે; છતાં પૂછીએ છીએ. પણ ઈશ્વરને જોવાની શક્તિ ઈશ્વરે કોઈને નથી આપી. એની ઇચ્છા હોય તો જ અને તે જ એને જોઈ શકે છે. એને ચહેરો કે આંખ નાક કાન નથી, પણ એને જોવાની શક્તિ જેને એ આપે છે તેની આગળ એ પ્રગટ થાય છે. પણ એ શક્તિ એણે એની પાસે જ રાખી છે.

મુનશી તો ઠીક, એ તો આપણામાંના એક, અને આપણે તો ગુલામોની કોટીમાં છીએ. પણ રશિયા, ઇટલી કે બીજે ક્યાંય પણ શું એવું બંધારણ છે, જેમાં કોઈ ફેરફાર કરાવવા ઇચ્છે તો ન કરાવી શકે? હા, બંદૂકને બળે નભતાં બંધારણ એવાં હોય ખરાં; પણ બંધારણમાં ફેરફાર જ કરવા જેવું ન હોય એવું બંધારણ તો કોણ રચી શકે?

હ૦ બં૦, ૨૨-૧૧-'૩૯

## ૧૧. આને હું રામરાજ કહું

['એક આધ્યાત્મિક પ્રવચન' એ લેખમાંથી — **પ્રકાશક**]

આજે હું તમને કોઈ નવી વાત સંભળાવવા નથી આવ્યો. પહેલાં જે કહેતો હતો તેનું પુનરાવર્તન જ કરીશ. ચરખાસંઘને અથવા તો ખાદીને ૧૮ વર્ષ થયાં. ગ્રામઉદ્યોગ સંઘ એની છાયામાં થયો, તેને બે વર્ષ થયાં. જ્યારે ખાદીનો આરંભ થયો ત્યારે લોકોની આગળ મેં મારો વિશ્વાસ પ્રગટ કરેલો કે, રેંટિયાથી સ્વરાજ મળશે, સૂતરને તાંતણે આપણે સ્વરાજ લઈશું. એ તે વેળા કેટલાકને દીવાનાપણાની વાત લાગી હશે. મને તો આજે પણ નથી લાગતી. સ્વરાજ, પૂર્ણ સ્વરાજ કે આઝાદી એટલે આપણા ઉપર કોઈ પણ પરદેશી સલ્તનત રાજ ન કરે. એ આઝાદી ચારે બાજુની હોવી જોઈએ:

(૧) એમાં અર્થસિદ્ધિ હોવી જોઈએ. અર્થસિદ્ધિ એટલે એમાં ભૂખમરો ન હોય. એનો અર્થ એ પણ નહિ કે લૂખોસૂકો રોટલો સૌને મળી રહે. એનો અર્થ તો એ કે, આપણે સુખથી રહીએ અને આપણને રોટીમાં ઘી પણ મળે, અને દૂધ અને શાકભાજી મળે, અને ગોસ્ત ખાવાનું જે છોડી શકતા ન હોય તેને ગોસ્ત પણ મળે. આ ઉપરાંત પહેરવાને માટે પણ મારા જેવા કચ્છ કે લંગોટ નહિ, પણ ગૃહસ્થીનાં વસ્ત્ર મળે — પુરુષોને અંગરખું, ધોતી, પહેરણ વગેરે અને સ્ત્રીઓને પૂરતી સાડી અને બીજાં કપડાં. (જોકે આજે જે ફેશનનો પોષાક ચાલે છે તેવો તો ન મળે. હા; પુરાણા જમાનામાં ગૃહસ્થો જે કપડાં પહેરતા હતા અને જેના નમૂના તમે આ પ્રદર્શનમાં જોશો તેવાં સુંદર કપડાં મળે ખરાં.)

(૨) બીજી રાજપ્રકરણી આઝાદી. એ પણ હિંદુસ્તાની હોય. એ યુરોપીય નમૂનો ન હોય; અંગ્રેજી પાર્લમેન્ટ કે સોવિયેટ રશિયા કે ઇટલીનો નમૂનો હું કેમ લઉં? હું કોનું અનુકરણ કરું? મારી રાજકીય આઝાદી આ જાતની ન હોય. એ તો હિંદુસ્તાનની ભૂમિને ભાવે એવી હશે. આપણે ત્યાં 'સ્ટેટ' તો હશે, પણ કારભાર કેવા પ્રકારનો હશે એ હું આજે ન બતાવી શકું. ગોળમેજી પરિષદમાં મેં કહેવાની ધૃષ્ટતા કરેલી કે, જો તમને હિંદુસ્તાનને માટે રાજકીય બંધારણનો નમૂનો જોઈએ, તો મહાસભાનું બંધારણ લઈ લો. એ મારી ધૃષ્ટતા ભલે કહેવાઓ. પણ મારી કલ્પના પ્રમાણે તો એમાં ઉમરાવ અને ગરીબ બંને એક ઝંડાની સલામી કરે છે. પંચ કહે તે પરમેશ્વર. એટલે આપણે ત્યાંના ભલા માણસ, હિંદુસ્તાનને જાણવાવાળા કરોડો માણસો જે માગે તેવું તંત્ર આપણને જોઈએ. એ રાજકીય આઝાદી. એમાં એક આદમીનું નહિ, પણ સૌનું રાજ્ય હશે. હું સમાજવાદી ભાઈઓને કહું છું કે આપણે ત્યાં તો,

સબ્બી ભોમ ગોપાલકી વામેં અટક કહાં ?
જાકે મનમેં ખટક રહી સોહી અટક રહા.—

એ સૂત્ર જમાનાઓથી મનાતું આવ્યું છે. એટલે એ ભૂમિ જમીનદારની નથી, કે મિલમાલિકની નથી કે ગરીબની નથી; એ તો ગોપાલની છે — ગાયોનું પાલન કરે તેની છે. ગોપાલ એ તો ઇશ્વરનું નામ છે, એટલે એ તેની છે. આપણી તો કહી શકાતી નથી. એ નથી જમીનદારની કે નથી મારા જેવા લંગોટિયાની. આ શરીર પણ આપણું નથી એમ સાધુઓએ આપણને સંભળાવેલું છે. એ શરીર તો પડી જવાનું છે, માત્ર આત્મા રહેવાવાળો છે. આ સાચું સોશિયલિઝમ છે. એનો અમલ કરીએ તો બધું મળી ગયું. આ સિદ્ધાંતને અનુસરતું કંઈ જોતા નથી તો તેમાં સિદ્ધાંતનો દોષ નથી, આપણો છે. હું તેનો અમલ સાવ શક્ય ગણું છું.

(૩) સ્વરાજનો ત્રીજો ભાગ નૈતિક કે સામાજિક સ્વાતંત્ર્યનો છે. નૈતિક અને સામાજિકને હું મેળવી દેવા માગું છું. કાં તો આપણું સ્વરાજ ચક્ર હોય કે ચતુષ્કોણ હોય. મારી કલ્પના શુદ્ધ ચતુષ્કોણની છે. એના બે સરખા ખૂણા હું કહી ગયો, આ ત્રીજો. એ ત્રીજામાં પ્રાચીન કાળથી આપણને જે મળતી આવી છે એ નીતિ છે — સત્ય અને અહિંસાની.

(૪) ચોથો ખૂણો ધર્મનો છે. કારણ ધર્મ વિના આ ત્રણ પાયા ઊભા રહી શકે એમ નથી. કોઈ કહે કે, હું તો સત્યને માનું છું. હું તેને પૂછીશ કે તમે સત્યને માનો તો ખુદાને કેમ નહિ ? હું તો કહું છું કે, જો હું સત્યને માનું તો ભગવાનને પણ માનું છું જ, કારણ ભગવાનનું નામ જ સત્યનારાયણ છે. મારું સત્ય તો જીવતું છે. એ એવું જીવતું છે કે, દુનિયામાં બધું મટી જશે ત્યારે એ એક રહેશે. શીખો કહે છે, સત્ શ્રી અકાલ;

ગીતા કહે છે, સત્‌નું નામ લઈને બધાં કામનો આરંભ કરો; કુરાન કહે છે કે, ખુદા હક હૈ. આમ સત્‌ને માનનારા આપણે સૌ એકબીજાનાં ગળાં કેમ કાપીએ? મુસલમાન હિંદુનાં કાપે, હિંદુ મુસલમાનનાં કાપે, શીખો બંનેનાં કાપે, અને ખ્રિસ્તી ત્રણેનાં કાપે, એ વાત ઈશ્વરને માનનારાઓથી તો ન જ થઈ શકે.

આમ ચારે ખૂણાને આપણે બરોબર સંભાળવાના છે. એને કોઈ કાનસ લગાવીને ઘસી નાંખી નહિ શકે. એ તો સૌ ૯૦ અંશના કાટખૂણાઓ છે. એ ચાર કાટખૂણાનું બનેલું જે રાજ્ય તેને સ્વરાજ કહો; હું એને રામરાજ કહું.

હ૦ બં૦, ૩–૧–'૩૭

# હિંદુ આચાર

નીચેનો કાગળ મેં સાત માસ થયાં મારા દફતરમાં સાચવી રાખ્યો છે :

"હાલમાં અમદાવાદ અને આસપાસનાં ગામોમાં હરિજન સેવાનું કામ કરું છું. સફાઈકામ ઉપરાંત તેઓને ધર્મની વાતો કહું છું. હમણાં એક હરિજન ભાઈએ મને જણાવ્યું કે, 'તમે સત્ય, અહિંસા, સાદું જીવન એવી એવી વાતો કરો છો તેમાં અમે પૂરેપૂરું કંઈ નથી સમજવાના કે કરવાના. એ માટે તમારે અમુક ચોકસ વાત જ અમારી પાસે સમજાવવી, ને તેને આચારમાં મુકાવવાનો આગ્રહ રાખો, તો જ અમે કંઈક સુધરવાના.'

"મને ઉપરની વાત પરથી એ સાચું જણાયું છે. કે, આપણે હરિજનો પાસે પવિત્ર જીવન ગાળો એમ સર્વસામાન્ય વાતો કરીએ તેના કરતાં, હિન્દુધર્મના સારરૂપ એવી આજ્ઞાઓ તૈયાર કરીને તેને આચારમાં મુકાવીએ, તો તેઓ તેમ કરતા થઈ જાય. જેમ કે, રોજ પ્રાર્થના કરવી, સ્નાન કરીને જ જમવું; કામની ચોરી ન કરવી, વ્યસન ન રાખવાં. એવી વસ્તુઓ સમાઈ જાય એવી હિંદુધર્મનો સાચો આચાર બતાવતી આજ્ઞાઓ આપ તૈયાર કરી આપો તો સારું."

જવાબ હું આપું તેના કરતાં કોઈ વિદ્વાન શાસ્ત્રજ્ઞ પાસે લખાવી આપું તો સારું એ આશાએ કાગળ દપટી રાખ્યો. હવે એ કામ આચાર્ય આનંદશંકરભાઈએ મારી વિનંતિથી હાથ પણ ધર્યું છે. પણ જે પોથી તૈયાર થશે તેથી ઉપરના પ્રશ્નનો ઉકેલ જેવો લખનાર માગે છે તેવો નહિ થાય. એ પોથીમાંથી તે પોતે જોઈતી વસ્તુઓ ઘટાવી લેશે એવી મારી આશા છે. એવું કંઈક હું અહીં રજૂ કરું છું; કેમ કે

હરિજનોમાં કામ કરતાં વરસો ગયાં છે એટલે મારો અનુભવ કદાચ પ્રશ્નકાર જેવા સેવકોને કંઈક મદદ કરે.

હું હરિજનોને હિંદુધર્મનાં તત્ત્વોની વાતો કરતો નથી. તેમનાં મંદિર નોખાં હોય તો ત્યાં જાઉં. તેના પૂજારીની સાથે વિનોદ કરું. એ બીચારો સામાન્યપણે કંઈ જાણતો નથી હોતો. સવર્ણના વધુ જાણે છે એમ કહેવાનો આશય નથી. પણ સવર્ણના પૂજારી મારી વાત સાંભળે જ શાના? હરિજન પૂજારી મને મોટો માણસ માને ને મને એક કાન તો દે; પછી ભલે બીજે કાનેથી સાંભળેલું સરી જવા દે, એ તો નોખી વાત થઈ. હરિજન મંડળીને તો આમ કહું: તમને આજ લગી અમે ધુતકાર્યા; તમારી સામેય ન જોયું; તમારા દુઃખસુખમાં ભાગ ન લીધો. આપણો ધર્મ આપણી પાસેથી શું માગે એ તમને કહી જાઉં:

૧. સવારના પો ફાટતા પહેલાં ઊઠવાની ટેવ ન હોય તો પાડવી જોઈએ.

૨. ઘણાય તો ઊઠતાંવેંત કાં તો બીડી ફૂંકવા મંડે, કે ભલા હોય તો મોઢાના એલફેલથી પોતાના જાગ્યાના સમાચાર ઘરને આપે. આમ કરવાને બદલે પથારી છોડ્યા પહેલાં આળસ મરડતાં મરડતાં પ્રભુનું નામ ઉચ્ચારીએ, ને રાત નિર્વિઘ્ને પસાર થઈ તેને સારુ તેનો પાડ માનીએ.

૩. પથારી છૂટી કે તુરત બાળબચ્ચાંને ઉઠાડીએ, ને જ્યાં લોકોની હાલચાલ ન હોય ત્યાં બેસીને આવળ કે બાવળનું દાતણ કરીએ. સાથે મીઠાની કે કોલસાની ભૂકી ઘેર કરી રાખી હોય તે વડે દાંત બરોબર ઘસીએ, દાતણની ચીર વડે ઓળ ઉતારીએ, ને બરોબર કોગળા કરીએ. આંખ ઉપર પાણી છાંટીએ, ચીપડાં હોય તો કાઢીએ, ચહેરો, કાન, નાક વગેરે બરોબર ધોઈએ ને સાફ કપડા વતી લૂછીએ.

૪. જો શૌચની હાજત થઈ હોય તો ને ગામને લગતું જાજરૂ ન હોય અને હોય છતાં ત્યાં જવું ન ગમે તો, દૂર જ્યાં માણસનો પગરવો ન હોય ત્યાં શૌચ કરીએ. મળને ધૂળ કે માટી વડે બરોબર ઢાંકીએ, ને મળવાળા ભાગ પાણી વડે બરોબર સાફ કરીએ. બન્ને ઇન્દ્રિયોમાંથી મેલ નીકળે છે, એટલે બન્ને બરોબર ધોઈ મેલ કાઢવો ઘટે છે. ત્યાર બાદ પાણી ને માટી વડે હાથ ધોઈએ, અને લોટો પણ બરોબર સાફ કરીએ.

૫. આ બધી નિત્યક્રિયા કરતાં મનમાં રામધૂન કે ભજન ગાઈએ, અને એવું કંઈ ન આવડતું હોય તો કેવળ રામનામનું રટણ કરીએ.

૬. ઘેર આવતાં પો લગભગ ફાટયો હોય. કુટુંબીજનોએ પણ ઉપર પ્રમાણે શૌચાદિ કરી લીધાં હોય. એટલે તેમને સાથે રાખીને પાંચ મિનિટથી માંડી અરધા કલાક લગી ભજનકીર્તન કરીએ. એવું કંઈ ન આવડે ત્યાં લગી બધાં રામનામ તો લઈ શકે.

૭. પછી નાસ્તો કરી સૌ પોતપોતાને કામે ચડે. બાળકો પણ કામે ન જતાં હોય તે નિશાળે જાય.

૮. બપોરનું ભોજન કર્યા પહેલાં બધાંએ આખે શરીરે સાફ પાણીએ શરીર ચોળીને નાહવું જોઈએ. ધોતી સાડી વગેરે કપડાં સાફ કરી ધોવાં જોઈએ. ગરીબ જેને કપડાં રોજ બદલવાની સગવડ ન હોય તે લંગોટી પહેરીને નાહી લે. નાહીને શરીર ઘસીને લૂછવું જોઈએ.

૯. આમ નિત્યનો ધંધો કરતાં રાત પડે ત્યારે ખાધા પછી ને સૂતા પહેલાં ઈશ્વરનું નામ લેવું, ને દિવસ નિર્વિઘ્ને પસાર થવા દેવા સારુ તેનો પાડ માનવો.

૧૦. દરેક વેળા ખાધા પછી કે હાથ મેલા થાય એવું કંઈ પણ કામ કર્યા પછી હાથ ધોવા જોઈએ. ખાધા પછી કોગળા કરી મોઢું સાફ કરવું જોઈએ.

૧૧. આપણે સમજવું જોઈએ કે, આપણું દરેક કામ, આપણો દરેક વિચાર ઈશ્વર જુએ છે; એટલે એને તો કોઈ છેતરી જ નથી શકતું. તો પછી તેણે સરજેલાં આપણાં ભાઈબહેનોને તો આપણે કેમ છેતરીએ? ભલે ને તે આપણી છેતરપિંડીને ન જાણી શકે. એ જાણી જાય તો તો છેતરી જ કેમ શકીએ?

૧૨. તેથી આપણે જેની નોકરી કરતા હોઈએ તેનું કામ દિલ દઈને કરીએ, તેને દગો ન દઈએ.

૧૩. અને જો કોઈને છેતરીએ નહિ તો કોઈની ચોરી તો કેમ જ કરીએ? ખોટું તોલ તોળીએ તો તે પણ ચોરી જ થઈ.

૧૪. આપણને કોઈ ગાળ દે કે મારે તો આપણને તે નહિ ગમે. તો પછી આપણે કોઈને કેમ ગાળ દઈએ? કેમ કોઈને મારીએ?

૧૫. કોઈને ગાળ ન દઈએ તો પોતાની સ્ત્રીને કે છોકરાંને પણ ન દઈએ. ઘણા પુરુષો પોતાની સ્ત્રીને અને છોકરાંને પોતાનો માલ માને છે; આ મોટી ભૂલ છે. સ્ત્રીને આપણા ધર્મમાં પુરુષના સરખી જ ગણી છે; તેથી તે અર્ધાંગના કહેવાય છે, સહધર્મિણી પણ કહેવાય છે, દેવી નામે સંબોધાય છે. માબાપ છોકરાંઓના રક્ષક છે, તેથી તેમની પ્રત્યે પણ નરમાશ, સહનશીલતા, ધીરજ તેઓએ રાખવાં જોઈએ.

૧૬. જેમ આપણે પોતાનાં સ્ત્રી કે બાળકો પ્રત્યે સદ્ભાવ રાખીએ તેમ માતપિતા વડીલો પ્રત્યે માનથી, આદરથી વર્તીએ.

૧૭. આપણી સ્ત્રી કે આપણાં માબહેન પ્રત્યે કોઈ બદચલન કરે, તો તે આપણે સહન નહિ કરીએ. તો પછી આપણે પરસ્ત્રી સાથે બદચલન કેમ કરીએ? કોઈ સ્ત્રીની સામે એકી નજર કરવી, તેની ગંદી મશ્કરી કરવી, તેનો ગંદો સ્પર્શ કરવો, એ બધું બદચલન જ ગણાય. પરસ્ત્રીમાત્ર આપણી માબહેન સમાન જ છે.

૧૮. જેમ મનુષ્યમાત્ર એક ઈશ્વરની કૃતિ છે તેમ પ્રાણીમાત્ર પણ તેની જ કૃતિ છે; તેથી તે પણ એક કુટુંબરૂપે છે. એટલે તેની પ્રત્યે પણ આપણે સદ્ભાવ રાખીએ. તેથી માટી કે પથ્થરનોય દુરુપયોગ ન કરાય. આપણા ધર્મમાં તો આવી પ્રાર્થના પણ શીખવી છે: 'હે ધરતીમાતા, તારી ઉપર અમે રોજ ચાલીએ છીએ. તારે આધારે તો અમે ટકીએ છીએ. અમારા પગના સ્પર્શને સારુ અમને માફ કરજે.' એમ કહીને આપણે ચપટી ધૂળ માથે ચડાવીએ.

૧૯. અને તેથી આપણે આપણાં પશુ પ્રત્યે માયાથી વર્તીએ; તેમને બરોબર ખવડાવીએ; તેમની ઉપર જોઈએ તે કરતાં વધારે ભાર ન જ લાદીએ; તેમને ચોખ્ખી જગ્યામાં રાખીએ; માર ન મારીએ.

૨૦. તેમ જ ઝાડપાંદડાં પણ જોઈએ તેટલાં જ તોડીએ. તોડવામાં વિવેક વાપરીએ. ગમે તેમ ન છેદીએ.

૨૧. બને ત્યાં લગી માંસાહાર ન કરીએ. પણ ગોમાંસ તો ન જ ખવાય. આપણા ધર્મમાં ગોરક્ષાને મોટું સ્થાન છે.

૨૨. ૧૯ મી કલમ પ્રમાણે, બધા જીવ આપણાં ભાઈભાંડુ છે. તેથી આપણા ઋષિમુનિઓએ શીખવ્યું કે, ગાયને માતા તરીકે ગણીને આપણે મનુષ્યથી જુદા એવા બધા જીવો પ્રત્યે ભાઈચારો સાધીએ. ગાયને માતા

ગણવી એ પણ બરાબર છે, કેમ કે માતાની જેમ તે પણ આપણને દૂધ આપે છે. જેને દૂધ મળે તેને માંસમચ્છીની જરૂર નથી રહેતી. વળી ગાય તો આપણને બળદો પણ આપે છે ને મરીને આપણને ચામડું, ખાતર, ગાડાં વગેરેને સારુ ચરબી વગેરે ચીજો આપે છે. તેથી ગાયની હત્યા તો ન જ કરીએ.

૨૩. ને ગાયની હત્યા ન કરીએ તો તે મરી જાય પછી તેનું માંસ કેમ ખાઈએ? મુડદાલ જાનવરનું માંસ તો જગતમાં કોઈ સમજદાર લોકો ખાતા નથી.

૨૪. વ્યસનો કરવાથી માણસ ગાંડા જેવો બને છે; કેટલીક વાર તો સાવ ભાન ભૂલે છે. તેથી દારૂ, તાડી, ભાંગ, ગાંજો, અફીણ, તમાકુ ન પિવાય, ન ખવાય.

૨૫. જુગારમાં તો છેતરપિંડી છે ને તેમાં મળેલું ધન હરામનું છે. તેથી જુગાર ન રમાએ.

૨૬. જેવો આપણને આપણો ધર્મ વહાલો તેવો બીજાઓને પોતાનો. તેથી આપણે બધા ધર્મોની કદર કરીએ, તેને એકસરખા ગણીએ. ને તેથી આપણે મુસલમાન, ખ્રિસ્તી વગેરે અન્ય ધર્મવાળા સાથે વેર કે વઢવેડ ન જ કરીએ.

૨૭. જ્યારે ધર્મ શીખવે છે કે આપણે બધાં ઈશ્વરનાં સંતાન છીએ, તો પછી તેમાં ઊંચ નીચ કોઈ હોય જ નહિ. અસ્પૃશ્યતાની તો ગંધ સરખી ન હોય.

૨૮. છેવટમાં, આપણો ધર્મ એમ પણ કહે છે કે, જે પોતાની જાતમહેનતથી પોતાની આજીવિકા પેદા નથી કરતો, તે ચોરીનું અન્ન જમે છે. તેથી બધાએ ખેતીમાં કે કપડાં બનાવવામાં કે એવી મજૂરીમાં રોકાઈ પોતાની રોટી પેદા કરવી જોઈએ: ને તેથી જ પોતપોતાના ગામમાં અનાજ, ખાદી વગેરે ખાવા પહેરવાની વસ્તુઓ પેદા કરવી જોઈએ.

આવું મેં ઘણી વાર જુદે જુદે પ્રસંગે કહ્યું છે તે અહીં કલમબદ્ધ કર્યું છે. તેમાં અવસર પ્રમાણે ને તેના અંતરમાં રહેલાં સત્ય અહિંસાદિ સનાતન તત્ત્વોને અનુસરીને બીજી કલમો ઘડી શકાય.

તા. ૨૭-૧૨-'૩૬

# સૂચિ

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| „ (હાથકાગળમાં) | ૩—૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૮—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨—૦—૦ |
| ધર્મમંથન | ૧—૮—૦ |
| ત્યાગમૂર્તિ | ૧—૦—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧—૮—૦ |
| હિંદ સ્વરાજ | ૦—૪—૦ |
| અનાસક્તિયોગ | ૦—૪—૦ |
| ગીતાબોધ | ૦—૩—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| સર્વોદય | ૦—૩—૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦—૩—૦ |
| એક સત્યવીરની કથા | ૦—૨—૦ |
| ગોસેવા | ૦—૫—૦ |
| ગામડાંની વહારે | ૦—૨—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૧૨—૦ |
| ગાંધીજીનો સરકાર સાથેનો પત્રવહેવાર | ૨—૮—૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦—૧૨—૦ |
| અહિંસા | |
| ખરી કેળવણી | |
| કેળવણીનો કોયડો | |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | |
| યેરવડાના અનુભવ | |

# અન્ય ઉપયોગી પ્રકાશનો

| | |
|---|---|
| અમારાં બા | ૧—૮—૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૪—૦—૦ |
| ત્રણ વાર્તાઓ | ૧—૦—૦ |
| એક ધર્મયુદ્ધ | ૦—૬—૦ |
| જીવનનો આનંદ | ૩—૦—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| ગીતામંથન | ૨—૦—૦ |
| ગાંધીવિચારદોહન | ૦—૧૪—૦ |
| કન્યાને પત્રો | ૦—૮—૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૦—૧૨—૦ |
| ભારતસેવક ગોખલે | ૧—૮—૦ |
| ખિસ્સાકોશ | ૦—૧૪—૦ |
| અહિંસાની તાલીમ | ૦—૬—૦ |
| ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન | ૧—૪—૦ |
| આહાર અને પોષણ | ૦—૮—૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧—૮—૦ |
| શ્રીયોગવાસિષ્ઠ | ૪—૦—૦ |
| સંકલિતા ગીતા | ૧—૪—૦ |
| જગતના ઇતિહાસનું રેખાદર્શન ભા. ૧ | ૫—૦—૦ |
| ચૂપ નહીં રહેવાય | ૨—૦—૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૧—૦—૦ |
| કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ | ૦—૧૪—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| ગીતાગીતમંજરી | ૧—૦—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

